## પદ ૧૩૧ મું-રાગ સામેરી.

આકૃણીએ જોને દ્વાર ઉઘડિયાં, હાર ગોપાળ રાયે દીધો રે;
રાજા હતો તે થર થર કાંપ્યો, કહે મહા અપરાધ મેં કીધો રે. આકૃણીએ૦
દાતણ કરવાની વેળાએ, વાચા પ્રભુએ પાળી રે;
સંકટ સંધારજ કીધો, વિપત સઘળી ટાળી રે. આકૃણીએ૦
મુનિજનનો તેડયો ના આવે, બ્રહ્માને વશ ના થાયે રે;
તે પ્રભુએ પ્રત્યક્ષ આવી, નરસૈં ભક્તની કીધી સાહે રે. આકૃણીએ૦
શ્રીપાત સંન્યાસી વિસ્મે પામ્યા, જોઇ રહ્યા ગોપાળ રે;
જેણે જેવા તેણે તેવા, દીઠા દીન દયાળ રે. આકૃણીએ૦
રઘુનાથાશ્રમે રઘુનાથ દીઠા, નરસિંહાશ્રમે નૃસિંહ રૂપ રે;
અદ્વિતાશ્રમે અદ્વૈતરૂપ દીઠા, ગોવિંદાશ્રમે ગોવિંદ સ્વરૂપરે. આકૃણીએ૦
સચ્ચરાનંદે સચરાનંદ દીઠા, માધવાશ્રમે માધવ જેહ રે;
અદ્ભૂતાશ્રમે અદ્ભૂતરૂપ દીઠા, અચ્યુતાશ્રમે અચ્યુત દેહરે. આકૃણીએ૦
કેશવાશ્રમે કેશવરૂપ દીઠા, પ્રસાદપુરીએ પ્રેરક પ્રભુરે;
બ્રહ્માનંદાશ્રમે બ્રહ્મરૂપ દીઠા, શ્રીધરાશ્રમે સિદ્ધ વિભૂરે. આકૃણીએ૦
વિશ્વેશ્વરાશ્રમે વિશ્વરૂપ દીઠા, વસુદેવે વાસુદેવ સાંયરે;
વિશ્વંભરાશ્રમે વિશ્વંભર દીઠા, મુંકુંદે મુંકુંદ જયાયરે. આકૃણીએ૦
રામાનંદાશ્રમે રામાનંદ દીઠા, ભીમડે દીઠા રામરે;
રાજમાતાએ ચતુર્ભુજ દીઠા, રાણીએ સુંદર શ્યામ રે. આકૃણીએ૦
પ્રલંબે પ્રલ્લે રૂપ દીઠા, મંડળિકે દીઠો કાળ રે;
શ્રીધર પંડિતે પંડિત રૂપ દીઠા, સભાએ સુંદર ગોપાળ રે. આકૃણીએ૦
ચારે સખીઓએ ચતુર્ભુજ દીઠા, કુંવરબાઇએ દીઠો તાત રે;
નરસૈંયે રંગીલો છબીલો દીઠો, શ્રી ગોકુળનો નાથ રે. આકૃણીએ૦
જેને જેવો ભાવજ હુતો, તેણે તેવો દીઠો દયાળ રે;
મહેતાજીને કંઠે આરોપી, મોહને મોગરાની માળ રે. આકૃણીએ૦

## પદ ૧૩૨ મું-રાગ ધવળ ધનાશ્રી.

શ્રીપાત સંન્યાસી મંડળિકને કેહ છે, લાગો મેહેતાને પાય જી;
અંધ પ્રધાને કંઇ નવ જાણ્યું, આકંદ કરે છે રાય જી.
ભૂર ભીમડે ભલું નવ કીધું, રાય કરે વિલાપ જી;
રાણી મેહેતાને ચરણે લાગી, અમોને ઉગારો આપ જી.

ત્યારે રામાનંદ કેહ મંડળિકને, હીણુ મતિ તું રાય જી;
ધિક ધિક જીવતર તારૂં રાજા, ધિક ધિક તુંજ પિતાય જી.
અસુર તણે હાથે મરણુ પામજે, જાર જાતના તંન જી;
રામનંદે રાજા શાપ્યો, કહી બહુ ક્રોધ વચન જી.
રાજ્ય તારૂં જશે અપરાધી, તેં દુભ્યો હરિનો દાસ જી;
રિદ્ધ સિદ્ધ સંપત તારી જાશે, નહિ રેહ કોઇ તૃણુ વાસ જી.
મેહેતાજી કહે એમ ન કીજે, ક્રોધ રામાનંદ મુન્ય જી;
રાય દામોદરે હારજ આપ્યો, તે રાય મંડળિકનું પુન્ય જી.
આપણુ કોઇને દોષ ન દીજે, મને લાગે કલંક જી;
દામોદર રાયે લજ્જા રાખી, હું ઉગાર્યો રંક જી.
ત્યારે રાજા મન પસ્તાણો, આવીને દડવત કીધો જી;
મે કુમતિએ કહ્યું નવ માન્યું, એકે અરથ ન સિઝ્યો જી.
આગે સોવ્રણની બ્રહ્મપુરી આપી, તે એક ન આવ્યું કામ જી;
કલિયુગમાં હરિ ભક્તિ મોટી, મોટું નારાયણ નામ જી.
એ વિતકતો કોને કહીએ, મળ્યા ભીમ પ્રધાન સંન્યાસી જી;
નારાયણનો જન દુભાયો, એણે નવ જોયું વિનાસી જી.
એવો શાપ સુણીને રાજા, કરજોડી લાગે પાય જી;
હું અજ્ઞાની કંઈ નવ સમજ્યો, અતિ થયો અન્યાય જી.
વૈષ્ણવ સાથે વિપરીત કીધું, દીધું દુઃખ અપાર જી;
પૂર્વનાં પાપજ પ્રગટ્યાં, આવીઆ આડા આ વાર જી.
એવી બુદ્ધિ કેમ થઇ મારી, તે સમજાવો વાત જી;
સ્વામી તમે કોહ કેઇ પેર જાણી, મારી જે જાર જાત જી.

વલતી માતા એની પેરે બોલ્યાં, સાચુ કહું છું હુંય જી;
રાજમહેલમાં એક મ્લેચ્છ રહે તો,તેની દષ્ટે ઉપજ્યો તુંય જી.
. તે દૃષ્ટે ગર્ભમાં આવ્યો, થયો જન્મ આ તારો જી;
નરસૈંયો ભણે ભક્તિથી, મ્લેચ્છ બુદ્ધિનો એ પ્રજારો જી.

## પદ ૧૩૩ મું-રાગ કેદારો.

જય જય શબ્દ સુરીનર ઓચરે, કુસુમતણી હોય વૃષ્ટિ અપાર;
ધન્ય ધન્ય આ નરસૈંયાને, જેણે હરીના કંઠનો પહેર્યો હાર. જય૦
દુંદુભિ નાદ ગગડે નભ માંહીં, હરખ્યા હરિજન સર્વ અપાર:
દેવતણી દેવાંગના સરવે, ધન ધન વચન વદે મુખ સાર. જય૦
ધન્ય નરસૈંયા તું,ધન્ય આ સખીઓ, ધન્ય એ ભૂતળમાં અવતાર;
સુરીનર સહુકો એણીપેરે બોલે, ધન્ય નરસૈંયો ઉતર્યો ભવપાર. જય૦

## પદ ૧૨૪ મું-રાગ સિંધુરો.

આ હરિ ઓચરે નરસૈંયો ચિત્ત ધરે, સાંભળે સર્વ સભારે ધીરી થઈને;
હાર આપી હરી વિનયે વિનતિ કરી, સનમુખ શામળો જોડી ખૂબ બનીરે. આ૦
શ્રીહરી હરખે ઓચરે, વૈષ્ણવ જન મારૂં જીવન,દાખવે દામોદર દીન વાણી;
સંસાર પરહરે, પ્રેમ મુજપર ધરે, પૂરણ પરબ્રહ્મ કહે પ્રીત આણી. આ૦
દાસનો દીન છું ભક્ત આધીન છું, કોણ લેખું મેહેતા હાર કેરૂં;
કહે બ્રહ્માંડપતિ કરૂં એ વિનતિ, નરસૈંયા વચન એ નહિરે ફેરૂં. આ૦

## પદ ૧૩૫ મું-રાગ પ્રભાતિયું.

કૃષ્ણ-પ્રાણુપે મને વૈષ્ણવ વાહલા, હરનિશ તેને ગાઉંરે;
તપ તીરથ વૈકુંઠપદ મૂકી, મારા ભક્ત બોલાવે સાં જાઉંરે. પ્રા૦
અંબરીષ રાજા મને અતિ ઘણો વાહલો, દુર્વાસા માન ભંગ કીધુરે;
મેં મારૂં અભિમાન તજીને, ચક્રદર્શન વાળી લીધુરે. પ્રા૦
ગજને માટે ગરૂડે ચઢી પળિયો, હરિજનની સુધ લેવા રે,
ઉંચ ને નીચ હું તો કઇ નવ જાણું, મને ભજે તે મુજ જેવારે. પ્રા૦
લક્ષ્મીજી અર્ધાંગના મારી, પણ મારા સંતની દાસી રે,
અડસઠ તીરથ મારા સતને ચરણે, કોટિ ગંગા કોટિ કાશી રે. પ્રા૦
સંત ચાલે સાં હું આગળ ચાલું, ને સત સુએ તો હું જાગુ રે,
મારા સંતની નિંદા કરે તેની, જીહ્વા સદ્યજ કાપુ રે. પ્રા૦

મારા રે બાંધ્યા વૈષ્ણવ છોડે, વૈષ્ણવે બાંધ્યા મેં નવ છૂટે રે;
એકવાર વૈષ્ણવ મને બાંધે તો, તે બંધન મેં નવ તૂટેરે. પ્રા૦
બેશી ગાય ત્યાં હું ઉભો ઉભો સાંભળું, ઉભા ગાય ત્યાં હું નાચું રે;
હું તો વૈષ્ણવથી ક્ષણ નહીં અળગો, ભણે નરસૈંયો એ સાચું. પ્રા૦

## પદ ૧૩૬ મું–રાગ પ્રભાત.

કૃષ્ણ–ધન્યતું ધન્યતુ એમ કહે શ્રી હરિ, નરસૈયા તું મારો ભક્ત સાચો;
મેલી પુરૂષપણું સખીરૂપે થઇ રહ્યો, તાહરા પ્રેમથી હું રે રાચ્યો. ધ૦
તુજ ને મુજમાં ભેદ નહીં નાગરા, માનજે એ મારી વેદ વાણી;
હઠીરે જેને તને પ્રતિત ન ઉપજે, મે તને મોકલ્યું ટાઢું પાણી. ધ૦
મામેરૂં મોકલ્યું તે કેમ વિસર્યું, આપીયો હાર પ્રત્યક્ષ ભૂપ;
ત્રિભુવનમાં તુજ સમો કો નહીં નાગરા, તાહરૂં ને માહરૂં એક છે રૂપ. ધ૦
તારો અક્ષર જે ગાય ને સાંભળે, તે કુલ સહિત પવિત્ર થાય;
ભણે નરસૈંયો મીઠી બોલીશુ રીઝવે, કરજોડી કૃષ્ણજી સમ ખાય. ધ૦

## પદ ૧૩૭ મું–રાગ પંચમ.

મેહેતો–મેં ગાયો બ્રહ્મ તે પરમ આનદશું, કરમના જીવ તે મરમ બોલે;
ધરમ ધુરધરા તમને જાણે નહીં, રત્ન ગુંજા કરે એક તોલે. મેં૦
નિગમ ને અગમ ને સુગમ તો તેં કર્યા, ગોપી વિહારને કોણ જાણે;
લક્ષ્મીપતિ એ ઇચ્છે નહીં કામના, ભોમીના ભૂર તેને મર્મ આણે. મેં૦
જ્યાં છે પ્રેમ ત્યાં પરમ આનદ છે, અન્ય આનદ ત્યાં અન્ય હોયે;
નરસૈંયો મહામતિ ગાય છે ગુણ કથી, કામી એ સમજે તો કામ તોયે. મેં૦

## પદ ૧૩૮ મું–રાગ કેદારો.

દેવા તું રે નાચે ને હું તાલ વાઉં, એ તાલને શબ્દે વૈકુંઠ જાઉં;
અનેક અઘટીત ગતિ પિંગળા પારખું, નાથ કહી ભેદ તુજ પુડે ગાઉં. દેવા૦
દેવા તું ધર વાંસળી ક્ષુદ્ર ઘંટાવળી, કેશરી લંક કટિ જંત્ર સાઉં;
રાધિકા સગ તુજ બાંય ગ્રીવા ધરૂં, રગની રેલમાં હું તણાઉં. દેવા૦
જંત્ર વીણા રસ ઝાલરી ઝાંઝરી, ઘુઘરી પગ ધરી ઠમક થાઉં;
ભમર ચક્ષ ચાળમાં નેણ લટકા કરે, જુવતીના જુથમાં હું સમાઉં. દેવા૦
કચુકી હાર ને લટકે કૌસ્તુભમણિ, મુકુટ મણિ મેખળા વારી જાઉં;
માનીતી સાથ જ્યારે પ્રેમ ભમરી ફરૂં, ચરણની રેણુમાં હું સમાઉં. દેવા૦
અતિ રે આનંદ ભેર સબળ બળ સિંચતાં, રીઝતાં દેખીને હું સરાઉં;
ભણે નરસૈંયો પ્રેમરસ રમતાં, તુંને નિરખીને બલીહારી જાઉં. દેવા૦

### પદ ૧૩૯ મું-રાગ કાલેરા.

માહારો ઠાકોર શ્રી દામોદર, સાર કીધી સંભાળીરે;
અનેક ભક્ત આગે ઉગારિયા, કૃપા કરી મોરારીરે. મારો॰
શુક સનકાદિક મુનિવર નારદ, નિગમ ચતુર મુખ ગાયરે;
પ્રહ્લાદ સરખા તાલ વજાડે, ગણતા પુરા ન થાયરે. મારો॰
જેની સેવા સુરીનર વાંછે, સહસ્ત્ર અઠયાસી મુનિરાયરે;
રૂદ્રાદિક ગણગાંધર્વ અપસરા, નિતનિત નૃત્ય કરાયરે. મારો॰
ભક્તને વસ્ત્ર આભુષણ આપ્યા, વલી આપ્યા સર્વ શણગારરે;
મંડલીક દેખતાં નરસૈંયાને, આ હરિ આપે છે હારરે. મારો॰

### પદ ૧૪૦ મું-રાગ પંચમ.

દશ તોલા સુવર્ણ રાજા આપ દહાડી, નાહતો ગંગા નીર રે;
વૈષ્ણવસું દ્વેષ કરવાથી થયું, તેનું કાલું શરીર રે. મારો॰
સઘલું સોરઠ નિરખી રહ્યું છે, પહોંચ્યા મનના કોડ રે;
શ્રીપાતનો થયો ભવાડો, મહેતાજી જીત્યા હોડ રે. મારો॰
કલિયુગમાં રે કઠણ માનવી, પામરને ન પતીજ રે;
ભણે નરસૈંયો ન ભજે નારાયણ, મને ચરણ રાખો કરો રીજ રે. મારો॰

### પદ ૧૪૧ મું-રાગ વિભાસ.

શ્રી દામોદરજીએ કીધી મયા, મુગટ સહિત મુને આપ્યો હાર;
બાજુબંધ ને બેરખા આપ્યા, ત્રિભોવન વર્ત્યો જેજેકાર. શ્રી॰
રાજા તું તો ઘેલો થયો હતો, ખડ્ગ લેઇને આવ્યો સંગ;
વાલાજીસું રંગભર રમતાં, તે ગોવાળીએ રાખ્યો રંગ. શ્રી॰
ભક્તપાલકને સાચા જાણો, હૃદયે રાખો દ્રઢ વિશ્વાસ;
નરસૈંયાનો સ્વામી ભલે મલીઓ, સકળ મનોરથ પુરી આશ. શ્રી॰

### પદ ૧૪૨ મું-પ્રભાતિયું.

મારો ઠાકોર શ્રીદામોદર, મારી સાર કીધી સંભાળી રે;
અંતર નવ રાખ્યો મન સાથે, હાર આપ્યો ઉતારી રે. મારો॰
રમઝમ કરતા હરિ પધાર્યા, આપ્યો દાસને હાર રે;
સખીઓ સઉકો હરિને વધાવે, બોલે જેજેકાર રે. મારો॰
શ્રી મુખ બોલે દામોદરજી, ધન ધન વૈષ્ણવ જાત રે;
અંતઃકરણનો સાક્ષી મારો, વેચાઉં તારે હાથ રે. મારો॰

શિવ સનકાદિક નારદ શારદ, દેવતા તેત્રીસ ક્રોડ રે,
અતરીક્ષ હરીને જે જે બોલે, નરસૈંયો જીત્યો હોડ રે. મારો૦

### પદ ૧૪૩ સુ-રાગ આશાવરી.

સભા શીખ આ નરસૈંયાને આપે, વૈષ્ણવ મદિર પધારો રે,
ધન ધન મેહેતા ધન ધન સખીઓ, ધન ધન સ્નેહ તમારો રે. સભા૦
રાયે આજ્ઞા આપી મેહેતાને, મદિર પધારો સ્વામી રે,
તમો ભક્ત હરિના સાચા, અમો કુબુદ્ધિયા કામી રે સભા૦
તત્ક્ષણ પ્રણામ કરીને ઉઠીયા, કરમા લેઇને તાળ રે,
સખીઓ સહુ પુઠે પલાયે, જય જય શ્રી ગોપાળ રે. સભા૦
ગાઓ ગુણ ગોપાળજી કેરા, એ સકટનો સ્વામિ રે
નરસૈંયાનો પ્રભુ નકરો ન કરો, બાનાની પત રાખે એ નામી રે. સભા૦

### પદ ૧૪૪ સુ-રાગ આશાવરી.

સરસ ગાન સુદરીઓ કરે, વાયે ચગ મૃદગ ને તાળ રે,
નર નારી સહુ મોહ્યુ નગરનું, જય જય દીન દયાળ રે.
સખીઓની મ્રેટે બાય ધરીને, મેહેતો કરે છે ગાન રે,
સોરઠ સહુકો જોઇ રહ્યુ રે, અકળ ચરિત્ર ભગવાન રે.
મેહેતાજી આવ્યા મદિર મધ્યે, હર્ખ્યો સત પરિવાર રે,
હારજ લેઇ હરિ હોડજ ઝીલા, ધન વૈષ્ણવ અવતાર રે
ધન્ય એ સોરઠ, ધન્ય એ માલા, ધન્ય આશાવરી, રાગ રે,
ધન્ય નરસૈંયો ભલે અવતરીયો, શ્રીકૃષ્ણ ભજ્યાનો લાગ રે.

### પદ ૧૪૫ સુ.

આ દામોદર મદિરમા આવ્યા, જઇ મેહેતાજી વધાવે રે,
નાગરી ન્યાતમા ઇડુ ચઢાવ્યુ, કઠે હાર લટકતા લાવે રે
કુવરીએ ચરણે શીશ નામ્યુ, બોલ્યા ગલિત દીન વાણી રે,
આજ સકટથી ઉગાર્યાં અમને, પ્રભુ પ્રીત્ય તમારી જાણી રે
નિરધન ને વળી નાત નાગરી, હરિ ન આપીશ અવતાર રે,
ભણે નરસૈંયો એ શુભ સાચુ, હું માગુ વારવાર રે
હરિ ભક્તિ વિના જે જન જીવે, તેનો જાયે અફળ અવતાર રે,
તુલસીની માળા તિલક વણુ પાખે, બીજા જૂઠા સણગાર રે.

**પદ ૧૪૬ મું–રાગ આશાવરી.**

દશ માસ માતા મહા દુઃખ પામી, અકારજ ખર ભાર રે;
દેહ ધરીને હરિનો દાસ ન કહાવ્યો, તેની જનુનીને ધિક્કાર રે.
હરિ ભક્ત જેને નહીં વાહલા, તેને કૃપા નહીં નિરધાર રે;
નરસૈંયાના સ્વામી વિના બીજા, અનેક ધર્મ વ્યભિચાર રે.

**પદ ૧૪૭ મું–રાગ ધનાશ્રી.**

તેણે નર ઝીત્યું રે ઝીત્યું. ટેક.
તેણે વેદ પુરાણ વદી તું રે, તેને મુક્ત વાહણ ઘેર છીત્યું રે છીત્યું;
રાખ્યા નાથ હૃદેમાં જેણે, તેને અવતરવું ફરી વીત્યું રે વીત્યું. તેણે•
લાલચ છાંડી નીરજ ભક્તિ માંડી, જેણે ગોવિંદના ગુણ ગાયા રે;
ભણે નરસૈંયો સત્ય કરી માનો, સફળ હવી તેની કાયારે. તેણે•

**પદ ૧૪૮ મું–રાગ આશાવરી.**

વૈષ્ણવ જન તો તેને કહીએ, જે પીડ પરાઇ જાણે રે;
પર દુઃખે ઉપકાર કરે તે, મન અભિમાન ન આણે રે. વૈષ્ણવ•
સકળ લોકમાં સહુને વંદે, નિંદા તે ન કરે કેની રે;
વાચ કાછ મન નિશ્ચય રાખે તો, ધન્ય ધન્ય જનની તેનીરે. વૈષ્ણવ•
સમ દૃષ્ટિ અને તૃષ્ણા ત્યાગી, પર સ્ત્રી જેને માતરે;
જીહ્વા થકી અસત્ય ન બોલે, પરધન નવ ઝાલે હાથરે. વૈષ્ણવ•
મોહ માયા વ્યાપે નહિ તેને, દૃઢ વૈરાગ્ય જેના મનમાંરે;
રામ નામ શું તાળીરે લાગી, સકળ તિરથ તેના તનમાંરે. વૈષ્ણવ•
વણ લોભી ને કપટ રહિત છે, કામક્રોધને નિવાર્યા રે;
ભણે નરસૈંયો તેનું દરશન કરતાં, કુળ ઇકોતેર તાર્યારે. વૈષ્ણવ•

**પદ ૧૪૯ મું–રાગ આશાવરી.**

સંવત પંદર બારોતરો, ચૈત્રી સપ્તમિ ને સોમવાર રે;
અતિ આનંદે માળા ગાઇ, નરસૈંયો ઉતર્યો પાર રે. સંવત•
વૈધૃત વ્યતિપાત એકાદશી, વૈષ્ણવ મુખ સુણાય રે;
અગમ અગોચર તેનાં પાતિક, હેલામાં સૌ જાય રે. સંવત•
જે જન સાંભળે ભાવ ધરીને, તે જન નારકી ન થાય રે;
ભણે નરસૈંયો તે હરિપદ પામે, ગરુડે ચહડી વૈકુંઠ જાય રે. સંવત•

---

**હારમાળા સંપૂર્ણ.**

---

# રાસ સહસ્રપદી.

## પદ ૧ લું–રાગ મલહાર.

કામની સર્વે ટોળે મળી, માંડયો વંદ્રાવન રાસ;
બાવના ચંદન છાંટણાં, રમે માધવ પાસ. ૧
રાસક્રીડા રમે માનની, ગુણ ગાએ ગોવિંદ;
કોકીલા કંઠે સ્વર કરે, સ્થિર થઇ રહ્યો ચંદ. ૨
કાછ વાળ્યા સર્વ કામની, સોહે સકળ શણગાર;
હાર હૈયાના લેહેકતાં, ઝાંઝરના ઝમકાર. ૩
પલવટવાળી પટોલડી, ગોરી શામળી નારી;
કુંડળાકાર કરી રહી, મધ્યે આણ્યા મોરારી. ૪
ત્રિભુવન ચર્ણે ચાલતાં, થાય દ્રમદ્રમકાર;
પગતણા પ્રહાર વાજી રહ્યા, કોય ન લહે પાર. ૫
શબ્દ કોય કેના શુણે નહીં બોલે જુજવી વાણી;
રોહીણી પતિ રહે સ્થિર, ખટમાસી રાત્રી વેહાણી. ૬
બ્રહ્મ શારદા આદે થઇ, દેવો જોવે છે રંગ;
નાદ નિરઘોષ વાજી રહ્યા, તાલી તાલ મ્રદંગ. ૭
મુની જન મન વિમાસી રહ્યા,ધન ધન કૃષ્ણાવતાર;
નરસૈંયાચા સ્વામિ જુગમે, પ્રગટીયા તે નિરધાર. ૮

## પદ ૨ જું.

વંદ્રાવનમાં માનની મધ્યે, મોહન રાજે;
કંઠે પરસ્પર બાહુડલી, ધૂન નેપુર વાજે. ૧
એક એક આગે આલાપતી, એક નાચતી રંગે;
એક મધુરે સ્વર ગાઇને, તાલ આપે રંગે. ૨
એક આલિંગન લઇ ઉર ધરે, બીડે ભામની ભાવે;
શ્રમજળ વદને ઝળકતાં, શામા શામ સોહાવે. ૩
મરકલડાં કરીને કૃષ્ણને, ભલા ભાવ જણાવે;
થૈ થૈ થૈ કરે પ્રેમે, ઉરના હાર હુલાવે. ૪

કામી કૃષ્ણ ત્યાં સંચરે, નાદ નિગમનો થાય;
મડળ માંહે મલપતાં, વહાલો વાંસલી વાય. ૫
હાર કુસુમના પહેર્યા, * * *
સુવા ચદન ચરચીયાં, વાધ્યો પ્રેમ રસાળ. ૬
તાળી દેતાં તારૂણી, ઝાંઝરનો ઝમકાર;
કટિ કિંકણી રણઝણે, ઘુઘરીના ઘમકાર. ૭
ધનરે ધન એ સુંદરી, ધન શામળવાન;
નરસૈંયો ત્યાં દીવી ધરી રહ્યો, કરે હરીનું ગાન. ૮

પદ ૩ જું.

લીલા માહે લલવતો, કૃષ્ણ કામનીને સગે;
વંદ્રાવન માંહે મલપંતો, વાધ્યો મહારસ રગે. ૧
મનમથે માન મુકાવીયું, કરી રમણ રસાળ;
નાચતાં નેહ ઝડ લાગી રહી, ગાય ગોપી ગોપાળ. ૨
પ્રેમદા પિયુને અંગ મળી, કરે પ્રેમ રસ પાન;
વહાલાને વહાલે રીઝવ્યો, મુકી મન થકી માન. ૩
કરસું કર ગ્રહી કામની, કરે કૃષ્ણ શું વાત;
આનંદ અંગે ઉલટયો, રમે નવી નવી ભાત. ૪
જે જે શબ્દ સુરી નર કરે, વરસે કુસુમ અપાર;
નરસૈંયો સુખી લેહેરમાં, જ્યાં કરે કૃષ્ણ વિહાર. ૫

પદ ૪ થુ.

વંદ્રાવનમાં વિઠુલો, વાહે વેણુ રસાળ;
તેમ તેમ તારૂણી સ્વર કરે, તાળી મેળવે તાળ. ૧
રાસમંડળ મધ્યે મહાવજી, ઝળકે મુગટ અપાર;
એક એકને કંઠે બાહુડી, નાચે નેહ ભરી નાર. ૨
ઉર પર ચોળી ચમકતી, સોહે જુજવી ભાત;
ચીર ને ચરણા સુંદરી, રમે આઝમ રાત. ૩
ચતુરાં ચપકવેલના, ગુંથે પ્રેમસું હાર;
મરકલો કરીને માનની, આરોપે નદકુમાર. ૪
અગો અગ ભળી રહી વારે, * * *
તન મન પ્રાણ રૂપ કીધાં વહાલે, પુજવાં શામ સુજાણ. ૫

ફરે રે ભમરી પ્રબળ પ્રેમદા, ધમકે ઘુઘરી પાય;
ઉરપર હાર શોહે ઘણા, ઉલટ અંગ ન માય. ૬
જેહના મનમાં જે વદે, પુરે તેની આશ;
માનની મોહન રંગે રમે, ધન ધન આસુ માસ. ૭
ધન ધન આ અવતાર ભલું, ધન ધન ગોકુળ નાર;
નરસૈંયાચા સ્વામિ ધન તમો, ધન ધન એ વિહાર. ૮

### પદ ૫ મું.

શરદ સોહામણો ચાંદલોરે, ને સોહામણી નાર રે;
કેલિ કરંતી કૃષ્ણસું, કરે થૈથૈકાર રે. ૧
એક આગળ આવી કરી, કરે સન્મુખ શાન રે;
રસ માહે રીઝવે નાયને, મેળે તારૂણી તાન રે. ૨
અંબર અંગે ઝળકતાં, ભામની નેણે નેહ જણાવે રે;
ભમરી દેતાં ભામની, શિશ મુગટ શોહાવે રે. ૩
મરકતાં મનસું કરે, દેતાં અન્યોન્ય તાળી રે;
પ્રેમદાને પ્રેમ અતી ઉલટયો, કૃષ્ણ વદન નિહાળી રે. ૪
તાલમ્રદંગ ધૂન અતી ઘણી, ઉલટયો અંબર ગાજે રે;
ગાન કરીને ગજરતી, ઝીણાં ઝાંઝર વાજે રે. ૫
ધન રે રમત રસ ચઢી, વાધ્યો અતી આનંદ રે;
માહોમાહે મલપતાં વચમાં ગોપી ગોવિંદ રે. ૬
ધન ધન લીલા કૃષ્ણની, જોતાં હૈયે હર્ષ ન માય રે;
* * * * ૭
બ્રહ્મા ઇંદ્ર આનંદે દઈ, કહે ધન્ય નારી ને નાથ રે;
નરસૈંવાને કરૂણા કરી ગ્રહ્યો કૃષ્ણજીયે હાથ રે. ૮

### પદ ૬ ઠું.

પ્રેમ પ્રબળ શું પ્રેમદા, કરે, કૃષ્ણ શું કેલ રે;
વંદ્રાવન રળીયામણું, વાધી રંગની રેલ રે. ૧
રણઝણ રણઝણ રણઝણે, દ્રમકે પગતણા પ્રહાર રે;
નાચંતાં નાચંતાં નારીને, વાધ્યો હર્ષ અપાર રે. ૨
સોળ કળા શશીયર થયો, જાણે ઉદયો ભાણ રે;
મંડળ માંહે માનની ગાએ, મધુરી મધુરી વાણ રે. ૩

હળવે આવી કૃષ્ણને, અબળા ઉરપર હાંબે રે;
કંઠે વળગી કામની, અતર કાંઇ ન રાખે રે. ૪
પૂરણ પ્રીત પામ્યાં સૌ, સુદરી ને શામ રે;
મન ગમતો રહી મહાલતો, કીધો પૂરણ કામ રે. ૫
ભામણાં લઇને નાથનાં, જોબનમાતી નાર રે;
નેણે નેણ મેળાવીને, અરપે કુસુમના હાર રે. ૬
વેંધાણી વશ વાજતાં, શુદ્ધ ન રહી અંગ રે;
મહારસ માહે ઝીલતાં, ગોપી ને ગોવિંદ રે. ૭

નરસૈં નેણે નિહાળી, કરતો ગોવિંદ ગાન રે. ૮

## પદ ૭ મું-રાગ ગોડી.

છાની કેમ રહું, વન વેણું વાજે;
સાંભળતાં અંગે અનંગ જાગે. ૧
કાનનાં કુંડળ પાઉલે ઘાલી;
વ્રેહની વેધી, ગોપી વન ચાલી. ૨
વ્રેહ નીછરાએ, વિઠ્ઠલો પામી;
ભક્તાવત્સળ મળ્યો નરસૈંયો સ્વામી. ૩

## પદ ૮ મું-રાગ સામેરી.

ઝાંઝરી ઝમકતે, શામા શણુગટડો વાળે રે;
મરકલડેશુ માન ધરીને, નારી નાથ નિહાળે રે. ૧
સેજડીએ રંગ રમતાં રામા, વહાલાને વશ કીધો રે;
સુરતસંગ્રામે સન્મુખ થઇને, આનદે ઉર લીધો રે. ૨
વિવિધ વિલાસ કરતી કામા, કંઠે બાહુડલી વાળી રે;
નરસૈંયાચા સ્વામિચે સગમ, મેહેલો અંતર ટાળી રે. ૩

## પદ ૯ મું.

ઝાંઝરીયાં ઝમકતે, લટકતે બાહુડી લોડે રે;
સાન કરીને સન્મુખ શામા, શણુગટડો સંકોડે રે. ૧
વાત કરીને વહાલા સાથે, લટકે હેતી તાળી રે;
હળવેશું લઇ ઉરપર આણે, કંઠે બાહુડલી વાળી રે. ૨
મનગમતુ મહાલે મોહનશુ, માનનિ માનને વારી રે;
નરસૈંયાચો સ્વામિ રીઝવીયો,સુદર સેજ સમારી રે. ૩

## પદ ૧૦ મું.

ઝાંઝર ઝમકે ને ખળકે ચુડી, વહાલાશું રમતાંરે;
પીન પયોધરઉપર રાખી, અધર અમૃતરસ પીતાંરે. ૧
નલવટ ટીલી ને ઝાલ ઝબુકે, નેણે કાજળ સાર્યુંરે;
મારો વહાલો સામું જુવે, તન મન ઉપર વારૂંરે. ૨
માઝમ રેણી મહારસ માહે, વહાલો વાદે ચઢીયારે;
નરસૈંયાચો સ્વામિ મનમોહન, મહારી સેજે સોહીતારે. ૩

## પદ ૧૧ મું.

ઝાંઝર ઝમકે તાળી દેતાં, શામળીયાને સંગેરે;
મરકલડો કરી વદન નિહાળે, ઉલટ વાધ્યો અંગેરે. ૧
સકળ સણગાર થયો મનગમતો, વહાલો પ્રેમે જોવેરે;
મલપંતો હિંડે મંદિરમાં, તેમ તેમ મનડું મોહેરે. ૨
મેં વહાલાને સરવસ સોપ્યું, અવર ન જાણું કાંઇરે;
નરસૈંયાચો સ્વામી સન્મુખ, વહાલે લીધું સાંઇરે. ૩

## પદ ૧૨ મું.

ઝાંઝરીયાં ઝમકતે પિયુને, તારૂણી તાળી દેતી રે;
મરકલડો કરી મોહ મચકોડે, માનની માન ધરેતી રે. ૧
સેજ સમારી શામળીયાશું, ભાવે ભામની ભાવે રે;
વહાલા કેરૂં વદન નિહાળી, નારી નેણ નચાવે રે. ૨
મહા રસ ઝીલે પ્રેમદા પ્રેમે, શણગટડો સંકોડે રે;
ભણે નરસૈંયો સાંઇડુ લેવા, હળવે આળસ મોડે રે. ૩

## પદ ૧૩ મું.

ઝાંઝરીયાંને ઝમકે રે, ઠમકે નેપૂરીયાં વાજે રે;
શામળિયાને સંગમ રમતાં, માનની મચ્છર છાજે રે. ૧
લટકે બાહુ લોડાવે, રામા હંસ તણી ગત ચાલે રે;
મોહી રહી સુંદર વર જોતાં, મદભરી માનની મહાલે રે. ૨
રાખડલી ઝળકતી દીસે, ગોફણલે ઘુઘરડી ઘમકે રે;
ભણે નરસૈંયો નલવટ ટીલી, કાને ઝાલ ઝબુકે રે. ૩

### પદ ૧૪ સું.

ઝાંઝરીયાં ઝમકાવી કામા, કહે બાહુડલી વાળી રે;
અધર અમૃતરસ પાન કરંતાં, ઉરનો અંતર ટાળી રે. ૧
માનની માતી પિયુ રંગ રાતી, આનંદે અંગ ઓપે રે;
મગન થઇ મોહનની સાથે, શામા સરવસ સોંપે રે. ૨
ઉલટયોઅંગ અનંગઅતિ ભારી,સારીપેરે સુખ લીધું રે;
નરસૈંયાચો સ્વામિ ભોગવતાં, કાજ કામની સિધ્યુંરે. ૩

### પદ ૧૫ સું.

ઝાંઝરીયાં ઝમકાવતી, ગોરી ગજગતિ ચાલે રે;
મરકલડો કરી વહાલા સન્મુખ, ઘણુગટડો વાળેરે. ૧
જડીત્ર વિશાળ જાળીઆળી, કાને ઝાલ ઝળકતી રે;
ભામની ભાવ ધરીને પિયુંશું, ચંચળ નેણે જોતી રે. ૨
લીલાંબર સોહે અંગ અબળા,માહે ચંપાવરણી ચોળી રે;
નરસૈંયાચો સ્વામિ ઉરપર લીધો,કહે બાહુડલી વાળી રે. ૩

### પદ ૧૬ સું.

ઝાંઝરીયાંને ઝમકેરે, શાંમા સેજડીએં આવેરે;
નેપુરીયાંને રણકે ઠમકે, લટકે બાહુ લોડાવેરે. ૧
શિરપર સોહે રાખડલી, જાણે પુત્ર પનોતીરે;
નેણે નેણુ સમાર્યાં, નાકે અનોપમ મોતીરે. ૨
હળવે આવી ઉરપર લીધો, કામાકંઠ વિલાગીરે;
નરસૈંયાચા સ્વામિચા સંગર મતાં,નેણે નેટ ઝડ લાગીરે. ૩

### પદ ૧૭ સું.

ઝાંઝરને ઝમકે ઝકે, તારૂણી તાળી દેતીરે;
આનંદ વાધ્યો અબળા અંગે,શામળીયો ઉર ધરતીરે. ૧
પ્રેમ ધરી પાતળીયા સાથે, રેણી રસમાં રમતીરે;
વહાલા કેરૂં વદન નિહાળી, મરકલડે મન હરતીરે. ૨
ચચળ નેણે ચિત્તડું ચોરી, સેજે રમતાં છતીરે;
નરસૈંયાચા સ્વામિચે સંગમ, રજની રંગ ભર વીતીરે. ૩

### પદ ૧૮ મું.

ઝાંઝરીયાં ઝમકાર કરે, રે વીછુડા વાદે રે;
બાહુડી કેરાં કંકણુ ખલકે, બોલંતી ભર નાદે રે. ૧
રાખડલી રત્નમે ઓપે, વેણી વિશાળી ઢળકે રે;
આછુ અંબર શિરપર ઓઢી, શેષનાગ જેમ સળકે રે. ૨
હંસાગમની હસગતિ ચાલે, ચર્ણ તળે ચીર ચાંપે રે;
ઉરમંડળપર અબળા સોહે, મુનીજનનાં મન કાંપે રે. ૩
સકળ શણગાર સોહે શામાને, શામતણે રગ રાતી રે;
નરસૈંયાચા સ્વામિને મળવા, નિશા એકલડી જાતી રે. ૪

### પદ ૧૯ મું.

ઝાંઝરને નાદે રે, નારી નર નરની ચાલે રે;
આળસ મોડે, અગ સકોડે, ને અંબોડો વાળે રે. ૧
પ્રેમ ઘણો પુરૂષોત્તમશું, મળવા શામળની સેજે રે;
સકળ શણગાર કરીને, આવી માંઇડાં લેતી રે. ૨
રમતાં રમતાં અતિ રસ વાધ્યો, કરતાં અધરરસ પાન રે;
નરસૈંયાચો સ્વામિ ઉરપર લીધો, તજીને મન અભિમાન રે. ૩

### પદ ૨૦ મું.

ઝાંઝરીયાં ઝમકાવતી, આવે સેજડીએ રમવા રે;
શામળીયાશું સ્નેહ ઘણો તે, અધર અમૃત રસ પીવા રે. ૧
જોબન માતી મધુરૂં ગાતી, નેપુરીયાં ટમકાવે રે;
સુખ અભીમાન ધરે મૃગાનેણી, વહાલાને મન ભાવે રે. ૨
પીન પયોધર કશણ કશીને, હળવે આલિંગન લેતી રે;
નરસૈંયાચા સ્વામિ સંગમ રમતાં, મરકલડે મન હરતી રે. ૩

### પદ ૨૧ મું.

ઝાંઝરીયાં ઝમકે રે, ગોરી ગજ ગતી ચાલે રે;
માન ઘણું મનમાંહે ધરીને, જઇ સહીયર માહે મહાલે રે. ૧
જડીત્ર વિશાળ જાળીઆળી, ઝાલ ઝબુકે કાન રે;
શામળીયાશું સંગમ કરવા, સુખ ધરતી અભીમાન રે. ૨
પિતાંબર પટોળી પહેરી, માહે ચંપાવરણી ચોળી રે;
નરસૈંયાચા સ્વામિને મળવા, ચાલી ભામર ભોળી રે. ૩

### પદ ૨૨ મું.

ઝાંઝરીયાને ઝમકે, અબળા આલિંગન લેતી રે;
ઉરપર રાખી રહે વહાલો, નેણે નેણ મેલંતી રે. ૧
હાસ્ય કરે હળવેશું બોલે, પિયુને પ્રેમ જણાવે રે;
સેજડીયે શામળીયા સાથે, રમતાં રૂડી ભાવે રે. ૨
શાન કરીને શણગટ વાળે, મરકલડે મન મોહે રે;
વહાલા કંઠે બાહુ ધરીને, દરપણ માંહે જોયે રે. ૩
વહાલાશું વિલસંતી શામા, રેણી રસમાં માતી રે;
નરસૈંયાચા સ્વામિચે સંગમ, અધર અમૃત રસ પાતીરે. ૪

### પદ ૨૩ મું.

ઝાંઝરીયાંનો ઝમકારે, શોહે શામળીયાને સંગે રે;
માઝમ રેણી અમૃત વેણી, ઉલટ વાધ્યો અંગે રે. ૧
કસકસતી કાંચલડી ઉપર, લટકે મુક્તા હાર રે;
નિલાંબર ઓપે અબળાને, શોભતો શણગાર રે. ૨
પ્રેમ ધરી ભુજ ભરી ભામનિ, વહાલે સેજડીયે સુખ આપ્યુંરે;
નરસૈંયાચા સ્વામિ સંગમ રમતાં, શામાએ સરવસ સાંપ્યુંરે. ૩

### પદ ૨૪ મું.

એહવી નારીને ભોગવી જોને, ઝાંઝરનો ઝમકાર રે;
કસ્તુરી કાજળશું ભેળી, માહે અંજનનો અધિકાર રે. ૧
વીછીડા વાજે ને આવે, નેપુરની ઝણ વાજે રે;
કેશપાશ કુસુમે અતિ ગુંથી, પુષ્પ ઝરંતી ચાલે રે. ૨
નેણે નેહ જણાવે સકળ, શિરોમણી ભાવે રે;
નરસૈંયાચા સ્વામિચે સંગમ, રમે મીટ નમાવે રે. ૩

### પદ ૨૫ મું.

ઝાઝુડે ત્રિભુવન મોહ્યા; મુનિવર મોટા રે;
રૂપસ્વરૂપ કહ્યું નવ જાયે, જાણે ઇશ્વિરી માયા રે. ૧
નિલવટ કુંકુમ પીયળ પીળી, માહે મૃગમદની ટીલી રે;
આંખડલી અણીયલ, પાંખડલી લીલા લાડ ઘેલી રે. ૨
ચંચળ નેણ ચોદશ ચાલે, માંહે મદન ચાલ્યો રે;
નરસૈંયાચા સ્વામિ કહું તમને, સુંન્દરી વદન નીહાળો રે. ૩

### પદ ૨૬ સું.

મુખ જોતા અભીમાન ધરીને, શણગટડો વાળે રે,
અડપડીયાળી આખડલીરે, કુચ ઉપર પાલવ ચાલે રે. ૧
મુખ તમોળે ભર્યા, અતિ ગોહે, કટીકોમળતા ભાવે રે,
પિતાંબર પહેરીને ચાલે, ઇદ્રાસન ડોલાવે રે. ૨
મુનિજનકેરા માન છડાવે, મેંજે સુગ્ગી ભાવે રે,
નરસૈંયાચા સ્વામિને મળવા, હમતી મગમ આવે રે. ૩

### પદ ૨૭ મુ.

ચમકતી ચાલેરે ચતુરા, ઝાઝરનો ઝમકારરે,
કામની કામ ભરી, ભુજ ભીડે મગમ નદકુમાર રે. ૧
મછરાળી મહાલે મોહનશુ, ભજતા ભાવ જણાવે રે,
મરમ્બડેશુ મોહ મચમોડી, નારી નેણ નચાવે રે. ૨
સેજડીએ શામળીયો પામી, વામી વેદના ભારી રે,
નરસૈંયાચો સ્વામિ રેણી મધળી, રાખ્યો ઉરપર ધારી રે. ૩

### પદ ૨૮ મુ.

ચપાવરણી ગોળી ચતુરા, નવરગી ફાળી રે,
મરકલડો કરી મોહન સાથે, તારણી દેતી તાળી રે. ૧
સાન કરી શામળીયા સન્મુખ, અબળા ઉરપર લેતી રે,
અધર અમૃત રમ પીય કરીને, ભામની ભુજ ભરી ભેગી રે. ૨
સુદર સ્નેહ સગમ આવ્યો, ભાવે રગ ભરી રમતા રે,
નરમૈયાચો સ્વામિ ભને મળીયો, સુખ પામી માઇકુ લેતા રે ૩

### પદ ૨૯ મું.

શામળીયા કર કઠ ધરીને, વનિતા વિલસે રે,
વદ્રાવનમા જુવતી, જીવનજોડુ સુદર દીસે રે. ૧
ક્ષણએક વહાલો વેણુ વજાડે, ક્ષણએક મધુરૂ ગાય રે,
શામા સાથે સ્નેહ ધરીને, ભીડે હૃદયા માહે રે. ૨
ભોગ કરે ભોગી ભૂતળમા, નહીં કોઇ એને તોલે રે,
ભણે નારસૈંયો ધન ધન લીલા, નિગમ નિરતર બોલે રે. ૩

### પદ ૩૦ મુ.

મરકલડે મોહીરે સખી, હું મારગડે જાતા રે,
શામળીયે મહારો પાલવ, ઝાલ્યો ભાવે ભીડતા રે. ૧

દીસંતો નાનડીયો સુંદર, ક્ષણું જોબનમાં થાય રે;
માનનીયાંને મોહ પમાડે, મધુરૂં મધુરૂં ગાય રે. ૨
મનમાં જાણું એ વહાલાશું, નિશદિન રંગભરી રમીયે રે;
નરસૈંયાચો સ્વામિ ઉરપર રાખું, ક્ષણું અળગો નવ ટળીયેરે. ૩

### પદ ૩૧ મું.

તેણુ સોહાગી શામળીયો, હુંને પ્રેમ ધરી બોલાવેરે;
હળવેશું આલિંગન લેતાં, નેણે નેહ જણાવેરે. ૧
કંડે બાહુડલી વાળી વહાલો, હું સાથે પરવરીયારે;
વાળી વાળી વદન નિહાળું, આનંદે ઉર ધરીયારે. ૨
વિવિધ વિલાસ કીધ, મહારે વહાલો વંદ્રાવન મોઝારરે;
ભણે નરસૈંયો એ રસલીલા, જાણે વ્રજની નારરે. ૩

### પદ ૩૨ મું.

તે દહાડો ધન સખીરે મોરી, શામળીયો આવે રે;
રંગભર રમતાં સજની, નવલો નેહ જણાવે રે. ૧
મનગમતો શણગાર કરીને, પહેરી પટોળી સાર રે;
જેમ જેમ રીઝે તેમ તેમ મહાલું, સંગમ નંદકુમાર રે. ૨
ક્ષણું આંગણે ક્ષણું મંદિર માંહે, પિયુજી વિના ન સોહાય રે;
નરસૈંયાચા સ્વામિશું રમતાં, નર દુર્લભ તે મારે વશ થાયરે. ૩

### પદ ૩૩ મું.

પ્રેમ ધરી શણગાર કરૂંરે, શામળીયાને ભાવે રે;
પહેરી પટોળી ચોળી ચળકે, વહાલો ઉરપર ધરાવે રે. ૧
ભરજોબનમાં કામઘેહેલી, મોહન મળવા જાતી રે;
મારગડે મરકલડો કરીને, દરપણ માંહે જોતી રે. ૨
સન્મુખ આવે સુંદરવરને, ●શી કર દીધી તાળી રે,
નરસૈંયાચો સ્વામિ નેણે નિરખી, કંડે બાહુડલી વાળી રે. ૩

આલિંગન લીજેરે ધાહું, જેમ વહાલો મન રીઝે રે;
નરસૈંયાચા સ્વામિશું રમતાં,માનની માન ન કીજે રે. ૩

પદ ૩૫ મું.

શામળીયાશું તાળી દેતાં, ઝાંઝરીયાં ઝમકે રે;
હળવેશું આલિંગન આપું, બાહુલડીને લટકે રે. ૧
નીલાંબર ચોલી અતી ચળકે, માહે નાનાવિધ ભાત રે;
રસમાં રાતો મ્હારો વહાલો, રમતાં રસાળી વાત રે. ૨
હું મ્હારા વહાલાજી સાથે, માન નિવારી મ્હાલી રે;
ભણે નરસૈંયો મરકલડેશું, કંઠે બાહુડલી વાળી રે. ૩

પદ ૩૬ મું.

ઉર પર ચોળી ચળકતી, માહે પેહેરણ પટોળી સાર રે;
સુંદરવરને સંગમ આપી, શોભંતો શણગાર રે. ૧
નાકે મોતી નિર્મળાં, સોહે નેણે કાજળ સારૂં રે;
વહાલા સાથે વાત કરતા, મોહી રહ્યું મન મ્હારૂં રે. ૨
કુચ ઉપર કર વાહી વહાલો, આપ સુખશું ભળીયો રે;
ભણે નરસૈંયો મ્હારો મનોરથ, વહાલે પૂરણ કરીયો રે. ૩

પદ ૩૭ મું.

પેર પ્રીછી પાતળીયા, તહારી નેણે ચાલે રે;
હું એકલડી મારગ માહે, ઉર વરશું નિહાળે રે. ૧
પીનપયોધર ગ્રેહતાં, મારે નારંગડે નખ લાગો રેઃ
નણદી મહારી ખરી અદેખી, સાચો ઉત્તર માગો રે. ૨
આલિંગન તો આપું મહારા વહાલા,જો અમશું અંતર ટાળો રે;
નરસૈંયાચા સ્વામિ મહારા ઉરપર,નિશ દિન આવી મહાલો રે. ૩

પદ ૩૮ મું.

ત્રોરડીયાળી દેખીને ,વહાલે, ત્રાશકડો કીધો રે;
મુખે મરકલડો કરીને વહાલે, અધરતણો રસ પીધો રે. ૧
એકવાર મંદરથી જાતાં વહાલે, કરગ્રહી પાલવ તાણ્યો રે;
આલિંગન લીધું મહારે વહાલે, સેજ સુરંગી માણ્યો રે. ૨
સર્વ અંગે સુખ પામી બાઇ રે, હ્રદયાભ્યંતર લીધી રે;
નરસૈંયાચો સ્વામિ ભલે મળીયો, આપ સરીખડી કીધી રે. ૩

### પદ ૩૯ મું.

આજ સખી શામળીયે, મુજ સાન કરીને જોયું;
મારગડે મરકલડો કીધો ત્યાં, મ્હારૂં મન મોહ્યું. ૧
સહી સમાણિ સાથે હુંતી, તેહમાં હુંને બોલાવી;
વંદ્રાવનમા પ્રેમ ધરી વહાલે, સાઇડુ લીધુ આવી. ૨
દુરિજન સઘળાં અદક બોલે, એ તો એમજ કરતી,
ભણે નરસૈંયો લવતાં મેહેલી, કૃષ્ણતણે રંગ રમતી. ૩

### પદ ૪૦ મું.

ઘુઘટડામાં ગર્વ ધહેલી, મરકલડો કરતી,
શામળીયાને સંગમ રમવા, નાનાભાવ ધરતી. ૧
ગોફ્ણલે ઘુઘરડી ધમકે, રાખલડી રતનાળી,
નલવટ ટીલી ને નેણ સમાર્યાં, દરપણમાહે નીહાળી. ૨
શામળીયાની સેજે આવે, રમઝમ કરતી રામા,
નરસૈંયાચો સ્વામિ ઉરપર લીધો, કેલ કરતી કામા. ૩

### પદ ૪૧ મું.

ઘુઘટડો ગોરીને સોહે, સગમ રમતાં,
શામળીયાશુ સ્નેહ ધરતી, શામા મગમ રમતાં. ૧
કસકસતી કાચળની ઉરપર, લટકે નવ સર હાર;
નીલાંબર પહેર્યું મનગમતુ, સકળ કરૂં સણગાર. ૨
ચતુરાં ચિત્ત ચતુર વર ચરણે, વિનય કરી વિલસતી;
નરસૈંયાચા સ્વામિશુ રમતાં, રજની રગે વીતી. ૩

### પદ ૪૨ મું.

ઘુઘટડો ગજગમનિ વાળે, ઝાંઝરને ઝમકે,
વહાલાને વશ કરતી શામા, ટીલડીને ટમકે. ૧
મોતીએ માંગ ભરાવી મન ગમતી, આંજી આંખ અણીઆળી,
વહાલા સાથે વહાલ ધરીને, કંઠે બાહુડલી વાળી. ૨
મન તણા મનોરથ પુરિયા, પ્રેમે પિયુજી પામી,
નરસૈંયાચો સ્વામિ રંગે રમીયો, વ્રેહ વેદના વામી. ૩

### પદ ૪૩ મું.

વાસલડી વાહીરે વહાલે, મારગડે જાતા,
અંગોઅગે વિંધાણી હુ, મરકલડો કરતા. ૧

આવો આવી શામળીયે, મ્હારી લટકે બાહુડી ઝાલી;
મહીની ગોળી ધરણે ઢોળી, કઠે બાહુડલી વાળી. ૨
અધર અમરત રસપાન કરતાં, અગોઅંગે ભળીયો;
ભણે નરસૈંયો મ્હારસમાહે, આવી અઢળક ઢળિયો. ૩

પદ ૪૪ સું.

આવી અઢળક ઢળીયો જોની, મોહન મારગ માહે;
મ્હારે પ્રાણજીવન ધન વહાલા, રાખ્યા હ્રદયામાહે. ૧
મદીરમાં પધરાવો પ્રેમે, મોતીએ ચોક પુરાવું;
દીવડીયો અજવાળી પુરૂં, મગળ ગાન કરાવું. ૨
ધન ધન રેણી આજની મ્હારે, નદકુવરશું રમતાં;
ભણે નરસૈંયો ધન આ જોબન, વહાલાશું અનુભવતાં. ૩

પદ ૪૫ સું

અનુભવશું અમે અંતર ટાળી, શામળીયાને સેજે;
હળવેશું હું ઉર પર રાખી, સાંઇડાં લેશું હેતે. ૧
નલવટ ટીલી ને નાકે કેશર, ઝાલ ઝબુકે કાને;
સકળ સણગાર કરી અંગ આપું, સંગમ શામળવાને. ૨
વહાલા સાથે વાત કરતાં, મનમાં મોદ ન માય;
નરસૈંયાચા સ્વામિ મુખ દીઠે, જોતાં તૃપ્ત ન થાય. ૩

પદ ૪૬ સું.

નેણ ભરી ભરી જોતાં વાલો, રીઝવશું રસ માહે;
મરકલડો કરી વહાલા સાથે, મોહી રહી મન માહે. ૧
સેજ સમારૂં કુસુમ લઇને, પ્રેમળ પૂરણ આણું;
વહાલા સાથે વહાલ ધરીને, રેણી રગ ભરી માણું. ૨
મન ગમતો હું મચકો કરીને, દરપણ માંહે જોઉં;
ભણે નરસૈંયો ભ્રગુટી ભાવે, વહાલાનું મન મોહું. ૩

પદ ૪૭ સું.

ભ્રગુટી ભાવ કરીને વહાલો, મ્હારા ઉરપર રાખુ;
સર્વસ સોંપી શામળીયાને, વિનય વચન મુખ ભાખુ. ૧
અંતરગતની જાણે વહાલો, પ્રેમ હોય તો આવે;
નેણે નેણ નિહાળી વહાલો, માનની માન છંડાવે. ૨

એક થઇ આલિંગન લેતાં, વ્હાલો અંતર તાપ સમાવે;
ભણે નરસૈંયો સંગમ સ્વાદે, અણ તેડયો ઘર આવે. ૩

પદ ૪૮ મું.

અણ તેડયો આવે મારો વહાલો, મશમશંતી ઉર ધાઉં રે;
ભામણુલાં લઉં ભાવ ધરીને, મનથી માન નિવારૂં રે. ૧
નીલી પટોળી અંગે મહારે, ચોળી ચર્પાવરણી રે;
સુંદરવરને કંઠે વળગું, રસમાં ન્જએ રેણી રે. ૨
ભોગીને ભોગવતાં રંગ વાધ્યો, સેજ સુરંગી સોહે રે;
ભણે નરસૈંયો શામળીયો, તે મહાલતો મન મોહે રે ૩

પદ ૪૯ મું.

મોહી રહી મંદરમાં મહાલે, શામળીયો સુકુમાર રે;
પ્રેમ ધરી ઉર માંહે આણુ, મહારો પ્રાણુ આધાર રે. ૧
રેણી રંગ ભરી ભોગવતાં, કરતી અમૃત પાન રે;
નેણે નેણાં નેહ ઝડ લાગી, કંઠે વિલાગી કહાન રે. ૨
સુખતીસીમા શામળીયો મહારો, ભુજબળે ભીડી રહીએ રે;
નરસૈંયાચા સ્વામિશુ રમતાં, સહી સપેરાણાં થૈએ રે. ૩

પદ ૫૦ મું.

સપરાણી કીધી રે વહાલે, સૈયરને દેખતાં રે;
તાળી દેતાં ચિત્તડું લીધુ, મોહી રહી મુખ જોતાં રે. ૧
કર ઉપર કર ધરી મારો વહાલો, વદ્રાવન પરવરીયો રે,
હાસ્ય કરીને શામળીયાને, મેં મહારે ઉર ધરીયો રે. ૨
રંગભર રમતાં રમતાં વહાલો, મુખ ઉપર મુખ કરતાં રે,
ભણે નરસૈંયો મહારો મોહન, દર્પણ માંહે જોતાં રે. ૩

પદ ૫૧ મું.

દરપણ માંહે જોઇ મહારે વહાલે, મુખમરકલડો કીધોરે;
કંઠવિલાગી કહાનજીને, અધર અમૃતરસ પીધોરે. ૧
મનગમતું મહાલું મોહનશું, ટાળી અંતર ઉરનોરે;
હું સોહાગણ કીધી મહારે વહાલે, પુર્યો મનોરથ મનનોરે. ૨
શાં શાં સુખ કહુ શામળીઆનાં, પ્રગટ્યો પ્રેમ અપારરે,
ભણે નરસૈંયો ધન આ જોબન, ધન મહારો શણગારરે. ૩

### પદ પર મું.

શણગારે સોહંતીરે હું, શામળીયાને સંગે રે;
નેણે નેણ મેળાવી વહાલો. બીડગોડ અંગોઅંગે રે. ૧
ચોળીબંધ કસશી કશી, પહેરી નીલી પટોળી રે;
અધર અમૃતરસ પીવા કારણ, કંઠે બાહુડલી વાળી રે. ૨
સારી પેરે સુંદરવર સાથે, સાંધડાં દેતી ભાવું રે;
નરસૈંયાચા સ્વામિચે સંગમ, નાના ભાવ જણાવું રે. ૩

### પદ પ૩ મું-રાગ માળવ.

આ જોની આ કેનું પગલું, પગલે પદ્મતણું એંધાણ;
પગલાં પાસે બીજું પગલું, તેરે સોહાગણ નીતમ જાણ. આ જો૦ ૧
પૂરણ ભાગ્ય તે જુવતી કેરૂં, જે ગઇ વહાલાને સંગે;
એકલડી અધર રસ પીશે, રજની તે રમશે રંગે. આ જો૦ ૨
અડવડતી આખડતી ચાલે, દેહ દશા ગઈ ભૂલી;
નિશ્ચે હરિ આવ્યા આ વનમાં, જો જો કમોદની ફુલી. આ જો૦ ૩
પુછે કુંજ લતા દ્રુમવેલી, ક્યાંઈ દીઠડો નંદકુમાર;
વૃક્ષ તણી શાખા ફુલી રહી, અભિષેક કીધો નિરધાર. આ જો૦ ૪
નયણે નીર ને પંથ નિહાળે, કહાન કહાન મુખ બોલે;
ચાલી ચતુરાં સરવ મળીને, નંદકુંવરને ખોળે રે. આ જો૦ ૫
જોતાં જોતાં વનમાં આવ્યાં, દીઠી એક સાહેલી;
ધૂતારાનાં લક્ષણ જો જો, ગયો એકલડી મેલી. આ જો૦ ૬
ન દીઠા નાથ ગોપી પાછાં આવ્યાં, જળ જમુનાંને તીર;
બાળલીલા કીધી તે વારે, પ્રગટયા હળદર વીર. આ જો૦ ૭
રાસ આરંભ્યો સર્વ શામા મળી, સુરી નર જે જે કીધો;
ગોપીમાં હું તો નરસૈંયો, પ્રેમ સુધા રસ પીધો. આ જો૦ ૮

### પદ ૫૪ મું-રાગ રામકળી-અથવા પંથીડો.

પંથડો નિહાળતીરે, જોતી પીતાંબર પગલાં;
મદનરસ ઘેલડીરે ભરતી, લડસડતાં ડગલાં. પંથડો૦ ૧
ચતુરાં ચાલતીરે જાણે, વન ત્રાડી હરણી;
શુદ્ધ બુદ્ધ વીસરીરે, વહાલા તે તારી કરણી. પંથડો૦ ૨

શામા શામનેરે, હીંડે મારગડે જોતી;
નેણે નીર ઝરેરે, ચતુરાં ચીરવડે લહોતી. પથડો૦ ૩
શામા સહુ મળીરે, કીધો એક વિચાર;
ચાલો સખી ત્યાં જઇએરે, જ્યાં રમતા નંદકુમાર; પથડો૦ ૪
ચાલ્યાં ચાલ્યાં ત્યાં ગયાંરે,આવ્યાં જમુનાજીને તીર;
આ આંહી હરી બેસતારે, જમતા કરમલડો ખીર. પંથડો૦ ૫
વહાતા વાંસળીરે, ગોપી સહુકો ગાતાં ગીત;
તે કેમ વીસરેરે, વહાલા પુરવ જનમની પ્રીત. પથડો૦ ૬
પુછીયુ હમનેરે, ક્યાંઇ મહારા નાથતણો ઉપદેશ;
અમ તજી ગયોરે, ધૂરત ધાબળીઆળો વેશ. પંથડો૦ ૭
જતને જાળવ્યુંરે, જોબન સુંદર ભેટ કરેશ;
જો હરી નહીં મળેરે, મહારા પાપી પ્રાણ તજેશ; પથડો૦ ૮
આણે આણે મારગડેરે,આવ્યાં લખ ચોરાશી વાર;
મનખા દેહ ભલોરે, જેણે પામ્યાં નંદકુમાર. પંથડો૦ ૯
વરોવર પુછયુંરે, ક્યાંઇ નટ નાગર કેરી ભાળ;
નરસૈંયાચાં સ્વામિ, મળ્યોરે દીનોનાથ દયાળ. પથડા૦ ૧૦

## પદ ૫૫ મું–રાગ વસંત.

આપિ ગોવીંદશુ ગોવિંદશું, વ્રદાવન માંહે મહાલે રે,
સન્મુખ આવી શામળીયા પર, અબીલ ગુલાલ ઉછાળે રે. ૧
સુંદરવરને શણગારીને, હૈડે હરખ ન માય રે;
વાજા વાજે નાચે નારી, મધુરૂ મધુરૂ ગાય રે. ૨
પિતાંબર ચોળી અતિ ચળકે, નાકે વેશર લળકે રે;
નરસૈંયાચો સ્વામિ શોભે સુંદર, કાને ઝાલ ઝબુકે રે. ૩

## પદ ૫૬ મું.

ગાજે ગર્જ ધરી ગર્વ ધરી, વહાલાને વશ કરતાં રે;
ચુઆ ચદન ચરચી અગે, હળવે ઉર પર ધરતાં રે. ૧
ટોળે ટોળે સર્વે તારૂણી, મરકલડાં કરતી રે;
પ્રાણજીવન ધનને ઉર, આણી, સરસ રસ ભરતી રે. ૨
વહાલા કેરૂ વદન નિહાળી, ઉભી ગાલ વજાડે રે;
ભણે નરસૈંયો આવી, તારૂણી તાળી પાડેરે. ૩

### પદ ૫૭ મું.

બાહુડી મહેલોજી મહેલોજીરે, શું છે અમશું કાજ;
અબીલ ગુલાલે અંગ ભર્યું, વહાલા નહીં કાંઈ તુને લાજ. ૧
કેશરની પીચકારી છાંટી, ઉર અંબર કાંટાળા,
આલિંગન દેતા મારા વહાલા, દુરીજન ચોક બોલાવાં. ૨
ટોળે મળી સર્વે તારૂણી, મરક્લડાં કરતી,
નરસૈંયાચા સ્વામિશું, રસભર રમતાં કેશર રસમતી. ૩

### પદ ૫૮ મું.

નાના નહીં બોલુ નહીં બોલું, પરાણે નહીં હોય પ્રીત,
પાલવ ગ્રહીને શું રાખી, કહોની ક્યાની રીત. ૧
અબીલ ગુલાલ કેશર છાંટીને, હું રહી સામુ જોઈ,
મનગમતી તે હું નિત્યે લઇને, કંઠે ધરતી બાહી. ૨
વંદ્રાવનમાં પરવરીયા, તે વડા વડાની સાથે,
નરસૈંયાચ્યા સ્વામિને વહાલી, હૃદે ભરી તે ભીડી ભીડી બાથ. ૩

### પદ ૫૯ મું.

રહો રહોરે રાઢ ન કીજે, ન કીજીએ ઉરવર છે નવલું,
પાલવ મેલો પાતળીયારે, શું લાગુ છે ઘેલું. ૧
કુચફળ ગ્રહીએ નહીં કહાનજીરે, સા માટે કર સાહો,
લાજ નહીં નિર્લજ થયા, વહાલા જુગ સમ ખાઓ. ૨
અધર અમૃતરસ તો પીને, જો અંતર હાળી મળીજે,
નરસૈંયાચા સ્વામિ રમતા, રૂડા વંદ્રાવન લૈ જઇએ. ૩

### પદ ૬૦ મું.

ગોપીરે ગોપી, કૃષ્ણતણે રંગ રાતી,
અબીલ ગુલાલ ચુઆ ને ચંદન, ધાઇ ધાઇ અંગે ભરતી. ૧
ધન ધન વાજા વાજે વારૂ હોહો કરતા,
ઘુમણુડી ઘાલે ઘણેરી, શામળીયાશું રમતા. ૨
વાદોવાદે પરસ્પર રમતા કહાન કામીસંગે,
ભણે નરસૈંયો સુંદરવર, મહા પુષ્પ વૃષ્ટી કરે રંગે ૩

### પદ ૬૧ મું.

નેણે નિહાળી નિહાળીરે, ઘુમણી ઘાલે લાંબી,
નાચતા નેપુરધુન વાજે, ખલકે કડલાં કાંબી. ૧

આનંદી અબળા આલાપે, મધુરૂં મધુરૂં ગાય;
અબીલ ગુલાલ ઉછાળે, હળવે ઉલટ અંગ ન માય. ૨
કૃષ્ણું કામની લીલા જોતાં, ઉપર જે જે થાય;
નેણ સફળ થયાં નરસૈંયાનાં, જોતાં તૃપ્ત ન થાય. ૩

પદ ૬૨ મું.

માતા હરખીને હરખીનેરે, મોતીએ થાળ ભરાવે;
સુંદર જોડું શોભતું, ઉપર લઇ વધાવે. ૧
આભુષણ અંબર બહુ આપ્યાં, જેને જેવાં સોહે,
આંગણડામાં આનંદ વાધ્યો માનિનીનાં મન મોહે. ૨
જેજેકાર કરે બહુ નારી, નાચે ને વળી ગાએ;
ભણે નરસૈંયો મુખડું જોતાં, માતા તૃપ્ત ન થાયે. ૩

પદ ૬૩ મું.

માતા મોહનને મોહનને, રે જઈ ઉચ્છંગે લીધો;
અબીલ ગુલાલ મહા રસ રંગે, માનની મનોરથ સીધો. ૦
ધન ધન ધન કૃષ્ણ ધન, એ ગોપી ધન ધન જશોદા માય;
પૂરણ પ્રીતે તૃપ્ત થઇને, વશ થયા જાદવરાય. ૨
સુરીનર મુનીવર ભરમે ભૂલા, લીલા ભેદ ન જાણે;
નરસૈંયો નિત્યે રસમાં ઝીલે, કૃષ્ણલીલા રસ માણે. ૩

પદ ૬૪ મું.

કાંરે કાંરે કાંકરડી રે, કાંકરડી ઉર ઉપરે નાંખે;
કરશું રાવ જશોદા આગળે, એવડું કોણ સાંખે. ૧
શામાટે શામળીયા વહાલા, અધર સુધારસ પીધો;
શા માટે શામળીયા વહાલા, હાર હૈયાનો લીધો. ૨
સાંઇડું લેતાં શામળીયાએ, ફાડી નવરંગ ચોળી;
નરસૈંયાચા સ્વામિ કહું તમને, અમો નથી કાંઇ ભોળી. ૩

પદ ૬૫ મું.

ભોળી નવ જાણી નવ જાણી રે, અમે છું ચતુરાં બાળા;
અબીલ ગુલાલ ભરીને, વહાલે કેસર રસ લીધા. ૧
ટોળે ટોળે તારુણી રે, આગળ આવી ઉભી;
વળીયો બાંહે ગ્રહી મેં, સાથી મધ્યે શામા શોભી. ૨

અબીલ ગુલાલ અગર રસ ઉત્તમ, ભરી કેશર રસ ગોળી;
ભણે નરસૈંયો હો હો કરીને, શિરપર નાંખે ઢોળી. ૩

પદ ૬૬ મું.

રંગ રસ રાતી રે રાતી રે, વહાલાશું માણે;
પ્રેમ ભરાણી પ્રેમદા, તે અવર કોએ નવ જાણે. ૧
સર્વે મળી શામળીયાને, સકળ કીધો શણગાર;
પીતાંબર પહેરાવ્યું પોતે, શશિવદની સુકુમાર. ૨
નાચો વહાલા જમ કહીએ, તમ વાજા વાદે વાશું;
ભણે નરસૈંયો શશિવદનીને, બીડી રાખી રહેશુ. ૩

પદ ૬૭ મું.

યુવતી જમલી રે જમલી, મોહનશુ માણે હાસે;
ચહુદિશ ચતુરાં ઉલટી અંગે, અબીલ ગુલાલ ઉછાળે. ૧
ચુઆ ચંદન કેશર ઘોળી, જોબન માતી નાર;
ઉલટયા હળધર ગોપધાતે, પડે પરસ્પર માર. ૨
એક છાંટે એક ભરી ભરી લાવે, હો હો કરીને ગાજે;
ભણે નરસૈંયો મા કહો હવે, માનની મચ્છર છાજે. ૩

પદ ૬૮ મું.

ઝાકમ ઝોળ કરી ઝાકમ ઝોળ કરી રે, વહાલો વશ કરશું;
અનેક હાવભાવ કરીને, હળવે ઉર ધરશું ૧
શણગારે શોભંતો કરીને, તાળી દઈ દઈ હસશું;
આંખડલી આંજીને આપણ, વાદે વેણા વહાશુ. ૨
કંકણ ધુન ઘુઘરડી ઘમકે, દરપણ લઇ ધરશુ;
નરસૈંયાચો સ્વામિ નાચતો, આપણ ભામણલડે જાશું. ૩

પદ ૬૯ મુ.

ભામણુલે જાશુ રે જાશુ રે, સુંદરવરને નિહાળી;
ચુઆ ચંદને ચરચી વહાલો, વહાએ વેણુ રસાળી. ૧
વહાલા આગળ નાદે નાચી, મધુરૂં મધુરૂ ગાશુ;
ઝાંઝર ઘુઘરી નેપૂર ઘમકે, વારૂ વાજાં વહાશુ. ૨
કરતલ કુકુમ ભરી ભરી, નાક ને મુખને ભરીશુ;
ભણે નરસૈંગો અબીલ ગુલાલે, વહાલાનું અંગ રંગીશુ. ૩

### પદ ૭૦ મું.

વનમાં વહાલાશુંરે વહાલાશુંરે, કરશું કેલ રસાળી;
કનક ઘડા કેશરના ભરશું, પલવટડી વાળી. ૧
શામળીયાને શિરરે નામી, દેશું પરસ્પર તાળી;
કહેશું આવો રમીએ આપણ, બળીયા વનમાળી. ૨
કોણ હારે કોણ જીતે મોહન, અબીલ ગુલાલ ઉછાળી;
નરસૈંયાચા સ્વામિને રેહશું, ટેવ તે વડી ટાળી. ૩

### પદ ૭૧ મું.

ભરશું ભાવધરી ભાવધરીરે, વહાલા કેરે અંગ;
શામળીઆને સન્મુખ કરીને, તેમ તેમ વાધે રંગ. ૧
તાલ પખાજ નેપૂરને નાદે, ઝાંઝરના ઝમકાર;
રમીશું રમત રઢીયાળી, સંગે નંદકુમાર. ૨
એણીપેરે આનંદે વહાલો, ઉર ઉપર ધરશું;
નરસૈંયાચા સ્વામિ વંદ્રાવનમાં, લઇ ઉર વરશું. ૩

### પદ ૭૨ મું.

શામા રંગીરે રંગીરે, રસમાં થઇ ઝકઝોળ;
શામળીયાનું અંગ ભરીને, બોલે મીઠા બોલ. ૧
સુંદરવર સમો તો ઉલટયો, ઉલટી અબળા બાળી;
વાદ ચઢી સહુ શિરપર નામે, ધાઇ ધાઇ કેશર ગોળી. ૨
તાલ પખાજ વેણુ મહુયર, વિધવિધ વાજાં વાહ્યાં;
ભણે નરસૈંયો હળધરપર, જુવતી જન ધાયાં. ૩

### પદ ૭૩ મું.

હળધર સાહ્યારે સાહ્યારે, શામળીયાની શાને;
કુંકુમરદં સુખસાજ સજીને, તાલી દેતી તાને. ૧
એક અબીર કેશરની, ગોળી ઢોળી શામા શૂરી;
એક અબીર ગુલાલ ઉછાળે, પ્રેમદા પ્રેમે પૂરી. ૨
ચુઆ ચંદન જ્યમ ઘન વરસે, વાધ્યો મને આનંદ;
ભણે નરસૈંયો રસમાં રમતાં, ગોપી ને ગોવિંદ. ૩

### પદ ૭૪ મું.

અળગાં કેમ થઇએ કેમ થઇએ, રંગે રમીએ હોળી;
ચુઆ ચંદન કલશ કનકના, ભરીયે કેશર ઘોળી. ૧

શિખા સહીત શામળીયો સોહે, સન્મુખ શામા આવે;
અબીલ ગુલાલ પરસ્પર છાંટે, રમતાં રૂડો ભાવે. ૨
ચુઆ ચંદન કનક પિચકારી, વાધ્યો રંગ અપાર;
ભણે નરસૈંયો મહાઝકઝોળે, કોય ન માને હાર. ૩

પદ ૭૫ મું.

હાર ન માનેરે હાર ન માને, શામળીયો ઉર ધરતી;
શશીવદની સન્મુખ આવી, રંગભરી રંગે રમતી. ૧
હોહો હોહો બોલે બાળી, કહાનજીનો કર સાહ્યો;
કરે મનોરથ માનની મનમાં, યુવતિ વેશે મોહાયો. ૨
એમ કરતા આવ્યા, નંદતણે ઘર દ્વાર;
ભણે નરસૈંયો માતા હરખે, હૃદ્ય અંગ અપાર. ૩

પદ ૭૬ મું.

મુખડું મોહનનુંરે મોહનનું રે, જોતાં તૃપ્ત ન થાયે;
અબીલ ગુલાલ ચુઆ ને ચંદન, મહાલે મહારસ માંહે. ૧
વાજાં વાજે વિધવિધનાં, મોહન વચ્ચે આણી,
નાચે નારી કંઠે વળગી, ગાયે મધુરી વાણી. ૨
હાર ન માને ઉલટી અબળા, હરીને હાંશ કરતી;
ભણે નરસૈંયો માનની માતી, રંગે રેલ વરસંતી. ૩

પદ ૭૭ મું.

પ્રેમદા પૂજેરે પૂજેરે, પિયુશું આણી પ્રેમ;
આવો દાહડો રંગે રમવાનો, પચમી પુરણ કામ. ૧
નાના વિધનાં કુસુમ અનોપમ, કેશર ચંદન ઘોળી;
અબીલ ગુલાલ અગર ઉત્તમ, અરચો સૌ વનમાળી. ૨
ધન ધન ઋતુ રળીઆમણી, ફુલ્યું સઘળું વન;
નરસૈંયાચ્યા સ્વામિ રંગે રમગે, યુવતી પ્રાણજીવન. ૩

પદ ૭૮ મું.

જીવન રમશેરે રમશેરે, રંગે મનગમતાં કરશું;
ચુઆચંદન ભરી ભરી, વહાલાને હળવે ઉર ધરશું. ૧
અબીલ ગુલાલ કેશર ઘોળી, ભરી ભરીને ધરશું;
કર પીચકારી સન્મુખ થઇને, વહાલાને છાંટીશું. ૨

પ્રેમ ધરી પાતળીયાને, આપણ વશ કરશું;
ભણે નરસૈંયો મુખ માંજીને, તાળી દઇને હસશું; ૩

પદ ૭૯ મું.

યુવતી જીવનને જીવનતે, આલિંગન લેવતી;
ચુઆચન્દન કરતલ મર્દી, શ્રી મુખડું માંજતી. ૧
આગળ પાછળ અબળા ઉભી, મધ્યે મોહનને આણી;
અબીલ ગુલાલ અંગભરીને, અંબર લીધું તાણી. ૨
યુવતી વહાલ ધરી વહાલાને, વશ કીધો કોય ન જાણે ભેદ;
એ લીલા વ્રજવનિતા જાણે, કે જાણે નરસૈંયો વેદ. ૩

પદ ૮૦ મું.

કામા કોડ ભરીરે કામા કોડ ભરીરે, વહાલાનું શિર ગુંથે;
ગોફણુલે ઘુઘરડી ધમકે, મુક્તા ઝળકે સેંથે. ૧
કેશર આડ ને કુચરે કુસુમના, કાંચલડી બંધ કસતાં;
નલવટ ટીલડી ને નેણ સમારી, મુખે અબર દઇ હસતાં. ૨
નવરંગી ફાળી પેહેરાવી, ચુઆચંદન ભરતાં,
ભણે નરસૈંયો રામા રીઝી, દરપણ આગળ ધરતાં. ૩

પદ ૮૧ મું.

દરપણે નિહાળી જોરે નિહાળી જો રે, શામળીયા વહાલા;
આગળ પાછળ તાળી દઇને, કરે નેણુના ચાળા. '
કેશરની ગોળી રંગે રેળી, કરે પરસ્પર માર;
વાજાં વાજે વિધવિધનાં, ત્યાં કડી કંકણ ઝણકાર. :
ચાલો જઇએ જશોદાજી કને, કુવર રૂપ નિહાળે;
અબળા અતિ આનંદી મનમાં, અબીર ગુલાલ ઉછાળે. ૩
વંદ્રાવન રળિયામણું રે, રળીયામણી ગોપી ગાયે;
ભણે નરસૈંયો સુરીનર ઉમંગી, પુષ્પ વૃષ્ટિ ત્યાં થાયે. ૪

પદ ૮૨ મું.

હોહો હરીને સાથે રે સાથે, હરખી હાસ્ય કરતી:
અબીલ ગુલાલ ચુઆ ને ચંદન, વહાલાનું અંગ ભરતી. ૧
યૌવન માતી મધુરૂં ગાતી, થઇ થઇ કરીને નાચે;
આધી આવી સુંદરવરને, અધર સુધારસ જાચે. ૨

વારે વારે કરે રે વારણાં, કુસુમે નાથ વધાવે;
ભણે નરસૈંયો મહાબળીયાને, હળવે ઉર પર લાવે. ૩

### પદ ૮૩ મું.

ઉરપર લીધો રે લીધો રે, વહાલો વનમાળી;
મન ગમતો શણગાર કરીને, નિરખે વાળી વાળી. ૧
ચંદ્રભાગા ચંદ્રાવળી રે, શશીવદની સુકુમાર;
અબીલ ગુલાલે અંબર છાયો, વિલસે વન મુઝાર. ૨
અબળા ઉલટી હલધર સાલો, કરે રે રંગના રોળ,
મુખ માંજીને નેણે કાજળ, વાધ્યો તે ઝાકમઝોળ. ૩
સખા સુદામા સરખા કીધા, બાળા બળ બહુ વાધ્યું;
ભણે નરસૈંયો સુખની લેહેરે, શામાએ સુખ લીધું. ૪

### પદ ૮૪ મું.

માનની મોહી રે મોહી રે, કહાન કામી જોતાં;
નિલાંબર અતિ સુંદર વહાલા, તાળી દઈ દઈ હસતાં. ૧
માચું બોલો શામળીયા રે, દરપણુ માંહે નિહાળી;
શોભતો શણગાર સુંદરવર, આંજી આખ અણીઆળી. ૨
મરકલડો કરી મહાબળીયાને, ગાલે ટપકું કીધું;
ભણે નરસૈંયો ભામણુલાં લઇ, મુખ ભેળી ચુંબન દીધું. ૩

### પદ ૮૫ મું.

જોડું શોભતું રે શોભતું રે, શામળીયો ને શામા;
હાસ્ય કરે બહુ સન્મુખ આલી, આનંદીને મનમાં. ૧
વાજા વાજે ઝાંઝર નેપૂર, તાળી ને વળી તાલ;
અબીર ગુલાલ, કનક પીચકારી, વાધ્યો રંગ વિશાળ. ૨
નેહ ઝડ લાગી સુંદરવરશું, પ્રેમદા પ્રેમે પૂરી;
ચુઆ ચંદન વિલસે વનિતા, અબળી શામા શૂરી. ૩
ઉપર સુરીનર કુસુમે વધાવે, બોલે જેજેકાર;
નરસૈંયાચો સ્વામિ રંગે રમતો, વંદ્રાવન મુઝાર ૪

### પદ ૮૬ મું.

વનમા વિલસતાં રે વિલસતાં રે, વહાલો વનિતા વેશે;
નિરખતાં મોહી રહ્યાં સહુ, અબળા અંગ હુલાસે. ૧

ધન ધન ઋતુ રઢીયાળી, રસમાં કહાન કામની રમતાં;
શામળીયા ને શામા રૂપે, ધાઈ ધાઈ ઉરપર લેતાં. ૨
ધન ધન ગોપી સખા સગમના, ધન ધન હળધર વીર;
ધન નરસૈંયો નેણે જોતાં, ધન ધન જમુના તીર. ૩

પદ ૮૭ મું.

ધન ધન ધરતી રે ધરતી રે, જ્યાં સુંદરવર નાચે;
ધન ધન ગોપી પ્રેમે કુંજમાં, રામા રસમાં રાચે. ૧
ધન ધન ચુઆ ચંદન ચતુરાં, અબીર ગુલાલ ઉછાલે;
ધન ધન કેશર કરદમ કીધો, મદ ભરી માનની મહાલે. ૨
ધન ધન જોબન યુવતિ કેરૂ, જીવન અબલા સોહે;
ભણે નરસૈંયો ધન ધન લીલા, જોતાં સુરીનર મોહે. ૩

પદ ૮૮ મું.

આપણ રમશુ રે રમશુ રે, રગ રસાળી હોળી;
શામળીયો વશ કરવાને, ભરશુ કેશર ઘોળી. ૧
અબીલ ગુલાલ અગરરસ ઉત્તમ, ઘર ઘરથી નીસરશું;
નન્દકુમારનું મુખ માંજીને, હો હો હોળી કરશુ. ૨
જોવેરે આ ઋતુ રઢીયાળી, કોયલ ટહુકા બોલે;
નરસૈંયાચ્યાં સ્વામિશું રમતાં, કરશું ઝાકમઝોળે. ૩

પદ ૮૯ મું.

આજદીન રૂડો રે રૂડો રે, રૂડું ગોકુળ ગામ;
રૂડી રામા રગે રમતી, રૂડા સુંદરશામ. ૨
રૂડી વાટ મોહે રગે રાતી, રૂડા જમના તીર;
રૂડું વન વંદ્રાવન ફુલ્યું, રૂડા હળધર વીર. ૩
રૂડો રસ આવ્યો નરસૈંયાને, પીતાં તૃપ્ત ન થાય;
રૂડે રૂડું તો મળે જો, પૂજીએ જાદવરાય. ૪

પદ ૯૦ મું.

રગમાં રાતો રે રાતો રે, કરતો મધુરૂં ગાન;
ચુઆ ચદન માંહે માતો, કામની ને વળી કહાન. ૧
નેવ નેવડી તારૂણીની, ટોળી માહે શામળીયો મોહે;
અબીલ ગુલાલ ઉછાળે અબળા, તેમ તેમ મનડુ મોહે ૨

સોળ કળા સંપૂરણુ શ્રીહરી, શશીવદની શામા;
ભણે નરસૈંયો લીલા જોતાં, ભૂલી રહ્યો છે બ્રહ્મા. ૩

### પદ ૯૧ મું.

મુખડું નિરખતાં રે નિરખતાં રે, તાળી દઇ દઇ નાર;
દરપણુ આગળ લઇને ઉભાં, શશીવદની સુકુમાર. ૧
ભામડલાં લે ભામનીરે, ચુંબન કરતી વારંવાર;
ચુંબન ગ્રહી મરકલડો કીધો, નિહાળે નંદકુમાર. ૨
લલીતા લલીત મુખ વચન બોલે, ઉડે અબીલ ગુલાલ;
શોભા સાગર શામળીયાની, આંછી આંખ વિશાળ. ૩
મુખ અંબર લઇ હલધર હશીયા, ગોપ ગોવાળા સાથે;
ભણે નરસૈંયો ચંદ્રભાગાએ, હળધર સાહ્યા હાથે. ૪

### પદ ૯૨ મું.

ઋતુ રૂડી રૂડી મહારા વહાલા, રૂડો માસ વસંત;
રૂડાં વનમાંહે કેશુ ફુલ્યાં, રૂડો રાધાજીનો કંત. ૧
અતી રૂડાં રે ઝાંઝ વજાડે, તારૂણી વજાડે તાલ;
ચતુરાં મળીને ચગ વજાડે,તો મોરલી વજાડે મદન ગોપાળ. ૨
અતી રૂડું વદ્રાવન પ્રસુ, રૂડું જમુનાનું તીર;
અતી રૂડી ગોવાળ મંડળી, રૂડો હળધર વીર. ૩
રૂડાં કુંકુમ કેશર ઘોળ્યાં, રૂડાં તે મુખ તંબોળ;
અતિ રૂડો નરસૈંયાચો સ્વામી, નિત નિત ઝાકમઝોળ. ૪

### પદ ૯૩ મું.

ચાલ ચાલ રમીએ સહી, મહેલ મચવું મહી, વસંત આવ્યો વનવેલ ફુલી;
મહોરીયા અબ કદમ કોકીલા લવે, કુસુમ કુસુમ રહ્યા ભમર ભોલી.
સારના ભુક્ષણુ, હાર ગજગામનિ, કહવારની કહું છું ચાલ ઊઠી;
રસીક મુખ ચુમીએ, વલગીએ ઝુમીએ, આજ તો લાજની દો'વાઇ છૂટી.
હેતે હરી વશ કરી, નાહુલો ઉરધરી, કરધરી કૃષ્ણુજી પ્રીતે પળશે;
નરસૈંયાચો કૃષ્ણુ રંગમાં, અંગે ઉદમદ હવો, ખોહસા દીવસનો ખંગ વળશે.

### પદ ૯૪ મું.

આવ્યો આવ્યોરે વસંતમાસ, મન ઉપન્યો ઉલ્લાસ,
કરોની નશંખહાસ, લાજ મેલી;

તેડાવો સકળ મળી, છાંટણાં ચંદન ઘોળી,
પધરાવોની • વનમાળી, સર્વ સાહેલી. ૧
વિવિધવાજાં વજડાવો, ચતુરાં ચાચરે આવો,
કુસુમ માળ સોહે, કરકમળે;
સજ થઇને સધાવો, હરખે હરી થકી હારો,
જુવતીનાં જુથ મળી, રહો જમલે. ૨
ચાલોની આપણુ જઇએ, નંદને ભુવને રહીએ,
ભલો ગોવાળિયો, તે વાહાલ ધરશે;
દીઠે કીજે હેલા મેલો, આજ દન અક્ષે કહેજો,
નરસૈંયો ત્યાં રગ જુએ, રસરગ થાશે. ૩

પદ ૯૫ મું.

રાતી મોલ ધરો મોહનજી, રાતી ઋતુ રૂડી,
રાતે દાંતે હસે રાધાજી, રાતી કરમા ચુડી. ૧
રાતાં ફુલ ખરે ખારનાં, રાતી રજ રૂડી;
રાતી ચાંચે પોપટ રમે, પક્ષીડાં સુડલો ને સુડી. ૨
રાતા સાળુ સહીયર સહુને, શિર છુટી જુડી;
નરસૈંયાચા સ્વામિ સગ રમતા, રહી તે રસમાં બુડી. ૩

પદ ૯૬ મું.

ઓરા આવો અલબેલા વહાલા, રગ ભરી રમીએ હોળી;
તમ સાથે રમવાને આવી, મરમ બનીને ટોળી. ૧
લાલ ગુલાલ અબીલ ઉડાડીએ,નાખીએ લઇ લઇ ઝોળી;
કનકની પીચકારી ભરી ભરી, છાંટીએ કેશર ઘોળી. ૨
તમારો વાઘો કરીએ ભીનો, તેલ ફૂલેલમાં બોળી;
અમારી નિલાંબરની સાડી, રસબસ કરીએ ચોળી. ૩
બહાર રમતાં સરખાં થાએ, માંહોમાહે ઝકોળી,
નરસૈંયાચા સ્વામિ સગે રમતાં, અબળા તે બાળીભોળી. ૪

પદ ૯૭ મું.

ગોપી આવી રે આવી રે, વહાલાનુ મુખ જોવા,
અદ્‌ભૂત ખેલ રચ્યો પુરૂષોત્તમ, માનનીનાં મન મોહવા. ૧

રાતી ચુડી કરે કામનીયાં, રાતાં ચરણા ચુંદડીઆં;
રાતી આડ કરી કુંકુમની, તે તળે રાતી ટીલડીયાં. ૨
રાતા ગુલ કલેવરે કમખે, રાતી ચોળી હદે ભલી;
રાતાં તંબોળ ઓપે મુખે અબળા, તવ નરસૈં ત્રીકમને ત્રીયા મળી. ૩

### પદ ૯૮ મું.

પીળાં પટકુળ પેહેરણુ પ્રેમદા, પીળાં ભુક્ષણુ હદે ધરી;
પીળાં ચાંપ ચોસર કંઠે, પીળી કેશર આડ કરી. ૧
પીળી આંબા શાખ મનોહર, પીળી કમખે ગેર વળી;
પીળુ અંગ ઓપે અતી અબળા, તવ ત્રીકમને ત્રીયા મળી. ૨
ઉજ્વળ શ્વેત શાવટુ પહેરણ, ઉજ્વળ ચોળી ભરત ભરી;
ઉજ્વળ જાઈ વેલનાં ટોડર, ઉજ્વળ ચદન ઉગટ ભરી. ૩
ઉજ્વળ ચિત્ત રાખો હરી ચરણે, ઉજ્વળ વિઠ્ઠલ હદે ધરી;
ઉજ્વળ વહે જમુનાજીનું પાણી, ઉજ્વળ વાણી નરસૈંયાતણી. ૪

### પદ ૯૯ મું.

કુસુમે વધાવો રે વધાવો રે, શશીવદની સંગે;
શણગટડો વાળે આવીને, ઉલટ વાધ્યો અંગે. ૧
નીલાંબર પીતાંબર ભેળી, ગાંઠડલી વાળી;
મુખડું જોતાં મનમાં ફુલ્યાં, વહાલો વનમાળી. ૨
જો કહો મુખથી હારો વહાલા, ભામણુલે જાઇએ;
નરસૈંયાચા સ્વામિનું સુખ મુકી, અળગા કેમ થઇએ. ૩

### પદ ૧૦૦ મું.

પ્રથમ દીવસ વ્રજ વસંત પંચમી, સુખ સખા ઘેર સોહે;
તે પુંઠે સહુ સુંદરીયાંરે, જે હરિનું મન મોહે. ૧
ફુલડે પગર ભરાવે કામની, કેશર કળશ ભરાવે;
ચંદન કસ્તુરી છંટાવે, મહાવજી મંદીર આવે. ૨
સોના પાટ પથરાવો સખીરી, વહાલાને પધરાવો;
આબલા મંજરી મુકુટે શું કરી, રૂચી અભિષેક ભણાવો. ૩
ચિરંજીવો તું વાલમીયારે, કોટ વસંત રમીજે;
નરસૈંયાચા સ્વામિ થઈ ધરજો, ભામિની ભુવન ભમીજે. ૪

## પદ ૧૦૧ મું.

વસંતરૂતુની હુ બલીહારી, નાર નર સઉકો ફાગ રમે;
માધવ સખા સહીત ગૃહગૃહ પ્રતી, જળવન અંબુજ ભમર ભમે. ૧
નૈનભાવતાં વચન પરસ્પર, વનિતા વૃંદ વશીક કરે;
લડસડતો લક્ષ્મીવર લઘુવેશે, ધાઇ ધાઇ સહુ કોય બાથ ભરે. ૨
કનક કળશ કેશર ભરી, હરી પૂઠે રહી મસ્તકે ઢોળે;
કરતલ ભરી શીખંડ અધરરસ, મુખલોચન ઉપર રોળે. ૩
સાસુ નણદી ડાહ્યાંડમરાં, મરજાદાએ અનુસરતાં;
તેશું સહુ કહે વહુ ચાલો રમીએ, આડો શણગટ ધરતાં. ૪
નરસૈંયાચા સ્વામી નિત નવલી, પરેં વિચિત્ર લીલા કેલી કરે;
લેહેરીઓ જડમાં જે આવે, પુરૂષપણું વેગે વિશરે. ૫

## પદ ૧૦૨ મું.

રગ ભરી હરી સદા સુંદરી, વસંત કશો વિશેક;
જે શોભા આફણીએ દીસે નહી, વિધ નિગમ સુલેખ. ૧
કુંજસદન અંબુજ વન અલીગણુ, ક્રીડા સહેજ અવીર;
આવે વેગ પરાગ પુંજરે, જક વાહલો જદુવીર. ૨
અંગ છાંટા શ્રમ જલ અબર, સખી કેસર ભીનો સોહે;
અધરરગ કીરણાવળી પ્રસરી, ત્યાં કોણુ ગુલાલ તે જોએ. ૩
મુખ મકરંદ કોટી કુસુમાકર, મધુકર માતા ડોલે;
ચંદન ચિત્ર માસે મહાવતર, સખી કોકીલા બોલે. ૪
નવકુમુદે સ્વર કીરણુ રાગડું, મદલકી શુક સમ દીસે;
ગુણુવંત નારી ગાન ફાગરે, નરસૈંયાચા સ્વામિ મન હીસે. ૫

## પદ ૧૦૩ મું.

કુસુમ વિશેકનાં કટક ચડ્યાંરે, મન ગજ આગળ કીધો;
મુક્તા મંડીત કુચ કુંભસ્થળ, લઇ ક્ષણુ અંકુશ લીધો. ૧
હળવે હળવે નદભૂવનરે, વણુ કાંતાએ આવે;
પુરૂષ સકળને સહેજે નસાવે, કેસરી કહાન જગાવે. ૨
જશોમતીકેરો એકસધેરે, સેહેસકર મધ્યે સોહે;
થઇ આકળો ચરિત્ર જણાવે, દેખી ઘણેરા મોહે. ૩

નરસૈંયાચા સ્વામિ વ્રધ કેસરી, કરી કાંતાએ ગૃહીઓ;
વિપરીતે વીપરીત જણાવે, નરસૈંયો તે બાંધ્યો રહીયો. ૪

પદ ૧૦૪ થું.

અબળા આવી રે આવી, ગ્રહ ગૃહથી સહુ નાર;
અંબીલ ગુલાલ ઉછાળે, ગાએ ઊભી નંદદ્વાર. ૧
પહેરી ફાલી શણગટ વાળી, શણગારે સારી;
મોહન કેરૂં મુખ જોવાને, ઉન્મદ ઉબારી. ૨
તાલ મ્રદંગ વેણાને મુવર, નેપૂર ધૂન થાએ;
ભણે નરસૈંયો ધસમસતી, સહુ વાહલો જોવા જાએ. ૩

પદ ૧૦૫ મું.

વહાલો વહાલ ધરીને, શામા સંગે સોહાવે;
મુક્તાફળ બેઉ કરમાં લઇને, કામની કૃષ્ણ વધાવે. ૧
કેશર ગોળી શીર પર ઢોળી, સહુએ હો હો કરતી;
માતા મોદ ન માએ મનમાં, મોહન મુખડું જોતી. ૨
ચોળી ચીર આભૂષણ આપ્યાં, હરખી હરખી ગાય;
ભણે નરસૈંયો રમતાં રમતાં, કૃષ્ણ કામની જાય. ૩

### પદ ૧૦૮ મું.

અબળા આનંદીરે આનંદીરે, પીયુશું પ્રેમે પૂરી;
અબીલ ગુલાલ કેશરરસ, છાંટે સંભ્રમે શૂરી. ૧
સન્મુખ રહી સર્વ સુંદરીરે, માગે શામા ગોરી;
ચતુરપણે ચચલગત જોતી, શણગારે શોરી. ૨
વશ કીધો વનિતાએ વહાલો, મરકલડાં કરતી;
નરસૈંયાચા સ્વામિશું રમતાં, હળવે ઉર ધરતી. ૩

### પદ ૧૦૯ મું.

હળવે ઉર ધરતી રે ધરતી રે, શામળીઆ દે સાંઇ,
મગન થઇને માગે મહાલે, કંઠે ધરી રહી બાંહી. ૧
તાળી દઇ દઇ ગાએ ગોપી, ઝાંઝરના ઝમકાર;
તેમ તેમ વહાલો વેણુ વજાડે, ઉલટ અંગ અપાર. ૨
અબીલ ગુલાલ કનક ઘટ કેશર, સુઆ ચંદન સાર,
ભણે નરસૈંયો મહારસ વાધ્યો, રમતાં નરહરી ને નાર. ૩

### પદ ૧૧૦ મું.

નારી નરહરીશું નરહરીશુરે, ભાવ ધરી ભજતી;
સુંદરવરશું આંધડું લેતાં, મોહન મનગમતી. ૧
કરતલ કુંકુમ ભરી વધાવે, ભામની વહાલાનુ મુખ માંજે,
હાથ કરી હરીવદન નિહાળે, તાળી ચોદિશ વાજે. ૨
માન કરી શામળીએ વહાલે, તેડયા સહુ ગોવાળ,
અબીર ગુલાલ કેશર પીચકારી, છાંટે શ્રી ગોપાળ. ૩
તત્તતવડી સર્વ સુંદરીરે, સામા મદન મોરાર;
નરસૈંયાચા સ્વામિપર છાંટે પરસ્પર, કોય ન માને હાર. ૪

### પદ ૧૧૧ મું.

શામા શોભતીરે શોભતી રે, શામળીયાને સંગ;
નેહ ઝડ લાગી વાદ ચડી,મહુ ભરી ભરી ભરતી રંગ. ૧
નાચે ગાએ વેણુ નચાવે, મરકલડાં કરતી,
હળવે આવી શામળીયાને, ઉરપર ધરતી. ૨
વદન નિહાળી સરવસ વારે,અબીલ ગુલાલ ઉછાળે,
ભણે નરસૈંયો વાજા વાજે, માનની મેહ મહાલે. ૩

નરસૈંયાચા સ્વામિ વ્રધ કેસરી, કરી કાંતાએ ગ્રહીઓ;
વિપરીતે વીપરીત જણાવે, નરસૈંયો તે બાંધ્યો રહીયો. ૪

### પદ ૧૦૪ થું.

અબળા આવી રે આવી, ગ્રહ ગ્રહથી સહુ નાર;
અંબીલ ગુલાલ ઉછાળે, ગાએ ઊભી નંદદ્વાર. ૧
પહેરી ફાલી શણુગટ વાળી, શણુગારે સારી;
મોહન કેરૂં મુખ જોવાને, ઉન્મદ ઉબારી. ૨
તાલ મ્રદંગ વેણુાને સુવર, નેપૂર ધૂન થાએ;
ભણે નરસૈંયો ધસમસતી, સહુ વાહલો જોવા જાએ. ૩

### પદ ૧૦૫ મું.

વહાલો વહાલ ધરીને, શામા સગે સોહાવો;
મુક્તાફળ બેઉ કરમાં લઇને, કામની કૃષ્ણ વધાવો. ૧
કેશર ગોળી શીર પર ઢોળી, સહુએ હો હો કરતી;
માતા મોદ ન માએ મનમાં, મોહન મુખડું જોતી. ૨
ચોળી ચીર આભૂષણ આપ્યાં,, હરખી હરખી ગાય;
ભણે નરસૈંયો રમતાં રમતાં, કૃષ્ણ કામની જાય. ૩

### પદ ૧૦૬ ઠું.

કામા કૃષ્ણ મળીરે કૃષ્ણ મળી રે, હસતી મુખડું જોતી;
અબીલ ગુલાલ કેશર રસ છાંટે, તારૂણી તાળી દેતી. ૧
ફરતી ફરતી નાચે નારી, વહાલો વેણ વજાડે;
માનની મોહી મોહન સાથે, લઈ હૃદયાશું ભીડે. ૨
સુર બ્રહ્માદીક કૌતક જોતા, બોલે જેજેકાર;
ભણે નરસૈંયો મરમ ન જાણે, વરસે કુસુમ અપાર. ૩

### પદ ૧૦૮ મું.

અબળા આનંદીરે આનંદીરે, પીયુશું પ્રેમે પૂરી;
અબીલ ગુલાલ કેશરરસ, છાંટે સંગ્રામે શૂરી. ૧
સન્મુખ રહી સર્વ સુંદરીરે, મધ્યે શામા ગોરી;
ચતુરપણે ચંચલગત જોતી, શણગારે શોરી. ૨
વશ કીધો વનિતાએ વહાલો, મરકલડાં કરતી;
નરસૈંયાચા સ્વામિશુ રમતાં, હળવે ઉર ધરતી. ૩

### પદ ૧૦૯ મું.

હળવે ઉર ધરતી રે ધરતી રે, શામળીયો દે સાંઇ;
મગન થઇને મધ્યે મહાલે, કંઠે ધરી રહી બાંહી. ૧
તાળી દઇ દઇ ગાએ ગોપી, ઝાંઝરના ઝમકાર;
તેમ તેમ વહાલો વેણું વજાડે, ઉલટ અંગ અપાર. ૨
અબીલ ગુલાલ કનક ઘટ કેશર, ચુઆ ચંદન સાર;
ભણે નરસૈંયો મહારસ વાધ્યો, રમતાં નરહરી ને નાર. ૩

### પદ ૧૧૦ મું.

નારી નરહરીશું નરહરીશુંરે, ભાવ ધરી ભજતી;
સુંદરવરશું સાંઇડું લેતાં, મોહન મનગમતી. ૧
કરતલ કુંકમ ભરી વધાવે, ભામની વહાલાનુ મુખ માંજે;
હાશ કરી હરીવદન નિહાળે, તાળી ચોદિશ વાજે. ૨
સાન કરી શામળીએ વહાલે, તેડયા સહુ ગોવાળ;
અબીર ગુલાલ કેશર પીચકારી, છાંટે શ્રી ગોપાળ. ૩
તવતવડી સર્વ સુંદરીરે, સામા મદન મોરાર;
નરસૈંયાચા સ્વામિપર છાંટે પરસ્પર, કોય ન માને હાર. ૪

### પદ ૧૧૧ મું.

શામા શોભંતીરે શોભતી રે, શામળીયાને સંગ;
નેહ ઝડ લાગી વાદ ચડી,સહુ ભરી ભરી ભરતી રંગ. ૧
નાચે ગાએ નેણુ નચાવે, મરકલડાં કરતી;
હળવે આવી શામળીયાને, ઉરપર ધરતી. ૨
વદન નિહાળી સરવસ વારે,અબીલ ગુલાલ ઉછાળે;
ભણે નરસૈંયો વાજાં વાજે, માનની મેદ મહાલે. ૩

### પદ ૧૧૨ મું.

માનની મોહનશુંરે મોહનશુંરે, ધાઈ ધાઇ ભરતી રંગ;
અબીર ગુલાલ ઉછાળે અબળા, ફુલી ફુલી અંગ. ૧
ચીબુક ગ્રહીને શશીવદની, સન્મુખ પાલવ ગ્રહીને તાણે;
ભુજબળ ભીડી ભામની, તે મોહન મધ્યે આણે. ૨
ચંદ્રભાગા સુઆ ચદન લઇ, વહાલાનું મુખ માંજે;
ભણે નરસૈંયો ભામડલાં લઇ, નારી નેણાં આંજે. ૩

### પદ ૧૧૩ મું.

વનિતા વાદ ચડીરે વાદ ચડીરે, પિયુને પ્રેમ ભરાણી;
કેશર રમની ગોળી ઢોળી, તે શામા શિર આણી. ૧
અબીર ગુલાલ ઉછાળે હળવે, સુઆ ચદન ઘોળી;
સન્મુખ આવી શામળીયાને, ભરી ભરી નાંખે ઝોળી. ૨
ઉમંગી અબળા આલાપે ને ગાય પરસ્પર વાધ્યો રગ;
શશીવદની સુંદરવર સાહી, ભીડયો અગોઅગ. ૩
તાળી દઇ દઇ હાશ કરેરે, મોહનનું મુખ જોતી;
ભણે નરસૈંયો રમની લેહેરે, કામની કેલ કરતી. ૪

### પદ ૧૧૪ મું.

કેલ કરતાંરે કરતાંરે, વહાલાને વશ કીધો;
સુઆ ચદન મુખ માજીને, અબળાએ ઉર લીધો. ૧
પીતાંબર લઇ પાતળીયાનું, નીલાંબર પહેરાવ્યું;
હોહો કહો હરી હવે હાર્યો, માનની માન મગાવ્યુ. ૨
ચંદ્રભાગા ચમકતી આવી, રાખ્યાં બેઉને જોડે,
ભણે નરસૈંયો કુસુમેધાવે, કામા લઇને કોડે. ૩

---

પદ સમાસ.

---

# પ્રેમાનંદ.

## શ્રાદ્ધ.

રાગ કેદારો.

શ્રીગુરુ ગોવિંદ ચરણે લાગુંજી,સરસ્વતી શારદા વાણી માગુંજી;
ભાવેરે ભાખું શ્રાદ્ધ મેહેતાજીના તાતનુંજી. ૧

ઢાળ.

શ્રાદ્ધ સાર શ્યામળો, વરણવું બુદ્ધિમાન;
નરસૈં મેહેતો ભક્ત બ્રાહ્મણ, જેનું જુનાગઢમાં ભોવન. ૨
બંસીધર નામે ભ્રાત મેહેતાનો, જવેર મેહેતી તેની ધરણી;
માણેક મેહેતી નામે સ્ત્રી તે, નરસૈં મેહેતાને પરણી. ૩
માતા પિતા તો મૃત્યુ પામ્યાં, મૂકી બાળવેશે બે વીર;
મેહેતા આથડતા ઉછર્યા, જેવું વરસાદનું નીર. ૪
દ્રવ્ય સંપત્તિ લઇને બેઠો, મોટો વીર ડાહ્યો સહી;
સોળ વરસના મેહેતા થયા, પણ કશી અક્કલ નહીં. ૫
ગાળો ખાય ભાઇ ભોજાઇની, લોક કહે રામ ગોવાળો;
સુણી અંતરમાં દાહ લાગ્યો, પણ ન જાણે ધોળાપર કાળો. ૬
એક સમે ભાભીએ વચન કહ્યું, મેહેતાને લાગ્યો ડાગ;
વનવાસ પોતે ચાલીઆ, ઘરબાર કીધું ત્યાગ. ૭
મન વિષે મહા ચિંતા કરતા, આવ્યા અઘોર વનમાંહે;
જોતાં જોતાં એક દેરૂં દીઠું, અપૂજ્ય શિવનું લિંગ જ્યાંહે. ૮
*ત્યાં જઇ મેહેતે પૂજા રચી, થઇ અંતરમાં ઉલ્લાસ;
ક્ષુધા તૃષા તજીને ધ્યાન ધરે, બેઠા રાખી મન વિશ્વાસ. ૯

---

*પ્રત-ખઃ બીલપત્રનો ઢગલો દીઠો, શંકર દીઠા સાર;
મેહેતાજીએ હોલારો કરી, કીધા નમસ્કાર.
ઘરબાર આપણું આજ કરૂ, હૈયા રહેવું ઠરી ઠામ;
સિવ મહાદેવને સેવીને, પામવું વૈકુંઠ ધામ

સાત અપવાસ મેહેતે કર્યા, તવ રીઝયા શ્રી મહારાજ;
કૈલાસથી પોતે આવીઆ, કરવા ભક્તનું કાજ. ૧૦
રુંડમુંડની કંઠે માળા, વિભૂતિ ચોળી અંગ;
જટા મધ્યે ગંગા વિરાજે, ઉમયા શોભે અર્ધાંગ. ૧૧
વાજીંત્ર વાજે ડાક ડમરૂ, શંખ શિંગી સાર;
લીલવટ તિલક પ્રકાશ શોભે, રૂપ સુંદર અપાર. ૧૨
પોઠીઆનું વાહન કરી, બેઠા પુરુષપુરાણ;
તે થાનક પ્રભુજી પધાર્યા, શું કરૂં તેહ વખાણ. ૧૩
વાઘાંબર ઝળકી રહ્યાં, આભૂષણ સર્પનાં સાર;
લોચન લાલ ગુલાલ રંગ, સોહે મેવંત્રાનો હાર. ૧૪
કમળની પેરે લિંગ પ્રકાશ્યું, પ્રગટતાં શંકર રાય;
મેહેતાજી મહાદેવને દેખીને, ઊઠીને લાગ્યા પાય. ૧૫
કરજોડી મુખથી વર્ણવે, નમો નમો આદિ ભગવાન;
ભોળાનાથે શિર હાથ મેલ્યો, માગ ભક્ત વરદાન. ૧૬
ત્યારે મેહેતાજી કહે, હવે શું માગું, દર્શન પામ્યો સાર;
વર માગું તમને નિરખ્યા, તેવા નિરખું દેવ મોરાર. ૧૭
પ્રેમ ધરી પ્રભુજીને નિરખું, એટલો પહોંચાડો કોડ;
સુણી વચન ને શંકર રીઝયા, મેહેતાને રાખ્યા જોડ. ૧૮
આજ તુજને હરિ નિરખાવું, આશા પૂરૂં મન તણી;
ભોળાનાથ દાસ સંગે, લઇ ચાલ્યા વૈકુંઠ ભણી. ૧૯

વલણ.

વૈકુંઠમાં શિવ આવિયા, પૂરવા ભક્તની આશરે;
ગોપી ગોવિંદ લીલા કરે ત્યાં, રમતાં રાસ વિલાસરે. ૨૦

કડવું ૬ ઠું-રાગ મારૂની ચાલ.

અદ્ભુત લીલા રાસ વિરાજે જી, ગોપિકા ગાય ને વાજિંત્ર વાજે જી;
દર્શન જોતાં ભવ દુઃખ ભાજે જી,જોઇ સુખ પામ્યા શિવ મહારાજે જી. ૧
ભુવન ભારે ચંદ્રપ્રકાશ જી, વૈકુંઠ શોભે શરદ આકાશ જી;
માણેક મોતી ઝવેર બહુ ઝળકેજી,અદ્ભુત શોભા થકી મન હરખે જી. ૨

ઢાળ.

મન હરખ્યું મહાદેવજી તણું, દીઠું વૈકુંઠનું તેજ ઘણું;
મૌએ આવતા દીઠા શિવસ્વામી, એટલે રમતી દીઠી વ્રજ રામા. ૩

મૂકી દીધું ખેલનું કાજ, મનમાં ઘણી વધારી લાજ;
સદાશિવને આવતા જાણી, સામા આવ્યા સારંગપાણી. ૪
હરિને રૂપ ને તેજ અપાર, નરસૈંયે નિરખ્યું નિરધાર;
નરસૈંયે ઓળખ્યા શ્રી ભગવાન, કીધો પ્રેમે દંડવત પ્રણામ. ૫
પછે હરિહર દૃષ્ટે મળીઆ, પ્રભુ શિવને ચરણે નમીઆ;
હરે ઊઠાડયા ગ્રહી હાથે, પ્રભુને ચાંપ્યા હૃદયા સાથે. ૬
ભુજ બંધન વાંસા પૂઠે, પ્રેમ આલિંગન નવ છૂટે;
પછે મુખ અન્યો અન્ય જોયા, શિવનાં આંસુ શ્રીહરિએ લ્હોયા. ૭
પછે હરિ પૂછે સમાચાર, કહો કેમ કૃપા કરી ત્રિપુરાર;
મુજ ઉપર દયા કીધી ઘણી, પધાર્યા મુજ મંદિર ભણી. ૮
હું તો મહા સુખ પામ્યો આજ, મુજ સરખું કહોની કંઇ કાજ;
બીજું મનુષ્ય કોણ છે આ સાથ, કયમ આ ઠામ દેખાડયો નાથ. ૯
સદાશિવ કહે જાણો છો મહારાજ, શું અજાણ થઇ પૂછો વૈકુંઠરાજ;
એ તો દાસ તમારો જાણીએ, ઓધવ વિદુર સમાન ગણીએ. ૧૦
એ તો મહાભક્ત છે, શિવ વરણે, એને રાખો તમારે શરણે;
*એ તો ધ્યાનજ તમારૂં ધરે, તમ દર્શનની ઇચ્છા કરે. ૧૧
શિવે સઘળી કહી માંડી વાત, સારે રીઝયા વૈકુંઠ નાથ;
વળી હસિને બોલ્યા સુંદરશ્યામ, કહોની એનું શું છે નામ.* ૧૨
સદાશિવ કહે સુણીએ શ્યામ, એનું વિપ્ર નરસૈંયો નામ;
તવ નરસૈંયો જઇ લાગ્યો પાય, મસ્તક કર મૂકયો વૈકુંઠરાય. ૧૩
જા તું ભજતો રહેજે મૂને, હું સદા પ્રસન્ન છઉં તૂને;
એવું હરિએ આપ્યું વરદાન, ભોળાનાથ થયા તુષ્ટમાન. ૧૪
હરિ મહાદેવને કહે છે ત્યાંય, પધારો મુજ મંદિરમાંય;
હરિહર ભુજ ઝાલી આવે ભુવન, નરસૈંયો આનંદ પામ્યો મન. ૧૫
શિવ શ્યામ આવ્યા મંદિર મોઝાર, ગોપિકા ઉભાં થયાં તેણી વાર;
સહુ લાગ્યાં શિવને પાય, બેસાડયા આસને શિવરાય. ૧૬
નાથે નેત્ર સમસ્યા કરી, પૂજા થાળ લાવી સુંદરી;
જડાવ ઝારી ભરી ગંગાજળે, પ્રભુ મહાદેવનાં ચરણ પખાળે. ૧૭

લીધું ચરણામૃત અંજલિ ભરી, ષોડશ પ્રકારે પૂજા કરી;
પ્રદક્ષિણા કરી લાગ્યા પાય, હરિ વીંજણે ઢોળે વાય. ૧૮
શુભ થાળ લાવી ગોપીજંન, માંહે શાક પાક પકવંન;
તે મહાદેવની આગળ ધરી, હરિહરે એકઠાં પ્રાશન કરી. ૧૯
ભોજન કરી ઉઠ્યા ભગવાન, સદાશિવ આનંદ પામ્યા મંન;
જોઇ કૃષ્ણજીતણાં ભુવન, આનંદ્યા છે શિવરાજંન. ૨૦
બહુ શોભા અપરમપાર, જોઇને રીઝયા ઉમિયા ત્રિપુરાર;
શય્યાએ સુતા શિવ અવિનાશે, હરિ મહાદેવનાં ચરણ તળાંસે. ૨૧
હરિહર બેઠા એક હુલ્લાસ, કરે ગોઠડી વિવિધ વિલાસ;
વાત પ્રીતે કરી રૂડી પેર, મહાદેવજી કહે હવે જાશું ઘેર. ૨૨
હરિ કહે પધારજો ફરી, આજ તો ઘણી કૃપા કરી;
હું તો તમારો છઉં પુષ્ટ, મુજ ઉપર રાખજો કૃપા દષ્ટ. ૨૩
એમ હરખે હરિ મનમાંય, ફરી ફરીને લાગે પાય;
પાયે લાગ્યો મજનો સાથ, દીધી આશિશ ઉમિયાનાથ. ૨૪
વળી બોલ્યા સારંગપાણી, મારી વાત સુણો શૂલપાણી;
તમે તમારે જાઓ કૈલાશે, આ ભક્ત રહેશે અમારે પાસે. ૨૫
ત્યારે બોલ્યા શિવ મહારાજ, એનાં કરજો રૂડાં કાજ;
એને દાસ કરી થાપજો, એને રૂડું ગમે તે આપજો. ૨૬
ત્યારે બોલ્યા શ્રી અવિનાશ, મુજ પ્રાણથી અધિકો દાસ;
વાત નિર્ભય માનજો સાચી, સુણી સદાશિવ રહ્યા મન રાચી. ૨૭
પછે ભોળાનાથ ગયા કૈલાશ, મેહેતોજી રહ્યા હરિને પાસ;
હરિએ હેતે આપ્યો પરસાદ, અંતરમાં ઇચ્છા ઘણી વાધ. ૨૮
નરસૈંયો પામ્યો દરશંન, છે પૂરણ પ્રભુજી પ્રસંન;
રચ્યું વૈકુંઠ જોવા જેવું, બ્રહ્મા ભેદ ન જાણે તેવું. ૨૯
હરિ રૂપનાં ન થાય વિખાણ, જાણે *ઊગ્યા કોટિક ભાણ;
શોભે વદન અનુજ બહુ પ્રકાર, ચળકે કોટે કૌસ્તુભ તેજ અપાર. ૩૦
હરિનાં લોચન કમળ સમ સાર, ભાલે તિલક તે શોભા અપાર;
મસ્તક મુકુટ રહ્યો છે ઝળકી, કાને કુંડળ રહ્યાં છે લળકી. ૩૧

---

* પ્રત ખ-'તેજે'

*અધર બિંબની શોભા ઘણી, મુખમાં દાંત કળી દાડમની;
પીતાંબર રહ્યાં જગમગી, કુંકુમ ચરણ કરે દુગદુગી. ૩૨
છબી પાતળી મુખે હસે, ભરયૌવન બાળેવેશે;
અંગ કોમળ નાભી કમળ સરખી, વ્રજ વનિતા મોહે છબિ નરખી. ૩૩
હરિએ શણગાર સર્વે સજિયા, વાંસળી વાય વિઠ્ઠલ રસિયા;
કેશ છૂટે બાવન વીર, નિરખું ઊભા શ્યામ શરીર. ૩૪
હરિની દૃષ્ટિ કરે કમાન, વ્રજ વનિતાના હરખે પ્રાણ.†
મધુરી વાણી બોલે મુખ, જોઇ પ્રમદા પામે સુખ. ૩૫
ત્રિભંગી વરણાગી કટિ વંક, રૂપ કળાએ વાળ્યો આડો અંક;
અંત્રિક્ષ દેવતા નિરખે ગગન, નરસૈં જોઇ જોઇ હરખે અગ.‡ ૩૬
બીજી શોભા અપરંપાર, થાયે તેજતણો ઝલકાર,
ત્યાં તો ગાંધર્વ આનંદ સાજે, રાસ મંડળ વેણુ વાજે. ૩૭
શોભે કુંજ વાડીનો રે ચોક, ગોપી ગોવિંદ કરતાં જોખ;
ત્યાં રાસ આરંભન થાય, વાજે વાજિંત્ર ગુણિજન ગાય. ૩૮
સોળ સહસ્ર નારી સંઘાથ, કરે ક્રીડા વૈકુંઠનાથ;
રસ ભર્યાં રાધે ને શ્યામ, ગોપી ગોવિંદ છે પૂર્ણ કામ. ૩૯
મુખે ગાતાં મધુરા છંદ, મધ્યે વિરાજે બાલમુકુંદ;
જેવી વીજળી આભે ચળકે, એવા મંડપમાં શ્યામ ઝળકે. ૪૦
હરિ મુકુટ દર્પણ તો ખાપ, તેમાં જણાય એ અબળાનું આપ;
નાચે નારી થૈ થૈ કાર, રાસ§ મગ્ન છે વિશ્વાધાર. ૪૧
બહુ કામ પૂર્ણ મદ ગોપી, હરિને કંઠે બાંહોડી આરોપી;
તેવા શ્યામ રતિ યુદ્ધે શૂર, આલિંગન ચુંબન દેતા અધૂર. ૪૨
અનેક લીલા થાય બહુ ખેલ, વેશ નવ નવા લાવે એ છેલ;
રાસ રમતાં મનડું રાચે, નરસૈંયો સખી થઇ નાચે. ૪૩
વાગે તાલ મૃદંગ ને ચંગ, સુખ સાગર વાધ્યો રંગ;
ફરતાં ફૂદડી લજ્જા મેલી, રમે રાધા થઇ અલબેલી. ૪૪

---

* પ્રત ખ-વધુ કડી, 'અધુર ફુલ નાગિકા લીની, મુખમાં દંત જાણે જરદ ચુની.'
† પ્રત ગ-' વેણે હરે વિનતાના પ્રાણ.'
‡ પ્રત ગ-'એકાંતિ દેવતા ન દેખે, તે નર રાખ્યો નજરે દેખે.'
§ પ્રત ખ: 'રસ.'

ભુલ ભુલામણી રમે નારી, ખેલે શ્રીકૃષ્ણ નાથ વિહારી;
રમતાં ગોપીએ ધર્યું અભિમાન, અંતર્ધાન થયા ભગવાન. ૪૫
ગોપી વ્રેહે આકુળ થઇ બોળે, જુએ વનસ્પતિ બાધી ડોલે;
પૂછે એક એકને હરિ દીઠા, કહીં એમ ગયા છે મીઠા. ૪૬
જુગતે જોતી ચતુરાં ગલી, હરિએ વિરહની જ્વાળા મેલી;
રાધા જોડે વળગાડી સોહે, જોઇએ નરસૈંયાનું મન મોહે*. ૪૭
ઘણું ટળવળા અસ્ત્રીજંન, ત્યારે આવ્યા જુગજીવંન;
બહુ વારે મળિયા હરિ, વળી રાસ રમે ફરી ફરી. ૪૮
એક એકને ભુજ ગ્રહી રાખે, અન્યો અન્ય સુધા રસ ચાખે;
ઘણું રૂપ રસાળુ જોઇ, ત્રિભુવન ધણી રહ્યા છે મોહી. ૪૯
ચુમ્બન કરી અંગ ઉપર ઝુલાવે, સઉના વ્રેહેના વહ્નિ સમાવે;
રીસાવે રાધા મનાવે દૂતી. એવી નવી નવી લીલા થતી. ૫૦
નઉત્તમ શોભા થાય છે ઘણી, રમે રાસ દિવસ ને રયણી;
ગોપી રૂપ શણુગારે ભરી, ઓઢી રંગ ભરી ચુંદડી. ૫૧
સૌનાં શાં શાં કરૂં વખાણ, વિપથી પુરુષ બાંધ્યો પ્રાણ;
ગોપી લાડ કરીને વર માગે, આવી હરિ સામી ખોળા નાંખે. ૫૨
સૌને હૈડે હરખ ન માય, સર્વને સુખ આપે વૈકુંઠરાય;
રાસ મંડળ લીલા ખીલે, નરસૈંયો જોઇ જોઇને ફૂલે. ૫૩
એ ગતિ બ્રહ્મા નવ જાણે, શું ગજું કવિતા વિખાણે;
ભેદ નવ જાણે શંકરે, ભક્ત માટે એ લીલા કરે. ૫૪
કહેતાં ચાર જુગ વહી જાય, તોવ લીલા પુરી ન થાય;
વ્રજની શોભા વૈકુંઠ માંહે, હરિ અખંડ રાસ રમે છે ત્યાંહે. ૫૫

વલણ.

અખંડ લીલા હરિ રમે, શોભા અપરમપારરે;
જેવો ચાંદરણીમાં ચંદ્રમા, એવા શોભે દેવ મોરારરે. ૫૬

### કડવું ૩ જું-રાગ ધન્યાશ્રી.†

વૈકુંઠ ધામની શોભા સુંદર, કહેતાં ન આવે પારજી;
ગોપી ગોવિંદની અદ્‌ભુત લીલા, નરસૈં નિરખે નિરધારજી. ૧

---

* પ્રત ખ-'નરસૈંયાને અચરજ હોયે.'
† પ્રત ખ-'રાગ કેદારો.'

મન ઉલ્લાસે હરિમુખ જોતાં, વીત્યા દિન એકવીશજી;
દિવસ બાવીશમે મેહેતાજી પ્રત્યે, બોલ્યા શ્રી જગદીશજી. ૨
મેહેતાજી એક વાત સાંભળો, કહે છે વૈકુંઠ રાયજી,
અમૃતમય રસ ભાવે પીતાં, જીવ તૃપ્ત ન થાયજી. ૩
તે માટે તમે ઘેર પધારો, સુણો કહું વાતનો મર્મજી,
ઋષિની પુત્રી સ્ત્રી તમારે, તે સાથે માંડો ગૃહસ્થાશર્મજી. ૪
દેખો તેવી ત્યાં લીલા ગાજો, મનશું બાંધી પ્રતિબંધજી;
અંતકાળે અહિં આવજો, હવડાં કરો સમાર સંબધજી. ૫
ત્યારે મેહેતાજી કહે સુણીએ સ્વામી, ત્યાં ગયાનું શું વરણજી;
માયામાં મુને શીદ મોકલો, રાખો તમારે શરણજી. ૬
લૌકિક પીડા મુજને નડશે, ભૂલી જઇશ તમ નામજી;
જન્મ અકારથ થાશે મારો, ક્યાંથી પામીશ ચરણ વિશ્રામજી. ૭
મંન માન્યો કરો મોહન, હું તો દાસ તમારોજી;
તમ વિના પ્રાણ જાશે મારો, શાને આંખ આગળથી કાઢોજી. ૮
ત્યારે હસીને હરિ બોલિયા, તું સાંભળ કેવળ ભક્તજી;
જોગીને હું જુગે મળું, સંસારીને મળું તુર્તજી. ૯
જે કો ચિત્ત રાખે મુજ ઉપર, હું રહું તેની પાસજી;
સંસારમાં રહી મારૂં નામ લહે, તે તો પૂરણ દાસજી. ૧૦
માટે તમો ગૃહસ્થાશ્રમ પાળો, જેને દ્વારે આવે સંત સુહાયજી;
જોગી થઇ આડબર કરી, ધૂળ અંગે ઘાલ્યે શું થાયજી. ૧૧
ઘણું ઘણું શું કહીએ તમને, વીનવે જુગજીવનજી;
અંતકાળે અહીં આવશો, હવડાં જાઓ ભોવનજી. ૧૨
હું તો તમથી ક્ષણ નથી વેગળો, એક દિવસ ને બીજી રયણજી;
કષ્ટ પડે ત્યારે મુજને સભારજો, હું આવીશ તતક્ષણજી. ૧૩
હરિ વચન મેહેતો માથે ચઢાવી, લાગ્યા પ્રભુને પાયજી;
પ્રદક્ષિણા કરીને આજ્ઞા માગી, જૂનાગઢમાં જાયજી. ૧૪
મેહેતાજી મનસું વિચારે, મુને હરિહર બેઊ મળિયાજી,
જેમ રંકની ઉપર રાજા ત્રઠયો, જન્મ મરણ દુઃખ ટળિયાંજી. ૧૫
શ્રી હરી મુજને મળ્યા પણ, મૂકી દીધા ફોકજી;
ફરીને જઇશ સંસારમાં, ત્યારે ત્યાં હાંસી કરશે લોકજી. ૧૬

હરિ વચન હૃદઇએ લખી રાખ્યાં, મેહેતા હૃદયમાં રાસ સંભારેછ;
તાળ વાતા ને ગીત ગાતા, આવ્યા જૂનાગઢ મોઝારજી. ૧૭
આવીને ભાભીને ચરણે નમ્યા, દીધું આશિર્વચનજી;
શ્રીહરિ ને હર મુજને મળ્યા, તેહ તમારૂં પુન્યજી. ૧૮
પુન્ય તમારૂં માત મારી, મુજને હેતે મળીઆજી;
ગાળ નહીં એ આશિષ દીધી, જન્મ મરણ દુઃખ ટળિયાંજી. ૧૯
મેહેતાજીને કહે ભાભી, માંડોની ગૃહસ્થાશર્મજી;
ઋષિની પુત્રી સ્ત્રી તમારે, સતી સાધવી પર્મજી. ૨૦

વલણ.

સતી માધવી નાર સાથે, મેહેતે માંડયો ગૃહસ્થાશર્મરે;
સેવા સ્મરણ ને હરિભજન, નિત્યે કરે ઉજ્વલ કર્મરે. ૨૧

## કડવું ૪ થું–રાગ વેરાડી.

મેહેતાએ માંડયો ગૃહસ્થાશ્રંમ, ઋષિની પુત્રી ને પરિગ્રહ;
શાલિગ્રામની સેવા કરે, કશી માયા હૃદે નવ ધરે. ૧
નરનારી ખટ કર્મ કરે, તનમન પ્રભુજીને ગણે;
સામગ્રી જે લાવે ઘર માંહે, પેહેલે પ્રભુજીને ધરાવે ત્યાંહે. ૨
એક સાધુ જમાડીને જમે, રાખે સંતોષ લોભ નવ કરે;
નિત્ય સવારે કીર્ત્તનનો નેમ, તે ગાઇને કરે ભોજંન. ૩
માણેક મેહેતી સાધવી સતી, જરા વચન લોપે નહિ પતી;
કંથ કહે તે પ્રમાણે ચાલે, હરિ ઉપર બહુ રાખે વહાલે. ૪
અંતરમાં પતિ સેવા ઇચ્છે, પરમેશ્વર તે કંથને પ્રીછે;
હરિ સેવાનો ઉદ્યમ કરે, રાત દિવસ કીર્તન ઓચરે. ૫
પળ ન વીસરે પ્રભુનું ભજંન, વિશ્વંભર પૂરૂં પાડે અન્ન;
વૈષ્ણવ સાધુ પુરમાં કહેવાય, મેહેતાનુ નામ લેતાં પાતક જાય. ૬
નાત સગાંથી અળગા રહે, સંસારી વાત મનમાં ન લહે;
દેહ સંસાર, ચિત્ત હરિપર રહે, નથી ઇચ્છતા ઘર મમત્વ ગ્રહે. ૭
સોના રૂપામાં તુળશી ગણે, માયા કોડી ન રાખે કને;
હરખ શોક નવ રાખે મંન, બારે માસના સરખા દિંન. ૮
સ્ત્રીની નવ કરે કુથલી વાત, ઇદ્રિછત બંનેની જાત;
ચંચળ ચિત્તને વશ કરી રાખે, મન ઉલ્લાસે હરિ ગુણ ભાખે. ૯

કરે સેવા સ્મરણ ને જ્ઞાન, મર્યાદામાં રહે સાવધાન;
માયા પુંજીમાં માળ ને તાળ, કામકાજમાં રામ ગોપાળ. ૧૦
કીધો જન્મ સફળ ગુણ ગાઇ, વશ્ય કીધા છે જાદવરાઇ;
અન્ન વસ્ત્ર રિધસિધ ને કામ, સર્વ પૂરૂં પાડે હરિ રામ. ૧૧
લેહે લાગી હરિમાં મંન, કશી વાતની નવ રહે ન્યૂન;
એ રીતે પાળે ગૃહસ્થાશ્રમ, પ્રભુ રાખે લજ્જા ને શરમ. ૧૨
લૌકિક વાત એ જાણે શેની, જો ન જાણે દિવસ કે રેણી;
અનેક ભક્ત કહાવે છે સહી, પણ મેહેતાજીની તોલે નહીં. ૧૩
જેનું ચિત્ત પ્રભુજીમાં વસે, કદી માયામાં મન નહીં ધસે;
કુપાત્ર બ્રાહ્મણ નાગરની નાત, તે તો જણાવે પોતાની જાત. ૧૪
સહુ મેહેતાનું હાસ્યજ કરે, કુટુંબનું કો માણુસ નવ ગણે;
ભાઇ ભોજાઇ લજ્જા નવ રાખે, ન ઘટે તેવું મુખેથી ભાખે. ૧૫
નહીં ઉદ્યમ થયો શ્રીપાત, હવે એને શી નાત ને જાત;
એને કુળ કુટુંબનું શું છે કામ, હરિ ભજીને બોળ્યું નામ. ૧૬
નાત સંગાથે અળગો રહેશે, સારે માથે દામ કોણ દેશે;
આખો દિન ધરે હરિનું ધ્યાન, તોહે નવ થયો દોલતવાન. ૧૭
હાલી કરે છે દેવની વેઠ, નવ જાણે સંસાર વિવેક;
પેટે પડશે પુત્ર દીકરી, (તેનો) વિવાહ કરવા આવશે હરી. ૧૮
આવીને હગશે એનો રામ, નાત જાતનું નવ પડે કામ;
ટાણું માંડીને સગાં નોતરશે, કદી પાશેર મીઠું ન વાપરશે. ૧૯
મા બાપનો દહાડો ન જાણ્યો, એથી પેટે શે ન પડ્યો પાહાણો;
નવ જાણે સસાર માર્ગની રીત, સારે માડે ન જાયે ધીટ. ૨૦
વાંચી ચોપડો ખાતું ડોળે, બેઠો બાપદાદાનું નામ બોળે;
વગોવી મૂક્યું હરિનું નામ, ભક્ત થઇને ધૂતી ખાએ ગામ. ૨૧
ઘેલો હશે તો ગાંજ્યો જશે, તેનું માને તે ધોકા ખાશે;
કોણ જાણે હરિ શું ન્યાલ કરશે, અકળાઇ ફૂટાઇને મરશે. ૨૨
તાળ વગાડી કપાળ ફૂટે, એ તો રંડા સુડાને લૂટે;
છાપાં ભરીને કાયા છાપે, લીધે તેનું પાછું નવ આપે. ૨૩
લોકને દેખાડવા ઝાલી જપમાળી, કઇને ગળે દીધી હશે પાળી;
એ કપટીને હરિ ક્યાંથી મળે, મુખ જોઇએ તો ખાવા ટળે. ૨૪

ઢોર ભલાં એવા માણસથી, નાગરી નાત વાત એમ કરતી;
સૌ અહંકાર મત્સર ભર્યાં બોલે, મેહેતાને મન સૌ તૃણને તોલે; ૨૫
ભલે બકવા કરતાં એ મુખ, જરા મન નવ ધરે દુઃખ;
હરી ઉપર સંતોષ રાખે, આમથી સુણીને આમ કાઢી નાંખે. ૨૬
કરે હરિ નિંદા તેનું કર્મ બંધાએ, મારે આશરો વૈકુંઠરાએ; ૨૭

વલણ.

આશરો વૈકુંઠ રાયનો, ભટ પ્રેમાનંદ બોલે વાણી રે;
અવગડ પડશે ત્યારે આવશે, પોતે સારંગ પાણી રે. ૨૮

## કડવું ૫ મું. રાગ આશાવરી.

એક સમે મેહેતાજીને મંદિર, ભાભી આવ્યાં નોનતરૂં દેવારે;
મેહેતાજી નથી જાણતા, કે શ્રાદ્ધ સંવત્સરી હોય કેવારે. એક૦ ૧
મેહેતાજી કેવળ રસમાં ભીંજ્યા, કરે હરિનું કીર્તનરે;
સંસારની વાત નથી જાણતા, રાખે છે હરિ પર મંનરે. એક૦ ૨
ભાદરવા વદી પંચમી ને, હતો તે શુકર વારરે;
મેહેતાજીના તાતનું શ્રાદ્ધ, કહીએ તેજ દહાડેરે. એક૦ ૩
નરસૈં મેહેતો નિર્ધન કહાવે, શ્રીમંત મોટા વીરરે;
શ્રાદ્ધ સંવત્સરી તે તો પાળે, કરે પોતીકે મંદિરરે. એક૦ ૪
તેણે કુટુંબ સૌને નોંતરાં દીધાં, સંભારી પેર પેરરે;
સકળ સગાંને દેઈ કરીને, છેલ્લી આવી મેહેતાને ઘેરરે. એક૦ ૫
મેહેતાજી કહે આવો ભાભી, કૃપા કરી મુજ ભોવંનરે;
માણેક મેહેતી ભાભીજીને દેખી, બેસવાને લાવી આસંનરે. એક૦ ૬
અહંકાર મદની ભરી બોલતી. તે બેઠી પાટલા ઉપેર રે:

સારી માઠી કદીએ ન માંડી, જ્યારે સારે અમારા ઉપરરે;
પાશેર મીઠું કદી ન વાપર્યું, બળ્યું તમારૂં જીવતરરે. એક૦ ૧૧
જાૂદું ઘર માંડી કદી સગાં ન નોતર્યાં, નવ કર્યું રૂડું કાજરે;
શટક લઇને જમવા આવતાં, મન નથી આવતી લાજરે. એક૦ ૧૨
તાળ વગાડીને કપાળ કૂટતો, હરિગુણ ગાતો મોટે સાદરે;
કથા કહીને કૂળ લજાવ્યું, કદી ન કર્યું માબાપનું શ્રાદ્ધરે. એક૦ ૧૩
એમ કઇક દહાડાનો ઉભરો કાઢ્યો, સુણી મેહેતીને લાગ્યાં બાણરે;
માણેક મેહેતી રૂવે હૃદય ફાટતી, ઓ હરિ નિર્ધન થયાં નિર્વાણરે. એક૦ ૧૪
સંપત્ત હોય તો સગાં નોંતરીએ, (પણ) નિર્ધન કરીએ શી પેરરે;
આટલી બોલી શાને સાંભળીએ, શ્રાદ્ધ કરીએ આપણે ઘેરરે. એક૦ ૧૫
એ બોલે તે માથા ઉપર, સત્તા હોય તો સામાં થઇએરે;
નિર્ધનનું જીવ્યું ધિક્કાર છે, જે નીચું જોઇને ખાઇએરે. એક૦ ૧૬
એમ નિઃશ્વાસ મૂકીને નીચું ભાળ્યું, નેત્રેથી વહે છે પાણીરે;
માણેક મેહેતીના મનની વારતા, મેહેતે સઘળી જાણીરે. એક૦ ૧૭
અબળાને ઘણી દુખણી જાણી, મેહેતે મનસું કર્યો વિચારરે;
આજ શ્રાદ્ધ કરૂં તો મેહેણું ટળે, ખર્ચી આપશે દેવ મોરારરે. એક૦ ૧૮
કઠણ વચન મેહેતો હૈએ ધરીને, પછે બોલ્યા ભાભી પ્રત્યેરે;
આજ શ્રાદ્ધ કરશું અમે, જમવા આવજો સાથ સમસ્તરે. એક૦ ૧૯
ત્યારે ફડફડતાં ભાભી બોલ્યાં, ભલે કરો તમારે ઘેરરે;
અમો સર્વે જમવા આવશું, ખર્ચ આજ ઉગર્યું રૂડી પેરરે. એક૦ ૨૦
મોટે ઉપાડે જૂદું ઘર માંડ્યું, કદી ન વાળ્યો ઉજસકારરે;
અમોએ તો ઘણા દિવસ કર્યું, આજ તું કરશે તો શાનો પાડરે. એક૦ ૨૧
અલ્યા તારો એ બાપ ને એનો એ બાપ, એવા બોલથી શું બીધીરે;
કોને નામે કદી ધૂળ ન ઉડાડી, શું એકે ચોરી કીધીરે. એક૦ ૨૨
અલ્યા બોલે છે તે પાળજે, નહિ તો ફૂંકજે દીવાળુંરે;
જમવા આવીશુ ને પાછા જઇશું, તો થાશે ઉજળાપર કાળુંરે. એક૦ ૨૩
ત્યારે કરજોડીને મેહેતો કહે છે, વેહેલાં આવજો મારે ઘેરરે;
તમો ઘરડાંના પ્રતાપથી, કરૂં સામગ્રીની પેરરે. એક૦ ૨૪
અલ્યા નહીં કરે તો નાકજ નીચુ, બડારો ભજંનરે;
ખડખડતી ફડફડતી ચાલી, ભાભી પોતાને ભોનંનરે. એક૦ ૨૫

ઘેર આવી ને રૂડી વાત લાવી, સ્વામીને સઘળું કહ્યુંરે;
સ્વામી કહે નરસૈંયો કરે તો, સહુથી સારૂં થયુંરે. એક૦ ૨૬
મેહેતાજી કહે માણેક મેહેતીને, જઇ નોતરાં દો હામો હામરે;
ચિંતા જરા મનમાં નવ ધરશો, પ્રભુ કરશે આપણું સિદ્ધ કામરે. એક૦ ૨૭
શુક્લ સગાં નાત કુટુંબ સૌને, રખે કોઇનું ઘર વિસરાવોરે;
આપણે ગરીબને ફરી ફરીને, નહિ આવે અવસર આવોરે. એક૦ ૨૮
પતિની આજ્ઞા લઇને ચાલી, રાખી હરિ પર મામરે,
શુક્લ સાધૂ નાત કુટુંબ સર્વે દીધાં, નોતરાં હામો હામરે. એક૦ ૨૯
ત્યારે નાગર સર્વે પૂછે મેહેતીને, હમણાં ભાભીજી દઇને જાયરે;
પાછળથી તમો કેમજ આવ્યાં, શું જૂદુ કરો ઘરમાંયરે. એક૦ ૩૦
મેહેતી કહે ત્યાં ના હરી છે, માટે કરીએ અમારે ઘેરરે,
બાળ ગોપાળ સૌ વેહેલાં આવજો, કૃપા કરી અમ ઉપેરરે. એક૦ ૩૧
ત્યારે નાગર કપટી સૌ એમ વિચારે, શું જમાડશે એ ભીખારીરે;
નોંતરાં કોઈ માને નહીં, ના કહે સહૂ નર નારીરે. એક૦ ૩૨
સુણીને મેહેતી ખેદ પામ્યાં, આવ્યાં નાત શેઠને ઘેર કહેવારે;
ચરણે લાગીને નોંતરાં દીધાં, આવજો સહુકો જમવારે. એક૦ ૩૩
જેઠને ઘેરે ના હરી છે, માટે કરીએ અમારે ધામરે;
રંક લોક અમ સરખાનુ આટલું, પાર પાડજો કામરે. એક૦ ૩૪
નોંતરૂં કોઇ માનતું નથી, અમને જાણીને લાચારરે;
કસ્યો સામાન બગડે નહીં, તમો કહાવો સૌને દ્વારરે. એક૦ ૩૫
ત્યારે શેઠીઓ કહે સૌ જમવા આવશે, શું તમો છો કઈ નાત બહારરે:
નાત ગોર તરક્ષ્માનાટેડાવ્યેર દેવડાવ્યાં નોતરાં હારોહારરે. એક૦ ૩૬
અહંકાર મદની ભરી બોલતી, તને વાત તે ખરે ખરીરે;
તમો જોગી જોગણુ જમવાને આવજો, આવરે નાત નાગરીરે. એક૦ ૩૭
આજ શ્રાદ્ધ છે તમારા બાપનું, વેહેલાં આવજો ધોની કરો તૈયારીરે;
વેરાગી વહુને વેહેલી મોકલજો, ભરવું છે ધોપામી નારીરે. એક૦ ૩૮
તમો હરી ભક્તને નામજ બોળ્યું, કદી ન કરો માળીજીને તાંહીરે;
જ્યારે કહીએ ત્યારે જમવા આવો, પાડો ત્રણ બોલશો આંહીરે. એક૦ ૩૯
સાચું જૂઠું કદીએ નથી કહેતાં, નથી તેડતા થાયે ફૂકડીરે,
છેલ્લું નોંતરૂં હું દેઉં છું, હવે નહિ દેઉં કાદે ગબડીરે. એક૦ ૪૦

કેવી તાળીઓ પડે લોકમાં, નાક વઢાય એનું આજરે;
મારા સમ જો તમે ભાઇનું તાણો, એને કરવા દોની કાજરે. એક૦ ૪૧
સુણી બંસીધર કંઈ નવ બોલ્યા, નારીને કહે ત્યારે;
માણેક મેહેતી નોતરૂં દઇને, તત્ક્ષણ વિદાય થયાં રે. એક૦ ૪૨
(પછે) ભાણેજ જમાઇને નોંતરાં દીધાં, ઠીક ઠાક સહુને ત્યાંયરે;
સર્વે કામ પાકુ કરીને, પાછાં આવ્યાં મંદિર માંયરે. એક૦ ૪૩
ઘેર આવીને સૌ વાત કહી, દીધાં નોંતરાં સૌને ઘેરરે;
ચતુર શિરોમણિ સ્વામી મારા, કરો સામગ્રીની પેરરે. એક૦ ૪૪

વલણ.

પેર કરો સામગ્રી તણી, બારણે થયા બપોરરે;
નોંતર્યાં છે તે આવશે, કરશે શોર બકોરરે. ૪૫

### કડવું ૬ ઠું–રાગ મારૂની દેશી.

મેહેતી કહે છે મેહેતાજીને, દીધાં નોંતરાં ઘેરે ઘેર;
ચતુર શિરોમણિ સ્વામી મારા, કરો સામગ્રીની પેર. ૧
હા ભણીને હવે પસ્તાણા, હવે વધે શી કરૂ આંહે;
મીઠાથી તે સર્પણ લગી, કાંઇ નથી ઘર માંહે. ૨
નિર્ધનને કોઇ ઉછીનું ન આલે, કહેશે પાછું નહિ આપે,
આધાર વિના આકારો ચડવું, લાગ્યો છે મહા સંતાપ. ૩
આજ આપણું ભજન ચૂક્યાં, અણચિંત્યો થયો અદાપ;
ભાભીજી દુ:ખ દેવાને આવી, નડયું કોણ જનમનું પાપ. ૪
શ્રાદ્ધ સારવાની તેવડ નથી, તો સ્વામી શી કરીએ પેર;
આ વેળાને કાજે મેં તો, શે નવ સઘર્યું ઝેર. ૫
એક વાળી મારા સૌભાગ્યમાં છે, જો તેથી સરતું હોય તો લીજે;
બીજો ઉપાય કશો નથી, સ્વામી કેઇ પેર કારજ કીજે. ૬
નાગરી નાતમાં હાંસી થાશે, ને ભડાશે ભજંન;
ઉછીનું લાવવાનો વગ નથી, છે સૌ આપણા દુશમંન. ૭
વગર વાંકે વીગવી મૂકે છે, હવે બમણાં દેશે ડામ;
કહેશે જમવા તેડીને ભૂખ્યાં કાઢયા, પછે રહેવાનો નહિ જડે ઠામ. ૮
માટે ધીરજ હું કેમ ધરૂ, મુને ચિંતા થાય અપાર,
ચતુર શિરોમણિ સ્વામી મારા, વેહેલા સમરો દેવ મોરાર. ૯

ત્યારે મેહેતો કહે મેહેતી પ્રત્યે, તું આકળી કાં થાય;
મુને તો દ્રઢ વિશ્વાસ છે, ખરચી મોકલશે વૈકુંઠરાય. ૧૦
હરિએ અનેક ભક્તનાં કારજ કીધાં, મારે છે પ્રભુપર લેહેણું;
લાજ રાખશે યશોદા નંદન, ટાળશે નાતનું મેહેણું. ૧૧
તું ધીરજ ધર હૈડા વિષે, એ અનાથ નાથ મહારાજઃ
હમણાં ખરચી મોકલી દેશે, ને સરશે આપણું કાજ. ૧૨
ત્યારે ગદગદ કંઠે મેહેતી બોલ્યાં, રુદન કરતાં બહુ;
સ્વામીજી ધીરજ કેમ ધરૂં, આ વેળા જોઇએ સહુ. ૧૩
એક ઘડીનો વિલંબ થાય તો, જશે આપણી લાજ;
નાગરી નાતમાં હાસ્ય થાશે, તેથી મૃત્યુ સારૂં આજ. ૧૪
ઘડી ઉપર ઘડી વહે છે, હજુ કશાની નથી પેર;
નાતની રસોઇ ક્યારે કરીશું, સહુ જમવાને આવશે ઘેર. ૧૫
સામગ્રી સૌ સૌને ઘેર છે, દ્રવ્ય છે પ્રભુજીની પાસ;
હું નથી જાણતી કે શ્રાદ્ધ થાશે, ઉલટું થાશે હાસ. ૧૬
ઘરમાં પાશેર અડદની દાળ છે, બીજો કાંઇ નથી સામાન;
તે માટે વેહેલા વેહેલા સમરો, ભક્ત વત્સલ ભગવાન. ૧૭
એક પ્રહરમાં સઘળું નિપજાવવું, માટે ધિરજ નથી રેહેતી;
કર જોડીને મેહેતાજીને, વીનવે માણેક મેહેતી. ૧૮

વલણ.

કરજોડી મેહેતી વિનતી કરે, નયણે ભરે છે નીરરે;
વલવલતી વનિતાને દેખી, પ્રેમાનંદ પ્રભુ આપે ધીરરે. ૧૯

કડવું ૭ મું-રાગ સામેરી.

મેહેતાજી કહે મેહેતી પ્રત્યે, તું આકળી કાં થાયરે;
મુને પુરો વિસ્વાસ છે, ખરચી મોકલશે વૈકુંઠરાયરે. ૧
મેહેતી કહે મારા કંથજી, હું નથી કરતી લવારોરે;
બાહેર પ્રથમ જાંખી જુઓ, ને પછે વિચાર મન કરોરે. ૨
મેહેતાજી કહે વિચાર બધો છે, શ્રી હરીને હાથરે;
તુંથી ને હુંથી તૃણ નવ તૂટે, એક ક્ષણમાં કરશે નાથરે. ૩
મેહેતી કહે કહ્યું તે ખરૂં, શ્રી હરિ નહિ વીસારેરે;
ઉદ્યમ કરો સ્વામી સ્તુતિતણો, તો અર્થ વેહેલો સારેરે. ૪

મેહેતાજી કહે હું કવણ માત્ર છુ, સ્તુતિ યોગ્ય નહિ બ્રહ્માયરે;
તમે અંતરમાં ભાવ રાખો, એ માતપિતા કહેવાયરે. ૫
સ્વામી વાત કરતાં દિવસ જાયે, તે લોક લાજને કારણેરે;
સૌ આવતાં પેહેલી તૈયારી કરીએ, તો ઇજ્જત રહે બારણેરે. ૬
જેની ચાકરી કરીએ તે તો, લે વાણોતરની સભાળરે;
અંતરજામીને શું કહેવું પડશે, જે શેઠ છે દેવ દયાળરે. ૭
રણીને પુરૂષ ઘરમાં લાવે, સ્ત્રી કુળ વ્યવહાર સભાળેરે;
સંસાર સભાળી નવ રહે તે, લોકમાં ખાએ ગાળોરે. ૮

વલણ.

તેમ ગાળો ખાઇશું નાથજી, સૌ ભૂંડી મુજને કહેશે રે;
સાંજ સુધી એણે શું કર્યું, એમ મોંદે મેહેણાં દેશે રે. ૯

### કડવું ૮ મું-રાગ મારૂ (શોક)ની દેશી.

પછેમેહેતાજી આપે છેધીર, ચિંતાકાંકરો રે;
પ્રભુ પૂરનારો સમરથ, ધીરજ મન ધરો રે. ટેક. ૧
મને છે ઊંડો વિશ્વાસ; ચિંતા૦
હરિ નહિ કરે આપણું ઉપહાસ. ધીરજ૦ ૨
પ્રભુ રાખશે ઇજ્જેત; ચિંતા૦
હરિ નહિ કદી કરે ફજેત. ધીરજ૦ ૩
કીધાં એણે કઇ ભક્તનાં કામ; ચિંતા૦
નહીં વીસરે આણે ઠામ. ધીરજ૦ ૪
હમણાં ખરચી મોકલશે રામ, ચિંતા૦
આપણુ થાશે સિદ્ધ કામ. ધીરજ૦ ૫
પ્રભુ વિશ્વાસ ઘાત તો નહિ કરે, ચિંતા૦
બાધું જગત છે એને આશરે. ધીરજ૦ ૬
જેની વિશ્વાસે મોકલે વરસાદ; ચિંતા૦
તે તો વરસે ચાતુર માસ. ધીરજ૦ ૭
એ છે સૃષ્ટિ તણો પ્રતિપાળ; ચિંતા૦
લે છે ભક્તતણી સભાળ. ધીરજ૦ ૮
એ પૂરે છે ભક્તની આશ; ચિંતા૦
એવા દયાળુ છે શ્રી અવિનાશ. ધીરજ૦ ૯

જે કહેશે તે કહીને રહેશે; ચિંતા૦
આપણને તો પ્રભુજી સદ્ દેશે. ધીરજ૦ ૧૦
તું તો નિજ મનને દૃઢ રાખ; ચિંતા૦
મનની કલ્પના કાઢી નાંખ. ધીરજ૦ ૧૧
હરિએ મુને વૈકુંઠે કહ્યાં છે વચન; ચિંતા૦
અવગડે આપીશું દર્શન. ધીરજ૦ ૧૨
તે જૂઠાં નવ થાય દેવ મોરાર; ચિંતા૦
પારખું દેખાડશે આણીવાર. ધીરજ૦ ૧૩
એ તો જૂએ આપણું મંન; ચિંતા૦
હવડાં કાજ કરશે જગજીવંન. ધીરજ૦ ૧૪
જળ માંહે મીન શો ઉદ્યમ કરે; ચિંતા૦
પણ તેનું ઉદર પ્રભુજી ભરે. ધીરજ૦ ૧૫
એ તો કહેવાય અંતરજામી; ચિંતા૦
અડી વખતે ન રાખે ખામી. ધીરજ૦ ૧૬
તું તો સંતોષ મનને વાળ; ચિંતા૦
હવડાં કારજ કરશે દયાળ. ધીરજ૦ ૧૭
એવી મેહેતાજીની વાણી સાંભળી, સ્વામી શું થાશેરે;
માણેક મેહેતી બોલ્યાં વળી, હવે લજ્જા જાશેરે. ૧૮
તમે સઘળું કહ્યું તે સાર; સ્વામી૦
ધીરજ કેમ ધરૂં ભરતાર. લજ્જા૦ ૧૯
નોતરિયાં ન હત તો લજ્જા રહેત; સ્વામી૦
નોતરીને તો થયાં ફજેત. લજ્જા૦ ૨૦
અડી વખતનો શો ઉપાય; સ્વામી૦
હું નથી જાણુતી જે કારજ થાય. લજ્જા૦ ૨૧
બારણે થયા છે બપોર; સ્વામી૦
આવીને નાગર સૌ કરશે શોર. લજ્જા૦ ૨૨
હમણાં જમવાને આવશે સૌ ઘેર; સ્વામી૦
અહીંઆં તો કશીએ નથી પેર. લજ્જા૦ ૨૩
હું તો કાઢીશ મારા પ્રાણને; સ્વામી૦
એમ કહીને સ્મર્યાં નારાયણને. લજ્જા૦ ૨૪

આજ ભજન આપણું ભંડાશે; સ્વામી૦
મુઆ નાગર ઉપહાસ્ય કરશે. લજ્જા૦ ૨૫
કહેશે હરીજને કર્યું અજવાળું; સ્વામી૦
જોયા તેડીને કાઢ્યું દેવાળું. લજ્જા૦ ૨૬
મુળે, આપણા ઉપર છે રીશ; સ્વામી૦
હવે ભાંડશે જડિયું આ મીશ. લજ્જા૦ ૨૭
હુંથી કોને બોલી ન શકાય; સ્વામી૦
(મારે)મુજ પ્રાણ જાય તો સારૂં થાય. લજ્જા૦ ૨૮
આજ ભજન કર્યું નહિ તે નડ્યું; સ્વામી૦
અણચિન્ત્યું શ્રાદ્ધ ક્યાંથી આવી પડ્યું. લજ્જા૦ ૨૯
ઘણો કઠણ છે લોકાચાર; સ્વામી૦
નિર્ધનનું જીવ્યું ધિક્કાર. લજ્જા૦ ૩૦
આજે ઉપવાદ તો લાગશે સાચી; સ્વામી૦
હજુ મેળે મોગરી જાણો કાચી. લજ્જા૦ ૩૧
તમો શું બેઠા વિશ્રામ આણી; સ્વામી૦
વેહેલા સમરોની સારંગપાણી. લજ્જા૦ ૩૨
આજ લોકમાંહે હાંસી થશે; સ્વામી૦
જે સહુ ભૂખ્યા નિજ મંદિર જશે. લજ્જા૦ ૩૩
હવે ફજેતી થાશે અપાર; સ્વામી૦
નાત શેઠ કરશે ધિક્કાર. લજ્જા૦ ૩૪
એમ કહીને કરતી રુદન; સ્વામી૦
સુંદરીને સમજાવે સ્વામિન. લજ્જા૦ ૩૫
તું જ્ઞાનવતી થઈ નાર; ઘેલી કાં થઈ રે;
આપણે માથે દેવ મોરાર. બુદ્ધિ ક્યાં ગઈ રે. ૩૬
જેને જગત બાધુ વસ્ય; ઘેલી કા૦
તેથી કારજ શું નહીં થાય. બુદ્ધિ૦ ૩૭
આપણે મોટી પ્રભુજીની ઓથ; ઘેલી૦
જેને ખજાને કંઈ નવ ખોટ. બુદ્ધિ૦ ૩૮

વલણ.

જેને ખજાને ખોટ નહીં, એમ મેહેતાજી સમજાવે સુંદરી;
પછે લોક લજ્જા મૂકી પરી,* મેહેતે સમરયા શ્રી હરી રે.

* પાઠાંતર, પ્રત ખઃ-'પછી લોક લાજ વિચારીને'

## કડવું ૯ મું–રાગ મારૂ.

ઋષિ પત્ની કરે રૂદન, મનમા સમરે નંદનન્દન,
લજ્જા રાખો શ્રીમહારાજ, તમવિણ કોણ કરશે કાજ. ૧
ભક્ત વત્સળ કહાવો નાથ, અમારે એક તમારો હાથ,
તમે મોડા આવશો સુંદર શ્યામ, પણ અવગડ વેળા કરવુ કામ. ૨
એમ કરતી ને આસૂ ભરતી, હૃદયા માહે હરિને સ્મરતી,
પ્રમદાનુ દુખ દૈડે ધરે, મેહેતા સ્તુતિ માધવની કરે. ૩
જઈ દામોદરના દેહેરા માય, સ્તુતિ કરવા માંડી ત્યાય;
પાયે લાગુ ત્રિભોવન પતિ, કર જોડીને કરૂ વિનતી. ૪
શ્રી દામોદર શ્રી રણછોડ, આરાધુ તુને બેઉ કર જોડ,
દુખ નિવારણ તું ગોવિંદ, (તુ) શ્રીમત્ વૃંદાવન ચંદ. ૫
લેજો સેવકની સભાળ, ગોપી કૃષ્ણ ગોવિંદ ગોપાળ,
દીનબંધુ છો દીન દયાળ, છો તમો ભક્તતણા પ્રતિપાળ. ૬
શુ કરીએ જો આ વિષયી સસાર, ઘણો કઠણ છે વેવાચાર,
અનેક ભક્ત ઉતાર્યા પાર, ભક્ત માટે ધર્યા દશ અવતાર. ૭
પેહેલે ધર્યું મત્સ્યનુ રૂપ, શખાસુર તમે માર્યો ભૂપ,
બીજે કચ્છ તણો અવતાર, સાત સમુદ્ર મથ્યા નિરધાર ૮
ત્રીજે ધર્યુ વારાહનું રૂપ, લાવ્યા પૃથ્વી દાઢયે ગ્રહી ભૂપ,
ચોથે નરસિંહનો અવતાર, હિરણ્યકશિપુ માર્યો નિરધાર. ૯
પાચમે વામનનો અવતાર, બળિરાજા ચાપ્યો પાતાળ,
છઠ્ઠે ધર્યુ પર્શુરામનુ રૂપ, ક્ષત્રિય સઘળા છેદ્યા ભૂપ. ૧૦
સાતમે રઘુવંશે અવતાર, ક્હેવાયા દશરથના કુમાર,
સાગરમા બાંધી તમે પાજ, રાય રાવણ રોળ્યો મહારાજ. ૧૧
બહુ દાનવનો વાળ્યો દાટ, વિભીષણને આપ્યુ રાજ,
અનેક ભક્ત ઉદ્ધારી લીધા કપિ હનુમત પોતાના કીધા. ૧૨
અજોધ્યામા કીધા રાજ, તમો સીતા પતિ મહારાજ,
આઠમે વસુદેવ ઘેર અવતાર, ગોકુળમાય ગયા નિરધાર ૧૩

રાજપાટ ભોગવ્યાં સુખકારી, ઉદ્ધાર્યા ભક્ત દાનવો મારી;
નવમો બુદ્ધ તણો અવતાર, જપમાળા છે કર મોઝાર. ૧૬
દશમે કલ્કીનો અવતાર. પૃથ્વી પાછળ ફરશો નિરધાર;
એવા અવતાર હરિ બહુ લીધા, અનેક ભક્તનાં કારજ કીધાં. ૧૭
તારા ગુણ શું ગાઉં સભારી, અજામિલ ગુણિકા ઉદ્ધારી;
કબીરને તમો કરુણા કરી, તન મન ધન આપ્યું કમળાને હરી. ૧૮
રંકાવંકાની ભક્તિ જાણી, કાષ્ટ ચીર્યાં તે સારગપાણી;
પીપાજીની ભક્તિએ તમે રહ્યા રાચી, તમે ઋષિની નારીને જાચી. ૧૯
મીરાં બાઇ ઉપર કીધી મેર, ઉપાડીને પીધુ ઝેર;
સૂર અધને આપ્યાં નેત્ર, ધના ભક્તનું વાવ્યું ક્ષેત્ર. ૨૦
વનમાં ગયા તમે જુગલકિશોર, ભાવે ભીલડીનાં પ્રાસ્યા બોર;
ગોપીનું પ્રતિપાલણ કર્યુ, સુદામાજીનું દારિદ્રય હર્યું. ૨૧
ભક્ત ઉગારવા દાવાનળ પીધો, સાત દિન લગણ ગોવર્ધન લીધો;
નહાતાં નારીનાં દોપજ કાપ્યાં, શીખ દેઇને ચીરજ આપ્યાં. ૨૨
કુબ્જા સંગે રંગે રમ્યા, વિદુર ભક્તની ભાજી જમ્યા;
બળતા રાખ્યા પાંડવવીર, પાંચાલીનાં પૂર્યાં ચીર. ૨૩
હરિશ્ચંદ્રની કીધી સહાય, નામદેવની જીવાડી ગાય;
અહલ્યા શલ્યા થઇને પડી, તમારે ચરણે તે ઓધરી. ૨૪
નરકાસુર માર્યો નિરધાર, નારી છોડવી સોળ હજાર;
વિષ કેડીને વિષયા કરી, ચંદ્રહાસ ઉગાર્યો શ્રીહરિ. ૨૫
અપરમાતાનો ઉતાર્યો મદ, ધ્રુવજીને આપિ અવિચળ પદ;
અંબરિષ ઉપર થયા પ્રસન્ન, મૂક્યું દુર્વાસાને સુદર્શન. ૨૬
પ્રહ્લાદની તમે વારે ધસ્યા, લક્ષ્મીવર લાકડામાં. વસ્યા;
સેના રૂપે તમે વતું કર્યુ, ત્રિલોચન ઘેરે પાણી ભર્યું. ૨૭
તમથી હાર્યો દુર્યોધન રાજ, કાબીરા તાર્યો મહારાજ;
સાહેર પાજ બાંધી ઉતાર્યા વાંદરા, તમારે નામે પત્થર તર્યા. ૨૮
નારદ મુનિયે કર્યો વિચાર, તમ કળાનો નવ પામ્યા પાર;
કીધી દેવભક્તની સંભાળ, ગોરાણીને આણી આપ્યો બાળ. ૨૯
જયદેવને આપી પદ્માવતી, શા શા ગુણ ગાઉં કમળાપતી;
અનેક ભક્તનાં કારજ કીધા, સમદ્રષ્ટિએ ઉગારી લીધાં. ૩૦

તારા ગુણનો શો કહું વિવેક, એક જિહ્વાએ નવ આવે છેક;
અનેક ભક્તનાં કીધાં કામ, તો કયમ વીસર્યા મારો દામ. ૩૧
એવો મેં શું કીધો તમ વાંક, હું તો દાસ તમારો છું રાંક;
મારો અવગુણ અંતર નવ ધરો, સેવક જાણીને કરુણા કરો. ૩૨
હું તો મહા પાપી છઉં નાથ, પણ તમે સાહ્યો છે મારો હાથ;
શું કરૂં અવગડનું છે કાજ, માટે સમ દેઉં છું મહારાજ. ૩૩
લોકમાં થાય ફજેતીનો પાર, માટે માફ કરો મોરાર;
રખે કોઇ કહે કાળું ને ગોરૂ, તમારો દામ ગણો તમ છોરૂ. ૩૪
હું વીનવીને કહું છું એહ, છોરૂને નવ દીજે છેહ;
ભાભી કહેતી મુને ગોવાળો, નવ જાણે ધોળાપર કાળો. ૩૫
સદાશિવે મુને કીધો દાસ, દેખાડયો તમારો અખંડ રાસ;
તમે મુને વૈકુંઠે કહ્યા વચન, અવગડે આપીશ દરશન. ૩૬
ત્યારે મેં માંડયો સંસાર, તારી ઓથ જાણીને મોરાર;
મેં અપવાસ કીધા સાત, ખીચડો જમાડવા આવ્યા નાથ. ૩૭
મધ્ય રાતે તમે તરસ્યો જાણી, સખિરૂપ થઇને પાયું પાણી,
મંડલિક સભામાં રાખ્યું માન, હાર આપ્યો તમે સુંદર શ્યામ. ૩૮
એવાં અનેક વખત કીધાં કાજ, તે વિશ્વાસે રહ્યો છઉં આજ;
આજ કયમ તમે આળસુ થયા, આપવું પડે માટે શું સંતાઇ ગયા. ૩૯
દશ પાંચેક માટે શું મૂકો માન, નથી કંઇ વધતાનું કામ;
અધીર આવે તો ઉછીનું દેજો, કાલે તમારૂં પાછું લેજો. ૪૦
ના કહેવી હોય તો સુખે કહેજો, એ વાતે શરમાઇ ન રહેજો;
ના કહ્યાથી મુને રીસ નવ ચઢે, શામાટે ઓશીઆળો પડે. ૪૧
દીજે દર્શન દીના નાથ, નહીં સાહી રહું તમારો હાથ,
આપ્યું વચન નહીં પળાય, તો તો શાખ જશે જગમાંય. ૪૨
તું જૂઠાથી ભલા લોક, તુને માનવો તે તો ફોક;
કળિયુગ આવ્યો ને તપ મટયું, તેમ તેમ દૈવત તુજમાં ઘટયું. ૪૩
ભક્તને કાજે નહિ ધાય, તો તો મારા જેવો કહેવાય;
દ્રવ્ય માટે નિરદે વેડા માંડ્યા, ભક્ત ઉપરથી હેત છાંડયાં. ૪૪
જો તુથી ન ભરાયે પેટ, તો હું કરીશ બહારની વેઠ,
તારો વાણોતર કહેવાઉં, કોની પાસે માગવા જાઉં. ૪૫

જો દોરી બાંધી હોયે તાણી, તો છોડજો સારંગપાણી;
મુજને અડી વખતે દેજો, મહીનામાંથી કાપી લેજો. ૪૬
એમ જીવ કરમી શું રાખો, સખી થઇને શાખજ રાખો;
પાણીથી પાતળા શું થયા, આપવું પડે માટે સંતાઇ ગયા. ૪૭
ઘણું ઘણું શું તમને કહું, હજુ ભાર રાખીને રહું;
છોકરવાદી ન કીજે છેક, કાંઇ આણીએ મનમાં વિવેક. ૪૮
ગોવાળાવેડા કાઢી નાંખો, કાંઇક બારેખમપણું રાખો;
હરિ તમારે હાસ્યજ કરવું, અમારે વગર મોતે મરવું. ૪૯
આજ અમારૂં વણસશે કાજ, તો તો તમને લાગશે લાજ;
નાત સગાં સહુ ભાંડશે મુને, એહ લંછન છે બાધું તુને. ૫૦
કહેશે હરિજને કર્યું અજવાળુ, જમવા તેડીને કાઢયું દેવાળું;
એ હીણપ તુંને લાગશે હરી, માટે ખરચી મોકલ ખપ કરી. ૫૧
એમાં મારૂં કાંઇ નવ જાશે, લોકમાં હાસ્ય તમારૂં થાશે,
મારે જીવની પડી છે આજ, તમને હાસ્ય સૂઝે મહારાજ. ૫૨
તું તો સૂતો છે નિદ્રા માંય, મુને ચિંતા લાગી હાય;
જાગ જાગરે જાદવરાય, શું રાધાજી તળાંસે પાય. ૫૩
લલિતા વિશાખા ચંદ્રાવળી, લપટને વહાલી સુંદરી;
નીતમ નારી કો તુજને મળી, માટે ભક્તને ગયો વીસરી. ૫૪
જાગ જાગ રે કમળા પતી, વેહેલો આવને વેળા વહી;
જાય ઘડી ઉપર ઘડી ઘડી, પ્રમદાને થાયે ચટપટી. ૫૫
હું દુર્બળથી અર્થ નવ સરે, મે હા ભણી તારે આશરે,
જો નહીં આવો સુંદર શ્યામ, તો છે નાગર સાથે કામ. ૫૬
જેના શેકે ઓઢી ચાળ, તેનો વાણોતર ખાય ગાળ,
જાણ્યું કરવી પડશે વાહાર, મોઢુ સંતાડયું આવાર. ૫૭

વલણ.

તેં મોઢું સંતાડિઉં, જાણ્યું મેં નિરધાર રે;
નરસૈં મેહેતાનો શબ્દ સાંભળી, ઝબકી જાગ્યા દેવમોરાર રે. ૫૮

## કડવું ૧૦ મું-રાગ કેદારો.

ઉંડો વિશ્વાસ દઢ જાણીને વચન પાળ્યું, એવા શ્રી હરિરાય રે;
નરસૈં મેહેતો પ્રભુને [1] સમરે, ધરી મનમાં ચિંતાય રે. ૧

---

[1] જમાની ચાળ-છેડો.

ઓસરી બહાર દહાડો ચઢી ગયો, શું સૂતો નિદ્રા માંહે રે;
પરમેશ્વર તુંને કોણ જાણશે, કારજ નહિ થાય આંહે રે. ૨
હું તો બેઠો છું તુજ ઉપર, તું ભક્તવત્સલ મહારાજ રે;
જમવા આવશે ને પાછાં જશે, તો જાશે તારી લાજ રે. ૩
બપોર થયા ને કશી પેર નથી, વાત એકો નવ સરી રે;
કુવામાં ઘાલીને કંઠ રૂંધ્યો, વિશ્વાસ ઘાતી થયા હરી રે. ૪
હરિ ભજતાં મુને હીણપત આવી, મનમાં સમજે નહિ માવા રે;
એટલામાં શું મુખ સંતાડયું, ટળ્યું તુજને હરિ ખાવા રે. ૫
ફુલાલી કરતો હતો આખા ગામમાં, હતો પ્રજાનો પ્રતિપાળ રે;
સેવીએ તો પથ્થર ફળે પણ, તુજમાં દૈવત નથી લગાર રે. ૬
કહેતાં કહેતાં મારો કંઠ દૂખ્યો, નથી આવતી તુજને દયા રે;
અતીશે હઇડે કથન કીધું, મૂકી દીધી શરમ ને મયા રે. ૭
શેઠ થઇને સંભાળ ન રાખે, ટકે વાણોતર ક્યાં સુધી રે;
હવે સંસાર કેમ ચાલશે ભાઈ, પરમેશ્વર થયો કુબુધી રે. ૮
એવાં નરસૈં મેહેતાનાં વચન સુણીને, ઘણું રીઝયા સુંદર સ્યામ રે;
રૂપૈઆ એકસોની ઓરી, નાંખી દીધી તેણે ઠામ રે. ૯
પછે નરસૈં મેહેતાને હૃદયા માંહે, હરિયે દર્શન દીધું નિરધાર રે;
મોર મુકુટ પીતાંબર ધારી, કમળ ભુજા છે ચાર રે. ૧૦
મેહેતો હરિને મોંઢે કહે છે, આવડું માન ન જોઇએ તમારે રે;
(?) હાથના ઘડાનું શું ગજું, સુણી લાજ્યા દેવમોરારે રે. ૧૧
બહુ સ્તુતિ કરીને ચરણે લાગ્યા, પછી હરિ થયા વિદાય રે;
રૂપીઆની કોથળી લઇને આપી, મેહેતીના કર માંય રે. ૧૨
મન માને તેમ ખરચો નારી, કોડી એક ન રાખશો પાસ રે;
માણેક મેહેતી રૂપીઆ જોઇને, પામી મન ઉલ્લાસ રે. ૧૩
ધન ધન સ્વામી પૂર્ણ સાધૂ, તમે હરિ નિરખ્યા અશરણશરણ રે;
અપરાધ મારો ક્ષમા કરજો, એમ કહીને લાગ્યાં ચરણ રે. ૧૪

વલણ.

ચરણે લાગી પ્રેમદા, ધન્ય ધન્ય મારા ભરતાર રે;
ભટ પ્રેમાનંદ કહે કથા જે, ખરચી મોકલી દેવમોરાર રે. ૧૫

## કડવું ૧૧ મું-રાગ બિહાગડો.

મેહેતાજી કહે સુણીએ નારી, ખરચી મોકલી દેવમોરારી;
માટે કામ થયું નિરધાર, સામગ્રી લાવ્યાનો કરો વિચાર. ૧
તમે ગણાવો મુજને જેટલું, હું તો વિધિએ લાવું તેટલું;
મેહેતી કહે સુણીએ મારા નાથ, તમે સઘળુ લાવો સંગાથ. ૨
મીઠાથી સર્પણ લગી લાવવું, તેમાં સ્વામીજી શું હું કહું નવું;
જે લાવો તે લાવજો ભરતાર, મનુષ્ય બસો તણો વિચાર. ૩
તેથી પાંચનું વધતું લાવજો, અમ પૃછવા વાટ ન જોજો:
ચારનું વધે તો રહે ઇજત, એકનું ઘટે તો થઇએ ફજેત. ૪
તે વખત ચૌટે દોડવું પડશે, નથી ઘરમાં કે ચૂલે ચડશે;
કરજોડી વાત કહું છું એક, જે લાવો તે લાવજો વિશેક. ૫
હવે સામગ્રી બતાવું જેહ, સંભારીને લાવજો તેહ;
સહુ લેજો કરી ઉતાવળ, પ્રથમ દડીઆ ને પાતળ. ૬
સારવાની સામગ્રી જેહ, જે જોઇએ તે લાવજો તેહ;
સીધું સઘળું લોટ ચોખા ને દાળ, ચણા વાલ ને દૂધ ખાંડ સાર. ૭
ઘી તેલ આટો જવ તણો, ચણા ચોખાનો લોટજ ઘણો;
રાઇ હિંગ હલદર જીરૂં મરી, ધાણા મેથી ન જશો વીસરી. ૮
છાશ આમલી મીઠું વિશેક, આદુ લીંબુ મરચાં થોડાં એક;
કોળું તુરીયાં ને મેથીની ભાજી, અળુનાં પાતરાં પાપડી તાજી. ૯
કંદ કેળાં ભજીઆં સારૂ ઘરવા, ચીભડાં દૂધી રાયતું કરવા;
શીંગ સૂરણ નર્મ શાકને કાજ, દહી ખડબા સરખું લાવજો નાથ. ૧૦
ચૂકી હોઉં તો બતાવો તમે, સામગ્રી સારી લાવજો સૌને ગમે;
સ્વામી ઓછી નાગરની નાત, જરા ઢાંકી ન રાખે વાત. ૧૧
મેહેજ સારૂ કરશે ઠઠોલી, મોંઢા મોંઢ કરશે તે બોલી;
કહેશે જમણ કીધું નહિ સાર, આ તો સારૂં ને આ તો નઠારૂં. ૧૨
તાલેવાનને કોઇ નવ કહેય, આપણ ગરીબને મેહેણું દેય;
માટે કશી વાતમાં નવ રહે ખાપણ, ક્યાં રોજ રોજ કરીએ આપણ. ૧૩
પૈસો વધતો થાય તો થાવા દેજો, પણ સામગ્રી સારી સારી લાવજો;
મહેતો કહે એ તો કહ્યું ઠીક, સઘળાની લખી રાખું ટીપ. ૧૪

ગહેતી કહે સુણો ભરતાર, વિચાર કરતાં નો લાગે વાર;
થયા અઢાર જન્ત્ર મંચાહ્ન, મુને ધીરજ નથી રહેતી મન. ૧૫
ગદુ લાવવું છે એકલે હાથે, બીજું કોઇ નથી મગાથે,
શ્રીમતના કામ તે સહુકો કરે, આપણ ગરીબ શ્રી હરિને આશરે. ૧૬
મારે વેહેલા ચૌટામા જાનો, મઘળુ ગભારીને લાવો,
મારે ધડીએ ઘુટ ભરાએ, રાધવાને અસુર બહુ થાયે. ૧૭
જેહ નાતતણો રાધનાર, તેને તેડી લાવુ આ વાર;
હુ વાસણ લાવી ઘરમાં ધરૂ, ભરૂ નીર કરૂ સાતરૂ. ૧૮
અમો તૈયારી કરૂ જેટલે, તમો સામગ્રી લાવો તેટલે,
ઉચકાય તેટલુ લેજો હાથે, બાકી મૂકજો મજૂરને માથે. ૧૯
ટીપ વાચીને લેજો સાથ, એમા વીસારશો નહીં કાય.
લેતા ચિત્ત રાખજો હાર, નહિતો ફેરો પડશે બીજીવાર. ૨૦
નથી કોઇ આગળ કે જશે, મારે તમે લાવજો ચોકશે,
મોઢે ગાનો ને હાથે બજાનો, એક પ્રહરમા ગઢ જીતવો. ૨૧
રૂડુ જોઇ લાવજો સુજાણ, જેણી નાગર કરે વિખાણ,
લાવતા વાટે નવ છોવાય, સહુ ચોખુ ઘેર લવાય. ૨૨
એવી શીખામણ દઉં છુ નાથ, રખે મારે જોવી પડે વાટ,
વારૂ કહીને મેહેતાજી ગયા, સામગ્રી લેવા તત્પર થયા. ૨૩
સવા બમેનો સામાન ધારી, લીધુ સીધુ સહુ જુગતે કરી,
તેલ કરીયાણુ લીધુ ઉતાવળે, લીધા દડીઆ ને પાતળે. ૨૪
લીધા દૂધ પાક ને બરાસે, લેતા મેહેતા ટીપ તપાસે;
રાખે ચોકસાઇ ને વિવેક, લીધી વસ્તુએ મૂક છેક. ૨૫
કુકુમ પાની ને ફોફળ પાન, લીધો મારવાનો સામાન;
લીલી છાશ આમલી મીઠુ વિશેક, આદુ લીંબુ મરચા થોડાંએક. ૨૬
મેહેતે મનગમતુ કીધુ, લખ્યા કરતાં અદકુ લીધુ,
નિર્મળ બુદ્ધિ વિચારે જોડી, સોમાથી નથી રાખવી કોડી. ૨૭
હરિએ આપ્યુ શ્રાદ્ધને કાજ, મારે તે સહુ ખર્ચવુ આજ,
જેમ સોદાગર વ્હોરે વસ્તુ બહુ, એમ મેહેતે સામગ્રી લીધી સહુ. ૨૮
આઠ મજુર કર્યા સગાથે, ગાસડા મૂકયા તેમને માથે,
ગોવિંદજીએ નિજ ગમતુ કીધુ, ગફલતે ઘી વિસારી દીધુ. ૨૯

હરિને શ્રાદ્ધ સારવું છે હાથે, તે માટે ઘી ભુલાવ્યું નાથે;
વળી મેહેતાજી મંન વિચારે, નથી કંઇ વીસર્યો એમ ધારે. ૩૦
'લીધાં સર્પણ સૂકાં જોઇ, કે રાધતાં વાર લાગે નહીં;
વળી સામગ્રી તપાસે ત્યાંય, હું વીસર્યો નથી હવે કાંય. ૩૧
વસ્તુ સર્વ તપાસી જોઇ, ઘીની રકમ સંતાઇ ગઇ;
સૌ સામગ્રી લીધી નીરવાણ, સર્વથી નચિંતા થયા પ્રાણ. ૩૨
સામગ્રી લઇને વાટે આવે છે, જે મળે તે મેહેતાને પૂછેછે;
હરિજન આ કોણે કર્યો ઉપગારો, કે વેરાગીનો કર્યો ભંડારો. ૩૩
હા હા કહેતા મેહેતા ચાલે, હરિ રમમાં મનડું માહાલે;
સામગ્રી ઘેર આવ્યા લેઇ, આડોશી પાડોશી રહ્યાં જોઇ. ૩૪
મહા કુપાત્ર નાગરની નાત, પ્રપંચથી પૂછે છે વાત;
મેહેતાજી શું કરો છો કાજ, તે કહે ઓચ્છવ કરીએ આજ. ૩૫
લઘુ વૃદ્ધ વાતો એમ કરે, મેહેતો મનમાં રીશ નવ ધરે;
સામગ્રીના ગાંસડા ઘરમાં લીધા, દામ આપી મજુર વિદાય કીધા. ૩૬
મેહેતીએ જોઇ સહુ સામગ્રી, તો એક ઘી ગયા છે વીસરી;
બાકી તો સૌ આવી છે વસ્તુ, લખ્યા કરતાં દીસે છે વધતુ. ૩૭
કર જોડીને કહે છે નાર, ઘી વીસરી ગયા ભરથાર;
મેહેતો કહે વીસર્યા તો લાવશું પછી, હમણાં એનો અટકાવ નથી. ૩૮
તમો રસોઇની કરો તૈયારી, હુ આપુ સામગ્રી સમારી,
મેહેતો બેઠા સામગ્રી સમારવા, મેહેતીજી પેઠાં રસોઇ કરવા. ૩૯
સહુ જુગતે સમારી દીધી, પછે રસોઇ ચાલતી કીધી;
બેહુ ચૂલે અગ્નિ કીધા પ્રગટ, રાંધવા માડયું છે ઝટપટ. ૪૦
ઉજમદાર રાધવા પેઠી, એક ક્ષણમાં રસોઇ કીધી;
એકે કીધાં ખીર ને પોળી, બીજે ભજીઆં ને ભાજી તળી. ૪૧
નરમ શાક કીધુ એક રસ, સહુમાં વઘાર કીધા મસમસ;
કીધાં દાળ કૂર ને કઢી, વાલની દાળમાં ભભરાવ્યા મરી. ૪૨
રાંધ્યાં ચોમઠ વાણીનાં શાક, કીધાં નૌતમ સુંદર પાક, -
લીંબુ કટકા કર્યા પાત્ર ભરી, આદા કેરી કચુબર કરી. ૪૩
દહીમાં રાયતાં કીધા સાર, માણેક મેહેતી છે ઉજમદાર;
રસોઇ સુંદર થઇ છે એવી, પરમેશ્વર આરોગે તેવી. ૪૪

સઘળી જુગતે તૈયારી થઇ, ઘડી ચારમાં રાંધી રહી;
ત્યારે જીવમાં જીવ આવ્યો નિરધાર, મનમાં હરખ્યાં અપરમપાર. ૪૫
મેહેતા પાસે આવ્યાં મેહેતી, કર જોડી કરે વીનતી;
સ્વામીજી પરવાર્યાં છીએ અમો, હવે ઘી લેવા જાઓ તમો. ૪૬
અહીં સઘળાંની થઇ છે તૈયારી, પાર ઉતાર્યાં છે શ્રી મોરારી;
હવે રહેશે નાગરમાં લાજ, મને વિશ્વાસ નહોતો આજ. ૪૭
હવે સુખે નાત આવે ધામ, તમો ઘી લઇ આવો તો સીજે કામ;
સારવાની વેળા થવા આવી, સાર પેહેલાં ઘી મૂકો લાવી. ૪૮
જમવા બેસશે સદ્ કુટુંબ, ત્યારે ઘી જોઇશે પરથંમ;
માટે વેહેલા લઇ આવો ઘેર, મેહેતો કહે કરીએ તેની પેર. ૪૯
એમ કહીને ગયા ઘી લેવા, હવે ઉપાય થાય છે કેવા;
મેહેતા ગયા નેસ્તીને હાટે, એક ઓળખીતો મળ્યો તે વાટે. ૫૦
તેણે મેહેતાને દીઠા નિરધાર, મનમાં હરખ પામ્યો અપાર;
આવો સાધુ વૈષ્ણવ જન, મુને સંભળાવો કીર્તન. ૫૧
મેહેતો કહે એ તો સારૂં કહ્યું, તારૂં ને મારૂં કારજ થયું;
એમ કહીને બેઠા આસન માંડી, મેલી મુખ આગળ તાંમડી. ૫૨
ગાય હરિગુણ તે અતિસાર, મેહેતો વીસર્યા લોકાચાર;
હરિરસમાં મન રહ્યું છે ફુલી, તેમાં ઘી લેવાનું ગયા ભૂલી. ૫૩
કોનું શ્રાદ્ધ ને કોની વાત, કોને ઘેર જમવા આવશે નાત;
એ તો હરિજન હરિમાંહે ઝીલે, વીસરી વાત ભજન રસીલે. ૫૪

વલણ.

વાત વીસરી ઘી તણી, મેહેતો કીર્તન કરે છે હાટ રે;
વાર લાગી અતિ ઘણી, ઘેર મેહેતી કરે છે ઉચાટ રે. ૫૫

### કડવું ૧૨ મું–રાગ સારંગ.

ઘેર મેહેતી જુવે છે વાટ, નાવ્યા નાથ ને થાય છે ઉચાટ;
ચિંતા ચિત્તમાં ધરે અપાર, હજુ કયમ ન આવ્યા ભરથાર. ૧
જમવાને હમણાં આવશે નાત, થશે ફજેતી ન આવ્યા નાથ;
રશિયા નાગર મેહેણાં દેશે, એકતી ચાર તે મોંઢે કહેશે. ૨
એમ સંકલ્પ વિકલ્પ કરે જેટલે, સહુ જમવાને આવ્યાં તેટલે;
આવ્યાં સગાં ને શુકલ સર્વ, જેઠ જેઠાણી આવ્યાં કરતાં ગર્વ. ૩

નોંતરાં દીધાં હુતાં જેટલાં, વખતે આવી બેઠાં તેટલાં;
બેઠાં મેહેતાનાં મંદિર માય, મેહેતી ચિંતા કરે છે ત્યાંય. ૪
હજુ કય આવ્યા નહીં એમ કહેતી, મન વિષે ધીરજ નથી રહેતી;
પડી આકળી કહે કોને વાત, દ્વારે જમવા આવી સહુ નાત. ૫
સહુને દીધાં છે ઘણાં માન, બેસવાને આપ્યાં આસન,
મન ઉચાટ થાય છે ઘણાં, વાત કરી મન રાખે સૌ તણાં. ૬
ઠીક વખતે આવ્યાં છો તમે, આજ ખોટી નહિ થઇએ અમે;
અહીં અધળાં વાના છે તૈયાર, મેહેતા ઘી લાવે એટલી વાર. ૭
એમ કહીને બેઠાં માણક મેહેતી, માંહો માહે નાગરી વાતો કહેતી;
કો કહે મેં જાણ્યુ વેળા થઇ ગઇ, કો કહે હું ક્યારની બેસી રહી. ૮
બાઇ મોડાં આવ્યાં હોત તો સારૂ, અહિંયા નવરાં કશું નહીં વારૂ,
એક કહે મારે ઘેર ભરવું છે પાણી, વહેલી આવી જમવાનું જાણી. ૯
મારી માસૂએ મુજને કહ્યુ, પણ મેં ભૂડીએ નવ લહ્યુ,
કહ્યું હજી જમવાની છે વાર, પણ મેં ઉતાવળ કરી અપાર. ૧૦
ચાંદલાની સુરત નવ રહી, આખ આજવી વીસરી ગઇ,
એક કહે મુજ ઘેર પડયુ છે કામ, સહુ મૂકીને આવી એણે ઠામ. ૧૧
અહિયાં તો વળી પડશે રાત, ઉકલશે નહિ એકે વાત;
એક કહે વૈષ્ણવને ભોજન, બેશીશું તો થઇશું પાવન. ૧૨
ઘેરે નવરાં ક્યાંથી પડીએ, અહીં ચારમા બેશી વાતો કરીએ,
ઘરનું કામ તો રોજનુ લાગ્યુ, ભવોભવનુ કરમે ભાગ્યું. ૧૩
એક દિન તો નચિંત થઇને રહીએ, ફરી મેહેતાનુ મંદિર ક્યાંથી લહીએ;
સારૂ થાય જો લાગે વાર, સ્વાદ પડે જમવાનો તે વાર. ૧૪
સાંજે જમવાનુ બાઇ સુખ, કાલ લગી ન લાગે ભૂખ;
એક કહે વાત એ મુજને ન ગમી, એમ નાગરી બોલે સામસામી. ૧૫
એમ કહેતાં ઘડી ચાર વીતી ગઇ, તોય મેહેતોજી આવ્યા નહીં;
ત્યારે શુકલ મેહેતીને પૂછે, આવડી વાર લાગી તે શું છે. ૧૬
દીન થોડો રહ્યો છે બહારે, પછી શ્રાદ્ધ સારશે કેવારે;
મહેતી કહે મુને થાય ઉચાટ, હવે આવતા હોશે વાટ. ૧૭
ત્યારે ભાભીજી બોલ્યાં વળતુ, આજ ગામમા ઘી નથી મળતુ;
નગ્ર રાજાએ કીધો છે કાળ, જૂનાગઢમાં પાડી હડતાળ. ૧૮

દુકાન બંધ છે હામોહામ, હવે મેહેતો જશે બીજે ગામ;
તહાં દૂધ અધરકશે સહી, તેનું કાલે થાશે દહીં. ૧૯
તેનું માખણ તાવશે જ્યારે, મહેતા ઘી લઇ આવશે ત્યારે;
પરમ દહાડે થશે જમવાની પેર, ત્યાં લગી લાંઘો એને ઘેર. ૨૦
ત્યાં સુધી જુઓ મેહેતાની વાટ, ઉંઘ આવે તો મારો ગપાટ;
ભાભીજી કટાક્ષે વચન કહે, માણેક મહેતી સૌ સાંખી રહે. ૨૧
કોને ઉત્તર ન આપે ફરી, મનમાં સંભારે શ્રી હરી;
હજુ કયમ ન આવ્યા ભરથાર, આ તે શું થયું દેવમોરાર. ૨૨
વાર લાગી શું કૌતુક થયું, દેસ વાગી ઘી ઢોળાઇ ગયું;
પડી ગયું નાણું નવ લાધ્યું વાટ, એમ મહેતીજી કરતાં ઉચાટ. ૨૩
પ્રભુ રાખજો મારી લાજ, પાર પાડજો શ્રી મહારાજ;
એમ કહેતી ને આંસુ ભરતી, આંગણું ને ઉમરો કરતી. ૨૪
રસીયા નાગર બોલે વાણી, કરે કરકડી દુર્બળ જાણી;
મહેતો ભારે ખર્ચાળુ કહાવે, નેરિતને હાથે નાણું ચૂકાવે. ૨૫
ઘણા દહાડાનો હિસાબ ચઢયો, રૂપીઆ હજારનો વાંધો પડયો;
તે તપાસીને ચુકવી આપશે, ત્યારે ઘી લઇને આવશે. ૨૬
ઘી લાવતાં છોવાયું બાવા, માટે પાછું ગયા બદલાવા;
બદલી નહિ આપે તો કાશી જશે, ગંગામાં ધોતાં પાવન થશે. ૨૭
તહાં સુધી તો વાટ જુઓ, પેટે હાથ દઇને રૂઓ;
બળ્યું જીવતર જમવું ધિક્કાર, નવ સમજે એ લોકાચાર. ૨૮
ઘી લેવા ગયા ત્યાં સુઇ રહ્યા, બહાર મધ્યાહ્ન વીતી ગયા;
કંઇ સુઝ મનમાં નવ રાખે, ખોઇ બાપ દાદાની શાખે. ૨૯
એમ નર નારી કરે છે વાત, આજ તો જમવાને થશે રાત;
(હમણાં) આહ્વનું મુહૂર્ત નથી આવતું, એના પૂર્વજને સાંજે ભાવતું. ૩૦
ભૂખે મરવાનો આવ્યો દહાડો, માટે ઊંઘ એકેકી કાઢો;
સહૂ સૂઇએ સાથરા વાળી, ભૂખ્યા બૂમ પાડો વનમાળી. ૩૧
વૈષ્ણવને ઘેર અમથું ન જમાય, હરિ ભજીએ તો કારજ થાય;
સૌ સૌને ઘેરથી લાવો ઘૃત, ત્યારે જમવાનો સરશે અર્થ. ૩૨
એમ હાસ્ય નર નાર કરે, વળી ભાભીજી બોલ્યાં ત્યારે;
આજ મેહેતાજી ઘી લાવી ચૂકયા, જમાડવાની વાતે શંખ ફૂક્યા. ૩૩

અહિંયાં તો છે ભૂખે મરવાનું, ઘેર જઇને રસોઇ કરવાનું;
ઘીને બહાને મોઢું સંતાડયું, માણસ દેખીને દેવાળું કાઢયું. ૩૪
તમે શું જાણો એના ફેલની ગતી, મોઢે મીઠો ને મનમાં કાતી;
જાણે ના કહેવાશે નહીં, માટે સંતાઇ પેઠો કહીં. ૩૫
કાળું મોઢું કરી બેઠો કાંય, ફજેત વેડો થાય ઘરમાંય;
રૂડો હોય તો નામ વધારે, ભૂંડો હોય તો લંછન લગાડે. ૩૬
એ નાગાને કોઇ કહેશે નહીં, અમારે નીચું જોવું પડે અહીં;
મળે નહિ તો ઉંચા નવ થઇએ, નીચી ડોકે ખાઇ ઘેર જઇએ. ૩૭
મુજ આગળ ફરતાંતાં ધણી ધણીયાણી, મુજ હાથે ખાતાં નીચું ઘાલી;
કહે આજ શ્રાદ્ધ અમે કરીશું, પથ્થર લઇને માથું ફોડીશું. ૩૮
કોણે કહ્યું જે શ્રાદ્ધ માંડજો, સામાન વિના સગાં તેડજો;
ઘેર તેડી શો વાળ્યો ઉજેશકાર, કોઇ ન્હોતું બેઠું તારે બાર. ૩૯
વર્ષો વર્ષ કરીએ છીએ અમે, અસારમાં તો સગાં સહૂ જમે;
સાંજ સુધી લાંઘો એને ઘેર, ન જાણે નાગરની પેર. ૪૦
સહૂ ભૂખ્યાં ભૂખ્યાં પોકારો, હજુ કશાંનો નથી આરો;
આખો દહાડો લે હરિનું નામ, તોયે નવ થયાં દોલતવાન. ૪૧
ત્યારે જાણું જે મમત કીધો પેર, સહુને જમાડીને મોકલે ઘેર;
આજ હરિ આવીને ઠગી જશે, ત્યારે શ્રાદ્ધ એ પૂરૂં થશે. ૪૨
હું કહું તે નિશ્ચે થશે, સહૂ ભૂખ્યાં મંદિર જશે;
તાળ વગાડી કપાળ કૂટે, નોતરૂં દેતાં શું હૈયું ફૂટે. ૪૩
જમવા તેડીને કાઢી બડ, એનું નાક વઢાશે ચડાચડ;
હા ભણી હતી શા કારણે, કોઇ નહોતું બેઠું તારે બારણે. ૪૪

* * * * * * * *

હરિ તમે દયા આણી અમ ઉપર, ખરચી દીધીરે;
થયું શૂળી ઉપર શયન, ભવિષે કીધીરે. ૨
કહી તુંકાર કરે અપજશ, કર્મે શું થાશેરે;
મેહેતેજી મારૂં બગાડયું કામ, કરે સહુ હાસેરે. ૩
મૂઆ નાગર ઓછી જાત, બોલે લજ્જા છાંડીરે;
કહેશે ભૂખ્યા કાઢયા આજ, મૂકશે એમ બાંડીરે. ૪
જો નહિ આવે ભરતાર, તો લજ્જા જાશેરે;
એમ કહીને સમરે શ્યામ, શી ગતિ થાશેરે. ૫
હરિ દહાડો રહ્યો છે પહોર, પાછલો એકરે;
ત્યારે નાગર સહુ બોલ્યા એમ, રાખી ટેકરે. ૬
એઠાં બેઠાં દૂખે દીલ, ને ખોટી થઇએરે;
એ નહિ જમાડયાના ઢંગ, પાછા ઘેર જઇએરે. ૭
ત્યારનું આવે છે ઘીય, લાગી કેટલી વારરે;
અમારાં ભૂખ્યાં રૂએ છે બાળ, નથી એને વિચારરે. ૮
ભાભીજી કહે તે ખરૂં છે, સાચી એ વાતરે;
વૈષ્ણવ નહીં એ ધુતારો, બીખારીની જાતરે. ૯
મનુષ્ય દેખીને આવેલાં ઘણાં, દેવાળું કાઢયુંરે;
એણે નિશ્ચે ઘીને બહાને, મોઢું સંતાડયુંરે. ૧૦
ત્યારે બીજી બોલી બાઇ, ચિંતા કાં કરોરે;
હમણાં મહેતો લાવશે ઘીય, ધીરજ મન ધરોરે. ૧૧
આપણને જમાડશે રૂડી પેર, દૂધપાક ને પોળીરે;
ઉપર વહી જશે એટલું ઘી, જમશું બોળી બોળીરે. ૧૨
એ તો જમાડશે રૂડી પેર, રહો વિશ્વાસ આણીરે;
નહીં મોકલે ભૂખ્યાં ઘેર, રાખશે નિજ પાણીરે. ૧૩
તે હશે તેની તેવડ માંય, સુણ સૈયર મારીરે;
બાઈ આવડે તેવું નવ લવીએ, બોલીએ વિચારીરે. ૧૪
બાઇ પરઘેર પર આધીન, તે ખોટી થઇએરે;
શું વગર નોતરે આવ્યાં, કે પાછાં જઇએરે. ૧૫
બાઈ હશે જમાડવાની પેર, તો નોંતરાં દીધાંરે;
નહીં ગાળો ખાવા આપણી, શ્રાદ્ધજ કીધાંરે.

કોઈ વાંકા બોલી નાર, તે વાંકું ભાખેરે;
બાઈ સો પચાસ મણ ઘી, મેહેનો સંઘરી રાખેરે. ૧૭
જેને સ્નેહ શ્યામળીયા સાથ, તેને શાની ખોટરે
એના ઘરમાં હશે ભંડાર, પક્વાંનના થોકરે. ૧૮
ટોપલા ભરી કાઢશે બહાર, મૂકશે આપણુનેરે;
ઘેવર ખાજાં ઊજળાં શ્વેત, ઉડી વળગે પાપણુનેરે. ૧૯
એ નથી આપણા જેવા, છે વૈષ્ણવ સાથમાંરે;
છે લખેશરીથી અધકા, એ આપણી નાતમાંરે. ૨૦
હવે ઊભી થઇએ સહુ નાર, પાડીએ તાળીરે;
એ તો મેહેતાજીએ ધરી હશે, ઠાકોરને થાળીરે. ૨૧
હવે નથી લાગવાની વાર, થાય નાદ ઘંટારે;
પછે કરશે આરતી નાદ, ખાઓ સહુ ઘંટારે. ૨૨
ત્યારે બોલી કોઇ ભારેખંમ, આજ પકવાંન ન સોહેરે;
શ્રાદ્ધમાં તો ઘટતું હોય, દૂધપાક પોળી જોઇએરે. ૨૩
સુંદર તળેલાં શાક, કે ભજીઆં પેહેલાંરે;
ઉપર ભાવે તેટલાં ઘી, જમતાં ચાલે રેલારે. ૨૪
વળી દાળ કૂર ને કઢી, મુરબ્બો સોહિયેરે;
ત્યારે પૂર્વજ તરપત થાય, એવાં જમણ જોઇયેરે. ૨૫
એમ કહીને કરતી હાસ્ય, ને નીચું જોતીરે;
કોઇનો ચુડલો ખળકે હાથ, શણગાર સોતીરે. ૨૬
સેંથે ફૂલ રાખડી ને ચાક, છે ભંમર ભાળેરે;
વળી સવલા ઓઢયા ઘાટ, કે શેડો વાળેરે. ૨૭
ઝાંઝર ઘુઘરા ઘમકે પાય, સોહે અડસાંકળીયોરે;
કડલાં ને કાંબી પાય, હાથે વાંકડીયોરે. ૨૮
કોઇને હાંસડી પાંદડી માળા, હાર ગળુબંધરે;
બહુ ભારે મોતી નાકે, મરડે મુખ દંતરે. ૨૯
કંકણ પોંચી રત્ન જડાવ, આરશીમાં જોયેરે;
એવા અધિક સૌને શણગાર, અંગે અતિ સોહેરે. ૩૦
કોઇએ કંચુકી પેહેરી તંગ, છે અંજન આંખેરે;
કોઇ વાંકી ચાલે ચાલ, કે લટકા રાખેરે. ૩૧

નાના વિધનાં તિલક વિશાળ, લલાટે કીધાં છેરે;
કોને રમાડવા જેવાં બાળ, કેહેડે લીધાં છેરે. ૩૨
કોઇ શિખવી બોલાવે બોલ, કો વારી રાખે છેરે;
કોઇ વાંકા બોલી નાર, તે વાંકું ભાખે છેરે. ૩૩
વૈષ્ણવને ઘેર લેશે પ્રસાદ, તે પવિત્ર થાશેરે;
દુઃખ દરિદ્ર ને વળી તાવ, તે તેનાં જાશેરે. ૩૪
જેને સ્નેહ સામળિયા સાથે, તેને શાની ખોટરે:
હમણાં મેહેતાને લાગે વાર, તો હરિ આવે આપરે. ૩૫
આપણને જમાડશે રૂડી પેર, દૂધપાક ને પોળીરે;
ઉપર ભાવે તેટલાં ઘૃત, ખાશું બોળી બોળીરે. ૩૬
બાઇ મારૂં તો પેટ તણાય, માટે નહીં ખાવુંરે;
આફરો થાયે તે માટ, પાછી ઘેર જાઉંરે. ૩૭
કો કહે હું તો જરાક ખાઇશ, એટલે કંઇ નહીં થાયરે;
કો કહે હું તો વાળીશ ઘાણ, સૌ ભલે ભૂખ્યાં જાયરે. ૩૮
ત્યારે વાંકા બોલા વિપ્ર, તે વાંકુ ભાખેરે;
મહેતો નહિ લાવે જો ઘૃત, સૌ કોને ખાશેરે. ૩૯
તમો ધરો હરિનું ધ્યાન, કે મેહેતોજી આવેરે;
નહિ તો જોવરાવો જોશીને જોશ, કે ઘી ક્યારે લાવેરે. ૪૦
ત્યારે ભાભીજી બોલ્યાં વચન, કે જોશી તમોરે;
તમો ટીપણાં જોશો ત્યારે, મુખે કહીએ અમોરે. ૪૧
મહેતો ઘી લઇ આવશે પેલે જનમ, કે કરો કડાકારે;
નહિ તો લૂખી ચાવો પોળી, મારો ખીરના સડાકારે. ૪૨
મેહેતો આવીને સારશે શ્રાદ્ધ, કરો જમવાની પેરરે;
જેને લૂખું ભાવે તે ખાઓ, નહિ તો જાઓ ઘેરરે. ૪૩
એમ નરનારી કરે છે હાસ્ય, અહંકાર ધરીરે;
માણેક મેહેતી થાય ઉદાસ, શું થાશે શ્રીહરીરે. ૪૪

વલણ.

હરિ હવે અહીં શું થશે, એમ પ્રમદા ચિંતા કરેરે;
ભટ્ટ પ્રેમાનંદ પ્રભુ ન આવે તો, પિંડ મારો પડશે ખરેરે. ૪૫

## કડવું ૧૪ મું–રાગ સામેરી–સાખી.

મામેરી સજન મોહામણો, જોતાં ઉપજે વહાલ;
જેનો કંથ નહિ કહ્યાગરો, તેનો કેમ ચાલે વેહેવાર. રે સુણો
હરિજન સભજુ. ૧
નારી હોય જે નામની, તો રાખે ઘરનો ભાર,
સરખા હોયે જો એક જણાં, તો થાય ફજેતી અપાર. રે સુણો. ૨

### ચાલ સામેરીની.

નરનારી બહુ હાસ્ય કરે છે, મેહેતાના ઉપવાદરે;
ન ઘટે તેવું બોલે મુખથી, ધરિ મનમાં બહુ મદરે. ૩
કો કહે ઓ મેહેતાજી આવ્યા, ધી લઇ આવ્યા હોડેરે;
કોઇ કહે વૈરાગી મળીઆ, ગયા તેમની જોડેરે. ૪
કોઇ કહે મેહેતો ગયા જાત્રા, મુને તે વાટે મળિયારે;
કોઇ કહે માર્ગે ઠેસ વાગી, મેહેતો ઢળીને પડીઆરે. ૫
તે માટે ઘી ઢોળાઇ ગયુ, ને લાગી મહા જંજાળરે,
જમનારાનાં ભાગ્યજ ઓછાં, ખાઓ બાપનું કપાળરે. ૬
કો કહે કપાળ શાને ખાઇએ, શું જમવાનું નથી ઘેરરે;
ઘડી બે ઘડી તમાસો જોઇએ, શી થાએ છે પેરરે. ૭
જમતું નહીં એ તો જુલમ હુવો, ભીખારીને ઘેર લાંઘનુરે;
એક દુ:ખ ને હસવું બીજું, ઘેર જઇને રાંધવુંરે. ૮
એક કહે ભાઇ ધીરજ ધરો, હમણા મેહેતોજી આવશેરે;
ગામ બાધુ ઉસરડીને, ઘીના ઘડા લાવશેરે. ૯
બજારમાંથી મિઠાઇ લાવી, પેહેલાં સૌને સુખડી કરાવશેરે,
ભૂખ્યા હશે તેને ટાઢા પાડીને, પછે ખીર પોળી જમાડશેરે. ૧૦
જન્મમાં જે દીઠુ નહિ હોય તે, આપણે ભાણે મૂકશેરે;
કો કહે મેહેતા નાગા થઇને, ઊભા રહી શખ ફૂકશેરે. ૧૧
કોઇ કહે અલ્યા ફટરે ફટ, શું મેહેતો જમાડ્યાથી હારશેરે;
નાગરી નાતમા ડંકો કરશે, એનો હરિ પધારશેરે. ૧૨
કો કહે હું તો પકવાન ખાઇશ, કો કહે ખાઇશ લાપસીરે;
કોઈ કહે ખાઓ પાણુકા મોટા, હું પૂરીશ માંહે ટાપશીરે. ૧૩

એવું વચન સુણીને શેઠીઆ, સહુને વારી રાખેરે;
તોએ અટકચાળા નાગર સર્વે, કહે તેમ બમણું ભાખેરે. ૧૪
કોઈ કહે નેરતીને હારે, મેહેતાજી કીર્તન ગાયરે;
એમ ઠિંગા ઠોળી કરે બેઠા પણ, જોવા કોઇ નવ જાયરે. ૧૫
મુળે રીશ મેહેતાના ઉપર, કઈ દિવસનું ખાનું વાળેરે;
મેહેતી કહે પણ નવ જાય જોવા, સર્વે બોતરાં બોળેરે. ૧૬
માણેક મેહેતી સાંખી રહે, જાણે સાંભળતી નથી કાનરે;
નિરુપાય તે શું કરે, મનમાં ભજે ભગવાનરે. ૧૭
પણ અતિશે સહેવાય નહીં, સઘળું જાણે અંતર માંહેરે;
વાંક વિચારી કંથનો, મહા દુઃખ ધરે મનમાંહેરે. ૧૮

વલણ.

દુઃખ ધરે છે નાર મેહેતી, નાગરવચન સહેવાય નહીંરે;
શેઠીઓ કહે મેં હા ભણી, ખરાબી અતિ કીધી સહીરે. ૧૯

### કડવું ૧૫ મું-રાગ બિહાગડો.

હરિ આવવાનો વિચાર થાય, રાગ બિહાગડો રે ગવાય;
નાગર બોલે છે ધરી મદ, પ્રભુજી આવવાનું હારદ. ૧
પિંડ પાડું એમ ઇચ્છે પ્રમદા, ધરે હૃદયમાં ઘણી આપદા;
સહુ નાગર બોલે છે મર્મ, નથી રાખતા કોઇની શર્મ. ૨
ન ઘટે તેવું બોલે મુખ, સુણી માણેક મેહેતી ધરે દુઃખ;
ઘણી આકળી પડે મનમાંય, શો ઉપાય કરું વૈકુંઠ રાય. ૩
આજ શ્રાદ્ધ કર્યું અવજોગ, ત્યારે નડયા કરમના ભોગ;
અકર્મી આધાર વિના ગાજે, રાંકને રકું ક્યાંથી છાજે. ૪
આટલી વાર હતો દ્રવ્ય વિલંબ, હવે થીએ તો વાજ્યો જુલંબ;
વાર લાગી તે શું થયું કારણ, કેમ ધરૂં હદેમાં ધારણ. ૫
કેમ રહેવાય મારી વતી, કોઇ જોવા જનારૂં નથી;
એમ ઊંડા ઉચાટન થાય, આણીમેર નાગર ચૂંટી ખાય. ૬
બે વેદનાથી થઇ વ્યાકુળી, તન મન શુદ્ધ ગઈ ભૂલી;
મનમાં વ્યાકુળ થાયે ઘણી, સ્તુતિ કરે શ્રીહરિ તણી. ૭
નયણે નીરની ધારા વહે છે, કર જોડીને પ્રભુને કહે છે;
હરિ તું લજ્જા રાખજે સહી, નહિતર મુજ દેહ પડશે અહીં. ૮

પ્રભુ અનાથનો થા તું નાથ, પડી વિપત સાહ્જો મારો હાથ,
નાત તો થઈ લાગી વેરણ, તમ સાથે સેહેણ પૂરણ. ૯
સેહેજ સારૂ વણસે છે કાજ, લજ્જા રાખો શ્રીમહારાજ,
દ્રવ્ય મોકલીને રાખી શર્મ, અંતર્યામી જાણો છો મર્મ. ૧૦
તમો ભક્ત વત્સલ છો મોરાર, આજ અમને ઉતારો પાર,
વારે વારે કહેતા આવે શરમ, નડયા અમારા ઉંધા કરમ. ૧૧
અમે નોધારા કોને કહીએ, એક તમારી ઓથે રહીએ,
અમ કર્મે વિટંબણા પામુ, તમ વિણ કોણ કરશે સામું. ૧૨
સહુ બેઠા મૂળજ વાઢે, તમ વિના કોણ આવે આડે;
શું દેખાડું સઉને મુખ, મારે ટાળો અમારૂં દુ:ખ. ૧૩
ચત્તાનું થઈ ગયું ઉંધું, તમ વિના કોણ કરે સધું,
છાની પીડા તે કોને કહું, કેમ ધીરજ ધરીને રહું ૧૪
કોઇને વદન ન દેખાડાવાય, વિના રોગે તો જીવડો જાયે,
જો નહીં સુધારશો આ કામ, તો તો ભાડશે આખું ગામ. ૧૫
કહેશે હરિજને કર્યું અજવાળું, જમના તેડીને ફૂંક્યું દેવાળું;
એમ વાત થશે ગામે ગામ, હવે નહિ રહે રહેવાનો ઠામ. ૧૬
માટે મોકલી દો ભરથાર, તો આ કામથી ઉતરીએ પાર,
પછે સુખે લઇએ તમારૂં નામ,વારે ધાજો તે સુંદર સ્યામ. ૧૭
એક ઓશીઆળી છું તમારી, મારા પ્રાણ જીવનમોરારી,
અમ અવગુણ અંતર નવ ધરો,દીન જાણીને દયા કરો. ૧૮
નમો નારાયણ શ્રી ભગવંત, નમો નમો શ્રી કમળાકંત,
આ વિકટ સંસાર જાણીવૃથા, મોગી તમારી ઓથ નરસૈયા. ૧૯
વારે ધાઓ શ્રી ધરણીધર, કૃપા કરો દુઃખ ઉપર,

એમ વાણીઓ કહેતો જાય, તેમ તેમ મેહેતો હરિગુણ ગાય;
કરે રાગ રંગ રૂડી રીતે, લોક સુણવા ઉભાં બહુ પ્રીતે. ૨૪
મેહેતાનાં કીર્તન રૂડાં જાણી, લોક ભીડ થઇ છે ઘણી;
ગાય હરિગુણ તે અતિ સાર, ઘેર થાય કુજેતીના પાર. ૨૫
નાગર બોલબાણ બહુ મારે, રોતાં હરિ સમરે છે નારે,
સારે વિચાર્યું શ્રીમહારાજ, એ તો વણસશે મારા ભક્તનું કાજ. ૨૬
એને કોણ ઉઠાડવા જાય, એ તો બેઠો મારા ગુણ ગાય,
સુખે લેવા દો એને નામ, હું જઇને કરૂં એનું કામ. ૨૭
એવો વિચાર અંતર કીધો, પછે વેશ મેહેતાજીનો લીધો,
દયા જાણી નરહરી આવ્યા, વેશ નરસૈંયાનો લાવ્યા. ૨૮
તત્ક્ષણ ધર્યું મેહેતાજીનું રૂપ, થયા બ્રાહ્મણ ત્રિભુવન ભૂપ,
પેહેર્યું ધોતીઉં ઢીચણ લગી, એક પિછોડી ઓઢી વગી. ૨૯
શોભે રૂડી વામાંગે જનોઇ, ઉભી પાટલીએ પનોછી તહીં;
તુળસીની માળ કંઠે આરોપી, શિરે ઘાલી સકલાતની ટોપી. ૩૦
ગોપીચંદનનું ટીલું કર્યું, તે મારા પ્રભુજીને કેમ આવડ્યું,
શુભ છાપાં છાપ્યાં છે અંગે, લીધો મેહેતાનો વેશ રંગે. ૩૧
નયન નાસિકા ભ્રુકુટી એવી, રૂપકાંતિ મેહેતાના જેવી;
શીર શ્રવણ ને અંગ સમેત, મેહેતાનામાં ન પડે કશો ભેદ. ૩૨
વૈષ્ણવ ચાલ ચતુરાઇ ઘણી, ઉમર જોબન મેહેતાજી તણી,
નખ શિખ સહૂ જાણજો એવું, હસે બોલે મેહેતાના જેવું. ૩૩
માવનું રૂપ મેહેતાના સરખું, મેહેતારૂપે મોહનને નિરખું,
મેહેતાની પેઠે નીચે ખાંભણે, જાય હરિજન તે ભામણે. ૩૪

થાક્યા બ્રહ્મા ભણીને વેદ, જાણ્યો નહિ ભગવાનનો ભેદ;
જેનાં દેવતા દર્શન ઇચ્છે, શિવ સરખા પાર નવ પીછે. ૩૯
એવા દીનાનાથ દયાળા, ભક્ત માટે હીંડે છે પાળા;
હરિનાં કૌતુક શાં કહું ભાળી, જમણે કર ઝાલી જપમાળી. ૪૦
હરિ મેહેતાની ચાલ્યે ચાલે, હરિ રસમાં મનડું માહલે;*
મેહેતાની પેરે હરિ ગુણ ગાતા, હીંડે રાગ રંગમાં માતા. ૪૧
હરિએ મોટાઇ કાઢી નાંખી, ભક્ત માટે નમનતા રાખી;
જે કોઇ મેહેતા કહીને બોલાવે, તેને શ્રીહરિ શીશ નમાવે. ૪૨
વળી વૈષ્ણવની પત રાખે, જયશ્રીકૃષ્ણ મુખેથી ભાખે;
મેહેતાજીનાં લક્ષણ સહુ સાર, કરે આંગળીના ટચકાર. ૪૩
કોઇન જાણે કે જગત ધણી, જાય છે મેહેતાના મંદિર ભણી;
દેવ દેખીને વિસ્મય થાય, હરિ આ તે શું કહેવાય. ૪૪
જ્યાં નાગર સહુ હાસ્યજ કરતાં, માણેક મેહેતી ચિંતા મન ધરતાં;
પ્રમદા વાટ જુવે છે જ્યાંય, હરિ આવીને ઉભા છે ત્યાંય. ૪૫
લોક કહે મેહેતોજી આવ્યા, ઘીની તાંબડી મોટી લાવ્યા;
ધરી પેઠા મંદિર માંય, સદ્ ઝાંખા પડી ગયાં ત્યાંય. ૪૬
મેહેતીએ જોયા નિજ ભરથાર, મનના ઉચ્ચાટ ટળ્યા તેણી વાર,
તાંબડી આપી મેહેતીને હાથ, પ્રમદા જાણે જે મારો નાથ. ૪૭
હરિ તો મેહેતાજીને રૂપ, કો ન જાણે જે જગતના ભૂપ;
હરિએ શુક્લને કીધો નમસ્કાર, દીધો કુટુંબને આવકાર. ૪૮
ઘણાં સહુને દીધાં માન, ન જાણે નાગર પુરૂષ પુરાણ;
ભાભીજી નીચું જોઇને રહી, ચાર શોકમાં ખશિયાણી થઇ. ૪૯
શુક્લ પૂછે મેહેતાને વાત, આવડી વાર લાગી શામાટ;
તમ માટે ખોટી થયાં મદ, અમને ચિંતા થાતીતી બહુ. ૫૦
દીન તો નથી રહ્યો લગારે, હવે શ્રાદ્ધ સારશો ક્યારે,
ત્યારે બોલ્યા સુંદર શ્યામ, ગયા હતા એક ભક્તને કામ. ૫૧
ઠીક વખતે આવ્યા છિએ ઘેર, હવે કરિએ સારવાની પેર;
એમ બોલે છે હરિ ભરમે, કો નથી પ્રીછતુ તેનો મરમે. ૫૨

---

* પ્રત ક–'કોઇએ ન ઓળખી માયા જાલે'.

### વલણ.

મરમ કોઈ પ્રીછે નહીં. કોઈ નવ ઓળખે ભગવાનરે,
પ્રેમાનંદ પ્રભુને શુકલ કહે, કયારના વરયા મધ્યાનરે. ૫૩

### કડવું ૧૯ મું-રાગ સારંગ.

શુકલ કહે મેહેતા વેહેલા થાઓ, સારનાની સામગ્રી લાવો,
આજ તમ માટે ખોટી થયા, બહાર મધ્યાહ્ન વીતિ ગયા. ૧
કુંભકરણની પેરે ઊંઘ્યા હાટે, હજુ ખોટી કરો શા માટે,
જેના પુત્ર હોયેરે કુજાતે, તે બાપને નામે પિંડ મૂકે રાતે ૨
એના પુત્રથી ભના વાંઝ, બાપનું શ્રાદ્ધ સારે સાંઝ,
કયારના લાધીએ તારે વેર, હજુ કશાની નથી પેર ૩
સહુ ભૂખ્યા ભૂખ્યા પોકારે, મૂર્ખ નથી જાણતો મન વિચારે,
સાંજ પડે તેમ વહાણું વાય, એ તો નાગરી નાતમાં નહીં થાય ૪
જમવા તેડયા કે વેશજ માંડયા, નાગરના વ્યવહાર મહુ છાંડયા,
સુણી સર્વના એવાં વચન, મનમાં વિમાસ્યું જગજીવન ૫
એના પગ ઘાલું એના ગળા માંહે, એવો ઉપાય કરૂં આંહે,
મહુના ઉતારૂં અભિમાન, અહિઆં પાછાં કરૂં મધ્યાન ૬
એ શું જાણે હું મણિયો નેટ, ભૂખે ડોકાવું સારી પેર,
મારા ભક્તનું નામ વધારૂં, મહુના નાગર ધર્મીને વારૂં ૭
એવું ધારી અણુમારો ઊંચો કરયો, પાછો ભાનુ પૂર્વ દિશે ફરયો,
હરિએ કૌતક માંડયું બતાવા, રાખ્યું વાદળ નાગરને ઠગવા ૮
બહાર થયા અતિ મધ્યાહ્નકાળ, કો ગતિ નવ જાણે દયાળ,
જે બોલ્યા તેનો ઉપાય કરી, નચિન્ત થઇને બેઠા શ્રીહરિ ૯
આવે ઘરમાં ને જાયે બહાર, જાણી જોઇને લગાડે વાર,
શુકલ કહે મેહેતા વાર શું લગાડો, બહાર નથી દીસતો દહાડો ૧૦

ત્યારે હશીને બોલ્યા દેવમોરાર, હજુ બપોર નથી થયા બહાર;
એમ ઉતાવળ શું કરો, કાંઈ ધીરજ મનમાં ધરો. ૧૪
ગરીબ જાણી અકળાવો બહુ, રાંધતાં તે રડાવો છો શું;
વેહેલું સારવા કોઈ નવ જાય, મધ્યાહ્ન પાખી શ્રાદ્ધ નવ થાય. ૧૫
મધ્યાને પિત્રી પામે સંતોષ, વેહેલું મોડું થયે જાય નિર્મોખ;
તમો પંડિત થઈને શું ચુકાવો, મધ્યાન થયા વિના શું પિંડ મુકાવો. ૧૬
અહિંયાં સઘળું છે તૈયાર, બપોર થાય એટલી વાર,
તે માટે અમો ફેરા ફરીએ, બપોર થાય તો સ્નાન કરીએ. ૧૭
સુણી શુકલને ચઢીઓ કાળ, લાગી પગથી માથાલગી ઝાળ;
અરયા ભક્ત નહીં તું ભીખારી, કાંઇ બોલની મન વિચારી. ૧૮
બહાર દહાડો નથીરે નઠોર, હજુ તું ગાયે છે બપોર,
જૂઠું બોલતાં જાય રાત ને દન, તો તુંને ક્યમ થાય હરિ પ્રમન. ૧૯
ઠાલી કરે પુણ્ય પાપની ¹કથી, તો નાત જાતમાં આબરૂ નથી,
એહ વાતે વટાશે નાક, ખોઇશ બાપ દાદાની શાખ. ૨૦
એમ શુકલ બોલ્યા બળતા, ત્યારે શ્રીહરિ બોલ્યા વળતા;
તમો ક્રોધ ન કરો બ્રહ્મ ઇશ, તમ વચન ચઢાવું શીશ. ૨૧
બહાર ઝાંખી જુઓ કહું છું તમને, પછે શીખામણ દેજો અમને;
તમો કહો તો વહેલુ મારૂં સહી, પણ વેદ શાસ્ત્રમાં આજ્ઞા નહી. ૨૨
ત્યારે નાગર બોલ્યા તરત, અરયા એ વાતની કોઇ બાંધો શરત;
ત્યારે હરિએ કહ્યું જૂઠા પડીએ જો અમો, તો આ ભજનનું પુન્ય લેજો તમે. ૨૩
જૂઠી થાય તમ વાણી સહી, તો ટીપણાં બોળાવું પાણી મહી,
ત્યારે હા ભણી સૌ નાગરે, માંહોમાંહે વિચારજ કરે. ૨૪
સહુકો મકલાયે મન, વગર કર્યે ²પામીશું પુન્ય;
જમવાની વાર થાશે તો થાશે, એનાં ભજનનું પાણી જાશે. ૨૫
એનું નાક વઢાશે છેક, આપણે ઉપાય કરીએ એક;
એ ફરી ન જાય એવું કીજે, એહ વાતના જામીન લીજે. ૨૬
સુણીને બોલ્યા જગજીવન, માગ બાપ દાદાનું વચન;
જો કોઇ બોલીને જાય ફરી, તેની સાખ ન પૂરે શ્રી હરિ. ૨૭

---

¹ કથની

ત્યારે નાગરનું માન્યું મંન, છતી ચુક્યા એનું વચંન;
હાથે કરીને ધૂળજ ઘાલે, શું જોઇને એ મુક્તિ આલે. ૨૮
મૂર્ખ નથી જોતો બહાર ઝાંખી, હરિએ ભલી ભુરકી નાંખી;
સહુએ કર્યો મંન વિચાર, મેહેતાને કહે હવે ચાલો બહાર. ૨૯
કેમ પગ ઉપડતા નથી, આપ્યું વચન પાળો સરવથી;
સુણીને ઉઠ્યા દેવ મોરાર, હરિ કહે અહીં શાની વાર. ૩૦
શુકલ નાગર ને નર નાર, સહુ જોવાને આવ્યાં બહાર;
જે કોઇ પ્રભુ સાથે ચઢાવે ઓંશ, તેની ક્યાંથી પૂરી પડે હોંશ. ૩૧
સહુ જોવા આવ્યાં જેટલે, આભલાં ખશી ગયાં તેટલે;
ફાટ્યું વાદળ વેરાય કડકા, રવિ પ્રકાશી નિકળ્યા તડકા. ૩૨
જેવો તપે ચૈતર વૈશાખ, પહોંચ્યા નાગરના અભિલાખ;
મહેજે કૌતક કીધુ મોરારી, આંધળા જૂએ છે ધારી ધારી. ૩૩
ટૂએ તો મધ્યાનમાં ઓછી બે ઘડી, રહ્યા શુકલ નાગર જૂઠા પડી;
નેતામાં તો ઝાંખા પડીઆ, મુખનાં લીંબુ નિકળી પડિયાં. ૩૪
દૂ નીચું નીચુ ભાળે, કોઇ પાછો ઉત્તર નવ વાળે;
ર નારી રહ્યાં મુખ ભીડી, જેમ હસ્તિયે દાબી કીડી. ૩૫
ળી વિચારે મન સાથે, આપણે ધૂળ ઘાલી આપણે હાથે;
ાપણે ઉંઘમાં સઘળું ખોયું, આગળથી જાખી નવ જોયું, ૩૬
ાંશ બાંધીને આબરૂ ખોઇ, હવે ટીપણાં નાંખશે ધોઇ;
હીં ઓલાય આપણી વતી, નાગર કુળમાં લાગી ખામી અતી. ૩૭
ાડી ઘડિયાળો ગામની જૂઠી, શું વેહેલા આવ્યા જમવા ઉઠી;
ાપણને એણે સાન સુકાવ્યા, હરિભક્તે ભાવ મુકાવ્યા. ૩૮

ત્યારે ગાળો દેતાતા શું જોઇ, હવે શે નથી બોલતા કોઇ;
ઠાલી કરતાતા માથા ફાડ, શું બપોરમાં આવી છે ધાડ. ૪૩
રાખો આખા ગામનો બરો, કોટે પાણા બાંધી ડૂબી મરો;
અકળાવતા હતા ગરીબ જાણી, પડી ધૂળ ને ગુમાવ્યું પાણી. ૪૪
બોલતાં પાછું વાળી નવ જૂઓ, હવે ટીપણાં પાણીમાં ધૂવો;
દાંડી ફેરવું ગામમાં જાણ, સાંભળી નાગરનાં ગયાં ઓસાણ. ૪૫
બીધા નાગર છૂટી કાછડી, રખે આપણી લે એ પાઘડી,*
જો એ ટીપણાં પાણીમાં નાંખે, તો તો જાશે જગતમાં શાખે. ૪૬
માટે કાલાવાલા કરી રહીએ, વેહેવારે ટળ્યા કોને કહીએ,
એમ સર્વે વિચાર કરી, નમે મેહેતાને ફરી ફરી. ૪૭
નમી નાગર બોલ્યા વચંન, અમો પાપી તમો હરિજંન;
તમારી તોલે ક્યાંથી આવીએ, અમો નીચ દુષ્ટ કહાવીએ. ૪૮
નાગરી નાત ઊંચી સર્વથી, તે તો તમારે પુણ્યે થકી;
અમો છોરૂ છીએ તમારાં, અવગુણ ક્ષમા કરો અમારા. ૪૯
એમ કહીને લાગ્યા પાય, નાક લીટી કરી સહુએ ભાંય,
તે હરિએ સ્તુતિ માની લીધી, પછે સૌને શીખામણ દીધી. ૫૦
હું તો ક્ષમા કરૂં છું આહે, બીજો કોઇ મારશે માથા માહે;
આજ પછે એવું નવ કરશો, નિકર વગર મોતે મરશો. ૫૧
એમ સહુને અપમાનજ કરી, પાછા ઘરમાં પધાર્યા શ્રી હરી;
આવી બેઠાં સહૂ નર નાર, ઉતર્યા મન તણા અહંકાર. ૫૨
નીચું જોઇને બેઠાં સહૂ, પેટમાં ક્ષુધા ઊઠી છે બહૂ;
પણ કોઇથી બોલી ન શકાય, મળ્યા માથાના વૈકુંઠ રાય. ૫

વલણ.

પ્રેમાનંદ પ્રભુ માથાના મળિયા, ઉતર્યાં સહુનાં માન રે,
નર નારી સહૂ વાટ જૂએ, ક્યારે થાયે મધ્યાન રે. ૫૪

## કડવું ૧૭ મું—રાગ કેદારો.

નાગર માન ઉતાર્યું હરિયે, ધરી મેહેતાનું રૂપ રેઃ
પૃથ્વી પળમાં પ્રાજય કરે, એણે ધર્યું માનવનું રૂપ રે. ૧

* લાજ.

નર નારી સહુ દિન જુવે છે, મધ્યાન્હ ક્યારે થાય રે;
આંખે તો અંધારાં આવે, ઊભાં નવ રહેવાય રે. ૨
તડકો તપે છે કાળ સરીખો, કુવામાંથી જળ ફીટે રે;
કઇ વારનાં ખોટી થઇએ, તોયે દિન નવ વીતે રે. ૩
વાંસા સાથે પેટ ચોટી ગયું, અરૂં પરૂં જુવે આળસ મરડે રે;
ક્ષુધા લાગી સર્વને એવી, લોઢું મૂક્યું હોય તો કરડે રે. ૪
આપણાથી બોલી શકાય નહીં, મળ્યા માયાના શ્રી મોરાર રે;
બોલે બોલ બાંધી લીધાં, ઊતાર્યો અહંકાર રે. ૫
ઘેરે જાય નો લોકજ ભાંડે, હાસ્ય પોતાનું થાય રે;
છાનાં થઇને બેઠા સર્વે, બોલી નવ શકાય રે. ૬
છોકરાં તો ખાઉં ખાઉં કરે છે, મોટાં તે કહે કોને રે;
હાથનું કર્યું હઇયે વાગ્યું, જૂએ એક એકના મોંને રે. ૭
વણ અપરાધે ભક્તને ભાંડે, નડ્યું તેહનું પાપ રે;
છોકરાં બાપની દાઢી સાહીને, કહે અમને ખાવા આપ રે. ૮
તોય તેને મિશે બોલાય નહિ, એવાં બાંધી લીધાં તાંહ રે;
પછે છોકરાંને પ્રભુજીએ પોતે, ખાવાનું આપ્યું હાથ માંહે રે. ૯
એટલે તેને તો થઇ રે દીવાળી, પણ મોટાનાં પેટમાં હોળી રે;
છોકરાંના હાથમાંથી કકડો લઇને, મોટાં ખાયે ચોરી રે. ૧૦
ત્રણ પહોર મેહેતાને ઘેર વીત્યા, વળી ભૂખ્યા આવ્યાં ઘેરથી રે;
તેમાં મદ મત્સર ગયો પેશી, જેવાં ઢોર રહે છે બેશી રે. ૧૧
સાંકડી ગલીમાં સર્વને લીધાં, એવા શ્રી હરિ બ્રહ્માંડ ભૂપ રે; ૮
દોશ પ્રમાણે દંડજ દીધો, પહેરાવ્યા ખાસડાંના ખૂંપ રે. ૧૨
કૌતક ભેદ કો પ્રીછે નહીં, સહુ વિચાર માંહે પેઠાં રે;
દૈવનો કોપ તે કોને કહે, પછી નીચું જોઇને બેઠાં રે. ૧૩
ટગુંમગું જોયાંજ કરે, જાણે વાચા કોઇને નહીં રે;
સહુનાં માંન ઉતાર્યાં હરિએ, હવે શોભા શું કરે રહી રે. ૧૪

વલણ.

શી શોભા કરે શ્યામળો, કહું તેનો વિસ્તાર રે;
ભટ પ્રેમાનંદ કહે સાંભળો, નહિ કરવો અહંકાર રે. ૧૫
અહંકારે હરિ દૂભાય છે, તે જાણજો નિરધાર રે;
એ બાને જગતને શીખ છે, તે હ્રદયે ધરવી સાર રે. ૧૬

## કડવું ૧૮ મું–રાગ બિહાગ.

હરિ ગુણનો કહું રે વિવેક, માતા સરસ્વતી રાખજો;
મન ભંગ થયાં નર નાર, ઉતર્યા મન તણા અહંકાર. ૧
જૂઠા પડયા મેળવી કોટ, સહુના પેટમાં આમળ ગોટ;
કબજે આવ્યા સઘળી વાતે, નથી બોલાતુ મેહેતાની સાથે. ૨
જેવા ને તો તેવા મળે પેર, શેરને માથે સવા શેર;
હરિ મન કોપ્યા છે ઘણું, ફૂટયું કરમ તે નાગર તણું. ૩
સૌને સાંકળ પેડે લીધા, તરણાથી નપાવટ કીધા;
પેટમાં ક્ષુધા ઘણી ઉઠાડી, ભલી રીતે શીખ પમાડી. ૪
નાગર થઇ ગયા સર્પની તોલે, પેટમાં મજારાં બોલે,
જરા વેહેલું ન કરે નાથ, ગાંડ ઘમાવી ગોખરૂ સાથ. ૫
બીજી વારના બપોર થયા જ્યારે, હરિ સારવા ઊઠયા ત્યારે;
ગોરને આજ્ઞા આપી ભગવાન, બેસવાને મૂકયાં આસન. ૬
દીધો અબોટ હરિયે હાથે, એવા ભક્ત આધીન મુજ નાથે,
લાવી મૂકી તે સર્વ સામગ્રી, કશી વાતે નવ ચૂકે હરી. ૭
કુંકુમ તરભાણું ચંદન જળ, પુષ્પ ચોખા ને નૈવેદ્ય ફળ;
આણ્યું દૂધ કોફળ ને પાન, ધૂપ દીપ ને તુલસી જાણ. ૮
ઘૃત ખાંડ જોળીને ભાત, મુદ્રા દ્રવ્ય ધર્યું કરી ખાંત;
દૂધ સત્ર ખારેક પિંડ કાજ, સૌ આગળ લાવી મૂક્યુ મહારાજ. ૯
સારવાને જોઇએ જેહ, સહુ લાવીને મૂકયું તેહ;
પછે નહાવા બેઠા શ્રી હરી, આગળ મુકી અબોટીયાની ઘડી. ૧૦
હરિયે કોગળા કીધા સાત, કાનમા આંગળી ઘાલી નાથ;
પછે શિર જળ ટોળ્યુ દયાળ, મુખે કરે મદન જપ માળ. ૧૧
ગગા ગોમતી દ્વારકા સ્થાન, યમુના વેણી માધવ નિજપાણ;
સરસ્વતી નર્મદા કાવેરી, નમો રામ કૃષ્ણ કહે છે મોરારી. ૧૨
લીધાં અડસઠ તીર્થનાં નામ, પગ પખાળે સુંદર શ્યામ;
અગ સુગંધ ઉડે છે ઘણી, કેશ જાણે નાગની ફણી. ૧૩
હરિ મેહેતાજીને રૂપ, સ્નાન કરીને ઉઠયા ભૂપ;
ધોતીઉં ધોઇને આચમન કર્યું, નવું અબોટિયુ અંગે ધર્યું. ૧૪
હરિ મેહેતાની પેડે સઘળું કરે, મનમાં ગુરુનું ધ્યાન ધરે;
મેવામાં ગયા વૈકુંઠ રાય, હરિ હરિને લાગ્યા પાય. ૧૫

તિલક છાપાં કર્યાં મેહેતાની રીત, ગાય રસાળાં મધુરાં ગીત;
ઠાકોરજીનું ચરણામૃત લીધું, મેહેતાની પેરે ખટ કર્મ કીધું. ૧૬
તે સહુકોઇ જોઇને રહ્યા, એટલે મધ્યાન પૂરા થયા;
પછે સર્વને નમસ્કાર કરી, સારવાને બેઠા શ્રી હરી. ૧૭
વિપ્રવેદ ભણે છે ઉતાવળે, હરિયે લીધું તરભાણામાં જળે;
જળનો સ્પર્શ કીધો કાને, બાંધી ગાંઠ મસ્તક ભગવાને. ૧૮
ધોતીયાનો છેડો નીચોઇ, અંજલી ભરી હૃદયા ધોઇ;
દર્ભ સેર ઝાલી અંગુઠે વાળી, દર્ભ મુદ્રિકા આંગળિયે ઘાલી. ૧૯
જવ તલ વધાવ્યા નીર, ભરે ખોબલા શ્યામ શરીર;
વિપ્ર કરે વેદના ઉચ્ચાર, (હરી) સવ્ય અપસવ્ય કરે વારંવાર. ૨૦
ચટે વિષ્ણુનું સ્થાપન કર્યુ, પુષ્પ ચડાવી નૈવેદ્ય ધર્યું;
મૂક્યાં જામ ફોફળ ને પાન, પાંચ મહોર દક્ષિણા હિરણ્ય. ૨૧
જોઇને શુકલ રીઝયા મન, મેહેતો દીસે છે દોલતવંત;
જોઇ રહ્યાં નાગર નર નાર ઉતર્યા મનતણા અહંકાર. ૨૨
ભાભીજીને થઇ ચટપટી, આજ ક્યાંથી થયો નાણાવટી;
એમ સર્વને અચરજ હોય, અંતર પાર ન પ્રીછે કોય. ૨૩
હરિ શ્રાદ્ધ સારે ધરી પ્રેમ, કરે વિપ્ર બતાવે તેમ;
વેદ શાસ્ત્ર જેનાથી ચાલે, તે તો બ્રાહ્મણનું કહ્યું પાળે. ૨૪
વિષ્ણુ પૂજીને આરતિ ઓવારી, લાંબા થઇને નમ્યા શ્રીમોરારી;*
અઘમર્ષણ કર્યું ભગવાન, નાક ઝાલી ધરે છે ધ્યાન. ૨૫
અક્ષત કરમાં લઇ નાંખીઆ, સર્વ દિગ્પાળોને પોખીયા;
દીપક જ્યોતી બળે છે સારી, કરે તર્પણ દેવ મોરારી. ૨૬
વિપ્ર બતાવે તેમજ કરે, હરિ વારે વારે જળ ધરે;
દીપક પૂજીને વનમાળી, દર્ભ રેખા એવડી વાળી. ૨૭
શ્રાદ્ધ સારે છે શ્રી ભગવાન, લઇ સાત પેઢીનાં નામ;
એવા ભક્તાધીન ભગવાન, પુત્ર થઇ કરે શ્રાદ્ધનું કામ. ૨૮
સારતામાં તો સીધ્યાં કામ, પામ્યા પૂર્વજ વૈકુંઠ ધામ;
કઇ દહાડાના હુતા અવગત, તે તો હરિયે ઉદ્ધાર્યા તરત. ૨૯

* પ્રતખ-'નમી વંદના કરે મોરારી.'

પિત્રી આશિષ દે થઇ સુખી, નરસૈં કો દી ન થાઇશ દુઃખી;
તારા સુત તુજ પાછળ ધરજો, અમને દાસ્યા તેવા દરજો. ૩૦
તુંને હરિમાન હોજો ઘણું, જેણે કારજ કીધું તમતણું;
હરિ સારે વિધિયે કરી, કશી વાતે ન ચૂકે ફરી. ૩૧
વેદ શાસ્ત્ર ઘટારત જેમ, હરિ શ્રાદ્ધ સારે છે તેમ;
જે જોઇએ તે આગળ ધરે, કશી વાતે ખામી નવ પડે. ૩૨
પછે જળમાં ફેરવ્યો હાથ, તે જળ ઢોળી દીધું નાથ;
તર્પણ કરી રહ્યા દેવ મોરારી, પછે ઉત્તરીય મૂક્યું ઉતારી. ૩૩
પછે પિંડ પ્રદાનજ કીધું, દ્રુધ પાત્ર તે કરમાંજ લીધું;
મહેતીએ પિંડ બાંધ્યા સાત, મૂકે હરજી અવળે હાથ. ૩૪
સહુનાં નામ લઇને મોરારે, સાતે મૂકયા એકે હારે;
ઓધારી પિત્રી પામ્યા સતોષ, હરિએ ટાળ્યા દેહના દોષ. ૩૫
પછે પિંડ પ્રક્ષાલન કીધું, પિંડે ચંદન ચરચી દીધું;
પિંડે વસ્ત્રની છાયા કરી, પુષ્પ પિંડે વધાવે શ્રી હરી. ૩૬
પિંડ આગળ ધર્યું નૈવેદ્ય, કેળાં ફોફળ પાન સમેત;
સુદ્રાર્પણમાં મહોર મૂકી એક, જોઇ સહુ માન મૂક્યાં છેક. ૩૭
પ્રભુ ગોર કહે તેમ કરે, વારે વારે ખોબલા ભરે;
વચલો પિંડ અડકાડયો વામ, સુંઘીને મૂકયો પાછો ભોમ. ૩૮
અંત * પિંડના ચાર ભાગ કીધા, પછે પિંડ વિસામીને લીધા;
જેમ મૂકયા તેમ પધરાવ્યા, તે તો ગૌરીને ભોગ ધરાવ્યા. ૩૯
ભૂમિ જળ છાંટયું ત્રણવાર, ગોરનું પૂજન કીધું મોરાર;
પછે દર્ભ ચટ આપ્યા ધોઇ, એમ શ્રાદ્ધ પરિપૂર્ણ હોઇ. ૪૦
ત્યારે ગોરે આજ્ઞા આપી, ગયા તુલ્ય કહ્યું અંગ થાપી;
શ્રાદ્ધ સારીને ઉઠયા મોરારી, કટિ સુધી નહાયા ફરી. ૪૧

* * * * * * * *

શ્રાદ્ધ સંપૂર્ણ કારજ સર્યું, ગોરે તિલક શ્રીહરિને કર્યું; ૪૨

વલણ.

ગોરે હરિને તિલક-કર્યું, સારી ઉઠયા દેવ મોરારીરે;
પૂર્વજ સતોષ પામીઆ, હવે ભોજનની કરી તૈયારીરે. ૪૩

---

* છલ્લો પિંડ.

### કડવું ૧૯ મું-રાગ મારૂની દેશી.

શ્રાદ્ધ સારી ઉઠયા દેવ મોરાર, આનંદે ઘણુંરે;
ત્યાં તો વર્ત્યો જય જયકાર, કારજ ભક્તતણુંરે. ૧
દેવે પુષ્પ વૃષ્ટિ કરી ત્યાંય; આનંદે૦
ત્યાં તો વિવાહ સરખું હોય. કારજ૦ ૨
થઇ શોભા અપરમપાર; આનંદે૦
મેહેતાને રૂપે મહાલે મોરાર. કારજ૦ ૩
ઊભાં શુકલ નાગર નર નાર; આનંદે૦
ત્યાં તો શ્રી હરિ કરે વિચાર. કારજ૦ ૪
બાંધ્યો અંગૂછો કટિ ઉપેર; આનંદે૦
સૌને બેસવાની કરી પેર. કારજ૦ ૫
વળી વાસીદાં છટકાવ કીધાં; આનંદે૦
સામા સામી પાટલા માંડી દીધા. કારજ૦ ૬
હરિ ઉતાવળા બહુ થાય; આનંદે૦
માણેક મેહેતીને કહે છે ત્યાંય. કારજ૦ ૭
હવે તત્પર થાઓને સુંદરી; આનંદે૦
અંગે અબોટ વસ્ત્ર પેહેરી કરી. કારજ૦ ૮
શાક પાક કાઢો સહુ બારણે; આનંદે૦
પાત્ર ભરો પિરસવા કારણે. કારજ૦ ૯
પછે જૂએ ઉદ્ધવ અર્જુનની વાટ; આનંદે૦
એવે આવી પહોંચ્યા તે સાટ. કારજ૦ ૧૦
તે સહુ વસ્તુ લાવ્યા સંગાથ; આનંદે૦
જે કહ્યું હતું વૈકુંઠ નાથ. કારજ૦ ૧૧
આવી હરિને તે લાગ્યા પાય; આનંદે૦
સહુ કો જોઇને વિસ્મે થાય. કારજ૦ ૧૨
બાઇ મેહેતાનાં પુણ્ય અતીશ; આનંદે૦
જેને પાયે નમે બારે ધીશ. કારજ૦ ૧૩
તે સૌ જોઇ રહ્યાં નરનાર; આનંદે૦
મૂક્યો મંનતણો અહંકાર. કારજ૦ ૧૪

### વલણ.

અહંકાર મૂક્યો મન થકી, પણ નવ ઓળખ્યા મોરારરે;
આશ્ચર્ય પામી નાગર જોઇ રહ્યા, પ્રેમાનંદ પ્રભુ કિરતારરે. ૧૫

### કડવું ૨૦ મું–રાગ સામેરી.

હવે ભોજનની તૈયારી કરી છે, પોતે વૈકુંઠ રાજરે,
જગ્યા સમારે શ્રીજગજીવન, સહુને બેસવા કાજરે. ૧
સામા સામી પાટલા માંડીને, તજવીજ રૂડી કીધીરે;
નાગરને કહે તમો નહાઇને આવો, હરજીએ આજ્ઞા દીધીરે. ૨
ઉદ્ધવ અર્જુન આવીઆ, વળી જોડે અક્રૂર ભ્રાતરે;
ઝારી મહોર અને પીતાંબર, સૌ વસ્તુ લાવ્યા સંગાતરે. ૩
આવી હરિને ચરણે લાગ્યા, જૂએ નાગર નર ને નારરે;
વાત કરે કે એ તો દ્રવ્યજ ખર્ચે, મેહેતાનો સાહુકારરે ૪
શેઠ એનો કે મિત્રાચારી, એમ કહે છે કથીરે;
આ ત્રણે ભારે ભૂપ શા દીસે, કઇ સમજણ પડતી નથીરે. ૫
(પછે) હરિયે તે વસ્ત્ર ગુપ્ત રખાવી, કરી આજ્ઞા મહારાજરે,
સ્નાન કરી અબોટીયા પેહેરી, આવો પીરસવાને કાજરે. ૬
સુણતાંમા ઝટ સ્નાન કરીને, સજ્યાં અબોટીઆં સારરે;
કેહેડે અગૂછા બાંધીને ત્રણે, થઇ ગયા તયારરે. ૭
તેને નાગર સહુ જોઇ રહ્યા, મૂક્યા મનતણા અહંકારરે;
ભાઇઓ મેહેતા માથે એવા ગાજે, કોઇનો ખપ ન પડે લગારરે. ૮
એટલે હનુમાન આવીઆ, રહ્યા તેહ છડીદારરે,
સંભાળ કરવા નાતની, તે જાણે જોદ્ધા ચારરે. ૯
પાટે બેસવા સુદામાજી આવ્યા, ધ્રુવ અમરિષ પ્રહ્લાદરે,
તેમને જોઇ લોક વિસ્મય પામ્યા, ભલા મેહેતાના સગાતરે. ૧૦
હરિયે સહુને માન દઇને, જય ગોપાળ કીધા નાથરે,
શોભા ગર્વે કારમી, નવ જાણે માનવ જાતરે. ૧૧
હરિયે પોતાના પુત્રના જેવું, કીધુ ભક્તને ત્યાંયરે;
શ્રાદ્ધ નહીં એ તો યજ્ઞ મોટો, મોટા દેવ પધાર્યા જ્યાંયરે. ૧૨
સભા બેઠી જાણે ઇંદ્રની, એમા નથી ખાપણ ખોડરે;
સુરનર દેખીને વિસ્મય પામ્યા, નિરખે તેત્રીશ કોડરે. ૧૩

નાગરી કામ લઇને બેઠી, નાગર નહાવા જાયરે;
એ સર્વે સમાધાન કરીને, ઘરમાં આવ્યા યાદવ રાયરે. ૧૪
મેહેતી પ્રત્યે કહે મોરારી, પેહેલા કાઢો પંચ ગ્રાસરે;
ગાય શ્વાન અતિથી પૂરી આપો, હું નાંખું કાગવાસરે. ૧૫
સુણતાંમાં મેહેતી હરખીઆં, કહ્યું, તે પ્રમાણે કીધુંરે;
કાગવાસ નાંખીને હરિએ, બીજું કામ કરમાં લીધુંરે. ૧૬
ગાય શ્વાન ને વેરાગી પોખ્યા, સતોષ્યાં ગોર ગોરાણીરે;
દક્ષિણા આપીને દારિદ્ર ભાંગ્યાં, શત મોહોર સોનાનીરે. ૧૭
પાંચ વસ્ત્ર ગોરને પહેરાવી, ત્રણ વસ્ત્ર ગોરાણીને દીધાંરે;
ઝારી પીતાંબર કરમાં મૂકી, નમીને પ્રણામ કીધારે. ૧૮
તેહ જોઇને નાગર સર્વે, મનમા વિસ્મય થાયરે;
રૂડો રૂડો સહુકો કહે, સુણી ભાભીજી બળી જાયરે. ૧૯
જોતામાં સતાપ થયો, આ તે ક્યાંથી કાઢ્યુ ધનરે;
ગોર ગોરાણી આશિષ દઇને, બેઠા નિજ આસંનરે. ૨૦
એટલે સ્નાન કરી નાગર આવ્યા, બેઠાં આંતરે નરનારરે;
ઉદ્દવ અર્જુને સજ થઇને, પાતળ આપી તેણીવારરે. ૨૧
પત્રાવળી પૂરી થઇ ત્યારે, દડિયા લીધા દયાળરે;
તે સૌને પોંચી ચૂક્યા ત્યારે, શાક પાક કાઢ્યાં તત્કાળરે. ૨૨
પેહેલાં લૂણ ને રાયતી કેરી મૂકી, સુરખ્ખો પાપડ તળેલારે;
પછે શાક મૂક્યાં સહુ લાવી, સુંદર વઘાર્યાં ભલારે. ૨૩
રાયતાં વાણી ભાતનાં, માંહે મસાલો મસમસરે;
નરમ શાક સૂરણતણું, તે થઇ ગયું એક રસરે. ૨૪
લીલવા વેંગણ ભીંડા તળિયાં, કારેલાં સોહાવેરે;
વાલની દાળ ને પત્રવેલીયાં, તે તો સહુને ભાવેરે. ૨૫
કોળું તુરીયાં એકઠાં કીધાં, મેથી ચીભડાં ને ચોળીરે;
ગુવારફળી વળી ગલકાં જૂદાં, કંટોળાં મૂક્યાં તળીરે. ૨૬
લિંબુ આદાની કચુંબર મૂકી, જૂદાં કરે છે જીરૂં ને મરીરે;
ભજીઆં તો ભાવે તેટલાં, દૂધી વડાં ને મોગરીરે. ૨૭
નીકાની કાચરી ને દહીવડાં, ઉપર તેલ નિકળ્યાં તરીરે;
મૂકો મૂકો કહે હરજી, લે નાગરી દડીઆ ભરીરે. ૨૮

ખાંડવી ને મગ ચણા, વળી ભાજી વાણી સાતરે;
દેખી નાગર કહે આ શ્રાદ્ધ ન હોય, ઉચ્છવ દીસે ખરીખાતરે. ૨૯
ફળ ફળાદિક દ્રાક્ષ ખડબૂચાં, ફાલસાં ને કેરી ઝાઝીરે;
ખાંડ મેલી ખડબૂચાં ઉપર, જોઇ સહુકો થાય છે રાજીરે. ૩૦
નહોતું તે હરિએ* નીપજાવ્યું, કોઇ નવ પ્રીછે ગતરે;
શ્રાદ્ધ ઉપર આવડી શી શોભા, જોઇ નાગર થયા અચરતરે. ૩૧
શાક મૂક્યાં સહ શોભતાં, તેનો કહેતાં ન આવે પારરે;
દૂધપાક પોળી કાઢતાં, શ્રીહરિ કરે મંન વિચારરે. ૩૨
પેલીએ પકવાન્નનું મેહેણું દીધું, મારો દાસ દુભાશે આંહેરે;
છપ્પન ભોગ તુરત નિપજાવ્યા, પીરસવા માંડયા ત્યાંહેરે. ૩૩
જોઇ માણેક મેહેતી વિસ્મય થઇ, ભાભીજીએ નીસું ભાળ્યુંરે;
નાગર સહુકો એમ કહે, પેલી બોલી હતી તે પાળ્યુંરે. ૩૪
તે બોલે પકવાન નીસર્યાં, એમ સર્વે કહેતાં જાયરે;
ઘેવર ખાજાં ને જલેબી, સહુને પીરસે વૈકુંઠ રાયરે. ૩૫
લાડૂ પૂરી ને દહિથરાં, ઠોર અને ફળી ઝાઝીરે;
શીરો પૂરી ને ગોળપાપડી, ઉપર ઘારી તાજીરે. ૩૬
માલપુડા વેઢમી ને લાડૂ, ઘુઘરા સજોરી સારારે;
પેડા બરફી સૂતરફેણી, મેવ ને શક્કરપારારે. ૩૭
કોપરાં પાક ને અમૃત પાક, છપ્પન ભોગ રૂડા કહાવેરે;
જેને જેવું ભાવતું હોય, ઘણું ઘણું ભાણામાં ભરાવેરે. ૩૮
બાસુદી બિરંજ ને માવો મોહે, દળ મગદળ ને શ્રીખંડરે;
મેવૈયા મોતૈયા જલેબી, ઉપર છટા ખડરે. ૩૯
મરકી કચોરી ને કરમો કેળાં, મેસુર મૂક્યાં નાથરે;
પકવાન્નની શી વિધિ વર્ણવું, જાણે સહુએ માંડયાં હાટરે. ૪૦
અન્નપૂર્ણા આવી વસ્યાં, ત્યાં લૂટાવ્યુ નવ ખૂટેરે;
અગણિત વસ્તુએ ભર્યા ભાણા, જાણે પૂર્યો અન્નકૂટરે. ૪૧
પક્વાન્ન સહુને પિરસી રહ્યા, ત્યારે વિચાર્યું વૈકુંઠ નાથરે,
મેહેતાજીના ભ્રાતને, ઘીની તાબડી આપી હાથરે. ૪૨

* (એક સ્ત્રી)

ત્યાર પછે દૂધપાક પોળી મકયાં, ઘી પીરસે વડો ભાઇરે;
સર્વે વસ્તુ આપી ચુકા, ત્યારે જયશ્રી હરિની બોલાઇરે. ૪૩
ચાલતું કર્યું નરનારી સર્વે, શોભા બની છે અપારરે;
ટોપલા લઇને વારે વારે, પંગતમાં ફરે શ્રી મોરારરે. ૪૪
કહો તમારે શું જોઇએ ભૂદેવો, એમ શ્રીહરિ મુખથી પોકારેરે;
જેને જેવું ભાવતું તે, માગી લીયે નરનારરે. ૪૫
પછે શીતળ જળ સહુને ભરાવે, ઉદ્ધવ અર્જુન ભ્રાતરે;
કોણ ભાગ્ય નાગરી નાતનાં, જે જમે પ્રભુજીને હાથરે. ૪૬
ચારે યોદ્ધા જ્યાં ત્યાં પહોંચે, કોનો ખપ ન પડે થોભીરે,
હરિહર મહાલે મેહેતાને રૂપે, જાણે ઘરના મોભીરે. ૪૭
સઘળે ઠેકાણે પડે પૂરા, અધૂરો નહીં એકે હારરે;
કહેવાય ધણી વગર ઘર સૂનું, પણ હરિએ મૂક્યું પારરે. ૪૮
હરી હસીને સહુને કહે છે, ભોજન કરો મન ભાવેરે;
ભૂખ માટે ભરો કોળીયા, ફરી આવો દાવ નહિ આવેરે. ૪૯
નમીને નાગર એમ કહે, હવે ટળ્યો અમારો ગર્વરે;
મેહેતા ઓછી વાત મન શુ લાવો, અમે છીએ તમારા સર્વરે. ૫૦
એમ કહીને જમાડે શ્રીહરિ, વળી વાતો કરતા મુખરે;
એવી શોભા દેખતાં માહે, ટળે દુખિયાનાં દુઃખરે. ૫૧
આટલી સામગ્રી ક્યારે કરી હશે, સહુ મન અદેશો ધરેરે;
સખિયે સખિ એમ કહે, વાત કરીને કોળીઆ ભરેરે. ૫૨
માણેક મેહેતી સુઘડ દીઠી, જેણે રાંધ્યાં સુંદર શાકપાકરે;
પેલી ઝવેર મેહેતીનુ મોંઢું બાળો, ચાર લોકમાં વઢાવ્યું નાકરે. ૫૩
ઉદ્ધવ અર્જુન પિરસણું ફેરવે, ખબર સઘળી રાખેરે;
જેને જે જોઇએ તે લાવી મૂકે, શ્રીકૃષ્ણને પૂછ્યા પાખેરે. ૫૪
અક્રૂર શીતળ જળ ભરાવે, સઘળે તે દોડી પહોંચેરે;
ખબરદારી તે ભલી રાખે, જસ ભક્તનો ઇચ્છેરે. ૫૫
નાગરીઓ તેમને જોઇ રહે, મૂકી મનતણા અભિમાનરે;
પીરસનારા મેહેતે ઘરના રાખ્યા, તે દેવા રેહે સાવધાનરે. ૫૬
ઘણું થોડું કરતા નથી, માંને ગુરુરામ મૂકેરે;
ચારે જોદ્ધા વીર શોભતા, તે વિવેકમાં નવ ચૂકેરે. ૫૭

સર્વે વસ્તૂ વારે વારે, ફેરવે સારંગપાણરે;
ભાણે બેઠાં નરનારી સહુ, કરે મેહેતાનાં વખાણરે. ૫૮
સ્હેજમાં શોભા આવી કરી, તેને પ્રભુ મળ્યામાં શું કહેવુંરે;
નાગર સહુકો વખાણે, ન હોય શ્રાદ્ધ આ તો વિવાહ જેવુંરે. ૫૯
વૈષ્ણવ ને વેહેવારીઓ, જેની જમણ કેવાં કીધાંરે;
પેલી કાળા મ્હોંની ભાભીજીએ, એને માઠાં મેહેણાં દીધાંરે. ૬૦
એણે નામ વધાર્યું પરિયાતણું, તેણે તો બોલ્યું સહીરે;
આવું જમણ કોઇએ નથી કીધુ, નાગર બોલે છે તહીંરે. ૬૧
તે સુણીને ભાભીજી મનમાં, બળી મરે છે ઘણીરે;
નથી જાણતી જે મેહેતાને માથે, ગાજે ત્રિભુવન ધણીરે. ૬૨
સૌ શાક પાક બીજીવાર ફેરવ્યાં, પક્વાન્ન ફેરવે ત્રણ ભ્રાતરે;
જેને જોઇએ તે માગી લીયે, મૂકે શ્રી વૈકુંઠ નાથરે. ૬૩
કો શાક શીરાવે કોઇ ખાય પકવાન્ન,કોઇ રાયતાની આંગળી ચાટરે;
કોઇ ઘેવરનું નખોદ વાળે, બીજામાં નવ ઘાલે હાથરે. ૬૪
કોઇ ખાયે દહીં વડાં, કોઇ ભજીઆં ભચરડે બદ્દરે;
બાળક ખાયે ફ્રાલસાં ને કેરી, જમી તૃપ્ત થયાં છે સદ્દરે. ૬૫
કોઇ મધળી વસ્તુ ચાખી જૂએ, કોઇ એક ઉપર પાડે ધાડરે;
કોઇ બોલે કોઇ જમે નીચું જોઇ, શો કહું તેનો વિસ્તારરે. ૬૬
જમતાં ગળા સુધી ધરાઇ ગયાં, થયાં ગાત્ર ઢીલાં ઘેંસરે;
અતીશે ઓહિયાં કરે સર્વે, નાગરા અરાડે છે ભેંસરે. ૬૭
જમતાં જમતાં તૃપ્ત થયા સહુ, શી શી વસ્તૂ ખાયરે;
ઉદર ભરાયું મુખમાં નવ પેસે, પાણીએ દૂખ તણાયરે. ૬૮
જમી કરી સંતોષી થયા, ત્યારે પૂછે શ્રીવૈકુંઠ નાથરે;
તયારી થાય ત્યારે બોલજો, અમે કાઢીએ દાળ ને ભાતરે. ૬૯
ત્યારે નાગર કહે મેહેતાજીને, અહીંઆં તો છે તયારીરે;
છાંટ્યું લઇને પછે મુકજો, દાળ ભાત ને કઢીરે. ૭૦
નાગર કેરાં વચન સુણીને, છાંટ્યુ લીધું શ્રીહરિરે;
અક્રૂરને કહે દાળ લાવો, પોતે લાવ્યા કઢીરે. ૭૧
દાળ કઢી પીરસી રહ્યા, ત્યારે ભાત લાવ્યા ભૂધરરે;
અર્જુનને તવ આજ્ઞા આપી, તમે ઘી મૂકો ઊપરરે. ૭૨

દાળ-ભાત અને કઢી જમતાં, ચારે કૃષ્ણ તણાઇ રે;
કથરોટ લઇ ફરી ફરી હરિ ફેરવે, કાંઇ તમારે જોઇયે ભાઇરે. ૭૩
ના ના મુખથી ભાખે સર્વે, ઓધવ જમે રહે સાવધાનરે;
ફેરવીને પ્રભુ પેઠા ઘરમાં, બીડી આપે અર્જુનરે. ૭૪
જમી રહ્યા પછે છાશ લીધી, સર્વે તૃપ્ત પૂરણ થયારે;
આજ્ઞા આપી શ્રી કૃષ્ણજીએ, ત્યારે સહ ઉઠી ગયારે. ૭૫

વલણ.

આજ્ઞા આપી શ્રી કૃષ્ણજીએ, જમી ઊઠયાં નર ને નારરે;
પ્રેમાનંદ પ્રભુ નરસિંહ રૂપે દક્ષિણા આપે પોતે દેવ મોરારરે. ૭૬

### કડવું ૨૧ મું–રાગ બેહાગડો.

વારે ધાયા ધરણીધર શ્રીવરરે,
કીધાં ભક્તનાં કાજ મારા નાથજીરે. ૧
નાગર માત્રને નીચા પાડીઆરે;
રાખી મેહેતાજી કેરી લાજ, મારા૦ ૨
હરિ અક્રૂર ને ઓધવ અર્જુનરે;
ધ્વજ પતિ હનુમંત સાર, મારા૦ ૩
ઘરના મોભી થઇને એ ચાલેરે,
કામ સર્વે ઉતાર્યું પાર, મારા૦ ૪
ઉંધા નાગર કાંઇ નવ જાણેરે;
દેખીને આંધળા થાય, મારા૦ ૫
હરિએ શ્રાદ્ધ કીધુ વેવાહ જેવુંરે;
કારમી કરી સૌ શોભાય, મારા૦ ૬
જૂનાગઢમાં તે ડંકો દીધોરે;
પાધી મેહેતાજીની શાખ, મારા૦ ૭
દીન લાંબોરે કરીને દયાળજીરે;
વાઢયાં નાગર કેરાં નાક, મારા૦ ૮
સારૂં સારૂં તે સહુ સાથે કહ્યુંરે;
શોભા કીધી શ્રી વૈકુંઠ નાથ, મારા૦ ૯
માણેક મહેતી પછે સમેટી કરીરે;
હવે નીસરિયાં છે બહાર, મારા૦ ૧૦

દાવ જોઇને જેહાણી પ્રતેરે;
મેહેતી બોલીઆં તેણીવાર. મારા૦ ૧૧
ભાભીજી તમો શ્રીમંત થઇનેરે;
શો વાજ્યો ઊજશકાર. મારા૦ ૧૨
હરિ ભજીને અમો નામ બોળીઉંરે;
આણી ખાંપણ આપણે કૂળ. મારા૦ ૧૩
છપ્પન ભોગનાં પકવાન જમતારે;
કેવી મોઢે તે ઊડી ધૂળ. મારા૦ ૧૪
શત્રુના અર્થ સહુએ સારિયારે;
પણ સામુ જોયું શ્રીમોરાર. મારા૦ ૧૫
બોહશ બાંધીને બોઇ આબરૂરે,
સહૂ જૂઠાં પડયાં નિરધાર. મારા૦ ૧૬
આજ બાકી કોઇએ રાખી નથીરે;
પણ સાંખી ન શકે ગોપાળ. મારા૦ ૧૭
કીડીએ ગજને કેવો મારીઓરે;
સહુ સુણતાંમાં તતકાળ. મારા૦ ૧૮
એમ મોઢામોઢ પાછું વાળીઉંરે;
સુણી બોલી ન શકે કોય. મારા૦ ૧૯
તવ મેહેતીને કહે છે શ્રીહરિરે;
એ ઘરડાનાં બોલ્યાં સામુ જુઓ શું હોય.* મારા૦ ૨૦
ઓછાં જોડે ઓછાં થઇએ નહીંરે;
આપણ રાખીને રહીએ ભાર. મારા૦ ૨૧
એણે ગાળો દીધી આપણ ગરીબનેરે;
કેવી મારી પ્રભુએ પેંજાર. મારા૦ ૨૨
મધ્યાન જોતાંમાં માનજ રાખીઉંરે;
સહુનું ઊતાર્યું અભિમાન. મારા૦ ૨૩
ભોજનવખતે ભડારઉઘાડીઆરે;
એવા અલૌકિક ભગવાન. મારા૦ ૨૪
રંકની વાહરે શ્રી પ્રભુજી ધમ્યારે,
†કુડાંને કુહાડાનો ધાય. મારા૦ ૨૫

* પ્રત ક–'એહ નીચ સામું જૂઓ શુંય.' † પ્રત ક–કપટીને.

કેવાં અન્નપૂર્ણા આવી વરયાંરે;
લુટાવ્યું નવ ઓછું થાય. મારા૦ ૨૬
આદકારીના બોલ મુખમાં રહ્યારે;
એમ કહીને વારે મહારાજ. મારા૦ ૨૭
સુણી માણેક મેહેતી ચરણે લાગીઆંરે;
મને સમોની કીધી આજ. મારા૦ ૨૮
આવડી આશા મુજને હતી નહીંરે;
હું તો સાચુ કહું છું ભરથાર. મારા૦ ૨૯
અરે ઘેલી ચિત્ત વશ કરી રાખીએરે,
તારી પાસે છે શ્રી મોરાર. મારા૦ ૩૦
વાત અતરની કોઇ પ્રીછે નહીંરે,
નથી મેહેતી ઓળખતી મહારાજ. મારા૦ ૩૧
પતિને રૂપે પ્રભુજી પધારીઆરે,
કીધાં ભક્તના સઘળાં કાજ. મારા૦ ૩૨
હરિની લીલા કોઇ જાણે નહીંરે;
ભૂલે બ્રહ્મા સરખા ભેવ. મારા૦ ૩૩
ભક્તવત્સલ સારે ભક્તનારે,
આવ્યા મહેતાજી થઇને એવ. મારા૦ ૩૪
કોમળ રૂપ નયન તો કમળ સમાંરે;
એવા ગોપીનાથ શ્રી ગોવદ. મારા૦ ૩૫
જેનો વેદ તો પાર પામે નહીંરે;
એવા શ્રી હરિ અકળ અનત. મારા૦ ૩૬

વલણ.

*અકળ કળા અનંત પ્રભુની,નવ કોઈ વરણી જાયરે;
પ્રેમાનદ પ્રભુની લીલા, નાગરથી ન સમજાયરે. ૩૭

## કડવું ૨૨ મું-રાગ કલ્યાણ.

હાંરે જમી ઉઠયાં નર નારી, દક્ષિણા આપે દેવ મોરારી;
એણી પેર બોલ્યા જગજીવન, પામે તેડયા ઓધા અર્જુન. ૧

---

* આગલી લીટી પ્રત ૧ લીમા નથી.

અક્રૂર બેઠા શ્રી હરિની પાસે, ત્રણેને આજ્ઞા દીધી નાથે;
લાવો પેલી વસ્તુનું છે કાજ, સેવકને સાન કરી મહારાજ. ૨
સુણતાં ધસ્યા ઊઠી ઊતાવળે, વસ્તુ આણી મૂકી આગળે;
અક્રૂર છોડે છે ગાંસડી, ઉદ્ધવની ખાંધે મહોર કોથળી. ૩
તે જૂએ શોભા નાગરી નાર, મૂકી મંન તણા અહંકાર;
સહુકો વાત કરે પરસ્પરે, એ તો નીકળ્યા સહુથી શરે.* ૪
આપણ જાણતાં દુર્બળ જાત, એ તો છે લખેશરીને માથ;
એણે કાઢયા સહુને પગ હેઠ, એને માથે છત્રપતિ શેઠ. ૫
નોતરૂં આવ્યું ત્યારે લાગ્યું દુઃખ, કેવું કર્યું, ધન્ય માતની કૂખ;
ભારે માણસ તે ભલું †ભાષે, સુણી મેહેતી ફરે ઉલ્લાસે. ૬
રૂડો રૂડો સહુ કહે છે ત્યાંય, સુણી ભાભીજી બળે મનમાંય;
પછે હરિયે કીધો મંન વિચાર, નાતનો શેઠ તેડયો તેણીવાર. ૭
તેને માન દીધાં બહુ હરિયે, તમે બતાવો તેમજ કરિયે;
દક્ષિણા આપવી સૌને આંય, નાનાં મોટાં ન ધરવાં કાંય. ૮
સહુને આપવું સરેરાશ, શેઠ પ્રત્યે કહે છે અવિનાશ;
ઝારી ગાંસડી આપી અક્રૂર હાથ, પીતાંબર સોંપ્યાં અર્જુન ભ્રાત. ૯
ઓધાને કહે છે ત્રિભુવન ધણી, પાંચ પાંચ મ્હોર આપો સર્વને ગણી;
એમ સોંપી દીધું મોરાર, તે જોઇ રહ્યાં સહુ નર ને નાર. ૧૦
(પછે) શેઠીઓ બોલ્યો હરિની સાથે, દક્ષિણા આપો તમારે હાથે;
બતાવું હું દાસ તમ કેરો, ઘટારત જેહને હોય તે દેવો. ૧૧
સુણી શેઠીઆનાં રે વચંન, વેહેલા ઉઠયા શ્રી જગજીવંન;
સર્વને રાખ્યા મંદિરમાંય, ઉભા હાર પાંચ ખડકીને ત્યાંય. ૧૨
હરિએ કુંકાવટી કર લીધી, પછે દક્ષિણા ચાલતી કીધી.

વલણ.

દક્ષિણા આપે અતિ ઘણી, શેઠ બતાવતો જાયરે;
સજ્જન સહુ સન્મુખ ઉભાં, શી કહુ તે શોભાયરે. ૧૩

## કડવું ૨૩ મું–રાગ રામગ્રી.

દક્ષિણા આપી અતિ ઘણી, પોતે શ્રી વૈકુંઠનાથ;
ચંદન ચર્ચે વિપ્રને, કીધા ચાંદલા અબળા સાથ. ૧

---

* શ્રેષ્ઠ   † બોલે.

પાંચ મહોર ઝારી પીતાંબર, એક એકને દીધાં;
સરેરાશ સહુને આપીને, નમી પ્રણામજ કીધા. ૨
તે જોઇને નાગર સર્વે, અતિશય વિસ્મય થાય;
શ્રાદ્ધ ઉપર આવડી દક્ષિણા, લખેશરીથી નવ અપાય. ૩
એ તો પૂરણ ભક્ત પ્રભુનો, જેને દ્રવ્યતણું લેખું નહીં;
એ રૂડો આપણી નાતમાં, એમ નાગર બોલે તહીં. ૪
તેહ સુણીને ભાભીજી, ઘણું બળીને ચૂનો થાય;
પાસે તો કોડી નવ દેખું, ક્યાંથી આપે આટલી દક્ષિણાય. ૫
સહુ શ્રીમંતથી અધકો થયો, મેં મેહેણું દીધું શું જોઇ;
મારાં પંચક મુજને નડયાં, હાથે કરીને દક્ષિણા ખોઇ. ૬
ધચુપચુ થાય મંન વિષે, મુને આપશે કે નહીં;
નાગર મોંઢા મોંઢ બાંડે, નીચું જોઇને ઉભી રહી. ૭
દક્ષિણા લઇ નર નાર સર્વે, મંદિર પોતાને જાય;
સર્વે સજ્જનસું ભોજન કરવા, બેઠા શ્રી વૈકુંઠરાય. ૮
વડો ભ્રાત સજ્જન ને ભાભી, મેહેતી ને મહારાજ;
ભોજન કરીને ઉઠીઆં, સંપૂરણ થયું કાજ. ૯
સેવક હુતા જેટલા, તેણે એહાં જૂઠાં સમાધાન કરિયાં;
આજ્ઞા આપી શ્રી કૃષ્ણજીએ, ત્યારે સહુકો સાંચરિયાં ૧૦
ભાઇ ભોજાઇને દક્ષિણા આપી, પોતે શ્રી વૈકુંઠનાથ;
ભાઇ કહે ભોજાઇએ મેહેણાં દીધાં, તે ક્ષમા કરજો ભ્રાત. ૧૧
એમ કહી નીચું જોઇને, મંદિર પોતાને ગયા;
કામ કાજ સહુ ઠીક કરીને, મેહેતી મહારાજ એકલા રહ્યા. ૧૨*

---

* આ ૧૧ કડી બીજી કોઇ પ્રતમાં નથી; માત્ર ક પ્રતમાં છે.

નાગર સહુ જમીને ગયા, વિખાણ કરતા જાય વાટે;
જૂએ તો મેહેતોજી કીર્તન કરે છે, ધીવાળાને હાટે.
જોઇ નાગર નરનારી વિસ્મય પામ્યા, પૂછે મેહેતાજીને પેર;
એટલી વારમાં અહિંયાં ક્યાંથી, અમે નથી પહોંચ્યાં ઘેર.
આજે જશ ભલો કર્યો, સહુને કાઢયાં પગની હેઠ;
હરિ ભક્ત તો તમે ખરા, બાકી તો દૈવની વેઠ.
આજ છપ્પન ભોગ જમાડીયા, શોભા તણો નહિ પાર;
દક્ષિણાએ કઇનાં દરિદ્ર ભાગ્યાં, ઝારી મહોર પીતાંબર સાર.

એટલે મેહેતાજી ઘી લઇ આવ્યા, ઘેર તે સંધ્યાકાળ;
દૂર થકી હરિએ દેખતાં, અંતર્ધાન થયા તેણીવાર. ૧૩
મેહેતાજી આવ્યા મંદિરમાં, ત્યારે મેહેતી પૂછે વાત;
નાત સગાં જમીને ગયાં, વળી ઘી કેમ લાવ્યા નાથ. ૧૪
મેહેતો કહે હું તો હમણાં આવ્યો, જમી ગયાં સહુ ક્યારે;
સાચ્યા વિના તું એમ કેમ બોલે, તું શું બકે છે નારે. ૧૫
મેહેતી કહે મારા કંથજી, એમ શું કહો છો તમે આ વાર;
સાચું જમાડી ને દક્ષિણા આપી, ભૂલી જાઓ છો કેમ વ્યપાર. ૧૬
આજ મહોરનો વરસાદ વરસ્યો, હું તો જોઇને વિસ્મય પામી;
પાસે તો કોડી એક ન દેખું, કયાંથી કાઢ્યું મારા સ્વામી. ૧૭
અલૌકિક પકવાન નિપજાવ્યાં, સ્વામી તમને છે ધન્ય ધન્ય;
એ શું ભૂલી ગયા નાથજી, આજ માન ભંગ થયા દુશમંન. ૧૮
આજે જે શોભા કરી, શું અજાણે પૂછો વાત;
ત્યારે મેહેતાએ મંન વિચાર્યું, નિશ્ચે આવી ગયા શ્રીનાથ. ૧૯
અરે ઘેલી તેં ઓળખ્યા નહીં, એ તો આવ્યા હતા શ્રીમોરાર;
તારા સમ હું તો હમણાં આવ્યો, સુણી વિસ્મય પામી નાર. ૨૦
જાણ્યા પૂરે હાથ ઘસતી નારી, મેં નવ ઓળખ્યા મહારાજ;
ધન્ય ભાગ્ય સ્વામી તમતણાં, હરિએ આવી કર્યું તમ કાજ. ૨૧

---

તમે નામ વધાર્યું પરિયાતણું, નાગર નાત કરી પાવંન;
દેવે ન દીઠું તે માનવે દીઠું, અમે જાણ્યા બીજા ભગવન.
એમ કહીને નાગર વળ્યા, ત્યારે મેહેતાજી મન વિમાસે;
ઘેરથી ભૂખ્યા ગયા સર્વે, માટે કરે છે સહુ હાસ્ય.
કીર્તનમાં તો ભગાણુ પડ્યું, થઇ ગયા શૂન્યમતી;
વણિકને કહે ઘી આપો વેહેલા, નહિ ટકાય મારી વતી.
બેઠામાંહે બિગાડ થયો, વણસ્યુ સઘળું કાજ;
કર્યું કારવ્યુ ધૂળ મળ્યું, આજ ગઇ લોકમાં લાજ.
હરિ ભજનમાં ભગ પડ્યો, થઇ તે વિપરીત વાત;
ઘેરથી સર્વ જાય પાછા, એ તો કરે છે મારૂ હાસ્ય
એટલે વણિકે ઘી આપિયું, મેહેતાજી આવ્યા ઘેર;
ત્યાર પછી ત્યાં શું થયું, તે કહુ સઘળી પેર.
ઘેર પોતાને શ્રીહરિ વિરાજે, મેહેતી આપે જ્યાં વેહેવાર;
જશ વાધ્યો છે જૂનાગઢમાં, ભલો રૂડો કહે નર નાર.

એમ કહીને ચરણે લાગી, પછે શ્રી પ્રભુનું ધ્યાન ધરે;
નાગરી નાતમાં ડંકો કીધો, લોક સહુ વિખાણજ કરે. ૨૨

વલણ.

વિખાણ કરે છે જગત બાધું, મેહેતે દ્રવ્ય ખરચ્યો ઘણેરે;
શ્રાદ્ધ કીધુ વિવાહ સરખું, પ્રેમાનંદ ભક્ત એ પ્રભુ તણેરે. ૨૩

## કડવું ૨૪ મું-રાગ સામેરી.

શ્રાદ્ધ સાર્યું શ્રી હરિએ, તેની થઇ જગતમાં ખ્યાત;
રાતે ઘેર મેહેતોજી આવ્યા, ત્યારે જાણી સઘળી વાત. ૧
પોતાની વાત કહી નારીને, હુ તો હાટે ગાતો હતો ગીત;
મારે રૂપે પ્રભુજી પધાર્યા, સંભાળી કુળની રીત. ૨
અરે ઘેલી અડસટે નવ ઓળખ્યા, મારા સ્વામીનું રૂપ રસાળું;
એ શુધબુધ તમ જેવા હતા, હું તે કયજી કેઇ પેર ભાળું.* ૩
નાગર સહુ કો અપવાદ કરતા, હું જોતીતી તમારી વાટ;
એટલે આપણા જેવી ઘીની ભરી, તાંબડી લઇને આવ્યા નાથ. ૪
નાત સવાતે એંહરા બાંધી, જૂઠો પાડ્યો સહુ સાથ;
પછે શોભા અતિ ઘણી કરી, પણ મેં નવ ઓળખ્યા નાથ. ૫
પીરસવાને પુરુષ શોભતા, આવ્યા હતા તેની સાથ;
અરે ઘેલી તોય ન ઓળખ્યા, એ હોય એમના દાસ. ૬
ભક્તવત્સલ ભગવાનજી, એણે આવીને કીધું કાજ;
નરસૈં મેહેતો કહે ધન્ય પ્રભુ, આજ રાખી મારી લાજ. ૭
નહિ તો નાગર જોડે પડત ન પૂરૂ, સાચું કહું તુંને નાર;
જેહ થયુ તે સારૂ થયું, એમ બેહુ કરે વિચાર. ૮
સુણી માણેક મેહેતી વિસ્મય પામી, મેં અબૂજે કંઇ ન જાણીયું;
સ્વામે શ્રાદ્ધ કર્યુ યજ્ઞ જેવું, જે ત્રૈલોકયે વખાણીયું. ૯
મારૂ ભાગ્યજ ઓછું તેમાં, મે ન ઓળખ્યા મહારાજ;
હું તો તમારે ભરમે ભૂલી, પાર પાડી ગયા પ્રભુ કાજ. ૧૦
તમારે રૂપે મુજને કર્યું જે, પાસે છે મોરાર;
તોય ભેદ નવ જાણીયો, હવે કળ નથી પડતી લગાર. ૧૧

---

*પ્રત ગ-'મેહેતી કહે કાંઈ તમ જેવા, તેને હરિરૂપે કેઇ પેર ભાળુ.'

મો રૂપૈયા માટે ઘેલી, કેટલી માથાફોડ કીધી;
કષ્ટ પમાડી કૃષ્ણજીએ, કેટલીવારે ખરચી દીધી. ૧૨
તે ઉપર આપણું સામર્થ્ય ક્યાંથી, કે પકવાન મહોંગે થાય;
હવે તો મન વાળીએ, વળી મળશે વૈકુંઠરાય. ૧૩
મારી પાસે હોય તો હું હમણાં દેખાડું, સાચું કહું તુને નાર;
હવે ચિત્ત રાખો પ્રભુજી ઉપર, તો સામું જોશે મોરાર. ૧૪
રૂડું વૃક્ષ શોધી રોપીએ, માંહે સીંચીએ અમૃત જળ;
પુષ્પ આવી કરમાય તો, ક્યાંથી ચાખીએ એનાં ફળ. ૧૫
એવો દાવ ચૂકી ગયાં, કયમ ન દાઝીએ મન સાથ;
પડી* વસ્તુ જો પૂર્ણ ભાગ્ય હોય, તો કદી લાગે હાથ. ૧૬
એમ સમજાવે સુંદરી, એવે થયો એક ઉત્પાત,
ભાઇભોજાઇનાં અબોટિયાં ફાટયાં નિમરાં, જે આપ્યાં દક્ષિણામાં નાથ. ૧૭
તે જોઇ ભોજાઇ બંસીધરને કહે, આવા આપ્યા તમારે ભાઇ;
લોકે પનોતાં કીધાં એને, ત્યારે આપણે શાની સગાઇ. ૧૮
ભાઇ કહે જે આપ્યાં તે સહી, હવે ન બોલીશ કાંઇ,
ભાભી કહે એ ન બોલીએ, હું તો પાછું આપુ એને ત્યાંહી. ૧૯
શું આપણે એને નથી કરતાં, જે આપણે ખોટું લઇએ;
એણે બોલવા જેવું કર્યુ, તો એ થાય તેવાં થઇએ. ૨૦
બંસીધર કહે તું નાતજાતમાં, સઘળે ભૂંડી થઇ,
તોયે કહ્યું નવ માન્યું કથનુ, પાછાં આપવા તે ગઇ. ૨૧
પીતાંબર લાવીને પાછાં ઝીક્યાં, પછે બોલી મુખ અહંકાર;
બાપ હતા તેને સારાં આપ્યાં, મુને આપ્યો ગામનો ઉતાર. ૨૨
આ ફાટાં રાખ તારા ઘરમાં, ઝારી મહોર લાવ પાછી;
આજ થકી તારે અમારે, ન્હાન વેહેવારે નથી. ૨૩
એ અબોટીઆંને બળાતીઆં કરજે, તારે છોકરાં આવે જ્યારે;
નહિ તો આપજે ભીખારીને, તારા બાપને પહોંચે ત્યારે. ૨૪
અમે નઠારાં માટે નાતજાતમાં, સઘળે ભેગાં થઇએ;
ફાટું પીતાંબર આપતાં, તુને શરમ ન આવી હઇએ. ૨૫
*ભલા માણસ આપતાના, ત્યારે નવ બોલાયું મૂખ,
વગર મને અમને આપીઆં, તારા ઘરમાં પાછાં મૂક. ૨૬

* ખોઇ.

નાગરી નાતનુ માન ઉતારી, હરિયે મેહેતાની શાખ વધારી,
ખરચી આપી ને રૂપ લીધા, નીછ્ળવાર પીતામ્બર દીધા. ૨
એમ કીધા પ્રભુએ કાજ, વારે વારે રાખી લાજ,
કર્યુ મોસાળુ વિવાહ આપ્યો હાર, વળી શ્રાદ્ધ સાર્યુ નિરધાર ૩
એવા અનેક વખત કીધા કામ, વાહરે ધાઇને સુંદર શ્યામ,
મેહેતો-મહારાજ એક જાણીએ, એમા ભેદ કશો નવ આણીએ. ૪
એ કથા ભાગવતના જેવી, પ્રભુ પધાર્યા પ્રીતે તેવી,
એનો ભેદ કોઇ નવ જાણે, પૂર્ણ ભક્ત હોય તે વખાણે. ૫
ગાતા દેહ થાય નિર્મળો, કાટી જન્મના પાતક બળો,
તેને શ્રી હરિ સહજે મળે, લક્ષ ચોર્યાશીનો ફેરો ટળે ૬

ઢાળ.

ફેરો ટળે ચોર્યાશીનો, શ્રાદ્ધ ગાય પૂર્વજ તૃપ્ત થાયરે,
જન્મ દુ ખ વામે ને મુક્તિ પામે, ને મળે માધવરાયરે. ૭
વીરક્ષેત્ર વડોદરૂ ચતુર્વેશી, ઉંચ જ્ઞાત કહિયે સારરે,
ભટ્ટ પ્રેમાનદ હરિ ગુણ ગાયે, કૃપા કરી મોરારરે. ૮
કૃપા હવી તો થયો કવિ, હરિ કાવેઘેલો તારો દાસરે,
કાઇ ન જાર્ણું ને વેદ વખાર્ણું, આપજો ચરણ વાસરે. ૯
કોડે ગ્રથ પૂરણ હવો, તે સરસ્વતીની કૃપાયરે,
પચવીશ કડવા પદબધ બાધ્યો, પ્રસન્ન વૈકુંઠરાયરે ૧૦
સવત સત્તર સાડત્રીસ માહે, ભાદ્રપદ વદ ત્રિજ દિનરે,
ભ્રગુવાસરે કથા પૂર્ણ કીધી, પિતૃ કુળ પુણ્યપાવનરે. ૧૧
નદરબારમા ભક્ત ઘણેરા, નરસિંહ કથાથી તૃપ્ત ન થાયરે,
રાજાને રિઝવવા માટે, ઉદર પૂર્ણ કરે શ્રી મહાગયરે. ૧૨
એ આખ્યાન લખે લખાવે, ગાય સુણે નર નારરે,
પિતૃ દોષ નડતો હોય જેને, તે ટળે તેણી વારરે. ૧૩
શ્રાદ્ધ પક્ષમા પંદર દિવસે, જે કોઇ ગાય આખ્યાનરે,
સદા સુખી કદી દુ ખ ન પામે, પિતૃ વદે કલ્યાણરે ૧૪
એકે ચિત્તે જે સાભળે, તેના દેહની પીડા જાયરે,
હીંડતા રોઝ્ગ તેને મળે, વળી મળે શ્રી માધવરાયરે. ૧૫

પિતૃ કેરા દિનજ આવે, ત્યારે એ ગુણ ભાખેરે;
વચન કહ્યાં જે શ્રી હરિએ, તે શ્રોતા હૃદયે રાખેરે. ૧૬
એહ કથાનું શ્રવણ કરી, આપે સોના રૂપાનું દાનરે;
અંતકાળે શ્રી હરિ તેને, ગણે લક્ષ સમાનરે. ૧૭
શ્રોતા વક્તા પ્રીતે કરીને, વદજો બેઉ કરજોડરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, બાઈ જે જે શ્રી રણછોડરે; ૧૮

---

શ્રાદ્ધ સંપૂર્ણ.

---

# અષ્ટાવક્ર આખ્યાન.

### કડવું ૧ લું.–છંદ.

વક્રતુંડા તમો શુંડદડા તમો, ગર્ઠગ્રીવા તમો શિવનદા તમો,
ચક્રપેટાનમો પ્રેમે સેવી નમો, ચક્રસ્વામી નમો નાભિનાસું અમો,
શક્રઅર્કા નમો વક્રહસ્તા નમો, વક્રકટચોં નમો ભટચભટ્ટા નમો,
તક્રશ્વેતા સમો વેતપાદા મમો, વક્રઅષ્ટા સમો સપ્તિદા દે સમો. ૧

### રાગ રામગ્રી.

સમો શુભ દે ગણુનાયક તુ, સેવા સાધુ સાચી,
અષ્ટાવક્રને નમન કરૂ હુ, મતિ હરે મમ કાચી. ૨
અષ્ટવક્ર આખ્યાને સેવા, અષ્ટવક્રની કરીએ,
વૃદ્ધશ્રવસે વૃત્ર હર્યો જિમ, તિમ વિઘ્નને હરીએ ૩
ચરણુકમળ મકરદ સુવાસિત, મનખટપદ થઇ લેશે,
વિઘનહારી મગળકારી, અભયદાનને દેશે ૪
મગળકારી બીજો માની, દ્વૈતભાવને ગ્રેહશે,
શુભકર અશુભકારી થાશે, હાથ ઘસી તુ રેહશે. ૫
માટે મન મસ્તાના દૃઢ થઇ, અદ્વૈત સેવને સાચુ,
જીવ શિવકેરો ભેદ જણુાશે, બ્રહ્માનદે રાચુ. ૬
આકુળિયે અકુળાતુ જોઇ, વિપ્રે મનને વાર્યું,
અષ્ટાવક્ર આખ્યાન ઉચ્ચાર, શ્રવણ કરો જો મારૂ. ૭
પાડવને લોમશે સુણાવ્યુ, વનપરવકેરી માપે,
યથામતિ પ્રાકૃતમાં કરિયે, ડરિયે ડર છે જ્યાયે. ૮
બ્રહ્મજ્ઞાનીશા પૂર્ણ નહિ જે, સર્વત્ર વદશે અમમાં–
મૂઢમતિ માને મહિ માહે, દબાઇ જાયે ન દમમા. ૯
વ્યાસ વસિષ્ઠ પરાશર પોતે, બ્રહ્મજ્ઞાની ભણે છે,
અદ્વૈત પદાર્થ કિંચિત જાણી, અહબ્રહ્માસ્મિ ગણે છે. ૧૦
તેવી મતિ અગાધ ન મારી, મુમુક્ષુપદ મન રહે છે,
અપૂર્ણ અપૂર્વ વાણી કથીને તદપી કાઇક કહે છે. ૧૧

યુધિષ્ઠિરે લોમશને પૂછ્યું, આ આશ્રમ છે કોનું;
જાજ્વલ્યમાન મહા ઝળી રહ્યું છે, દીપ્તમાન શું સોનું. ૧૨
ઘણાં ભૂવન ભમતાં મુનિ જોયાં, આવું ક્યાંય ન દીઠું;
તેનું કારણ વદિયે મુનિવર, મન લાગે અતિ મીઠું. ૧૩
શાંતવૃત્તિ થઇ, પ્રવૃત્તિ ગઇ, મુનિ એકાએક શેણે;
આલ્હાદિત મન અપાર થયું છે, અમૃત સીંચ્યું નેણે. ૧૪
આધિ વ્યાધિ ભવની ભાગી, ભૂમિમાં પગ મૂકે;
અર્જુન કવણ અને અમિ કવણ છું, મસ્તાનું મન ચૂકે. ૧૫
સુખે જાવ સહુ યાત્રા કરવા, અમો વસું આ સ્થાને;
અજાતશત્રુની વૃત્તિ જોઇ, મુનિવર વદતા માને. ૧૬
અષ્ટાવક્રતણું આશ્રમ આ, મહામનોહર મોટું;
સંસારાબ્ધિ તરવા જાણો, અભંગ આ છે કોટું. ૧૭
અષ્ટાવક્રમુનિ કવણ કહાવ્યા, ઇતિહાસ કહો ભૂદેવ;
હસ્ત જોડી યુધિષ્ઠિર પૂછે, અહો અમારી સેવ. ૧૮
શ્રોતાજન સાંભળજો ભાવે, લોમશઋષિ શું ભાખે;
અદ્વૈતકમળમકરંદ મોટો, દુર્બુદ્ધિ શું ચાખે. ૧૯

### વલણ.

દુર્બુદ્ધિ શું ચાખે મારી વાણી કુંઠિત કપાટ રે;
બ્રહ્મજ્ઞાનીશો પૂર્ણ નહિ, માનું વસમી વાટ રે. ૨૦

### કડવું ૨ જું-છંદ.

મરલ સુરસ તત્ત્વો, ભવ્ય ભૂમિ ભણાયે,
પરમ પયસ સત્યો, પુષ્ટિકારી ગણાયે,
નવનીત મહિ મધ્યે, સત્ત્વરૂપે જણાગે,
શરમસુખદ તેવો, સાર ચિત્તે ચણાને. ૧

### રાગ ગોડી.

સાર સુગ્રંથોતણો મનાય, સર્વે શિરોમણિ ભૂમિ ભણાય;
તેવા તત્ત્વથી વિપ્ર અજાણ, કાઢે કોવિદ જાણ સુજાણ. ૨
યથામતિ અનુગામી હોય, પથ જોઇને જાવા કરે સોય;
માર્ગે જાતાં પડું અકળાય, ઊઠી ચાલું પાછો ધાય. ૩

એમ કરતાં જો લાધે પંથ, સાર શોધું વક્રાંગે ગ્રંથ;
લોમશ કેહ સુણ ધર્મનરેશ, મહેશ શેષથી જેહ વિશેષ. ૪
ઉદરસ્થિત ભણિયા વિદ્યાય, બાધ કર્યો નહિ ત્યાં અવિદ્યાય;
રામ કૃષ્ણ દ્વૈપાયનવ્યાસ, તેવો અષ્ટાવક્ર પ્રકાશ. ૫
નિબધ ગર્ભપાશ દેવેશ, તેવા અષ્ટાવક્ર મહેશ;
વિશેષત્વ તત્ત્વ એક' વડુ, ગર્ભાશયમાં આવી અડયું. ૬
જે નહિ વિષ્ણુ સદાશિવ બ્રહ્મ, તે વરિયો વક્રાંગે ધર્મ;
ગર્ભાશયમાં હરિ અષુદ્દ, અષ્ટાવક્રને ઝાઝી શુદ્ધ. ૭
કર્યો કહોડ પિતા ઉપદેશ, ને ગર્ભાશયથી વદિયો વેદ;
સહસ્ર મુખેશુ વેદોચ્ચાર, બાળક તિમ બોલ્યો અવિધાર. ૮
રાત દિવસ શું ગોખો વેદ, હુથી ભણો પિતાજી ભેદ;
પંચ નવ ચતુર્દશ પચીશ, જીવ શિવની જાણો એ દિશ. ૯
મહાવાક્યનો મહિમા જેહ, જાણો થાયે નિર્મળ દેહ;
તત્વમસિ આદિક જે ચાર, કરે જનક તેનો વિચાર. ૧૦
વેદે કહેલાં કીધાં કર્મ, નિવૃત્ત થઇ જાણો પરબ્રહ્મ;
એવો શબ્દ થયો ગંભીર, કહોડ જોતા નીજ શરીર. ૧૧
કર્મથકી થઇ દેવ ~~પ્રસન્ન,~~ શું વદતા ધન મારો જન્મ;
આકાશ વાણી શકે થઇ હોય, અરપર મુનિ જોતા સોય. ૧૨
પૂછે શિષ્યને આ શું આજ, બોલનાર એ કો મહારાજ;
હસ્ત જોડી સ્તવતા મુનિદેવ, નમઃ શિવ બ્રહ્મ થઇ નહિ સેવ. ૧૩
વિદ્યાવિનોદિની નારી નામ, મંદહાસ્ય કરી બોલી તે ઠામ;
એવે ગર્ભે કર્યો ઉચ્ચાર, ઉદરવાસીનો એ પોકાર. ૧૪
કર્મજડ કર્મ કરે નિરધાર, માટે દાખ્યા શુદ્ધ વિચાર;
ચઢયો મુનિને મન મોહ કોપ, કર્મકાંડીને શો આરોપ. ૧૫
ચાંડાળતણી આની ખરી વાણ, તત્વ ગ્રહ્યું શંકરે જાણ;
કર્મકાંડીએ શાપ્યો બાળ, સાંભળજે તું ધર્મ ભૂપાળ. ૧૭
હે વક્ર! શો કર્યો આદેશ, વક્ર થા અષ્ટાંગ નિમેષ;
શાપી પુત્ર થયા મુનિ શાંત, ચુપચુપ ગર્ભ રહ્યો મહાદાંત. ૧૬
સ્ત્રીએ પ્રબોધ્યા ધનને કાજ, જનક ઘેર ગયા ઋષિરાજ;
અદ્વૈત પદારથ જાણ્યું શૂન્ય, ઉદે પામ્યું છે કર્મનું પુણ્ય. ૧૮

ધાલ્યા જળમાં બંદી નામ, ડુબ્યા લહ્યો નહિ આતમારામ;<br>
પ્રસુતવાંચ્છના રહી ધન વિણ, કર્મકાંડી સુણજો પ્રવીણ. ૧૯<br>
અષ્ટાંગ વક્ર અષ્ટાવક્રીય, જન્મ્યો પુત્ર નારી નહિ પ્રિય;<br>
પિતા મહાઉદ્દાલકઋષિ, બોલ્યા દુહિતા શું તે મુખિ. ૨૦<br>
તુજ પતિ બુઝાડેરી વાત, સુતશું નવ કરતી વિખ્યાત;<br>
અગ્નિ લપાવી તૃણની માંય, મુનીશ ચાલ્યા આશ્રમ જ્યાંય. ૨૧<br>
શ્વેતકેતુ માતુલની સાથ, અષ્ટાંગી આવ્યા ઝાલી હાથ;<br>
ચંદ્ર રાહુ શી દીસે કળા, આવી ઉદ્દાલકને મળ્યા. ૨૨<br>
ઈંદ્રાસન શો મુનિ ઉચ્છગ, રાહુ શો અષ્ટાંગી અજંગ;<br>
ચંદ્ર ગ્રાસ કીધો ક્ષણુ માંય, ઈંદ્રાસનપર બેસે જ્યાંય. ૨૩<br>
મુનીશમન કચવાયુ સાર, કકર શકર લહ્યો ન પાર;<br>
શ્વેતકેતુએ રાહજ લીધ, ઉદ્દાલકે કીધી તે સિદ્ધ. ૨૪<br>
આ મુજ પિતા નહિ ઇમ આપ, તર્ક નિશ્ચયથી પ્રકટ્યો તાપ;<br>
જઇ માતાને પૂછ્યો સાર, શાપ ભયે દાખ્યો સહુ પાર. ૨૫<br>
માતુલ શ્વેતકેતુની સાથ, ગયો જનકપુર વક્રીનાથ;<br>
રીઝાવી રાજાનું મન, પુરમાં પેઠો થઇ પ્રસન્ન. ૨૬<br>
દ્વારપાળનો ટાળ્યો બાધ, માંડ્યો વાદ બદીશુ સાધ;<br>
નૃપાંગ બંદી મર્વ સમેત, છતી બંદીપર આણ્યું હેત. ૨૭<br>
પાતાળેથી તેડ્યા બાપ, બીજા દ્વિજના ફેડ્યા તાપ;<br>
કર્યો તાતને દડ પ્રણામ, સ્નાન કરો પ્રિય જઇને આમ. ૨૮<br>
હર હરિથકી રૂપમાં અધિક, થા તું પુત્ર ટાળી મમ બીક;<br>
સમંગા મધ્ય સમાયો સુત, અષ્ટવક્રનું નાઠું ભૂત. ૨૯<br>
હરિ હરથકી રૂપ રસાળ, થયો કહોડતણો જે બાળ;<br>
પિતાક્રોધ જનની જાળવતી, પાર્વતી વિઘ્ન ગણનાં ટાળતી. ૩૦<br>
ગજચર્મ ધારી ગણપતિ હણ્યો, માતકૃપા ગણનાયક પરણ્યો;<br>
માતકોપથી ભમે કુમાર, કેનું તજિયું છે ઘરબાર. ૩૧<br>
નહીં ઠામ ઠેકાણું થયું, માતાકોપથી મૂળગુ ગયું;<br>
માતકૃપા ગણપતિને જેમ, અષ્ટાવક્ર સુધરીઓ તેમ. ૩૨<br>
માત રૈંઢુડે પાળે પુત, પિતા રાજ્યમાં વળગે ભૂત;<br>
માતકૃપાથી થયો અનૂપ, અષ્ટાવક્ર આશ્રમ આ ભૂપ. ૩૩

મતિમંદે સાર ન કહેવાય, કવિ કોવિદ ગુણ રૂડા ગાય;
પાકશાસ્ત્રી ગોધૂમનો સાર, કાઢે શું જે હોય ગમાર. ૩૪
મતિ અનુસારે ભજવા રામ, નામ જાણવા કેરી હામ;
જોગી શુક ને ભોગી કૃષ્ણ, રાય જનક પૂરો મમ તૃષ્ણ. ૩૫

વલણ.

રાય જનક રાજીવલોચન, વસિષ્ઠ મહામુનિરાજરે;
પંચ સરખા તત્વદર્શી, કયમ કહું કરો વિપ્રનું કાજરે. ૩૬

કડવું ૩ જું.—છંદ.

અજાતશત્રુ બોલિયા સુભૂમિ તત્વ જે કહ્યું,
સુદુગ્ધ પુષ્ટિકારી સત્વ આપને મને રહ્યું,
દધિનુ સત્વ માંખણે મહત્વ સાર ગ્રંથમાં,
વળો મહી સુદુગ્ધદા દધિ સુગ્રથ પંથમાં. ૧

રાગ મારૂ.

અરસ પરસ તત્ત્વોં વિષે, મોટાપણું અનૂપ;
સ્થાનક વદિયે તેતણું, ભૂ ગો દધિ મુનિભૂપ. ૨
સાર કહ્યો જે ગ્રથનો, વિસ્તારો ઋષિરાય;
તત્વ માંહી ત્રૈલોક્ય છે, તે વરણો મહિમાય. ૩
સાર સુણી મન મગ્ન થઇ, ઇચ્છે છે વિસ્તાર;
અષ્ટાવક્ર ગીતાતણો, મુનિ સુણવો સૌસાર. ૪
દૃઢ અભંગ નૌકા સમા, મળિયા જે મુનીશ;
કયમ તટ ઝટ પામુ નહિ, શેણે ચહું ઉદિશ. ૫
દૃઢ શ્રદ્ધા જોઇ ધર્મની, લોમશ વદતા વેણ;
અથ ઇતિ માંડી કહું, થાય કથા સુખદેણ. ૬
ગોષ્ટિ કરતા આવિયા, આશ્રમકેરી પાસ;
સમાધિસ્થ વક્રાંગી છે, તોડી ત્રિભુવનપાશ. ૭
પરિચર્યા પ્રભુની કરે, મૌન ગ્રહ્યું છે આપ;
શત સંવત્સર સુરના, વિત્યા જપનાં જાપ, ૮
સમાધિ મુનિ ખોલે નહીં, ધર્યું પદ્માસન ધ્યાન,
વિદિત સર્વ લોમશ કરી, દરશાવે મુનિ જ્ઞાન. ૯

નમન કરી પાંચે જણાં, કરે શિષ્યશું વાત;
મઢી આપી વસવા ભલી, પાંડવની સુણી ખ્યાત. ૧૦
પંચ દિવસ વસવાતણો, કર્યો ત્યાંહી નિરધાર;
કથા સુણવી મુનિતણી, તરવા ભવજળ પાર. ૧૧
સ્નાન કરી નિર્મળ થઇ, ભોજન દ્વિજવર દીધ;
પરિજન સહિત પોતે જમ્યા, કથાની ઇચ્છા કીધ. ૧૨
લોમશઋષિ વક્તા થયા, શ્રોતા મુનિ ભૂપાળ;
કથા આરંભી મુનિવરે, ગુણગણ અતિ રસાળ. ૧૩
ઉદ્દાલક નામે મુનિ, ચાર વેદ મુખ પાઠ;
ઇંદ્ર ચંદ્ર સવિતા નમે, નમે વસુ જે આઠ. ૧૪
મહર્ષિ આદરમાનથી, બેસાડે નિજ પાસ;
ગાન કરે શ્રુતિ મુનિતણું, પવિત્ર થાવા આશ. ૧૫
આ આશ્રમ છે તેહનું, વસતા મુનિ આ જાગ;
સહસ્ર શિષ્ય નિકટ વસે, ભણાવતા મહાભાગ. ૧૬
અહોનિશ ધ્રુનિ ગાજતી, શ્રુતિતણા ઉચ્ચાર;
આત્મ બ્રહ્મની એકતા, શીખે શુદ્ધ વિચાર. ૧૭
માયા ને અવિદ્યા પ્રકૃતિ, તમઃ પ્રધાનાધાર;
કો પૂછે પરોક્ષ ને, અપરોક્ષ અવિધાર. ૧૮
ગ્રંથાભ્યાસ કો કરે, ભણે સત્યાસત્ય સ્વરૂપ;
આત્માનંતરૂપે વસે, કે રૂપ એક અનૂપ. ૧૯
અભેદતા શિવ જીવની, જીવ શિવ એકાકાર
દ્વૈત જીવકૃતથી થયું, આપોપું નિરધાર. ૨૦
કો પૂછે મહાવાક્યના, પ્રજ્ઞાનંબ્રહ્મ સ્વરૂપ;
અહંબ્રહ્માસ્મિ શું હશે, તત્વમસિ મુનિભૂપ. ૨૧
અયંઆત્મા બ્રહ્મ તે કોણ છે, સમજાવે ગુરૂદેવ;
તત્વજ્ઞાનનું ફળ કહે, નિશદિન સાધુ સેવ. ૨૨
પંચમહાભૂત સ્થૂળ શું, સૂક્ષ્મ કહો ગુરૂ રાય;
સ્વાંતઃકરણ ઉત્પત્તિ કહો, કર્મેન્દ્રિય ક્યમ થાય. ૨૩
સૂક્ષ્મશરીર વર્ણન કરે, શીખે કો વિદ્યાય;
લિંગદેહ જાણે જદા, ભવની ભાવટ જાય. ૨૪

તૈજસ હિરણ્યગર્ભની, વ્યષ્ટિ શીખે કોય,
સમષ્ટિપણુ સમજીને, મશે મળગા ખોય. ૨૫
પચીકરણુ પચતત્ત્વના, કરે ખુલાસા ખાત,
પચકોશનું તત્ત્વગેહ, શીખે કો વેદાત ૨૬
મહાવાક્યથી એકતા, જીવ શિવકેરી જોય,
સ્વરૂપ સમાધિ ઓળખે, સમાધિ સાધે કોય ૨૭
સમાધિઅવાતર રૂપનો, કરે ખુલાસો ક્ષિપ્ર,
સમાધિ પ્રયોજન પૂછતા, જણાવતા મહા વિપ્ર ૨૮
સૂત્ર ભાષ્ય વાર્ત્તિક શીખે, વેદ અને વેદાગ,
પ્રક્રિયા પ્રભૃતિ સમજીને, શીખે શાસ્ત્રો સાગ ૨૯
નિર્ગુણ સગુણ નિર્ણય કરે, કરે ખગનો વિચાર,
ચતુર ફળ ને ચતુર પદ, કૂટસ્થનો કોગ ૩૦
મહાકાશ તે શુ હશે, મેઘાકાશે કોણ,
જળાકાશ જણાવિને, ઘટાકાશ તો ઓણ ૩૧
આત્માનદ મુનિ વદો, તિતિક્ષા ઉપરામ,
જ્ઞાનજનકનો વાસ ક્યા, શ્રેષ્ઠાધિકારી નામ. ૩૨
મધ્યમ કનિષ્ઠ અધિકારીને, કારણનો અધ્યાસ,
કર્માધ્યાસ મુનિ કહો, ચાર સાધનાધ્યાસ ૩૩
નિષ્કામ સકામ તે શુ મુનિ, અતરગ ઉચ્ચાર,
બહિરગને શીખવો, અનાતરનો વિચાર ૩૪
પ્રતિપાદ્ય પ્રતિપાદકનો, ભણાવિએ મુનિ ભેદ,
રજ્જુ સર્પ સશય મટે, સમિચિન શિખવો વેદ ૩૫
કરસ્થિત કકણ જાણુ નહીં, ધ્વસ કહો ભૂસુર,
જીવનમુક્તિ તે શુ હશે, વિદેહમુક્તિ કહો પૂર ૩૬
ઉક્ત અર્થની વાચ્છના, અધિકારી અધિકાર,
સબધ વિષય જણાવિયે, પ્રયોજન નિરધાર ૩૭
અનુબધ ને આકર કહો, મળ વિક્ષેપ આવર્ણ,
વૈરાગ અધિકૃત અર્થને, શીખે ગુરૂવર શર્ણ ૩૮
ષટ્ સપત્તિ પટ્ ગુણી, મુમુક્ષુતામા માન,
શ્રવણ મનન સાનુ કરે, નિદિધ્યાસમા ધ્યાન ૩૯

એમ ઘોપ વિધાતણો, રાત દિવસ જ્યાં થાય;
ઉદ્દાલક વાસો વશે, કવિ કથે મહિમાય. ૪૦
આશ્રમ એવો મુનિતણો, સમદષ્ટિની વાત;
આરૂણિયે વદિયે અમો, જ્ઞાનની કાળી રાત. ૪૧
કોવિદ કવિને વિનવી, સમદષ્ટિ કરી સાધ્ય;
બ્રહ્મકૃપાથી વર્ણુવું, અબાધ્યને કરી બાધ્ય. ૪૨

## વલણ.

બાધ્ય નહિ કો ઇંદ્રી મારી, છે નામ પ્રેમાનંદ રે,
ક્ષર અક્ષર જાણુ નહિ, પ્રબંધ કવિત, છંદ રે. ૪૩

## કડવું ૪ થું-છંદ.

બ્રહ્માના ભુવને હરિ મૃગ વસે, ભેળા ભલી ભાતમાં,
ચીતારા ગૃહમાં સુવાસ કરીને, રેહતા દિવા રાતમાં,
તે રીતે કવીને ઉરે વસી રહ્યા, વૈરો તજી વાતમાં,
ભૂદેવાશ્રમ તેમ વ્યાઘ્ર મૃગ સૌ, વામો વસે શાતમાં. ૧

## રાગ મારૂની ચોપાઇ.

આશ્રમ અનુપમ ઉપમા આપુ, સાહસ કરવા સ્વર આલાપું;
નૌકા છિદ્રિત માહે બેશી, પાર જવા મન માહે પેશી. ૨
હોયે હરિકૃપાની માત્રા, તો હુ પાર ન પામું રાત્ર;
સાભળ એકે ચિત્તે સાથી, મતીશમાહ તમ હે બલ બાથી. ૩
રેહતા યુધિષ્ટિર કરજોડી, કેહતા કથાશું જોડી જોડી;
નવ થાયે પક્તિ તો ખોડી, જેવી મારી મતિ છે થોડી. ૪
ઊડે આશ્રમ પાસ ફિરેકો, દ્વૈતમતવાદી કાજ ફિરેકો;
અદ્વૈતવાદીનાં શિખર શૂન્યે, લખી જેવી મારે હ્રદે શૂન્યે. ૫
વાવ્યા ક્રમ એવા આ કયારે, પય પાયુ હું તો આ કયારે;
દ્વૈત મિથ્યા અદ્વૈતની સિદ્ધિ, મહદ્ભાગી પામ્યા એ સિદ્ધિ. ૬
અષ્ટાદશ સિદ્ધિ પામ્યા યોગે, અદ્વૈત કે સમજ્યા શુભ યોગે;
તજ્યું ગુરુકૃપાથી વિષ ને, અદ્વૈત જ્ઞાન આપ્યું છે શિષને. ૭
પુષ્ટિ થાયે ભલી ઋતુ શીતે, રહ્યાં અમિત મન સ્થિતિ શીતે,
ન ચડે રગ ચડયો છે સ્યામે, ટીકે આનંદિત શું સ્યામે. ૮

ચિત્તા મૃગને બનતું મારૂં, વર વણિયરનું એકજ લારૂં;
શિયાળ સસલાની છે જોડી, મદએડી નાખી મહિષે તોડી. ૯
રીંછ રાની માંજાર રમે છે, સૂકરને સહુ સાથ ગમે છે;
રોઝ રોજ દીનતા દેખાડે, કૂદુ કોઇ કોઇનું નવ પાડે. ૧૦
સાબર શૃગતણે તો ભારે, ઓર્શિગળ થાવા ઉચ્ચારે,
ઊંટડા અતિશે વનમાં આવે, શૃગાલધરનો લોભ ન લાવે. ૧૧
સાંઢણી મનમાં થઇ નિરાશ, છૂટી કોશ કાપ્યાની આશ,
શેલા ગાયતણા તો છૂટા, બધન મહિષી આદિ વિખૂટા. ૧૨
એ રીતે પશુ મગ્ન ઘણેરાં, એ માહતમ ઉદ્દાલકકેરા;
પક્ષી પ્રભાતે કલોલ કરે છે, પશુ મસ્તાનાં થઇ વન ફરે છે. ૧૩
સિંચાણુ ગૃધ્ર ન મારે કોને, શુક કાક જોડે રમે છે,
ચતુર્પદી ને ચકલી જ્યાહી, જાયે મન માને છે ત્યાંહી. ૧૪
તીતર બુલબુલ ખંજન આ જે, વેર તજી રમે છે આજે,
જો પારેવા કોયલ કોટિ, કરે ગરજણુશું વાતો મોટી. ૧૫
કપોત વદે કોઇને કોઇ, જાણે ટગમગ રહિયે જોઇ,
રવ રેવાચકલી સુણાવે, શિશ વગર દલવે ધુણાવે. ૧૬
પિયુ પિયુ પપૈયા બોલે, સારિકા સ્વર તુલના તોલે,
પોપટ પરો રહીને નારી, સારિકા જોતો ધારીધારી. ૧૭
કળાધરની કળા બહુ નામી, થાતી ઢેલ પતિઅનુગામી,
ચક્ર ચક્રવાકી સભારી, અન્યોન્યે મળતાં અવિધારી. ૧૮
ઉલૂક કાક મને છે મગ્ન, લઢાઇનુ લાગે નવ લગ્ન,
વાગોલ મુક્ત થઇ છે દોષ, છોડયા ચીબડીએ તો રોષ. ૧૯
એમ સહુ પખી ત્યાં જાતે, હળીમળી રમતા દી રાતે,
ઉરગ કીટ પતગ અપારી, તેની જાત જોયે વિસ્તારી. ૨૦
પણ શ્રોતાનો જાયે ધર્વ, રખે સમજતા એમા ગર્વ,
પ્રાણી શાસ્ત્રમા ભરિયાં નામ, મારે તેનું શું છે કામ. ૨૧
સમદૃષ્ટિનો ભજવું ભાવ, જોવો મારો પડશે દાવ.
માનવ દાનવ વેરની વાત, મુનિ મઠ માહે હવી નિશાત. ૨૨
વેર પશુ પક્ષીનાં લાજ, મૈત્રી કરાવીએ માહરાજ,
શાંતિ શાંતિ વ્યાપિ છેક, સર્વ શીખે છે ટેક વિવેક. ૨૩

માર્ું તારૂં મૂક્યું પૂર બહાર, હાર જીતનો નહિ વેવાર;
એ મહિમા આશ્રમનો જુઓ, મહીપતિ ભ્રાંતિનું મૂળ ખુઓ. ૨૪
આજ્ઞાંકિત સર્વે છે આંહી, ઉમંગી આનંદ મન માંહી;
અજીત એક જીત્યો ના જાયે, તે પણ કંપી રેહતો રાયે. ૨૫
અમર કર્યા ઋષિએ સહુ ઝાડ, અમર કર્યા મુનિએ સહુ પાહડ;
પશુ પંખીપર રાખી દષ્ટ, કાળથકી નવ પામે કષ્ટ. ૨૬
તદપિ મહાત્મ્ય કાળનું જુઓ, સંશે રાજા સર્વે ખુઓ,
આવે પાનખરઋતુ દિન, સૂકાં પત્ર તો થાયે ભિન્ન. ૨૭
પુષ્પિત વૃક્ષ કે હોયે છોડ, તેનો તો સૂણાતું તોડ;
સુમનસ શિષ્ય ગ્રહે ગુરુ કાજે, કાળતણું બળ ત્યાં બિરાજે. ૨૮
આનંદ અતિ કરતાં પખીડાં, પડતાંમાં કાળે તે ભીડ્યાં.
નામતણો તો કરવો નાશ, કાળ પસારી બેઠો પાશ. ૨૯
એને જીત્યો નહિ એ મૂનિ, વેદાદિકની કરતાં ધૂની;
મહાન્તને મનથી ભય ભાગ્યો, અજ્ઞાનીને ભ્રમણો જાગ્યો. ૩૦
કરે છે આજ્ઞાંકિત મુનીશો, જ્યમ બાજીગર નચવે કીશો;
વશ વરતે ચૂકે નવ દાવો, સમય થાય કે કેહેશે આવો. ૩૧
ના હા કરતાં લેઇને જાગે, કાળ ચિરંજીવીને ખાયે;
મહાત્માનું ખોટું નવ ભાખ્યું, * * * ૩૨
સ્વતંત્ર કપટી એવો કાળ, મુનીના તેજની ઝળતો ઝાળ;
ફરતો ચોકી કરે ચાર પાસ, લાગ શોધતો ધ્રુજતો દાસ. ૩૩
પણ હુંકારો દેતો હાકે, એમ કાળ ચઢાવ્યો ચાકે;
કામ ક્રોધાદિ ષડ્ રિપુ સાથે, મુઠીવાળી ગ્રેહતા હાથે. ૩૪
વિકાર માત્ર વેગળા ભાગે, એક અદ્વૈતપદ અનુરાગે;
વસિષ્ઠ જેવા છે આચારી, અરૂંધતિ સરખી છે નારી. ૩૫
એક પુત્ર ને એકજ પુત્રી, સંતતી મુનિવર લાગી સૂત્રી;
તેહતણી તો કથા ઉચારૂં, સાંભળજો લાગે જો સારૂં. ૩૬
શાંતિમાં ભ્રાંતિ ના હોયે, શાંત મધ્ય જીવ શિવને જોયે;
ઉન્નત ભાવને પામવા જ્ઞાની, ધૂન લાગી વિજ્ઞાનની વાણી. ૩૭
સમાધિષ્ઠ જોઇ દયાર્દ્રસાધુ, ક્રોધ મૂળથી જાયે નાઠું;
રિપુ વિજ્ઞાન ખડ્ગે છુંદાયે, અસાધુની નો નિંદા થાયે. ૩૮

લઘુઆહરી વસતા સાધુ જોઈ, સમિર સાચવે તેની સોઇ;
હરિબાળ ગજ નાખે મારી, બાળકથી બંદી પેડયો પુકારી. ૩૯
ઉપદેશ અદ્વૈત જણાવે, મૂઢમતિને રસ કુણ ભર્ણાવે;
ભણિયો ભણાવ્યો હું તે દાખું, એમ મનમાં જે બાકી ન રાખું. ૪૦
પણ મારૂં ધાર્યું ના થાયે, મનતરંગ કોકટ અફળાયે;
હવે કહોડની કથા ઉચારૂં, ચિત વિચ લાગે જેથી ચારૂ. ૪૧

વલણ.

ગીતા અષ્ટાવક્રની સુણતાં, થાય પવિત્ર કાન રે;
કોવિદ કવિ તેવું કરે, મહા જેહ મતિમાન રે. ૪૨

કડવું ૫ મું–છંદ.

ઉપાધિ શૌરિને, કમળનયની અબ્ધિજયકી,
ઉપાધિ બ્રહ્માને, સરલસતી સાવીત્રીજ નકી;
ઉપાધિ મ્હાદેવા, થઇ ગિરીશજા દક્ષમખમાં,
ઉપાધિ સ્ત્રી તેવી, જગતીસુરને લાવી દખમાં. ૧

રાગ આશાવરી.

ધર્મસૂતુ સુણિયે મુનિ ગાથા, શ્રદ્ધા રાખી મુનિવર સસાર;
અનસુયા શી પત્નીથી પ્રકટયાં, એક પુત્ર પુત્રી નિરધાર. ૨
શત સૂતુની ચિંતા નવ કરશી, એક પુત્રી દુઃખનો અંબાર;
પ્રિય પિતાને મનથી અતિશે, તેને પ્રિય હોશે ભરતાર. ૩
પરાયું ધન મુખથી ઉચ્ચારે, કરે અન્યકાજે સંભાળ;
પુષ્ટ કરે તન રોગ કાજ શું, મિથ્યા જગત લહે સુરસાળ. ૪
ગાંડી ઘેહલી વાતો એવી, સીધી સટ કરી દેતો કાળ;
દ્વાદશ વર્ષની વિદ્યાવિનોદિની, પાણી પેહલી બાધવી પાળ. ૫
નવયૌવન મુગ્ધાને જોઇ, મુનિપત્નિ આવ્યાં મુનિ પાસ;
વરવાજોગ વિધુવદની થઇ હવે, પૂરો સ્વામી તેની આશ. ૬
રાંધ્યું ધાન રાખી ન શકાયે, પુત્રી જોઇ મન થય ઉદાસ;
વરવો વર મુનિ ખોળી કાઢો, તોડો મમ મનકેરોપાશ. ૭
સાચો બ્રહ્મ જગત છે મિથ્યા, એ સિદ્ધાંત મુનિ કરતા સિદ્ધ;
દૃશ્યમાન મિથ્યા ક્યમ માનું, આગમ વાણી જગત પ્રસિદ્ધ. ૮

તત્વતણા નિર્ણય પર આવ્યાં, લાવ્યાં પત્ની અષ્ટમો સિદ્ધ;
સુણી વાત મન ભ્રમિત થયુ છે, મળી મુનિવરને નવનિધ. ૯
સ્વામી એ સરખો શોધીશું, તમો નિરાતે બેસો નાર,
ચાર કહી મુનિપત્ની વળ્યાં, પછે ઋષીશ્વર કરે વિચાર. ૧૦
દુહિતા જેવો ભર્તા જોવો, ચાર વેદ પારગત પાર;
ચાર વેદ ખટ આગમ શાખા, મળશે તેવો ક્યાં ભરતાર? ૧૧
ચાર શિષ્ય જગતીમાં જોવા, મુનિવર કરતા ત્યાં તૈયાર;
વિદ્યાવિનોદિનીએ જાણ્યુ કે, મળી પિતાને તે નિરધાર. ૧૨
મુજ એક શ્લોકાર્થ કરે તે, જો જો–કહી લજાઇ બાળ;
મંદહાસ્ય કરી મુનિવર બોલ્યા, લખી લાવ્ય જ્યમ થાય ન વાર. ૧૩
સ્વરયાનક જઇ પુસ્તક જોતી, તાલપત્ર લિખિત અનત;
વેદ વેદાંગ ઉપનિષદ્ જોતી, કાઢતી સત્વર તત્વ મહત. ૧૪
સૂત્ર ભાષ્ય ભણી છે બાળા, પામી તે ત્યાં ઝટપટ અત;
સિદ્ધાત એક શોધીને કાઢ્યો, જાણે જે હોય પ્રજ્ઞાવત. ૧૫
શ્લોક રચી લખી તાલપત્ર પર, ગઇ પિતા પાસે ગુણવાન;
છાત્ર પાસ તે પર્ણ પઠાવ્યું, માતાને જઇ મળી નાદાન, ૧૬
સંમત્તિથી ત્યાં નિશ્ચે કીધુ, શ્લોકાર્થે દઉં તનનું દાન;
મુનિવર વાંચે શ્લોક લખ્યો જે, શુણે મળિયા શિષ્ય મહાન. ૧૭

## वसंततिलका.

बे नेत्र एक रूपथी भली भात भाळे ।
बे पांख एक थइने नभ पार चाले ॥
बेथी बने नव बने वदिये मराळो ।
छे दुग्ध नीर निरखो मति हंस म्हाळे ॥ १८

## રાગ ચાલતો.

વાંચી શ્લોક દુહિતા કેરો, ઉદ્દાલક મન મગ્ન અપાર.
ચાર શિષ્યને યોગસિદ્ધિથી, કહ્યુ ફરો ભૂમિતલમાં ચાર. ૧૯
જે શ્લોકાર્થ કરે તેનો તમે, કુલાચાર પૂછો પરિવાર;
વિદ્યાવિનોદિનીને દરશાવું, રૂચે તેહ માને ભરથાર; ૨૦

ગયા શિષ્ય ફરતા ફરતા, નવ ખંડ પૃથ્વી ફર્યા આપોઆપ;
યોગબળે આકાશે ઉડે, સ્વેચ્છાએ ટાળે સંતાપ. ૨૧
વૃદ્ધ વૃદ્ધ જન પરા કરીને, જોતા મહિલાકેરે માપ;
વૃદ્ધ પૂછે તેને બતલાવે, શકે જરઠ ત્યાં દેતા શાપ. ૨૨
વાસવવૈભવ વિવિધ જોઇ, પામ્યા આનંદ તે મુનિબાળ;
ઇંદ્રસભામાં પર્ણ ફેરવ્યું, ઉત્તર મળિયો નહિ તતકાળ. ૨૩
ત્યાંથી યમની સભા નિહાળી, થયા નહિ તેમાં પણ ન્યાલ;
બ્રહ્મસદનસુધી તે ભટકી થાકયા, વેરતનો મળિયો નહિ માલ. ૨૪
અપવર્ગ સર્વ એમ નિહાળી, પાતાળે કરતાજ પ્રવેશ;
વરૂણસભામાં પત્ર ફેરવ્યુ, નાગાદિક રાખ્યા નહિ શેષ. ૨૫
રૂપ પાલટી ગુપ્ત જગાએ, જાતા ધારી વિધ વિધ વેશ;
કાર્ય થયુ નહિ તે અકળાયા, રાશિ ગણતા મીન ને મેષ. ૨૬
ભૂમિ પર પછે ભૂદેવો આવ્યા, જોતા રાજસભાના ઘાટ;
થાતા આનંદિત અતીશે, નવ નિરખેલા નિરખી હાટ. ૨૭
કોઇ નગરમાં પક્તિ જેવાં, નિહાળતા અતિ સુંદર હાટ,
કોઇ સ્થળે પૂજાદિક પામી, બ્રહ્મઋષિ શા પામે પાટ. ૨૮
એમ અટન કરતાં મન માંહે, થાયે વિધ વિધના ઉચ્ચાટ;
બ્રહ્માનંદ કેહ ભલું થયુ એક, સુઝી આવી મુજને વાટ. ૨૯
નિરખો તાપસનાંજ તપોવન, વિદ્યાવિનોદિની કેરે માટ;
વધુ દિન થાતાં જાણો લાગે, ભણી ગણી વિદ્યાને કાટ. ૩૦
મોદકાનંદ થઇ આમોદિત, ભોમાનંદ શું કરતો વાત;
શાંતિશાદિક સરવે સુણજો, મારા મનમાં પડી જે ભાત. ૩૧
કહોડ સગે વિદ્યાવિનોદિની, કરે રૂપ ગુણકેરી ખ્યાત; કહોલ ?
શાસ્ત્રાર્થ કરે સમજી શ્યામા, જોતા ગુરૂજી જાતોજાત. ૩૨
સહસ્ર શિષ્યમાં કહોડ છે વાહલો, એના જેવો અન્ય ન થાય;
ગુરૂઘરમાં રેહતો એ નિશદિન, ગુપ્તસ્થાન માંહે પણ જાય. ૩૩
ગુરૂપત્નીને એ છે વાહલો, વિદ્યાવિનોદિની સુખ મકલાય;
એ માંદો તો સરવે માંદાં, ક્યમ એવું મુજને સેહવાય. ૩૪
ભાખે ભોમાનંદ અરે હા, સંભાર્યું સારૂં તેં. આજ;
આશ્રમ કે અધ્યયન મહિમાયે, ગુરૂકુળ ભૂલીએ, કેવું કાજ. ૩૫

પત્ર આપણે લેઇ ચાલ્યા, તવ બોલી બાળા હે માહરાજ;
કહોડ જેવો જોજે રૂપે, પાણી પેહલી બાંધી પાજ. ૩૬
ભણિયો ગણિયો તે પણ તેવો, બધાવું નહિ કોની સાથ;
વિદ્યાવાન વપુ ગુણ સપન્ન, કહોડ જેવો જોજે નાથ. ૩૭
ઉત્તર લખાવી લાવો તેનો, કહોડ માનું હું સહુને માથ;
ગોષ્ઠ કરી એમ અન્યોઅન્યે, તાળી લેતા હાથોહાથ. ૩૮
ભલા! ભલા! બ્રહ્માનંદ ભાખે, ભણિયા ગણિયા હે વિદ્વાન;
ગુરૂકુલકેરી નિંદા કરતાં, મનમા લાજો લાજો ઓ નાદાન, ૩૯
મનસા વાચાએ નવ કરની, નિંદા એવુ કહે છે મહાન;
છાત્રવૃત્તિમા ધિક પડો રે, નિંદે ગુણ ગ્રહી ગુણવાન. ૪૦
રે મન તમારૂં તારે તમને, જો મતને વશ કરો ભૂદેવ,
લગામ સ્વાધીનતાની ધરીને, મનતુરી પાસ કરાવો સેવ. ૪૧
અમો જાણુ છુ અન્ય ન જાણે, લાગો એવો સહુ અહમેવ,
મન ઇંદ્રાસન ઉપર ચઢાવે, પાડે પાછુ એ તતખેવ. ૪૨
મહર્ષિ મન બનાવી દેતુ, અસજકેરૂ ધરતુ રૂપ;
કડિયારાનું કામ કરાવે, બનાવી દે તે ભારે ભૂપ ૪૩
ઉપમા એને અપાય કેવી, રૂપ ગુણમા જેહ અનૂપ,
ઘોર ઉંઘ માહે ઘોરાવે, બ્રહ્મ સાથ કરતુ તદ્રૂપ. ૪૪
ગુરૂની નિંદા એજ કરાવે, મૂઢમતિ રાખો મનને દામ,
બાવી પદારથ ભવિષ્યમા થાશે, જપો મુખથી સુંદરસ્યામ. ૪૫
શાતીશ કહે વિદ્યાએ પૂરો, ગુરૂને વાહલુ તેનુ નામ,
ગુરૂપત્ની રાજી એના પર, કરતો કેવાં ઘરના કામ. ૪૬
ગોષ્ઠિ કરતાં આવ્યુ તપોવન, કહી સર્વ માંડીને વાત,
ઉદ્દાલકની પુત્રી લખતી, ઉત્તર દે થાયે સાક્ષાત. ૪૭
તરૂણ વૃદ્ધ જુએ નહિ તે તો, ન જુએ તેની કેવી જાત,
ઉત્તર દે તે થાયે સ્વામી,' મોદકાનદ કરે વિખ્યાત. ૪૮
ઘણા મુનિએ ઉત્તર લખિયા, ગયા અન્ય તપોવન માંઇ,
ઉત્તરનું પુસ્તક પાણિમાં, ફરતુ રાખ્યુ ન બાકી ક્યાઇ. ૪૯
કહોડ જેવો નિરખ્યો કોઇ, બ્રહ્માનદ વદે છે સાઇ,
શાતીશ કહે વિરલા એવા, ગુરૂકૃપા પ્રકટી છે જ્યાઇં. ૫૦

વલણ.

ગુરૂકૃપા પ્રકટી જ્યહા, હાર્ગે શકર ગેપરે;
પ્રેમાનંદ ગુરૂ પાસે આવ્યા, ફરી મધળો દેશરે. ૫૧

કડવું ૬ ઠ્ઠું-છંદ.

મલમ મિત્રો અતિ પ્રેમપાન છે,
સલમ પ્રાણી પશુના ગુગાન છે,
સવમ વિધાયકી ગર્વ છાત્ર છે,
મવમ શીનુ સુખ કોણુ માન છે. ૧

રાગ ગાંધાર.

જે જે ચિત્ત ચાહી, ચતુર નરને નારીઓ,
મલમની મગ્નાઇ, વમમી છે બારીઓ,
મોટા મોટા દેવ, ઋષીશ્વર ભાખના,
લાગી લગ્ની લાય, ધર્મગની રાખતા. ૨
તેમા પડતા તેજ, અગોચ્યુ ઓચ્યુ કરી,
રેંગણુ પોથીમાયના, ન મતિ પુરાણી મરી,
જે જે પરણ્યા ત્રણ, પરતણા તે થયા,
કો કેઇ પરણ્યા તેહ, ભરમ સૌ ભાંગી ગયા. ૩
કુવારા તે ઠોર, મનસુબા મન કરે,
ઉભય રજ્જુનો પાશ, પરણ્યા માનવી ગણે,
લગ્ન એમો આનદ, જગતના જન કહે,
પ્રેમાનદનો પ્રકાશ, મતિમૂઢો નવ લહે. ૪
ભુસે મોટા બ્રહ્મ, વરણુતા ડુ ડર,
તોપણ મતિ અનુસાર, મૂક બરાબર ઉચર,
આવ્યા ચારે શિષ્ય, સહુ ભૂમિ ભટકી ભલી,
કીધો ગુરૂને પ્રણામ, કરી કથા જે મળી. ૫
પુસ્તક આપ્યુ પાણુ, ઉત્તર તેમા નહીં,
માન્યુ ન મુનિનું મન, પરણાવ ી પુત્રી મહીં,
ઉત્તરનો દેનાર, શ્ર મસ્તક ના મળ્યો,
સુતા ગુણભડાર, કયમ નહિ વિવાહ હળ્યો. ૬

ભ્રાંતિ માંહી બ્રહ્મદેવ, અશી વિધિએ પડ્યા,
મિથ્યા માની જક્ત, વિજ્ઞાનતુરીએ ચડ્યા,
તોડ્યો માયા પાશ, અધ્યયન કરાવિયાં,
પત્નિએ જાણી પેર, પતિ સમીપે આવિયાં. ૭
વિદ્યાનંદિની બાળ, મળી ગઇ વાટમાં,
પૂછી જનનીએ વાત, ક્યમ તું છે ઉચાટમાં,
માતા બોલી મુખ, ન શ્લોકાર્થ કોઇથી થયો,
માટે મન ઉચ્ચાટ, હર્ષ સમૂળો વહી ગયો. ૮
બોલી બાળા એમ, વનચર્યા હું ગ્રહું,
માધવી પેરે માત, કુમારિકા હું રહું,
ચિંતા ત્યાગી ચાલ, ઇમિ દુ:ખે ન શીજિયે,
પિતા કરે શું માત, કર્માધર્મી કીજિયે. ૯
વાળી એ વિધ વાત, જનેતા લઇ વળી,
નિશ્ચય કરીને એમ, તપે તરુણી ભળી,
પાળે યમ ને નીમ, મૃગચર્યા આચરી,
મૂકી અન જળ આહર, સુખઆશા પરહરી. ૧૦
ઉદ્દાલક અવિધાર, સમજીને રાજી થયા,
પુત્રી સાથે જોગ, રોગ ભવના ગયા,
વિદ્યા શીખવે સાર, શિષ્યોને મન દુ:ખ છે,
પત્ની ભરી ઉચ્ચાટ, મુનિ મન સૂખ છે. ૧૧
એક સમાનો જોગ, ઋષિસું એકાંતમાં,
કહોડ મૂનિ લેતા પાઠ, અન્ય શિષ્ય શાંતમાં,
કર્મતણો મહિમાય, કહોડજ પૂછતો,
આપરતંત્રિનો અભ્યાસ, અતિશે રૂચતો. ૧૨
બાહ્યેંદ્રિય સ્વાધીન, કરમ યોગે થશે,
ત્યારે મનનો કાટ, કર્મથી નાસશે;
રૂપું થાયે જેમ, ઉજળું તાવ્યે ઘણું,
કર્મવડે જીવ તેમ, ગ્રહે મન શુદ્ધપણું. ૧૩
કર્મ કરે જડ જાણ, ધરી નિષ્ઠા ભલી,
ઉગ્ર કરમપરતાપ, રિદ્ધિ સિદ્ધિ મુક્તિ મળી,

શકા થાયે મન, ચિત શુદ્ધિ કર્મે નહીં,
કર્મેજ કરીએ કેમ, તવ શુ કહે તહીં. ૧૪
કર્મની વારવાર આવૃત્તિ જે કરે,
પામે ફળ નિરવાણુ, થઇ સિદ્ધ તે ફરે,
પુષ્પો મૂકી તર્ત, પટમાથી લીજિયે,
આવે કાઇ નવ વાસ, તિમ કર્મેજ કીજિયે. ૧૫
ફૂલો એના એજ, ૩ડેરા પાંશિયે,
તેરૂપ થાયે વસ્ત્ર, પુષ્પનુ વાસીએ,
કર્મ કરે તે પેર, ન ચિત્ત ચળે કદા,
જન્માતરનો પાશ, તનમનથી તોડે સદા. ૧૬
અભ્યાસે એ થાય, વચન વેદનુ નકી,
મુનિ પત્નિ આની ત્યા, પુત્રિ માટે બહુ બકી,
રહ્યો કર્મનો પાર, સુહાડ જુઓ મળ્યો,
સ્ત્રી સહિત રો વૈરાગ, મૂઢમતિ માનુ બળ્યો. ૧૭
મુનિ પત્ની આવી પાસ, પૂછે પુત્રીનું શુ થશે,
એનો કરો ઉપાય, દુખ મારૂ ક્મિ જશે,
વિદ્યા ગઇ વનવાસ, અવિદ્યા ઉભી થઇ,
શોધ્યો વર ચોપાસ, મૃગલી પુત્રી થઇ ગઇ ૧૮
ઉત્તરનો દેનાર, ઉત્તમ નર નહીં મળ્યો,
સ્વર્ગ મૃત્યુ પાતાળ, જુવતી જોઇ વળ્યો,
વિદ્યાનદિની કાજ, પૂછુ હુ શિષ્યને.
બાકી રહેલુ એહ, નિહાળુ ભવિષ્યને ૧૯
મેળવ્યો શિષ્ય સમુદાય, ગુરુસ્લોકારથ જે કરે,
વિદ્યાનદિની નામ, મમ પુત્રીને તે વરે,
જીવ શિવ કહે કોઇ, સુહસ હસી કો કહે,
સત્યાસત્ય વિચાર, ન પ્રશ્ન મર્મ ગ્રહે. ૨૦
વિદ્યા અવિદ્યા પક્ષી, લક્ષી કેહ લક્ષ્યમાં,
ઉત્તર નહિ અનુકૂળ, અસત્ય સમક્ષમા,
વર્ષ્યા કાજે કોણ, બને વર્ષ્યક્ષ શા,
જોવું મારે આહિ, કોણુ હરિયક્ષ ત્યા. ૨૧

ઉત્તરનો આ અર્થ, અનુકૂળ ન માનરે,
જોઉ શીખ્યા શુંય, કરો મન જાનરે,
શંકા કરો ન કાંઇ, મન ચોખું રાખજો,
જેમાં જેટલું વિત્ત, સહુ મહતું દાખજો. ૨૨
આના પાછો એહ, ગુરૂકુળમાં જે રહ્યા,
એમ વદ્યા ગુરૂદેવ, મજ મહ સો થયા,
બીજો પામે મોક્ષ, વિચાર ચલાવિયા,
ઉત્તરના દેનાર, નિકટ ત્યાં આવિયા. ૨૩
એક હજારથી માત્ર, મન આવીને ઉભા,
તેમા ચતુર સુજાણ, દશ તન મનથી લુબ્ધા,
ઓઓ કીધી પેહલ, મન તનુ પક્ષી છે,
હંસ જીવ કહેવાય, પય વારિ પક્ષી છે. ૨૪
કો કહે હર બ્રહ્માય, વળી જે હંસ છે,
વિષ્ણુરૂપ છે તેહ, પયસ અવતમ છે,
બોલ્યો બીજો બાળ, વિધિ નહીં એમતો,
રાધી રાધી અર્થ, પામીએ શું ધેમતો ? ૨૫
જે પક્ષી પ્રકૃતિ પુરૂષ, મરાળજ દેહ છે,
ક્ષીર નીરનું નહિ કામ, વિશેષ શું એહ છે,
બોલ્યા દશ ગુણ જાણ, કયા છે વારતા,
જાણે એ શુ મર્મ, પશુઓ ચારતા. ૨૬
દશ માંહેથી એક કહે, દશ કેહનું એહમાં,

જોવો રહ્યો શું આજ, કહોડજ એકલો,
તે શું કેહશે એમાં, રે ટેક આ ખલ્યો. ૨૯
અધ્યન માંહી મગ્ન, કહોડને તેડાવિયો,
આવ્યો લાગી ન વાર, વડેરો કાહવિયો,
વર્ષા સુણી દાદુર, ગરજતો રાચતો,
મેઘ ગડગડચે જેમ, મયૂરજ નાચતો. ૩૦
છાયા કાયા જેમ, વળગી રેહ ભાવિને,
રામ સ્મરે હનૂમાન, ઉભો રેહ આવીને,
તાર્ક્ષ્ય રમાપતિ પાસ, સમરણે ઊભતો,
વિચારિ અવધિ કાળ, મનુષ્યને દૂભતો; ૩૧
શંકર દક્ષ સમક્ષ, પ્રકટિયા જે સમે,
તેવા સરવે શિષ્ય થયા, થયા છે તે સમે;
ચદ્ર ખદ્યોત સહિત, સવિતાથી દુખી,
પકજ મન આનદ, તેમ હવા ઋષિ સુખી. ૩૨
કુમુદ બિડયાં અપાર, પ્રભાકર પેખીને,
રાજહસ રળિયાત, હરિતાશ્વ દેખીને,
એ આવિયો કહોડ, ઘણા ઊડી ગયા,
નિંદાખોરા સાંહીજ, મનમાં દુખી થયા. ૩૩
(પણ) આશ્રમનુ છે માહાત્મ્ય, ગુરુજી પાસે હતા,
બોરયા નહિ મતિમદ, કહોડ થયા છતા,
આદરથકી આદેશ કરી, ગુરુએ બેસાડિયો,
ભાઇ સુણ તુ એક વાત, પ્રશ્ન છે ધાડિયો. ૩૪
વિદ્યાનદિનીએ કીધુ, પણ ભલી વાતમાં,
ઉત્તર નવ દે કોઇ, જગતની જાતમાં,
તારા પર વિશ્વાસ, સુજ મને આવિયો,
માટે તુજને આજ, અમે બોલાવિયો. ૩૫
જોઉં શીખ્યો શુંય, ઘણાં વર્ષ રહી મમ કને,
ભાખી ઇમ ગુરુદેવ, ચતુરશું પ્રશ્ન ભણે,
તુ વદ એનો મર્મ, સરવ તો સાંભળે,
થાયે તુથી કામ, મન શાંતિમાં વળે. ૩૬

શ્લોક થયો મુખપાઠ, ઇક વાર સુણ્યાથકે,
(પણ) શ્લોકાર્થનું જે કાર્ય, હુંથી ન થાશે નકે;
પેહલો વદવો પ્રશ્ન, સરવે તો સુણજો,
ઉત્તર હોય રસાળ, વળી શુભ ગૂણ જો. ૩૭
પ્રેમે સેવ્યા જો પાય, ગુરૂ મનમાં ગમ્યા,
ઉત્તર થાવ સુ સ્પષ્ટ, નવ ભૂલમાં ભમ્યા,
કીધો પ્રથમ પ્રણામ, ગુરૂવર, પાદમાં,
વધો પ્રશ્ન તત્કાળ, સુ ઉત્તર આદમાં. ૩૮

છંદ.

प्रश्न—बे नेत्र एक रूपथी भली भात भाळे ।
बे पांख एक थइने नभ पार चाले ॥
बेथी बने नव बने वदिये मराळो ।
छे दुग्ध नीर निरखो मति हंस मा'ळो ॥ ३९

છંદ.

ઉત્તર—મળે નેત્ર બે જ્ઞાન ને કર્મ જ્યારે, થઇ એકરૂપે જુએ બ્રહ્મને,
કળે જ્ઞાન ને કર્મ બે પાંખ જ્યારે, થઇ પક્ષી ઉડે ધુએ ધર્મને,
વળે નાજ એકે મરાળો વદે છે, દધિ દુગ્ધ હંસો ન લેહ કર્મને,
ભળે ઇંદિરાનો પતિ ઇંદિરાથી, કહે વેગળા ના લહે શર્મને. ૪૦

રાગ ચાલતો.

ઉદ્દાલક—ઉત્તર સત્ય સ્વરૂપ, સુસજ્જન શું વદે,
સેવ્યા ગુરૂના પાદ, સફળ છે પણ વદે,
કવિ—દુર્જનને મન દુઃખ, સુખ ગયું તેમનું,
લોભી તો નિર્લોભ, થયા તે શું ગણું? ૪૧
વાગી કહોડની હાક, સ્વરૂપા મેળવી,
દુર્જન મળી દશ વીશ, લડાઇ હેળવી,
શા એના છે ભાર, શીખવ્યું એ ઉચ્ચર્યો,
કીધો ગુરૂએ અન્યાય, અઘટિત એ વર્યો. ૪૨
ગુરુ ઘરના થાય, અઘટતું જો કરે,
વ્યાસંગ કીધો વેદ, ગુરૂથી તે શું ડરે,

વિદ્યાર્થીનાં કર્મ, ગુરૂને શા ભજે,
વેદાંતી તો એહ, સમજ કેવી સજે. ૪૩
પૂરા નહિ જે કોઇ, અધૂરા સર્વ છે,
આથી બમણા જાણુ, તન મને ગર્વ છે,
ઉદ્દાલક ઊઠી ત્યાંય, સમાધાનજ કરે,
હૈયા સાથે શિષ્ય, ભલો કહી ભુજ ભરે. ૪૪
ઉદ્દાલક-યાદવપતિ ઉપમાન, મળે ઉગ્રસેન શું,
તેવી ઉપમા કેમ, વદું હું તેજ શું,
કાળા કૃષ્ણ અપાર, ઉજળો કહોડ છે,
રામ દશરથની પેર, નિરખવા કોડ છે. ૪૫
છે ઉપમેયોપમાન, સુખ દુઃખ સાથિયા,
ઉમ્મર પૂર્યાં શુંય, દિસે છે સાથિયા,
ધન્ય ધન્ય તું ધીમાન, શ્રમ ખરો તેં કર્યો,
તજથી રત્નાકર આ, દુખતણો હું તર્યો. ૪૬
માગ્ય તું વર વરદાન, ખુશી થઇ આપું હું.
કહોડ-બોલ્યો કહોડ શિષ્ય, કરમ ક્યમ માપુ હું,
આપો તમે બ્રહ્માંડ, લઇ હું શુ કરૂં;
નિર્મળ રહે મમ ચિત્ત, અસતથી હું ડરૂં. ૪૭
કવિ-એ માગી વરદાન, ગુરૂ પાયે પડયો,
વિનય જોઇ અપાર, અધિક પ્રેમે ચડયો,
આગમના આચાર્ય, પછે શુ ઉચ્ચર્યા,
વિદ્યાનદિની સાથ, લગ્ન નિશ્ચે કર્યા. ૪૮
માતા પુત્રી એય, ગુપત રહી સાંભળે,
ઉદ્દાલક-હાથેવાળો સાર, હવે ક્યારે સઘ મળે;
કહોડ-એવે બોલ્યો બાળ, ગુરૂજી શું કહો?
એ નવ થાય અન્યાય, શૂન્ય ભૂ એક હો! ૪૯
ઉદ્દાલક-શું દેવયાનીકેરી, કથા નથી શીખવી,
વ્યર્થ ગઇ વિદ્યાય, તદપિ હા ના હવી;
કહોડ-તો હું છું તમ શિષ્ય, કશ્યપકુળ માહરૂં,
એવું કરો ભૂદેવ, ધરમ હું મા હરૂં. ૫૦

માત પિતા ગુરૂકુળ, ગુરૂ ધરમે કહ્યું,
તે ઉપદેષ્ટા આપ, વદિયા તે વહ્યું,
શું કહું વારંવાર, અસત ના આચરૂં,
આગમ ભાખે જેમ, વિધિ તો તે કરૂં, ૫૧
ઉલ્લંઘ્યો નહિ બોલ, કદા ગુરૂ આપનો,
ખોટું માટે બોલું, ભય તજું શાપનો.
કવિ–દીન થયો વદી એમ, કરજોડીને ઉભો રહ્યો,
કંપે થરથર કાય, મનથી ભય પરભવ્યો; ૫૨
લાવી દયા ગુરૂદેવ, વિનયથી ઉચ્ચર્યા,
ઉદ્દાલક–બાલિક ભૂદેવ, ગુરૂતનયા વર્યા,
માતા પરણ્યા શૌરિ, પુરાણે વાત છે,
ના પરણ્યા હર વિધિ, મરણ વિખ્યાત છે. ૫૩
તો ગુરૂતનયા કોણ, સુશાસ્ત્રે નિંદ્ય છે,
પ્રાચીન ધર્મો જેહ, જગતમાં વંદ્ય છે,
શીખ્યો મારી પાસ, તુને નથી યાદ શું?
ખોટો લીધો આજ, વૃથાવત વાદ શું? ૫૪
નારી એક અનેક, પુરૂષો ભોગવે,
માતા પુત્રની પાસ, જુગતીઓ જોગવે,
પશ્વાદિઓ જેમ, જનેતા પરણે છે,
ભગિની સાથ પુત્રી, કરમ તૃણવત્ ગણે છે. ૫૫
એવો નથી કંઈ ભેદ, નથી એવું ભરતમાં,
પૂર્વે હતું કહોડ, ન રૂચ્યું પુરખમા,
એથી બાંધ્યા ધરમ, શરમતા રાખવા,
તો પછી કેવા દોષ, ભલા શા ભાખવા! ૫૬
કવિ–દૃષ્ટાંત ને સિદ્ધાંત, અતિશે ભાખિયા,
માન્યું નહિ કંઇ મન, મહતજન દાખિયા,
મોટા કરતા જેહ, લઘુથી ના બને,
એમ કહી નિઃશ્વાસ, મૂકી બેઠો કને. ૫૭
ગોરાણી તે વાર, ઝટપટે આવિયાં,
જોઈ ગુરૂને સાંપ, જરા નવ ભાવિયાં,

બોલાવ્યા વિણુ તેહ, કહે ડાહ્યો અત્યા,
ના ના કેહ છે શુય, મનુષ જેવા મળ્યા ૫૮
કેહ છે અધર્મ તુય, જવાબ દિજે ઝટે,
જો પુત્રીની પેર, વિધિ કરી શુ ઘટે ?
થાતુ આવ્યુ થાય, મુઢ મતિ ક્યા થયે,
શાસ્ત્રતણો સીસાર, તુજ સેજે સમજીગયો ? ૫૯
વાત કરૂ છુ અમે, તમે ક્યમ આવિયા,
ખીજ્યા મુનિ એ પેર, ભલા નહિ ભાવિયા
અશ્રુપાત સમેત, મુનિપત્ની તો ગયા,
એ ગૃહસ્થાશ્રમ જાણ, સુખના સ્વપ્ના થયા ૬૦
શિષ્ય થયો ઉદાસ, વડેરો કાહવિયો,
બોલ્યા ગુરૂ તવ બોલ, બહુ વિધે સમજાવિયો,
જો ભાગુ તુજ ભ્રમ, તદા મન મગ્ન થા,
જોર જુલમે ન થાય, શુભાશુભ લગ્ન આ ૬૧
ગુરૂકુળ કૂડી દૃષ્ટ, નિગમ તો ના કહે,
માનું સત્ય હુ એજ, વિરૂદ્ધ થઇ ક્યા રહે,
પણ પોથી આપે એક, ગુરૂવર ગાઢથી,
સગ્રહે શિષ્ય સુજાણ, તજી મન રાટથી ૬૨
વાપરતો નિશક, દુષિત થાતો નથી,
તો પુત્રીથી શામાટ, ઉચાટ કરેમ થકી,
કૃષ્ણાર્પણ કરૂ તુય, ધન ધાન્ય જે મળે,
તે લેવા આતુર, એ ધરમ તુ ના કળે ૬૩
પચભૂતનુ શરીર, સરવનુ છે બન્યુ,
દક્ષાદિક ઉત્પન્ન, કઇ વિધિ થયા મનુ,
દેહતણો જે ધર્મ, તનુ તે આચરે,
એમા શાનો દોષ, ઘણા ઉપજે મરે. ૬૪
બાધ્યા જે જે નીમ ભલા તે પાળવા,
સત્યાસત્ય વિચાર, વીતકમા વાળવા,
સૂક્ષ્મ કરી વિચાર, સમયને જાણવો,
ધર્મતત્વ અતિ સૂક્ષ્મ, સુધર્મ પ્રમાણવો ૬૫

નિરત્તર તે વાર, કરમકાંડી થયો,
કોહ તે કરૂં ગુરૂદેવ, હવે સંશય ગયો,
એવાં ઘણાં દષ્ટાંત, બીજાં પણ આપિયાં,
સંશય ગયો સમૂળ, લગન તો માપિયાં. ૬૬
આનંદોત્સવ ત્યાંય, મઢી મઢીએ થયો,
રે ફળી મૃગચર્યાય, સુસંયમ તો જે સહ્યો,
એમ તપોવનલોક, વદે મનમાં રળી,
આમ્ર સુવાસિત વેલ, ભલી ભાતે ભળી. ૬૭
નિંદા કરે અનેક, કહોડ ને પુત્રીની,
રે પરણે ભાઇબેન, શી રૂડી જોડી બની,
મુખ બોલે ઘણાય, પૂઠેથી પણ વદે,
ઉદ્દાલક મન મગ્ન, પ્રફુલ્લિત છે હદે. ૬૮
માઘ સમ્યક તો માસ, સુદી નવમી ગોરજે,
લગ્ન તણો તે દિન, સત્તાઇને સજે,
બ્રાહ્મણવિધિએ લગ્ન, હરખથી કીધલાં,
દાન શક્તિ અનુસાર, મુનિવરે દીધલાં. ૬૯
વર્ત્યો જય જયકાર, પરણીને ઉઠિયાં,
દેવી દેવ સમેત, સરવ ત્યાં ત્રૂઠિયાં,
આનંદોત્સવ સાથ, બાળા પરતણી તો થઇ,
પરણી કોહોડ મહારાજ, હરખે ભેટી જે રહી. ૭૦
રામ સીતાની જોડ, પરણી આવી પુરમાં,
તેવું તપોવન જાણ, મહાર્ણવ પૂરમાં,
સાવિત્રી પતિ સાથ, વિવિધાનંદમાં,
છે ચ્યવન પત્ની સમેત, શું પ્રેમાનંદમાં. ૭૧

વલણ.

પ્રેમાનંદમાં પત્ની સહ, કહોડ કરુણાકાંત રે;
મૂઢમતિ શું વર્ણવે, ચિત્તવૃત્તિ નહિ શાંત રે. ૭૨

કડવું ૭ મું-છંદ.

નિંદે નારી નકામી, નર સુર સુરીઓ, સમ મુનીશ મોટા,
વંદે પાછા વિવાહે, વર વરી વનિતા, એ વિના સર્વ ખોટા,

માયા દેવી વરાંગી, વિતનુ તનુ વધ્યે, ના મળે ભૂમિ જોટા,
કાયા માયા કમાયા, ધરમધર તદા, વાળતા એમ ગોટા. ૧

## રાગ દેશાખ.

પરણ્યા સુધી કોઇક નિંદે, નિંદતા કો તે પછી,
દરશન થતામાં સરવ વદે, નિગમ આગમમાં પચી,
ધરધણી એ તો જગધણી છે. ગૃહિણીપતિ ત્રૈલોકયનો,
ગૃહનિવાસી સૌ આશ્રમોથકી, છે અધિક આ લોકનો. ૨
છે એજ બીજુ છે નહીં કંઇ, સાર સિદ્ધાંતે કહ્યો,
ગૃહસાર નારજ, નાર વિણુ નહિ, નારથી આ જગ રહ્યો,
નિત્ય જાપ એવો માપમાં ધરી, વેદ રાત્રી દી રટે,
એ વિધિ પ્રચલિત ઠામ ઠામે, માહાત્મ્ય એનું ના ઘટે. ૩
મુનિ શિષ્ય અળગો કેમ રેહ, રતિ નાથ કપરો કુણ બચે,
રે કામ બાળ્યો શકરે, પણ કામ માંહી તે પચે;
હરી ને કમળભૂ હારિયા, ત્યાં કહોડ તે વળી શુ કરે,
કરમ ભૂલી ધરમ ભૂલી, કામસેવા આચરે. ૪
ગુરૂ કયાં રહ્યા, ગુરૂ કયાં ગયા, સૌ વાત ભૂલ્યો ચિત્તથી,
ધન ધાન્ય આદિક મોહકારી, કામ વધતો વિત્તથી;
જીત્યો કહે કો કામને તે, કામનો નહિ કામનો,
જીત્યો કહે કો કામને તે, શ્યામ શો ન બદામનો. ૫
જીત્યો કહે કો કામને તે, આમ માનું છું અમો,
તૃષ્ણા ન ઉપજી ત્યાં લગી, દઠ ખરેખર માનો તમો;
ઇતિહાસ ને પુરાણ જોજો, પાન પાના ફેરવી,
કામે જીત્યું છે જગત વાધુ, પણ કોઇ શકયું નખેરવી. ૬
ભૂલ્યા ઘણા ડૂલ્યા ઘણા, ત્યાં કર્મકાંડી શું કરે,
રામાતણો ઇક જાપ મુખે, રાત દહાડો તે ઉચ્ચરે,
નથી દીસતી ગૌરી ગઇ કયા, એમ પળ વિપળે વદે,
વિદ્યાવિનોદિની વિનય સાથે, ભેટતી આવી હદે. ૭
બે માસ ને દિન ચાર એ વિધ, ગયા રંગ વિલાસમાં,
સંભારી આપ્યું શાણિયે ત્યાં, સહજ ગુરૂઘર હાસમાં;
તમે ના ગયા ને હું વિસર્યાં, કામકેલી રંગમાં પડી,
હવા સ્નાન કરી વેહેલા પધારો, વાર ના કરશો ઘડી. ૮

વાર કહી વનિતા તજી કરી, ગુરૂ પાસે આવિયો,
સાષ્ટાંગ નમિયો નાથને તે, સાથને મન ભાવિયો,
ઓળખ્યો નહિ ગુરૂ દેવતાએ, બ્રહ્મચર્ય ભંગો તે થયો,
કંઈ સમય વીત્યે જાણીયું ગુરૂ, હાથથી આ તો ગયો. ૯
આશિર્વચનથી શાશ સુધી, પાટ પર બેસાડિયો,
ઉપદેશ કરવા લાગિયા, કામે તો બ્રહ્મ બગાડિયો,
અતિ સેવના એની કરે કો, તેને જાણો નરપશુ,
મર્મમાં બીજાું બહુ કહ્યું, કામી પ્રીછે શું અશું? ૧૦
ઉપદેશ કરતાં વેદ હારે, કામી માને ના કશું,
વાસવ ધનદ વરૂણાદિ હાર્યા, જીત્યો જડ આઠે વસુ,
ત્યાં તાપસતણું કોણ માને, મૌન મુનિ બેશી રહ્યો,
ચાલ્યો સમય તે સાધી ત્યાંથકી, ઝટ જુવતી ભેગો થયો. ૧૧
સનમાન સાથે સ્વામી તેડી, વરાંગી ગઇ ગેહમાં,
શો જ્ઞાનભાનુ પ્રગટિયો પછી, કર્મકાંડી દેહમાં,
વનિતા કહે છે આશ મુજને, વનવિલાસ કર્યાતણી,
સ્વામી આશા પૂરિયે મુજ, દાસી દુઃખ મનથી ઘણી. ૧૨
દિન એક સારો ટેક મારો, પૂરજો હે નાથ જી,
વિનંતિ એ છે પ્રાણપતિ મુજ, ફરૂં ઝાલી હાથ જી.
પ્રભુ આંખને કીકી અનેરી, જૂદી દીસે જો કદી,
છે એક નહિ મિનમેષ તેમાં, પુરૂષ પ્રકૃતિ તો વદી. ૧૩
છે સાથ કાયા અને છાયા, અનુપમ અભિધાનમાં,
તે વિધે જોકે બે જણાં પણ, એક રૂપાં તાનમાં,
અધકી ન આશા એજ મારે, કાઢવો દિન રાગમાં,
ત્રય વિઘ્ન છે એ વિષે સ્વામી, સ્નાન સંધ્યા જાગમાં. ૧૪

હાવકો થઇને હીક કહે છે, એમ કરશું આપણે,
પ્રાયશ્ચિત કરી પવિત્ર થાશું, એક દિનમા શું બને. ૧૬
આનદી અબળા અતિ ઘણી તે, રાત નિરગમી નેહમાં,
પ્રાતર થયે સ્ત્રી પુરૂષ ચાલ્યા, કામ પ્રકટ્યો દેહમાં,
ત્યાં વાયુ મદગતિ કરે અતિ, ડ્ડ બોલે મોરનાં,
સારસ સમા બે સચરે છે, કામદેવના જોરમા. ૧૭
વિખુટાં પડે નહિ વાતમા તે, હારમાં વિહારમાં,
વિખુટાં પડે નહિ વાતમાં તે, સારમા અસારમા,
વિખુટાં પડે નહિ વાતમા તે, પારમા અપારમાં,
વિખુટા પડે નહિ વાતમા તે, ભારમાં નભારમાં. ૧૮
રે વિખુટાંજ પાડે કાળ ભૂલવે, ધાર નિરાધારમા,
વિતનુ વાધ્યો સ્વર અલાપે, ભામિની ભરથારમાં,
રો મધુર મદ સુગધિ શીતળ, વાયુ વાહે વાટમાં,
ખીલ્યાં કમળ જોઇ રહી જુવતી, ખરેખરા ઉચાટમાં. ૧૯
ભરથારને કેહ ભામિની, શું અવિદ્યા આવી અડી,
શું કમળદળ જુઓ જઇ જઇ, કય કૂડી આ ઘડી,
મમ કમળદળવત નયન નિરખી, કરો ચુબન ભાવમાં,
ખીલ્યા કમળશુ વદન મારૂ, ન્યૂન નૈ કઇ હાવમા. ૨૦
એવે કરિવર મસ્ત આવ્યો, પાણીમા પ્રૌઢો થયો,
કઇ પદ્મ તોડયા તે થકી, ઉચાટ ઉર અળગો ગયો,
અલિ પદ્મ આવી પાસ પડિયા, એક લીધુ હાથમા,
ઝટ રવ સુણી ઉઘાડિયુ કે, ભ્રમર દીઠો સાથમા. ૨૧
સમરણ થયુ ગુરૂવચન કેરૂ, વિષયથી ખટપદ મરે,
ઘ્રાણેંદ્રિકેરો માત્ર એહ રસ, વિષયી એકે ન ઉગરે,
તો અરે-કેહતા કામ જાગ્યો, ભણ્યો ભૂ'યો ભાતમાં,
કેહ ભામિની ભરથાર મારા, વિચારો શુ શાંતમાં. ૨૨
આલિંગી અબળા એમ ભાખી, જ્ઞાનતુરી ધરડો હવો,
અટકણ થયો બેસી ગયો ઝટ, કામતુરી તાતો થયો,
અસવાર તે ઉપર થઇ મુનિ, ચાલિયા તજી ચતુરાઇરે,
શિલાતળે જઇ બેય બેઠા, કરે કેલિ નવાઇરે. ૨૩

એવે સુજાતા જુવંતીએ, અલાપિયો કાનુડો,
હરિણીઓ આવે ગોપી પેરે, વેણુ વાયે કાનુડો,
મિટે મિટ મળી છે કાન ઉંચા, સુણે સારા રાગને,
ભય તજ્યો હરણે મરણ કેરો, સુણે રૂડા રાગને. ૨૪
એ વિધે મો પચાશ ભેળાં, થયાં સુણવા ગાન ત્યાં,
મરગમ સામે ગાય ગોરી, માંડયા સ્વરના માન ત્યાં;
જાળવે છે ગ્રામ બહુ વિધિ, મૂર્છના ને માપમાં,
રીઝે પતિ રતિ માધવા જ્યમ, કળા પ્રકટે આપમાં. ૨૫
છે શ્વાન મધ્યે સિંહ પણ, તે સિંહકેરી જાત છે,
મોહિત છે મુનિ તેમ તેવો, જુવે હરણ વિખ્યાત છે,
રે એક રવ સુણતાં મોહ આ ગો, મો પચામને વાધિયો,
છે શ્રવણ ઇંદ્રી ધિક તુજને, મમય સાધ્ય ન સાધિયો. ૨૬
એ રીતે જ્ઞાનિ થયા મુનિ, કામનીએ કટાક્ષ મારિયું,
મોહાસ્ત્ર વાગ્યુ પચશરનુ, જ્ઞાન તેણે વિસારિયું,
ભૂલ્યા ઋષીશ્વર ભવન ભાસ્યુ, જ્ઞાન દીપ ઓલાઇ ગયો,
રે આવ્ય તું સખ લાવ્ય તુ મહુ, માધ્ય તુ એવો થયો. ૨૭
આનદ વાધ્યે કામ સાધ્યે, સાધુ સમરણુ ચૂકિયો,
પશુ પેર મનસિજ મોડ માડયે, વિવેક જૈ દુર મૂકિયો.
સમિધ લેવા વન ગયા, વિદ્યારથી ગુરૂ ઘર થકી,
ઝાખા થયા વિધિ જોઇ વસમો, મળ્યા સુણી સુણીને વકી. ૨૮
નાગો નગરપતિ ચકી આધો, અધિક કામે અધ છે,
જોનાર લજ્જા પામિયા પણ, કામાધને ન પ્રતિબધ છે;
સહુ હારી હારી ગયા ગુરૂ ઘર, વાત કરતા વાટમાં,
વિદ્યાવિનોદિની તણી માએ, સુણી વાતો ધાટમા. ૨૯
ઉચ્ચાટમાં આવી અતિશે, શાપ દે મુનિ કોઇ તો,
જો જાય ગૌતમી પાસ સ્વામી, કરૂ જઇ હુ મોઇ તો,
સંતાન સારાપણું મૂકે, મા કુમાતા થાય ના,
શું કરૂ સ્વામી કદી ન માને, આ ઘડી તે જાય ના. ૩૦
નિશ્વાસ નાખી નારી બેસે, યત્ન કરવા ઊકતી,
બાનું બતાવી બોલી બાળા, શકે નાર વરૂઠતી;

કંકાસ થાશે એમ ધારી, મુનિ માને પત્નિનું કહ્યું,
ગૌતમી ઘેર ચતુર ચાલ્યા, દુઃખ શું તેનું ગયું? ૩૧
એ વાત મૂકી વેગળી સહુ, અધિક દુઃખ એથી થયું,
જે સારૂં ધાર્યું તેહ સરવે, પૂર વહેતે વહી ગયું;
ઉદ્દાલકે ઉપમાર્ગ જાતાં, પશુ ચર્યા જોઇ જ્યાં,
મુનિ મને કોપાવિષ્ટ થાતા, શાંતિ સમૂળી ખોઇ ત્યાં. ૩૨
જાણી સુજાતા પિતા જાતા, કોહડને ઘણું વારતી,
મદ ભોગી બોલ્યો શું થયું, એમાં ડરે શેણે ભારતી?
તારુણ્યતામાં એહ એવા, હશે નહિ કેમ જાણિયે,
દિકરીનું આપ્યું દાન તો, સુખ પામશે સુખ માણિયે. ૩૩
રે એમ ઉજડ દશ દિશા છે, જ્ઞાની ગોથાં ખાય છે,
મર્યાદ મૂકી તેથી મુનિનો, ક્રોધાગ્નિ પ્રજ્વલિત થાય છે;
નવ વાર મેં સામુ નિહાળ્યું, તોય નવ લાજ્યાં તમો,
નવ માસ માનો સુખ સાચું, શાપ એ દઇએ અમો. ૩૪
મુનિ કો ગણે છે? શું ભણે છે, જાણે ન ઇષ્ટ અનિષ્ટને,
પાછા વળ્યા મુનિ ઘરભણી તે, નિંદતા બેઉ ભ્રષ્ટને;
વિવેક લાવી વીસર્યા ઋષિ, ક્રોધ કૂડો શે કરૂં,
પાપિષ્ટ ભોગી પાપકેરો, ક્રોધે કાયા શે ભરૂં. ૩૫
રે ચાલતાં અણચાલતાં મુનિ, શાંતિ પામ્યા એમ તો,
વનવિલાસ વિષે વિઘ્ન થાયે, ચાલિયે તવ એમ તો.
શુભ ગાન કરતાં હરખ ભરતાં, આવીયાં સરતીરમાં,
વિશ્રાંતિ લેવા બેઠાં દંપતિ, કેલિ જોયે નીરમાં. ૩૬
માતંગ કરિણી સાથ ક્રીડા, કરે છે આનંદમાં,
એવે કરિવર અન્ય આવ્યો, મચ્યું યુદ્ધ કુછંદમાં;
બે હસ્તી ત્યાં લટિયા અતિશે, પાણી ઉડે જોરમાં,
રે આ મરે કે આ મરે, થાયે ન નિશ્ચે તોરમાં. ૩૭
સુણનાર કેરા કર્ણ તો, બેહરા થયા છે સોહરમાં,
ના હઠે એકે એકથી કો, નિત્યે ઘડી પળ પોહરમાં;
દ્વિરદતણા રદ દ્વિ રદ બન્ને લોહી વેહતું પૂરમાં,
ત્યાં સરતણું જળ લાલ થાતું, વિપયકેરા શૂરમાં. ૩૮

એવે ગરૂડે સોઇ જોઇને, બેય લીધા ચાંચમાં,
કળકળે કરિણી કામ મોહે, લીધા કાળે આંચમાં;
તે જોતવેતા હસ્ત કુચનો, કોહડનો નીચે પડયો,
રે વિષય વિષથી ઘણો મોટો, જ્ઞાનગજ એવે ચડયો. ૩૯
મનસિજે મચ્છર મોકલ્યો ઝટ, જ્ઞાનગજ ગાંડો થયો,
ભમરી ભમ્યો ચકરી ચઢયો, તે જોતજોતામાં મરી ગયો;
શુંશું ગળો કેહતાંજ કપે, અંગ સજ્જનનું ભલું,
તે શુંક ગળવા માંડિયું ત્યાં, કહે અધરામૃત મળ્યું. ૪૦
અધરામૃતે અવિધાર ભૂલ્યો, જ્ઞાન આવેલું ગયું,
આહા ઇદી રમઝટ લાગી, હતું તેનું તે થયું.
વળિ વાટ લીધી વનતણી તે, કુંજ પુંજે ચાલતાં,
મનહરણ ખટપદ સ્હોર કરતા, ગુંજ રૂંજે માહલતાં. ૪૧
મંડપ અશોકે શોકહારી, વેલ વીંટયા દીસતાં,
યથ શ્રમિત બેઠાં બે જણાં, પતિ પત્ની સહ અતિ હીસતાં;
ત્યાં પ્રેમદાની સાથ એવો, મોદ કીધો ક્યાં સુધી,
લાગી ક્ષુધા એવે અતિશે, ભૂલ્યો ભામની તે સુધી. ૪૨
કામ જે કીકીયારી કરતો, તેહ પણ ત્યાંથી ગયો.
રે ખાઉં શું હું ખાઉં શું ત્યાં, કામીજન એવો થયો;
કંઇ હાવ કીધા ભાવ કીધા, દાવ તજી વિખવાદને,
તે સાવ ના કેહી જાવ તે કહે, ભાવ, મનનો નિશા વને. ૪૩
અંજન ધરો કેશી ધરો, જનકેશી આ વર પેશી છે,
છે કેશીઅંજન અજના કે, ભલી અંજનકેશી છે;
પતિ તે તણો કરૂં અંગહાર હું, વનસ્પતિ વિશેષી છે,
કે વળી પાછો અંગહાર હું, કરૂં સ્વામી શેષી છે. ૪૪
અજ્જુકા હારે અંગહારથી, અંગ એવાં દાખવું,
ના ના વદે મુનિ સર્વ ખોટું, તજો બીજું ભાખવું;
આહાર જો ઘડી એક મોડો, મળે મુજને માનિની,
વિહાર રેહશે વેગળો ઝટ, પ્રાણ જાશે ભામિની. ૪૫
ત્યાં એમ બોલી આંખ મીચી, તારુણી તો તરફડી,
ઝટ આમ્ર ઉપર ચઢી બાળી, લાવી ફળ તે ફરફડી;

ડીંગોર જોયુ બોર મનહર, વીણતી તે હરખડી,
ચઢી ઝાડ પાહડે પડી ઉઠી, ઘણી વારે ગરબડી. ૪૬
તે એમ શ્રમ કરી લાવની ફળ, અર્પતી પ્રિય નાથને,
તાતો થયો ખાઇ ઉઠીને, સભાર્યો સતી સાથને,
બે જણ મળી આરોગિયાં ફળ, વધ્યો વિતનુ વેગથી,
પણ શું કરે થઇ દશા ભાખુ, મરે માર કુતેગથી. ૪૭
જિમ તરફડે અજગર મહિષ હાંકે,તિમ લાકુ વાડવ તો જમી,
હાંફે પીએ ત્યમ પાણી જાણી, શુક્ર ઘટ જાશે ઝમી,
તે ના થયું કઇ ના ગયું કઇ, અધિક વસમુ તો થયું,
દૃષ્ટાંત સૂઝતાં મીન કેરૂં, વિજ્ઞાન મુનિનું સૌ ગયું. ૪૮
જ્ઞાનરથ આરૂઢ એ લિધિ, થવા તાપસ તે સમે,
પુરપાટ વાટે સુરથ ચાલ્યો, હવે જો જો તે શે ભમે,
રે ગર્ત આવ્યો કામનો ત્યા, વમળ વનિતા તો થઇ,
વળી ઉરજ બે પાષાણ પડિયા, પચશરનો ભાર દઇ. ૪૯
પાષાણથી ઉત્પત્તિ જેની, નમ્ર લાગે એમ કેહ,
એ વર વિધાતા મહામાતા, જગત ત્રાતા ક્ષેમ કેહ,
તનસ્વાદથી મીન મરે જાણ્યુ, તોય ભૂલ્યા ભૂસુરી,
મીનકેતન મન ભમાવે, શુ કરે દુલ્યા ભૂસુરિ. ૫૦
વળી રગ રાગ અધિક જામ્યો, દિવાકર ત્યાં આથમ્યો,
ઘર ભણી ચાલ્યાં ચતુર ચતુરાં, પણ નિશાકર ના ગમ્યો.
અંધારૂં એવે ત્યાં થયું અતિ, વાટ ભૂલ્યાં બે જણાં,
જે કામસુરની સેવ સાધી, કર્યાં તેણે દામણાં. ૫૧
સેવશો જો મિનકેતને, સુખ સાચુ માણવા,
તત્વ લેશે સત્વ લેશે, દેશે ન કાઇ જાણવા,
એ આપશે નિરબળપણું, દાનેશ્વરી તો છે વડો,
પુષ્પ ચદન હાર અરપી, માનો મુરારિ જેવડો. ૫૨
મુરારિ પદ તો મુક્તિ આપે,એ જુક્તિ આમે પ્રાસ ની,
સેવ્યો દ્વિજે વરદેવ એવો, પૂરી તેની આશ શી,
માનુની ટીંબે ચડી, ખાડે પડી આડા અવલા ચાલતા,
વિદ્યાવિનોદિની વદે સ્વામી, રખે ફરી અહીં લાવતા. ૫૩

આ જુઓ સ્વામી શું હશે, કંઇ વાગિયું મુજ પાદમાં,
કંપેછ કાયા કુમલી, આ ખૂંચે છે કંઇ હાથમાં,
હરતણી મસ્તક નાથ બેઠા, રે દુઃખ શું તેને પતિ,
પદપિંડિ મારી કરિણી કુંભી, અંકુશ ખુંચે માદમતિ. ૫૪
અંકુશ નથી કુશઅગ્ર છે, પદપિંડી વિષે પ્રિય વાગે છે,
અંકુશ નહીં કુશજનક નારી, પાદ પીડે લાગે છે;
તુજ કુશળતા કુશ અગ્રને મન, નથી નારી આવતી,
મુજ કુશાગ્રબુદ્ધિ ઝાંખી થઇ, કુશાગ્ર પીડ માવતી. ૫૫
કામદેવે સેવ કરતાં, દુઃખરૂપી ફળ આપિયું,
તોય પણ તેને મોહટ માને, એજ મોટું માપિયું;
બેઉ આથડીને આવિયાં, ઘણું દોહલે મુકામમાં,
વિશ્રાંતિ લઇ ગઇ ઉઠી નારી, રસોઇતણા ધામમાં. ૫૬
વિધવિધ વાની કરી જમિયાં, નર નાર શુભ નેહમાં,
આનંદનો ઘન ઉદય પામ્યો, વળી કામ વાધ્યો દેહમાં;
દીપક બળે બળવાન જ્યોતિ, રૂપ કાંચન કારમું,
તે જોઇ મોહ પતંગ પામ્યો, કે થયું ઝટ બારમું! ૫૭
તેરમું બીજાતણું થાયે, રૂપ મોહિત મારનું,
શું આ મરે છે વગર સમજ્યે, કામ છે નિરધારનું;
જો રૂપમાં રમી જીવ આપે, તો પાંચમાં પડી શું કરે,
ઇમ જ્ઞાન ધ્યાનમાં આવતાં, ઝટ વાહને વનપતિ ચડે. ૫૮
વિજ્ઞાન સિંહાસન ચઢી, મુનિ નારને ધિઃકારતા,
ગજગામિની મૃગનયન સજ કરી, ચાલી કરવા વારતા,
કોક પક્ષીવત ઉરજ આગળ, કર્યાં દ્વિજને વારવા,
વર કોકિલા વાણી અલાપી, જ્ઞાન હરિને મારવા. ૫૯
ગ્રીવા કપોત જશી રશી કરી, ખંજન કપોલે કાડિયા,
વાસુકિ વેણી શીશ સાંધી, તેણે મુનિવર પાડિયા,
રે પાંચ મુખના નાગ વર કર, તે વિચે પતિને ભીડતી,
કટિતટે લેઇ ઝટપટ વનિતા, હસી હસી તાપસ પીડતી. ૬૦
વિજ્ઞાન હરિ વાહન થકો તવ, ગાજી ઘુરક્યો જોરથી,
વનપાત જોઇ હરિણ નાઠા, ઘણું કંપ્યા સ્હોરથી,

શું દાસ! રાખો આશ ફ્રૂડી, વનપતિ વચમાં અમે,
બચરો નહીં પશુ અંગ વનનાં, ખરેખર માનો તમે. ૬૧
વાહનતણું બળ જોઇ ઋષિવર, વનિતાપર રૂઠિયા,
છે નારી નરતી જગત માંહે, એમ કહીને ઉઠિયા;
વિદ્યાવિનોદિની વૃત્તિ વરતી, થઇ સાવધ ભાખતી,
છે સરવમાં શિરમણિ નારી, શાસ્ત્ર રીતિએ દાખતી. ૬૨
ઋગ્વેદમાં વાચસ્પતિ વૃત્ત, જુઓ જઇને નાથ જી,
નારી વિભૂષણ નરતણુ છે, ગ્રહો પુસ્તક હાથ જી,
કામિની વિણ વ્રતકર્મ કરવાં, ધરમ ધરવાં ધ્યાન જે,
તે કંથને કુડાં કહ્યાં છે, પરમ નિગમે જ્ઞાન એ. ૬૩
પુરાણ ને ઇતિહાસ માહે, કથા છાની કઇ નથી,
મુનિ મુનીશ્વર સપ્ત ઋષિએ, વિધિ વિધાતાએ કથી;
ગુણ સત્વ રજ ને તમસ તેમાં સ્વામી નારી મળી રહી,
એ ગુણતણાંત્રય રૂપ મનહર, હર હરિ વિધિથી શુ ગઇ? ૬૪
પણ વાદ કે વિખવાદ વરમતિ, આપ સાથે થાય ના,
છુ મૂઢમતિ મહિલા અતિશે, પત્ની ધર્મ તજાય ના,
નહિતો વિવાદવડે વળી વળી, કામની છે કામની,
તો દાખવું પતિ નિગમ આગમ, * * * ૬૫
પછિ શાંત મુદ્રા કરી મુનિવર, બોલિયા બકવા તજો,
વિષ વિષયવિષયા વરાંગી વર, સિદ્ધ કરતાં શુ ભજો;
વાણી મોહે મૃગ મરે છે, વાણી નથી શુ આપમાં?
આલિંગને હસ્તી મરે છે, તે નથી શું આપમાં. ૬૬
રે રૂપ જોઇ પતગ પૂરો, થાય રૂપના અગમાં,
ભૃગ સુવાસે જઇ મરે છે, અગ વાસ સુરગમાં;
જે સ્વાદમાં મીન સરવ ખૂવે, અધર અમૃત સ્વાદ ના!
એક એકે પાંચ મરતાં, છે પાચ ત્યા શુ વાદ આ? ૬૭
તિમ વાદ છે વિખવાદ છે, સુખસ્વાદ છે શમણાતણો,
જોનાર છે, ઘરબાર છે, વર માર છે વનિતા ઘણો;
વરશાસ્ત્ર શોધી આજ નિરણય, સરવ કરૂં હું પાધરો,
તું નિયમ પાળી જેહ વરતે, તરે તરણી આ ધરો. ૬૮

આ શ્લોક પુણ્યશ્લોક શીખે, ભીખે ન ભવમાં તે કદા,
જે ઋતુકાળે કામનીને, કામની માને સદા,
જે લુબ્ધ થાયે લાડમાં તો, વિષયી નર્કે જાય છે,
શોધી પુંજી ખોટી થશે ને, જનમારા રદ થાય છે. ૬૯
સારંગ માતંગ રસ પૂરણુ, પતંગ અને ભૃંગ જે,
રે પીન પીડે મીન મરતાં, રંગનો કરી ભંગ જે,
એકેક રસથી પાંચ પ્રાણી, જડ મળે નર્કે જાય છે,
એ પાંચ નારી માંય સેવ્યે, પુરુષ પૂરો થાય છે. ૭૦
જોઇ ક્રોધી સ્વામને વિધ વિધે, તવ પાય લાગી પદ્મિની,
સવિતા સમો જોઇ શિઘ્ર આવી, પદ્મ પાસે પદ્મિની,
હે સ્વામ મારા શિઘ્ર મૂકું, કામકેરી કામના,
જેમ રામા મૂકી ધામમાં, હર ગયા વનેતરી કામના. ૭૧
મતિમાન! મહતા આપની તે, માપની નથી હે પ્રભુ,
ગતિવાન! ગરવા શાસ્ત્રમાં છો, વાણી જાણે શું વિભુ,
બળવાન બળપ્રદ બહિર્મુખ શા, કોણ ગુણ ગાઇ શકે,
કુળવાન કુળના દીપ છો પ્રભુ, વાદમાં કોઇ ના ટકે. ૭૨
ગુણવાન ગુણિયલ નિગમપાઠી, નામ છે નવ ખંડમાં,
ફળવાન ફળભોગી સ્વામી મારા, વધે વાણી વિતંડમાં,
ભગવાન જેવું રૂપ થાયે, વદો મુખથી વાહલમાં,
જગવાન જુક્તિથકી હારે, ધરે ક્રોધ ન વાહલમાં. ૭૩
મરજી તમારી જેવી સ્વામી, કરવું મારે તેમ તો,
ગરજી ગુણનિધિ આપ છો, નહિ વધો ધરમે, ક્ષેમ તો;
સરજીજ વિષયા વિધુવદની, ધારશો ના નાથ જી,
વરજી વિષય હું આજથી સજી, રહું ધ્યાને સાથ જી. ૭૪
ગૌતમી ગંગા વાધી જેથી, સાધી તેવા નીમને,
ગૌતમીગોરી જગત જાણી, સ્વામી સાધું રીમને,
નીતમી નારી નગરજન કહે, મમ સુજાતા તવ નામ છે,
ગૌતમી ઝઝું ખીલા જેરે, પ્રભુ કૃપાકેરૂં કામ છે. ૭૫
ક્રોધદ કહે છે કુળવાન છો, જે કરો તે ઓછું પડે,
કોડ-પોહોંચાં મનતણા સહુ હવે પડે તે-પાળાં ચરે-

તેડ તારણી એટલો છે, ધર્મ ધ્યાને ધારજો,
જોરે જોડી જુવતી સાથે, ધર્યો મનસિજ મારજો. ૭૬
ધરમ સાં તો જય વસે છે, નર નારી ઉદે પામિયાં,
કરમથી કૂડું સરવ નાંડે, ગરવ ગુણહીણ વામિયાં;
શરમ સુખ જોઇ પિતા માતા, મોદ પામ્યાં મનમાં,
પરમ ધાર્મિક પુત્રી પતિ જોઇ, લોક રીઝયા વનનાં. ૭૭
એવે ઋતુનો કાળ આવ્યો, ઋતુગામી ગડગડયાં,
તેવે ધરમ ને કરમ નાઠાં, ફંદ માંહે ફડફડયાં,
જેવે જણાવી કામ ઇચ્છા, શરદપૂર્ણિમા હતી,
સેવે અનંગજ મોતી ઉદભવ, ઇમ છીપ તો દુઃખી થતી. ૭૮
સ્વાતિકેરૂં વારિ લેતાં, પ્રફુલ્લિતપણું અંગે થયું,
ખ્યાતિ ખાંતે વૃદ્ધિની થઇ, સુખ સમૂળગું સાં ગયું,
જાતિ મરજીવાતણી ગઇ, ને બંધ બાંધ્યો બંદીને,
મતિ માને મૌક્તિક જણિયો, જઇ બંધ બાંધ્યો બંદીને. ૭૯
નામ માત્રે દુઃખ છે નહિ, સ્વાતિ કે કાં છીપને,
કામ કાજે દુઃખ દેતા, મરજીવા છીપ અધીપને,
ગામ કે કાંઇ ધામમાં દુઃખ, છીપ સહી ઉછેરતી,
દામ અણમૂલી થઇ કરી, કીરતિ ચોદિશ ફેરતી. ૮૦
એમ વાધીને વધારી, કીરતિ કોડે કારમી,
ક્ષેમ કુશળ થાય કેનું, ધરણી ધ્રુજાવે ધારમી,
જેમ જાણું તેમ ભાખું, નથી કવિ છું મતિ મૂઢ હું,
એમ જાણી મન આશ પૂરે, હે ગરૂડારૂઢ તું. ૮૧

વલણ.

ગરૂડારૂઢ આશ પૂરો, પાશમાયાનો કાપીરે;
જન પ્રેમાનંદ મંદ છે, ન જાણે છંદ અલાપીરે. ૮૨

## કડવું ૮ મું-છંદ.

નાભિથકી ઉતપન્ન કર્યાં સુત, તે વિધિએ કરી ભારતી કન્યા,
શંકર સંતતિ કાજ કરે શ્રમ, પાર્વતી પુત્રતણી નહિ જન્યા,
જક્ત ઉપાવની જો દુખી છે અતિ, શું પછી અન્યતણો વદું અન્યા,
નર્ક નખાવણહાર મળે તન, તે વિણ વંશતણું સુખ ધન્યા. ૧

રાગ કાનડો-દેશીફેર.

વર તન જો નવ પ્રકટે એજે, જોબન ગયું જનનીનું જાણો;
ગર્દભ ગુણ શો ગુણિયલ તેવા, તનથી સુખ નહિ નિશ્ચે માણો. ૨
નરકે નાખી, પડશે પરલોકે, સમ ભૂલોકમાં છે એ તો;
તારો પ્રકટી પૂરો પ્રકાશે, હરિનો રસ ન કદિ દે તો. ૩
અસંખ્ય તારા પ્રકટે તથાપિ, ન પ્રકાશ હોય વિધુ જેવો;
એકે સુખ અલૌકિક થાયે, અનેક આશા વૃથા સેવો. ૪
હોયે અનેક તેમાં ચંદ્ર, ચકોરવત જોઇને એવો;
પ્રીતિ પાળે નિશદિન તે તો, ચકોર જેવી ભલી એવો. ૫
શશ મૃગ આદિક જેવા સુત, મેળ્યાથી ન કાર્ય કશું થાશે;
વનપતિ ગાજ્યે ભય પામીને, ભાગી ભાગી વને રઝલાશે. ૬
માયામાં બંધાશો, સારે નરતે સુને તમો માણી;
તો પણ જાણો સારે સારૂ, વિષયેચ્છા ફળી જગે જાણી. ૭
ખોયું ખાંતે રેતસ, ફલિભૂત થતાં ભલો ભલો ભાખ્યો;
એક પછી એક જાનાં, પંચમમાસી દિવસ દાખ્યો. ૮
રક્ષા બાંધી રક્ષ્યો ગર્ભ ઉદરનો,ભલા ભાખ્યા ભવિષ્યવેત્તા જોશી;
અભાવા થાતા કિમપૂરવો, ન જાણે જ્ઞાની જે જાણે ડાશી. ૯
સુજાતા-વિદ્યાનંદિની બાળા, બોલી સ્વામીવિવાદ તો કીજે;
ચાય અભાવા એવા, કો મનગમતું જઇ સુખ લીજે. ૧૦
ભાસે મુજ મન એવું, છો મીમાંસક મતાગ્રહી રૂડા;
તે મતનું કરૂં ખંડન, ધર્મ તમારા વિખેરૂં જે કૂડા. ૧૧
જે ભાખીને પરણ્યા, વીસર્યા સ્વામી વિવાદ તે પોતે;
કર્મવાદી કેહવાયા, તે હઠ મુકાવું સહુના જોતે. ૧૨
પ્રશ્નોત્તર પતિ કીજે, હિરણ્યગર્ભ જે નિગમ વિષે ગાયો;
નિર્મી મનુષ્ય વૃત્તિ, સમહ જેમાં મુનિતણો નાહયો. ૧૩
આચરતા મુનિ મોટા, તે ક્યમ મૂક્યુ તમે પતિ મારા;
શે કર્મતણો યોગજ, મુક્તિ સાથે કરો પ્યારા. ૧૪
આગમ કવણે ભાખ્યું, ઉલટું આવું ધર્યું તમે સ્વામી;
મીમાંસક મતવાદી, ઝટપટ બોલ્યો મહાનામી. ૧૫
ફાડ-જાવા દે તું નકામી, નિંદા કરવી કરમતણી આજે;
પ્રશ્નોત્તર કરૂં તારો, વદન વદાવું સાં તવ મન તદા રાજે. ૧૬

જેહ અલૌકિક મારગ, તેહ ન જાણે અતિ વિમૂઢ કોઇ;
સિદ્ધાંતે સમજાતું, સંશય નાખું સરવ ' ખોઇ. ૧૭
કર્મતણો જે યોગજ, મુક્તિ સાથે મળી ગયો જાણો;
યજ્ઞાદિક સાધે ના, મુક્તિ સારૂ મળે પાહણો. ૧૮
અપવર્ગનું સુખ યશે, જે જાણે નાશ રહિત તે 'લેશે;
શુદ્ધિ ન કર્મ કર્યા વિણ, શું મુક્તિ મલિન હૃદે રેહશે ? ૧૯
સમજાતું શાણી હું, જેથી યાયે નિત્ય સુખની અભિવ્યક્તિ;
તન મન ધનથી જાણો, જુવતી જન તે ભલી મુક્તિ. ૨૦
બ્રહ્મચર્ય વૃત્તિ ધરીને, જે જન સેવા ગુરૂતણી સાધે;
શુભ કર્મપણાથી તે, જ્ઞાનાદિકને મૂકતો નિત આધે. ૨૧
મહઋષિ મોટા કરમે, અપવર્ગ સુધી વરમતિ તે જાયે;
નિઃશ્રેયસ હેતુથી, કરમા ધરમી ભલા જન થાયે. ૨૨
યજ્ઞાદિકનું મનથી, આત્મારોપણ કરી તરે સાધુ;
વનફળ મૂળનું ભોજન, કર્મે કરી દેહ વિણુ સાધું. ૨૩
સુકર્મ યોગથકી તો, મૂશળ ઉલૂખતણું સુખ નિંદે;
કર્મ ખરૂં કહે છે તે, નવ બીજાને કદી વંદે. ૨૪
આપસ્તંબ એમજ બતાવે, મીમાંસક પણ વદે વચન સાચું;
કર્મથી હોળ છે સહુ, માનો નારી અવર સરવ કાચું. ૨૫
નારી નાણો સાચું, આ જગ વસિયું વિશાળ માયા કરમે;
સરજે પાળે પોતે, ધારે સહાર તું સમજ એ ધરમે. ૨૬
જ્ઞાની ધ્યાની માની, રાજા રાણી અપાર વળી એવાં;
પાર ન પામે કોઇ, વરમતિ ગતિ ગહન જન જેવાં. ૨૭
શંકા લાવે મનમાં, એથી કોઇ તદા કરમ કેવું;
તે સહુ તુજને દાખું, જાણુ જુવતી અમો જાણું જેવું. ૨૮
ઇંદ્રિયસયમ સાધ્યે, પ્રાપ્તિ થાયે અગાધ દમને તો;
યજ્ઞાદિક કરી કરવી, બાહ્યેંદ્રિય સુવશ શમને તો. ૨૯
શમ દમ ઉપરતિ સાથે, અતર ઇંદ્રિય વશ કરવી જાને;
કારણ ધારણ કરીને, કરવું વશ મન સહુ વાને. ૩૦
એ વિધિ શ્રમને સાધે, લાધે ભોગ સુકરમનો સારો;
ધારણ જાતાં તારણ, નિશ્ચે થાશે નને જે ન ધારો. ૩૧

વળી શાણી સમજાવું, શાસ્ત્રતણી સાખ દઇ અમો તુજને;
શ્રુતિઓ શું શું કહે છે,અવગત અવિધાર જાણ્યું છે મેં જે. ૩૨
સંશય ટાળું તારો,સ્વામી સમજે, સમજાવ્યું ખરે ખરૂં તું તો;
જગત કહે તે પૂર્વે, જાણી લેજે કહું વાત નિશ્ચે હું તો. ૩૩
કરમે લખિયું થાશે, કેમ ન કોઇ વદે પ્રભુને ત્યાં;
જગત ઝવેરી જાણો, તે શું ભૂલે વિભુને ત્યાં? ૩૪
સુજાતા–સત્ય ખરેખર સ્વામી, ચૈતન્ય ને નિર્મળો ભલો બ્રહ્મ;
જેહ અનાદિ સિદ્દજ, અજ્ઞાનાવૃત્ત ભલો ભાખ્યો ભ્રમ. ૩૫
રૂપારૂપે છીપશું, તેમ પ્રતીતિ કરે પ્રપચ રૂપે;
એનો બ્રહ્મ લક્ષાથી, સર્વ પ્રપંચ ભ્રમ ભાસે ભયો સ્વરૂપે. ૩૬
થાયે જાણો નિશ્ચે, તેનું કારણ અજ્ઞાન માહભૂતે;
લય રૂપ સ્થિતિ એવી, દેહે જેવી જણાય મહાનૂતે. ૩૭
સ્વામી તેવી મુક્તિ, માનું હું તો સહુથકી આઘી;
ઉપનિષદો પણ એવું, કહે છે જુઓ વાહલા તમે જાગી. ૩૮
કહોડ–મૃદમતિ મહિલા તું ન જાણે, સમજાવે તું મૃદને ગમે તેવું;
પણ ચૈતન્ય રૂપ બ્રહ્મ, કારજ સંબંધથી. કરવું કેવું? ૩૯
કહેવું રહિતજ પડશે, એ વિણ ઉત્તર નથી કઇ બીજો;
શબ્દોની શક્તિ જે, * * * * ૪૦
એમ અસંભવ જોઇ, ઉપનિષદોએ પ્રમાણ નથી રાખ્યું;
તો કેમ માનું મહિલા? જેવું હતું તેવું આ દાખ્યું. ૪૧
કર્મતણો જે મહિમા, જેને સુવેદોનો સમૂહ નિત ગાયે;
યજ્ઞાદિક કરમોમાં, વેદાંતોના વિધિયકી નિત જાયે. ૪૨
વેદ વદે પેહલેથી, એ શું તારે પ્રમાણભૂત નથી;
જો દ્રષ્ટાંતજ તારૂં, વ્યર્થ કરૂં હું હવે પૂરણ જ્રક થકી. ૪૩
સુપરમ પ્રસિદ્ધી પામી, ઘટ પટ આદિકતણી મહાશક્તિ;
તે શબ્દોની શક્તિ થકી, કાર્ય પદાર્થે વમે મહા વ્યક્તિ. ૪૪
તેથી કર્મો કીજે નિત્યે, મુક્તિ મળવા ચિત્તે ધરી ચારૂ;
અગ્નિહોત્રાદિકથી તરશો, તરણી વેદવચન એમ એ નિશ્ચે ધારૂં. ૪૫
કર્મની સાથે મુક્તિ, જોડે નહિ તે વળી કહે આવું;
જીવ શિવ એકાકારે માને, તે શું અમે સમજાવું. ૪૬

આગમ નિગમે નહિ કંઇ, તે માટે તો પ્રમાણુ દેખાયે;
સુજાતા-સુજાતા કેહ ભરતાને, એ સુખ મળતું સુરેખાયે. ૪૭
શીખવિયું છે નિત્યે તમને, અમને પિતાશ્રીએ સાચું;
વળી બોલે છે હમણાં તે, કહું એમાંનું નથી કાચું. ૪૮
યોગી કરવા માટે પિતાજી, ગર્ભે બોધે રહ્યો ભઇ મારો;
તત્વમસિશ્વેતકેતુ સંપાદન કહે, તેનો તોલ વિચારો. ૪૯
વદિયે એક રૂપે જીવ શિવ છે, એથી જણાય નહિ સ્વામી ?
બ્રહ્મતણું પ્રતિપાદન કરતા, આવ્યા પિતા મુજ નામી. ૫૦
કહોડ-કોહડ કહે છે વાર વનિતા, તત્વમસિતણો નિરણય કાજે;
ઉપર ઉપરથી જુવતી લાગે છે, જીવ શિવ અભેદી જે. ૫૧
એમાં સસ પ્રમાણો કેવુ, વશિયું અમો થકી આજે;
આરોપ ઇશ્વરકેરો એથી, યજ્ઞકારણમાં રાજે. ૫૨
ન પ્રવૃત્તિ ન નિવૃત્તિ સર્વે, ઉપદેશ કરે તત્વમસિએ;
તો બ્રહ્મ વિષે જાણો, છે બ્રહ્મ અભેદ પટ દર્શિએ. ૫૩
ગ્રાહ્ય ત્યાજ્ય ન બ્રહ્મે ગણુતા, ગણુના અશાસ્ત્રમાં થાયે;
માટે આરોપાયે નિતે, યજમાનતણી યશ સહાયે. ૫૪
સુજાતા-બાળા બોલી બળથી ત્યારે, મીમાંસામાં કહ્યું કહો કેવું;
आदित्यो यूपः यजमानः प्रस्तरः વદે એવું. ૫૫
તત્ત્વમસિ નહીં તેમાં સ્વામિ, વિજ્ઞાન વિષે વસે સહી એ તો;
જીવ શિવકેરા ભેદ જણાવે, ભેદરહિતપણું તમે ચેતો. ૫૬
કહોડ-કામિની ભટકા મારે કોકટ, તારી ન સિદ્ધિ સાચી;
જો હમણાં કરી નાખુ કેવી, તારી વાતો કાચી. ૫૭
મનને બ્રહ્મ કહે છે વેદી, અન્ન બ્રહ્મરૂપ કેહ દ્વિજે,
સવિતા વાયુ બ્રહ્મ મનાયે, બ્રહ્મ ભણી કરી રીઝે. ૫૮
પ્રાણ બ્રહ્મ ભણે છે ત્યારે, શ્રુતિ વિષે પ્રમાણો એ છે,
પૂજા અરચા કરવી એ તો, વિધાન વરમતિ જાણે છે. ૫૯
તત્વમસિ પણ તેમજ જાણો, બ્રહ્મમતિ કરી સ્વતન્ત્ર શું સાધે;
વિધાન કરે છે એ તો પછી, જીવ શિવ કહીને બાંધે. ૬૦
એક નથી તે નારી આગમ, નિગમે પ્રમાણ ભરિયાં;
કવિ-કર્મતણો પથ મોટો સાંભળી, સ્યામા સઘળા ડરિયાં. ૬૧

અમુઝણુ અંગ ન માતી, તેને રાતી તાતી મહામતિ થાતી;
ઉત્તર કાંઇ ન સૂઝે, તેથી અકળામણે અમુઝાતી. ૬૨
એવે ગર્ભમાં રહેલો બાળક બોલ્યો, પિતાજી કહો છો આ શું;
ખોટી ખોટી વાતો વદિયા, તે શું અમો સાંખીશું? ૬૩
જયતણા આનંદની મધ્યે, વાણી સુણી નહિ કહોડ મુનિએ;
કીધો કર્મપથ નિશ્ચે કહે તો, રામા વળી તમે સુણીએ. ૬૪
એવે થાતો બીજો નાદ મનોહર, મહાગંભિર ને મોટો;
ફુલાઓ શું ફેલે ફોકટ, નિશ્ચય એ પરપોટો. ૬૫
કર્મજડકાંડી તમે કહો છો શું અદ્વૈત, તમે કરો કરમથકી ફુડું?
બ્રહ્માત્માને સત્ય ભણીને, માનો બીજું સઘળું ભૂંડું. ૬૬
કહોડ કહે જો જો તું હારી, મારી વાતો મનાય છે શાસ્ત્રે;
અદ્વૈત પદારથ છે કુશકા જેવું, વદ્યુ નિગમ માત્રે. ૬૭
એમ હરખની મૂર્છા માંહે, પડિયો મહામુનિ મોટો;
શ્રવણે કાંઇ ન સુણે તે ત્યાં, આડંબર કરે ખોટો. ૬૮
ત્રીજી વારે ત્યારે બાળક બોલ્યો, સુગર્ભમાંથી બની ક્રોધી;
નિંદા કરવી મૂકો પિતાજી, સાચી વાત તમે નથી શોધી. ૬૯
એવો શબ્દ સુણીને ચોદિશે, જોતો કહોડ કહે આ શું;
અગ્નિહોત્રથી રીઝી બોલ્યા, અગ્નિનું ધન્ય પાસું. ૭૦
હોમની શાળા જોઇ ત્યારે, નહિ કોઇ જણાયું ત્યારે;
આકાશની વાણી એ નિશ્ચે, શુભ જય મારો ભણે ત્યારે. ૭૧
સૌ કર્મો પ્રકટી આવીને, કેહતાં બલો બલો જીત્યો;
આહાહા! શું હું મોટો, જો વાહલી કેવી મમ નીતિયો. ૭૨
ક્રોધેલી છે તદપી તારુણી, ત્યાં મંદ હસે મુખથી;
સ્વામી શોધો કોણું હસતાં, ઉદર દુઃખે સુખથી. ૭૩
ક્રોધ તમોને ચઢશે હાસ્ય કરેથી, વદી અવિનયથી બાલા;
ગર્ભ કહે શો ક્રોધજ માહાત્મા, મોટા નથી નિહાળ્યા. ૭૪
ક્રોધ કરે નહિ તે જન મહાત્મા, વાદવિવાદે કે હારે,
વાદ કરો પિતા મમ સાથે, ઉદરે વશી રહ્યો જ્યારે. ૭૫
ત્યારે મોટા માનું તમને, પાગે લાગું કરમતણાવાદી;
નહિ તો હું દેખાડું મુનિવર, ઉદ્દાલક ગુરૂ . પ્રસાદી. ૭૬

## રાગ મારૂની ચાલ ટૂંકડી

જોઇ જુવની હમતી, ક્રમતી, વક્રો ધર્યાં મર્યા અંગેજી,
ઉદ્દાલક ગુરૂ નામે, વામે, નેહમો પડયા અડયા પગેજી. ૭૭
સુજાતા દેહ ભરતા વરતો, જોજો સુગર્ભને ધારીજી,
ઉદરે વસતા વાતો, આ તો, આની કરે ઘણી ન્યારીજી. ૭૮
બોધે જાણે એ તો, ચેતો, ચિત્તે ચતુર ગુણાળાજી,
પોતે જાતા અટકે, ખટકે, ખાતે ખરેખરૂ વાહલાજી ૭૯
કર્મ કહો છો મોટુ, ખોટુ, એહ છે, જવાબ સ્વામિ દીજેજી,
ઉત્તર આપી સારો, વારો, વાહલા તનુજ જ્યમ રીજેજી. ૮૦
શાપતણા તો ભયથી, નયથી, નારી ન બોલી મનમા જેજી,
છાની રેહતી છાયા, જાયા, અગુલિ ધરેજ અધરમા તેજી. ૮૧
જાણે ક્રોધ નિવાર્યો, ધાર્યો, ક્ષમા ગુણ કહોડ મુનિ મારેજી,
વાભનશુ મન મારી, ધારી, ધ્યાને વધા જઇ બોટેજી ૮૨

### છંદ.

કહોડ-વસે ગર્ભ માહી ગુરૂ ક્યાહિ ત્યાહી?
ગુરૂ તો અમારા તમારો ન ક્યાહી,
વદે મત્ય ના હુ, તજાતુ ન નાતુ
ખરેખાત મોટુ ન ખોટુ ભજાતુ ૮૩

### છંદ.

ગર્ભ-પિતા વિચાર કિજિયે, શરીર ગર્ભ આશયે,
અજાણ અગ જાણ છેન શિન શાત આશ એ,
વિશુદ્ધ તત્વ મત્વ આતમા તમો પ્રમાણુ જે,
ન અધમાર તેહને, અશુદ્ધ કે પ્રમાન જે ૮૪
ગુરૂ ન આપના પિતા, સુજ્ઞાનવાન તેતણા,
કર્મ મિદ્ધ માન્ય છો, ગુરૂ વિષે નહીં મણા,
હુ ગર્ભમા સુજ્ઞાનવાન, બોધ શોધથી ગ્રહ્યો,
વદુ ખરૂ ખચીત બોલ, વ્યર્થ એક ના કહ્યો ૮૫
કર્મ પાશથી તમો, અસત્ય સત્ય માનતા,
અમત્ય વિશ્વ છે તથાપિ મત્ય માર જાણતા,

ગિરા ન ગર્ભની ભજે, વિવેક ક્યાંથી આગુતા,
ન આપને વધુ કહું, રખે અજાણ જાગુતા. ૮૬

છંદ.

કહોડ–મતિમૂઢ જો જાણુ છું એમ ધારે,
ગતિગૂઢ કેહ માતને પૂછું ત્યારે,
અતિ રૂઢ અદ્વૈત મધ્યે વિરાજે,
રતિ મૂઢ રાગી થતાં શે ન લાજે. ૮૭

છંદ.

ગર્ભ–ન લાજિયે ન સાજિયે, કુકર્મ કર્દમે કદા,
ઉદ્દાલકે દિશા જણાવી, વાસ ત્યાં વસું સદા;
તનુજ તાત માત પક્ષ દક્ષવાન દાખશે,
અસત્યને ન સત્ય તુંડ, તાત તર્ત ભાખશે. ૮૮

છંદ.

તત્વમસિ તાત કહો બ્રહ્મથી અભિન્ન જે,
જીવ શિવ સાથ કહો, દાખતું ન લીન તે;
સત્ય કરૂં આજ અમો, સિદ્ધ સાધી દાવ એ,
કર્મ કૂડ આપ લહો, સત્ય સત્ય સ્હાવ જે. ૮૯

છંદ.

મનોબ્રહ્મેત્યુપાસીત, ક્ષણે ક્ષણે વિચારશો,
ન તત્પદે ન ત્વમ્પદે, અસિપદે નિવારશો,
સુઅર્થ જોઇ શબ્દ સાધી,વ્યાધિને વિડારશો,
ન વેદ વાક્યથી અભિન્ન, જીવ શિવ ધારશો. ૯૦

છંદ.

સુજાતા જનેતા તણા ગર્ભ માંહી;
વશી જે રહ્યો તો વદે સત્ય આંહી.
જનેતા તિહારી કહે મુક્તિ કર્મે;
ન જાણે. વદે છે, કહે સત્ય ધર્મે. ૯૧
અમો એમ ભાખુ, સુકર્મે સુમુક્તિ;
વદે વેદ શ્રુતિ જણાતું શું જુક્તિ.

કહો દોષ તેમાં શિયા મુનિ મોટા;
નહીં તો અમે ધારીશું એય ખોટાં. ૯૨

છંદ.

પિતાજી આપ પક્ષ એક,માંહિ હારિયા ખરા;
વિવેક ધારી મારી વાત, સુણજો થઇ પરા;
સુ આગમે સુ નિગમે, સુજાણછો તમે ભલા,
નિવારૂં સંશયોયકી, ભલું થયું અમે મળ્યા. ૯૩

કરૂં હું મુક્તિકેરી વાત, જ્ઞાન ધ્યાનમાં ધરો,
ઉપાસના રૂપે ક્રિયાથી, મુક્તિને પરી કરો,
સુસ્વર્ગ આદિ નાશવંત, જો ઉપાસના દરે;
અનિસ મુક્તિ માનતા,પછે કહો શુ કો ડરે ? ૯૪
દૂષિત કર્મ સાથ એમ, યોગ મુક્તિનો નહી;
વિજ્ઞાન સાથ જોડીને, જણાવિએ અમો વહી;
કુદોષ તો અનિસનો, અણુરણુ ન લાગતો;
સદા વમે સ્વરૂપમાં, અખંડ રંગ રાગ તો. ૯૫

કહોડ–કહોડ કેહ અલ્યા શું આજ,શીખવે મુને ભલું;
વિજ્ઞાનવાન જાણિયો, હતુ છતું થયુ કળ્યુ;
શું જ્ઞાન માનસી ક્રિયા, ન વેદ ભેદથી કહે;
ઉપાસના ક્રિયા નહીં, શું નિગમો મિથ્યા વહે? ૯૬

ગર્ભ–સુગર્ભ કેહ કરૂ છુ શાત, સશયો અડયા મને;
વિજ્ઞાન એક જાતની,ક્રિયા પિતા ન કો ગણે,
તથાપિ તે ઉપાસનાથી, અતરે ઘણે વમે;
ઉપાસના પુરૂપને, અધીન છે નવે રમે. ૯૭

ન માધવા સસાધવા, ન બાધવા અબાધવા,
ન લાધવા સલાધવા ન વાધવા અવાધવા,
કરી શકાય વાંકી રીતથી, ક્રિયા સમસ્ત તો;
ઉપાસના અધીન તેથી, શક્ય મસ્ત વસ્ત તો. ૯૮
વિજ્ઞાન આત્મઆધીને, વમીય રહેતું સર્વદા;
અભિન્ન ભિન્નમાં અશક્ય, નિગમે કહ્યું મદા,

શિશ ન ગર્ભની ભજે, વિવેક ક્યાંથી આણુતા,
ન આપને વધુ કહું, રખે અજાણ જાણુતા. ૮૬

છંદ.

કહ્હોડ–મતિમદ જો જાણું છું એમ ધારે.
ગતિગૂઢ કેહ માતને પૂછું સારે,
અતિ રૂઢ અદ્વૈત મધ્યે વિરાજે,
રતિ મૂઢ રાગી થતાં શે ન લાજે. ૮૭

છંદ.

ગર્ભ–ન લાજિયે ન સાજિયે, કુકર્મ કર્દમે કદા,
ઉદ્દાલકે દિશા જણાવી, વામ ત્યાં વસું સદા;
તનુજ તાત માત પક્ષ દક્ષવાન દાખશે,
અસત્યને ન સત્ય તુંડ, તાત તર્ત ભાખશે. ૮૮

છંદ.

તત્વમસિ તાત કહો બ્રહ્મથી અભિન્ન જે,
જીવ શિવ માથ કહો, દાખતું ન લીન તે;
સત્ય કહું આજ અમો, સિદ્ધ સાધી દાવ એ,
કર્મ કૂડ આપ લહો, સત્ય સત્ય સ્હાવ જે. ૮૯

છંદ.

મનોબ્રહ્મેત્યુપાસીત, ક્ષણે ક્ષણે વિચારશો,
ન તત્પદે ન ત્વમ્પદે, અસિપદે નિવારશો,
સુઅર્થ જોઇ શબ્દ સાધી,વ્યાધિને વિડારશો,
ન વેદ વાક્યથી અભિન્ન, જીવ શિવ ધારશો. ૯૦

છંદ.

સુજાતા જનેતા તણા ગર્ભ માંહી;
વશી જે રહ્યો તો વદે સત્ય આંહી.
જનેતા તિહારી કહે મુક્તિ કર્મે;
ન જાણે. વદે છે, કહે સત્ય ધર્મે. ૯૧
અમો એમ ભાખું, સુકર્મે સુમુક્તિ;
વદે વેદ શ્રુતિ જણાતું શું જુક્તિ.

કહો દોષ તેમાં શિયા મુનિ મોટા;
નહીં તો અમે ધારીશું એય ખોટાં. ૯૨

છંદ.

પિતાજી આપ પક્ષ એક,માંહિ હારિયા ખરા;
વિવેક ધારી મારી વાત, સુણજો થઇ પરા;
સુ આગમે સુ નિગમે, સુજાણછો તમે ભલા;
નિવારૂં સશયોથકી, ભલું થયું અમે મળ્યા. ૯૩

કરૂં હું મુક્તિકેરી વાત, જ્ઞાન ધ્યાનમાં ધરો;
ઉપાસના રૂપે ક્રિયાથી, મુક્તિને પરી કરો;
સુસ્વર્ગ આદિ નાશવંત, જો ઉપાસના હરે;
અનિત્ય મુક્તિ માનતા,પછે કહો શું કો ડરે ? ૯૪

દૂષિત કર્મ સાથ એમ, યોગ મુક્તિનો નથી;
વિજ્ઞાન સાથ જોડીને, જણાવિએ અમો વળી;
કુદોષ તો અનિત્યનો, અણુરણ ન લાગતો,
સદા વસે સ્વરૂપમાં, અખંડ રંગ રાગ તો. ૯૫

કહોડ–કહોડ કેહ અલ્યા શુ આજ,શીખવે મુને ભલું;
વિજ્ઞાનવાન જાણિયો, હતું છતું થયુ કળ્યું;
શું જ્ઞાન માનસી ક્રિયા, ન વેદ ભેદથી કહે;
ઉપાસના ક્રિયા નહીં, શુ નિગમો મિથ્યા વહે? ૯૬

ગર્ભ–સુગર્ભ કેહ કરૂં હુ શાત, મશયો અડયા મને;
વિજ્ઞાન એક જાતની,ક્રિયા પિતા ન કો ગણે;
તથાપિ તે ઉપાસનાથી, અંતરે ઘણે વસે;
ઉપાસના પુરૂષને, અધીન છે નવે રમે. ૯૭

ન માધવા મસાધવા, ન બાધવા અબાધવા;
ન લાધવા સલાધવા ન વાધવા સવાધવા;
કરી શકાય વાંકી રીતથી, ક્રિયા સમસ્ત તો;
ઉપાસના અધીન તેથી,શક્ય મસ્ત વસ્ત તો. ૯૮

વિજ્ઞાન આત્મઆધીને, વસીય રહેતુ સર્વદા;
અભિન્ન ભિન્નમાં અગમ્ય, નિગમે કહ્યું સદા,

વિજ્ઞાન રૂપ હું કહું, પિતાજી સુણિયે સહુ;
કુસંશયો ગયા છૂટા, પિતાજી જ્ઞાની તવ લહું. ૯૮

સમે સમો કરી હું સિદ્ધ, સત્ય સત્ય દાખવું;
અભંગ રંગ સંગ એક, બ્રહ્મ શુદ્ધ ભાખવું;
કુકર્મકર્દમે ન આપ, રે પિતાશ્રી ડૂબશો;
સુધા સમી જણાવું જુક્તિ, વિષયમાં ન લુબ્ધશો. ૧૦૦

યથાર્થ આત્મને લહે, સ્વરૂપ એજ જ્ઞાનનું;
ઉપાસના નહિ તશી, પ્રમાણ બુદ્ધિમાનનું;
અથર્વવેદમાં વધું, ઉપાસનાનું રૂપ આ;
બની શકેજ ભાવના, કુરંક રૂપ ભૂપ આ. ૧૦૧

હિમાદ્રિમાં અણુરણુની, ભાવના ભલી બને;
પિપીલિકા વિષે ગજેની, ભાવના ઘણા ગણે;
પિતાજી એમ વ્યર્થ થાય, મુક્તિ યોગ કર્મથી;
પરાજયે પિતા રહ્યા, અધર્મ કર્મ શર્મથી. ૧૦૨

કરો તમે દિવાનિશા, વિષે ઘણાં કુકર્મ જે;
સુમંત્રને કુથાન ગોજી, જાળવો ન ધર્મ જે;
ન શાંત અધ્યનેથી આપ, આપ દેહ તાપમાં;
હવે પરો થયો ગયો, લહ્યોજ બ્રહ્મ માપમાં. ૧૦૩

કહોડ–અધિક ધિક્ ધિક્ પુત્ર, શાપ દેઉં આ સમે;
વિમૂઢ થા તું પંચ વર્ષ, હર્ષ પામું તો અમે;
અપાપ દેહ માહરો, તથાપિ પાપ તું ભણે;
વદું હું અષ્ટ અંગ આજ, વક્ર તાહેરાં બને. ૧૦૪

## રાગ ચાલતો.

**સુજાતા**–આ શું સ્વામી, આ શું સ્વામી, બાલા બોલી બીતેજી;
વાત ન આવી કરવી ધરવી, સ્નેહ પ્રમાણો પ્રીતેજી. ૧૦૫

બાળક સુરિનર, મુનિવર વાંચ્છે, બ્રહ્મા મુરારિ મન બાધેજી;
નિત્ય સદાશિવ સેવે મનસિજ, તોયે ન સુત સુખ લાધેજી. ૧૦૬

જો વળી કદી તે આવે, અભાવે, ભવમાં બુરાડી દે સ્વામીજી;
મારો પુત્રજ દુર્લભ સુર્લભ, થતાં કરી તમે ખામીજી. ૧૦૭

મૂરત દ્રવ્ય અમારૂં ગણી વિધિ, તાપઉતાપ પડયા દુખમાંરે;
મોટા મોટા મુનિજન બોલ્યા, ચારે નિગમ વસે મુખમાંરે. ૬
લક્ષ્મી પણ છે ચંચળ તેવી, પ્રીતિ પળટાવી દે પળમાંરે;
નાશી ભજી અવીનાશી ભજો ઝટ,ના ટકતી વનિતા બળમાંરે. ૭
પક્ષ ન તેથી કરે વર દક્ષજ, હું વળું તે પથના વળમાંરે;
મોટાકેરે માર્ગે જાવું, ખત્તા ખાવી નહિ ખળમાંરે. ૮
જો કહિયે કે અછત ધન છે, તો મૂઢમતિ મોટા માનેરે;
છતે સરવે સાથે કહીશું, જુક્તિ સુક્તિ પ્રભુ જાણેરે. ૯
મોટા જેવા ભૂલ્યા ત્યારે, સુજાતા શું દુખ આણેરે;
માસ થયા ન ગયા વદતી, વર વાર રહ્યા શું અણજાણેરે. ૧૦
ધન વિણ અવસર આ કયમ જાશે, વાટે વળિયે વેહલારે;
રાજદ્વારે કે શ્રી ધામ ધારે, તેને મળિયે પેહલારે. ૧૧
અષ્ટાવક્રજ આવે અવળો, દુઃખ દે. છો મન મેલારે;
શાપથી શાપી દુઃખી કરીછે, કયમ કહું મુનિવર ઘેલારે. ૧૨
આલિંગન દઇ અબળા ઉઠી, જાઓ ધન ઘણી લાવોરે;
દુઃખમાંથી મુને દૂર કરાવો, લઇએ રૂડો લાહવોરે. ૧૩
સનમનિયા ત્યાં ધનને સુણતાં, થઉં નારી શું બાવોરે ?
બીખી બીખી ધન શું લાવું, વદતાં કાંઈ લજાવોરે. ૧૪
દુખ સમયે કડુ વાણી સુણતાં, અબળા દીન બહુ થાતીરે;
આવો અવસર આવ્યો શેણે, રડતાં ઘણી લજાતીરે. ૧૫
બોલ્યો મુનિવર દીનતા દેખી, શાણી શે અકળાતીરે;
ધનદતણા હું ધનને લાવું, માનિની મન મકલાતીરે. ૧૬
શાણી સતિ, કેહ કયમ મળશે પતિ,ધન જાચી નવ જાણુંરે;
સાચી સમજણ શોધ બતાવો, મુખ માગો તે આણુંરે. ૧૭
એકીવારે આશા પૂરે, એવો નૃપતિ વખાણુંરે;
વિદ્યાકેરો વાદી દેખું, તો લાવું મનમાનુંરે. ૧૮
સુજાતા કેહ ભરતા જાઓ, જનક નગરની માંયેરે;
અદ્વૈતતણું ખંડન કરતાં, ધન જડશે ઘણું ત્યાંયેરે, ૧૯
વેહલા વળીને આવો વહાલા, વાટ નિહાળું આંયેરે;
જનક વિદેહી જગતે જાણ્યો, માન મળે મુનિ જ્યાંયેરે. ૨૦

તમ પાખે શૃંગાર ધરૂ નહિ, સુમનસ પાસ ન રાખુંરે;
સમરણી સાહી મસરણ કરશું, અન્નાદિક નવ ચાખુંરે. ૨૧
એ દિનમાં જો આવો પાછા, તો કોઇશું નવ ભાખુંરે;
ધર્મ સતીનો સાચવુ સ્વામી, મરકલડે નવ દાખુંરે. ૨૨
જાવાકેરો નિશ્ચય જોઇ, પાક નિપાકે પનોતિરે;
સાથે દંપતિ જમવા બેઠાં, પતિ મુખ મિશ મિશ જોતિરે. ૨૩
નાથ નયનથી આઘા જાશે,' ખાંતે જુવતી જોયેરે;
લક્ષ્મી રડા નિર્દય એવી, રામા વદતી રોયેરે. ૨૪
જમી કરી પરવારી ઊઠયાં, જુક્તિ જાવા કીધીરે;
વેહલા આવું વદીને વળિયા, માનિની મનમાં બીધીરે. ૨૫
સ્વામી ચક્ષુ ફરકે ડાબુ, જાણે મદિરા પીધીરે;
મોહિત મહિલા કેહ હુ તેવી, શકે ગઇ સહુ સિદ્ધિરે. ૨૬
દિનમણિ ઝાંખો દર્શે સુજને, નાથ ન જાવા દેઉંરે;
ચોગમથી પખીડાકેરા, સ્વર કુસ્વર નવ સેઉંરે. ૨૭
નિર્ધન તદપિ દર્શનથી સુખ, શે દુખ આફણી લેઉંરે;
કર્મતણા અધિષ્ઠાનરૂપ ઋષિ, કેહ ફૂડુ નવ કેઉંરે. ૨૮
નિરમ્યું તો નરવરનુ થાશે, વદીને મુનિ ત્યાં ચાલ્યોરે;
માર્જારી ઉતરતી આડી, ખાતે સ્વામી ખાળ્યોરે. ૨૯
એવે છીંકો ડાબી થાતી, ઝવૂની નવ રેહ ઝાલ્યોરે;
માથા ઉપર વાયસ ઊડે, ભામનીએ તે ભાળ્યોરે. ૩૦
એવા અતિરો અપશુકનમાં, અવિનાશી બની જાતોરે;
માર્ગે પણ નવ નારૂ જોતો, ખત્તા ખાતે ખાતોરે. ૩૧
અથડાતો ફૂટાતો આવ્યો, જનકનગર લજવાતોરે;
માગણકેરૂ કૃત્ય કર્યું નહિ, તેથી અતિ અટવાતોરે. ૩૨
વાટે વળતા વૃદ્ધને મળિયો, તેને પ્રીતે પૂછયુરે;
જનકનૃપતિનો મેહલ કયહાં છે, લાંચ્છન જેણે લૂછયુરે. ૩૩
વૃદ્ધ વડેરા વાણી બોલ્યો, શાણા એ કયમ સૂઝયુરે;
કોડે કહોડ કહે મન છે મળવા, દાનેશ્વરપણ બૂઝયુરે. ૩૪
વાદ કરી ધન મેળવી લેવુ, જગત સત્ય જઇ કેહવુંરે;
સત્ય અસત્ય આડંબર આજે, ચૂકવી પાણી એહવુંરે. ૩૫

ગુરૂકુળમાં હું વિદ્યા ભણિયો, મૂક્યું દાનનું લેવુંરે;
ધનકાજે ધણિયાણી પ્રેર્યો, અન્ય ન લેવું દેવુંરે. ૩૬
વૃદ્ધ વડો કેહ કેટલું તારે, ધન ધનહીણા જોઇએરે;
જનક ન જાણ્યો તેવો હાથે, જઇને ન જીવન ખોઇયેરે. ૩૭
બંદી વંદી બૂરાડી દેશે, 'રામા તારી રોશેરે;
ઇમ કેહતાં દશ વીશ મળ્યા ત્યાં, ભાવિ અસત ના હોશેરે. ૩૮
ધન જોઇએ તેટલું તો લઇ જા, ગૃહિણીને જઇ ભેટોરે;
વાદતણે મિષ બંદી મારે, સાચેસાચું એતોરે. ૩૯
કહોડ–વાદી બનીને વાદજ કરવો, ન તો જીવતા રહિયેરે;
સફળ કરૂં જઇ મારી વિદ્યા, એનું ગાયું ન ગાઇએરે. ૪૦
કવિ–વારણના ઉપચારજ એકે, હઠથી કામ ન લાગ્યારે;
જાઉં જળમાં કે જીતી આવું, પણ કો નવ અનુરાગ્યારે. ૪૧
બ્રાહ્મણનો વધ આજે થાશે, શિવ શિવ કેહતાં ભાગ્યારે;
જાશું જાશું જોરે જાશું, જાતાં ગ્રહવર જાગ્યારે. ૪૨
જનક નૃપતિને દ્વારપાલે, કાહાવ્યું વાડવ આવેરે;
ઉદ્દાલકનો શિષ્ય વડેરો, કહોડ નામે કાહવેરે. ૪૩
કર્મતણો તો વાદજ કરવો, શૂન્ય ન જેને ભાવેરે;
હાર જીતની હોડો કરવી, હારે જમપુર જાવેરે. ૪૪
બંદી વદી જનકની પાસે, આવી બોલ્યા આ શુંરે;
જનકવિદેહી વદતા વેગે, સુધી સમજણ સાહશુંરે. ૪૫
સુમનસ સાચો છે એ જાણો, વ્યર્થપણે નવ વાહશુંરે;
પણ પથ આપસ્તંબ અને વળી, યજુરતણે તો જાશુંરે. ૪૬
સમજણ સાધી દ્વિજવર તેડ્યો, પૂજ્યો પ્રીતે પૂરોરે;
મહામનોહર મુનિને જોઇ, સાજ ન ધર્યો અધૂરોરે. ૪૭
નૃપઅંગનું કુશળ પણ પૂછી, વદિયા શબ્દ મધુરોરે;
ધન યાચન કારણ હું આવ્યો, દાનેશ્વર લહી શૂરોરે. ૪૮
જનકવિદેહી જુગતે બોલ્યો, ધન્ય સુભાગ્ય અમારૂંરે;
આ બંદીને સંશય પડિયો, મુનિ કેહ તેહ નિવારૂંરે. ૪૪
બંદી–બંદી વંદી બોલ્યો પ્રીતે, કરવા વાદ વિચારૂંરે;
કર્મતણો પથ કરવો ખોટો, માનીનું માન ઉતારૂંરે. ૫૦

કહોડ—કોડે કહોડ ગર્વે બોલ્યો, એ શું મંદમતિ બોલેરે;
વ્યાસંગ કરમતણુ તો કીધું, વારુણી પી શું વરોળેરે. ૫૧
ઇશ્વર તેહ અનીશ્વર જાણે, કર્મતણો પથ ખોળેરે;
સ્વર્ગ નરકની બારી એ છે, બ્રહ્મ જીવન શું ડોહળેરે. ૫૨
ધારેલાં જે કર્મો કરવાં, સમરથ હોયે સાચોરે;
તેણે કર્મો કદી ન તજવાં, ભજવાં આગમ વાંચોરે. ૫૩
સંન્યાસાશ્રમ અંધ બધિરને, શાસ્ત્રે વદિયો સાચોરે;
શૂન્યશિખર ચિબડી ગોઘે, ઘૂવડ ગુરૂ કરી કાચોરે. ૫૪
સહસ્ર વદનથી શેષ કદી કેહ, વાદ કરીને વદિયેરે;
શ્રુતિ સિદ્ધાંતે કર્મજ સાધ્યાં, બદીથી શું ડરિયેરે. ૫૫
જન્મતણી ઇચ્છા જાગી તે, જયના રવમાં જડિયેરે;
વાદ ભલે અધુના તો થાતો, જયને શિખરે ચડિયેરે. ૫૬
અધુના તું મુજ વાણી સુણશે, કેવી તે કઇ જાણેરે;
વાદી ગર્વરૂપી વન માહે, કૂર કુઠાર પિછાણેરે. ૫૭
તુજ મતરૂપી નવપલ્લવને, કાપે વાર ન આણેરે;
આગમ અનુસ્યૂત નિગમ વાણી, મારી આજ પ્રમાણેરે. ૫૮
કર્મતણો જો વાદજ કરવો, તો જુગતી શી કરવીરે;
મુજ મતનો જે વાદ કરે કો, તેની મંછા ભરવીરે. ૫૯
વણુ માગ્યે પણુ વાદ કરૂ હું, જાણે નાખ્યો હરવીરે;
કોઇ ન મળિયો આજ સુધીમા, વૈતરણી આ તરવીરે. ૬૦
પૂછો જે જે પૂછવા ધારો, આગમ નિગમની જે ગમરે;
રૂચે જે જે તે તે પૂછો, આશ મની સમનીય મરે. ૬૧
હાર્યો તે તો નિશ્ચય જાણો, આ દમનિ દમ નીદમરે;
બોલો, વાર ન, વેહલા થાઓ, આજ મનિ જમ નીજમરે. ૬૨
બંદી—બંદી વંદી ત્યારે બોલ્યો, અટક કરૂં હું દ્વિજવરરે;
જે હારે તે જળમાં ડૂબે, જ્યમ પશ્ચિમમાં દિનકરરે. ૬૩
ઉત્તરનો પ્રત્યુત્તર દેવો, આડી ટેડી નહિ ધરરે;
વાદ વિષે મુખ બંધ થતામાં, જળમાં ડૂબવું નિડરરે. ૬૪
સહુ શાસ્ત્ર ઋષિ સમ્યક જાણો, તો પ્રભુ સારીગમરે;
મૂરછનાની ચાલ બતાવો, ચડ ઉતર મમ વિષમરે. ૬૫

શ્રુતિ શું સમ્યક કહી બતાવો, સ્વર તે શું વદિયે સમરે;
ગ્રામતણા તો ભેદ બતાવો, નામ વદો જાણવી દમરે. ૬૬
વળી તેની ઉત્પત્તિ બતાવો, મૂરછના ગ્રામની વિધિરે;
મૂરછનાની સંખ્યા ભાખો, પ્રજ્ઞાવંતા ગુણનિધિરે. ૬૭
ગાયનશાસ્ત્રે ગમ જો હોયે, ઉત્તર દીજે વદું વિધિરે;
પ્રશ્નોત્તર વિણ અન્ય નકામી, ભૂસુર મળતી નવનિધિરે. ૬૮
કહોડ-સુણજે શાણા બંદી ઉત્તર, અનુક્રમથી વદું રૈવતરે;
પડજ ઋષભ ગાંધાર ગણો ત્રણ, મધ્યમ પચમ ધૈવતરે. ૬૯
સપ્તમ નિષાદ સ્વર સુહાગી, તેહતણું જે કૈવતરે;
સ્વરગતિ ચડ ઉતર બહુ માનો, મૂરછનાનું દૈવતરે. ૭૦
સ્વર આરભતણો જે અવયવ, ગાયકજન શ્રુતિ કેહતારે;
શ્રુતિ અનુગામી ધ્વનિરૂપી રવ, ચિત્ત ચતુરનું ગ્રેહતારે. ૭૧
સ્વરને નામે તે કેહવાયે, પોહચે ચિતના ચેતારે;
તે સ્વરનો જે સમૂહ કાહવે, ગ્રામ નામ સહુ દેતારે. ૭૨
ગ્રામતણા ત્રણ ભેદ ભલા છે, પડજ ગ્રામ સહુ પેહલોરે;
મધ્યમ ગ્રામ વદે જન બીજો, ગાંધાર ગ્રામ છે છેલ્લોરે. ૭૩
નામ હવે તેનાં ઉચ્ચારૂં, સુણજે બંદી વેહલોરે;
નંદ્યાવર્તજ જીમૂત બીજો, ત્રીજો સુભદ્ર સેહલોરે. ૭૪
ઉત્પત્તિ તેની પડજથકી છે, મધ્યમ ને ગાંધારરે;
એક ગ્રામ વિષે બંદીજન, સપ્ત મૂરછના ધારરે. ૭૫
એકવીશ ત્રણની તો થાયે, કેહતું હવે શું મારેરે;
પ્રશ્નોત્તર જો રહ્યા અધૂરા, તે તો વદવું તારેરે. ૭૬
એ માંહે મોટું નહિ મુનિવર, કેહ છોટું શે બોલ્યોરે;
મોટું તારૂં ખોટું થાશે, જળમાં જાણ ઝબોળ્યોરે. ૭૭
બંદી-વિધાકેરાં સ્થાનક વદિયે, દમથી નવ જાઉં ડોલ્યોરે;
કહોડ-તાપસ કેહ તારણીવત ચેષ્ટા, તોલ ન જાયે તોલ્યોરે. ૭૮
સરસ્વતીનાં સ્થાનક સુણિયે, જનકવિદેહ વર શૂરરે;
ન્યાય પુરાણ મીમાંસા શિક્ષા, ધર્મશાસ્ત્ર વદું ભરપૂરરે. ૭૯
કલ્પ નિરૂક્ત છંદ વ્યાકરણ, જ્યોતિષ ઋગ્વેદ યજુરરે;
સામ નિગમ ને અથર્વ કહિયે, સ્થાનક ચતુરદશ પુરરે. ૮૦

ભારતીકેરા સ્થાનક સાચા, ધર્મતણા તો તેવારે,
મહર્ષિઓએ ભાખ્યા શાસ્ત્રે, વદિયા વરમતિ જેવારે. ૮૧
તેવા તો તુજને સુણાવ્યા, પ્રશ્ન કરો વળી કેવારે,
મગ્ન થઇ મુનિવર તો બોલ્યા, કથ્યા વચન કઇ એવારે. ૮૨
બંદી–ષટ્ ચક્ર તમો તાપસ ભાખો, વળી શુ થાયે તેણેરે,
હુ સમજુ સમ તો વદિયે મુનિ, તન મન રીઝે જેણેરે ૮૩
શ્રીચક્રતણી આકૃતિ કથીએ, મહિમા વદિયે કેણેરે,
ઉત્તર એ દીજે ઝટપટ મુનિ, દાન દર્શાવો દેણેરે. ૮૪
કહોડ–સ્વાધિષ્ઠાન અભિધાન, ચક્રમા આરાધન તો થાયેરે,
મણિપૂરકમા નરમણિ માને, ઉપાસના ગુણ ગાયેરે. ૮૫
અનાહત ચક્રમા ભજન ભયેરૂ, કરતા ફૂકુ જાયેરે,
વિશુદ્ધિ ચક્રમા દેવી સેવે, તે ખત્તા નવ ખાયેરે. ૮૬
આજ્ઞાચક્ર વિષે વર સ્થાનક, સ્વર્ગાદિકનુ મળતુરે,
મેં ષટ ચક્રનુ સરવે ભાખ્યુ, શ્રીચક્રતણુ તો કળતુરે. ૮૭
સપ્તમ ચક્ર નામ શ્રી જેનુ, મુનિવર વદતા વળતુરે,
આકૃતિ આદિક વર્ણું તેની, સાભળિયે સહુ મળતુરે. ૮૮
પ્રથમે બિંદુ ત્રિકોણ પછીથી, અષ્ટકોણ પછી જાણોરે,
દશ કોણ પછી દશ વળીચતુર્દશ,અષ્ટદશ ષોડશ તાણોરે. ૮૯
ત્રણ વૃત્ત તથા ત્રણ ભૂપુટ, એ વિધ શ્રીચક્ર વખાણોરે,
પ્રશ્નતણા પ્રતિ ઉત્તર કીધા, વળી મનમા શુ આણોરે. ૯૦
કવિ–એવે દિનકર કર તો નાખે, રાખે નહિ સુખ કોનુરે,
લોભી જાણે જઇને લઇએ, પશ્ચિમમાથી સોનુરે. ૯૧
તે સોનુ શુ સમુદ્ર લેતો, રત્નાકરે કેહ ગોનુરે,
દિનના પક્ષી દુ ખી અતિશે, કથુ શુ કોકનુ રોણુરે. ૯૨
વર શય્યામા ભોજનવિધિ પછી, કોહડ મુનિ તો સતારે,
વાસર બીજે વઢિયા ઊઠી, શુ ને માહી વગૂતારે. ૯૩
ના ના એમ ન થાય કદાપિ, કર્મગતી તો હુતારે,
પ્રાતર થાતા આવ્યા પોતે, વાદ વિષે તો ઝઝૂતારે ૯૪

છંદ.

બંદી–બંદી સાહી કહોડને વળી પૂછે, પ્રશ્નો ઘણા તે ઘડી,
તે સર્વ વદતા ન વાર કરૂ જુ, જેવી મનીષા જડી,

પૂછે છે ગરભિત પ્રશ્ન મુનિને, કોહ કોશ તે શું હશે,
સંખ્યા તેતણી તો કયો, મુનીશ જે, મારે મને શું વસે. ૯૫
પાંચે કોશ કહ્યા આગમ વિષે, તેનાં પ્રમાણો કહો,
આત્મા છે વર કોશ કે નહિ મુની, તેને જણાવી રહો;
બ્રહ્માએ કરી એકતા શિવતણી, એ રીતિ નીતિ વદો,
તો જાણું હું જરૂર ભૂસુરમણિ, વાકયો વિષે જે મદો. ૯૬
કહોડ–જો જે સ્થૂળ શરીર અન્નમય છે, આત્મા નથી સર્વદા,
તેનું કારણ એજ કે ગૃહ જશા, કાર્યે વસે છે સદા;
આત્માનંદ ન છીવ કોશ જરિયે, તેનાં ઘણાં કારણે,
તેમાંથી વદું એક જે જડપણું, ત્રાસે વમે તારણે. ૯૭
ત્રીજો કોશ હવે મનોમય ભણું, આત્મા નથી સિદ્ધ એ,
તેનું કારણ કે વિકાર રૂપ છે, ધાન્યાદિની નિધિ એ;
ચોથો કોશ ન આત્મ બંદી વરણું, વિજ્ઞાનમે નામ છે,
ખાયે કાળ ઘટાદિકે, વસી રહી, તે પેર વિશ્રામ છે. ૯૮
આનંદે અવિધારી આજ હવિ હું, આનંદના કોશમાં,
તે કેહતાં નવ વાર તો કરૂં કરી, થાશે સુણી શોધના;
છે એ કારણરૂપ દેહ, નથી એ આત્મારૂપે જાણજો,
થાયે છે પરતીત કોઇક વરાં, આકાશ શો માનજો. ૯૯
ભાખ્યા કોશ અમે ઘણા ગુણયકી, બાકી ન રાખી જરી,
નામો તેહતણાં ગણ્યાં ગુણવડે, વાણી વિલાસે કરી;
આત્મારૂપ નહીં અનાત્મ સહુ છે, વેદાંત માંહે કથ્યું,
યુક્તિ કે અનુમાનરૂપ ધરીને, વારિ વળોવી મથ્યું. ૧૦૦
જો હાવે વિધિનો બતાવું તુજને, નિર્ણે મહાતત્વમાં,
વેદાંતે વદિયું વહાલ કરીને, જાણો રૂડા સત્વમાં;
અદ્વૈતો સહુ અર્થ ગર્થ અહી કેહ, તે તો જણાવું તને,
જે રૂચે અધિકારીને નહિ અમો, તે તો બતાવું કને. ૧૦૧
જે હું આ સુશરીરમાં પ્રકટું છું, ત્વષ્ટા વિષે તે રહે,
જે ત્યાં સૂરજ મંડળે પ્રકટિયો, તે બ્રહ્મ હું છું કહે;
એ રીતે વ્યતિહાર તો મુનિ કરી, કેહતા ફરે છે બધે,
જાણે ના જડ કામળી થઇ પડે, વારિવડે જે વધે. ૧૦૨

બંદી–એ પ્રશ્નોત્તર માહરા થઇ ગયા, હાવે ન બાકી કશી,
બદી કેહ તપસી હવે લપસીને, જાઓ જળે તો વશી;
એવો પ્રશ્ન કરૂ અમો મતિવરા, જ્યાંથી ન જાઓ ચશી,
પ્રત્યક્ષ શ્રુતિથી કહો વરમતિ, વાણી ન જાયે રશી. ૧૦૩
માન્યો છે મતભેદ તો શ્રુતિ વિષે, કેહ છે અભેદ સઊ શ્રુતિ,
તે શુ સત્ય હશે કહોડ કહી દો, જો પામવી છે નુતિ;
કહોડ–સુજાતાપતિ તો વદે મદ ભર્યો, એમાં શું પૂછ્યુ વડું
એને હું અનુમાન રૂપથકી તો, પૂરો પ્રતીતે પડું. ૧૦૪
જો આ પક્ષ કરૂ અમો જીવ શિવે, છે ભિન્ન એવી વકી,
એનુ કારણ કે અસર્વજ્ઞજ છે, હેતુ અમારો નકી;
જે વ્યાપ્તિ અસર્વ જે થઇ રહ્યો, તે બ્રહ્મથી ભિન્ન છે,
દૃષ્ટાંતે ઘટ છે તશો સમજી લે, જે બ્રહ્મથી છિન્ન છે. ૧૦૫
બંદી–ભૂદેવા અનુમાનથી સત કરો, કે વાસ્તવિકે કરો,
કે કલ્પિત ગણો તમે મનથકી, શો ભેદ ચિત્તે ધરો;
રે જો વાસ્તવિકે સુસત્ય કરવા, ધારો તમે ભેદને,
તો દૃષ્ટાંતરૂપે ઘડાથકી અમે, વેદે કરૂ છેદને. ૧૦૬
ના માનું શિવથીજ ભિન્ન જીવને, દૃષ્ટાંત જાયે વહ્યું,
જો કલ્પિતપણે સુસિદ્ધ કરતા, તો તે અમે છે કહ્યું;
બ્રહ્મજ્ઞાનથકી જીવે વસી રહ્યો, જે બાધ તે સાધના,
છે સિદ્ધિ કરવા અમારી મનમા, જેને કશો બાધ ના. ૧૦૭
બ્રહ્મજ્ઞાનથકી જીવે વસી રહ્યો, કે શુદ્ધ બ્રહ્મે રહ્યો,
બેમાં ભેદ વસે કયહાં મુનિવરા, તે જો જાણો તે કહો,
તો તે હું તમને કરી ખરૂ કહુ, જો પક્ષ પેહલો ધરો,
તો તે ઇષ્ટ વસે મતે અમતણે, દોષિત પોતે ઠરો. ૧૦૮
બીજો પક્ષ ધરો તમે ચિત્ત વિષે, તો તેહનો તોડ છે,
શુદ્ધ બ્રહ્મ વિષે ન ભેદ વસી જેહ, જ્ઞાને ગ્રહો ખોડ છે,
કહોડ–ત્યારે ત્યાં વળતો વદે મુનિમહા, શ્રુતિ વિષે સિદ્ધ છે,
બદી–બદી કેહ અટકાવીને મુનિવરા, શાસ્ત્રે નવે નિષેધ છે. ૧૦૯
તોપે કોઇ અનુમાનથી નવ તમે, સ્થાપી શકો તે જરા,
હાર્યા છો અનુમાનમાં મુનિ તમે, જોશો નવ જી આ ધરા;

હાવે હું કરૂં એક પ્રશ્ન તમને, બીજો ન કેહવો પડે,
વેદે કર્મ કહ્યું વળી તજ્જે, એ તે ખરૂં શે અડે ? ૧૧૦
એ બન્ને જનવાયકા ખરી કરો,તવ સૌ શાસ્ત્રો વિરોધી ઠરે,
જો ખોટાં હ્રુય તો ભણો મુનિ મહા, શાસ્ત્રો નકામાં પડે;
કેહેશો એક ખરૂં તદા નિગમ તો, બીજો નકામો થશે,
આપો ઉત્તર વાર શી કરી રહ્યા, આ દેહ ડૂબી જશે. ૧૧૧
વિચારે વળી ને વળી મુનિ મહા, એવે ઉઠયો બંદી તો,
સાહી હસ્ત તડાગમાં શિવ ભણી, નાખ્યા ઋષિ વદી તો;
એવે શબ્દ થયો ઘટે નહિ તને, રાજા વિદેહી અશું,
આશા બ્રાહ્મણનેજ લક્ષ્મીતણી છે, તેં તો હર્યાં રે અસુ. ૧૧૨

ઢાળ.

આવ્યો ધન કાજે મુનિ આજે, તેને તે શુ માર્યાજી,
ઉદ્દાલક ઋષિનો જામાતા, જેણે ભવજળ તાર્યા–ધિકધિક વિદેહીજી.
જ્ઞાની માની ધ્યાની બનિયો, તેહ વિચાર ન ધાર્યાજી,
વિધવાપણું પુત્રીને આપી, ગુરૂ હૃદયાગત શાર્યા–ધિકધિક૦
બ્રાહ્મણકેરો તાપ નિવારી, ધન આપ્યું મન માન્યુંજી,
આરતનાદ સુણ્યો ન અતિરો, રાખ્યું જ્યમ ત્યમ છાનું–ધિકધિક૦
એવે દ્વિજ બે મળવા આવ્યા, કે કાઢયું ઝટ બાહનુંજી,
નીકળતામાં અશુભજ જાણ્યું, ન કર્યું શે પ્રસ્થાનું ?–ધિકધિક૦
આવેલા બે દ્વિજવર બોલ્યા, અંગીરસ ઇમ કાહવેજી,
ભલ્લૂક અહીં ઉપદ્રવ કરતા, વિઘ્ન ઋષિ ઉપજાવે–મુનિને રક્ષોજી.
જનકવિદેહીને કાહવ્યું ઋષિએ, કોહ કે વેહલા આવેજી,
જનકનૃપતિ કેહ આવું વેગે, મુનિ દુઃખ મન નવ ભાવે–સાચું માનોજી.
આ સેવક મુનિ સાથે આવે, તેથી સરશે અર્થજી,
તાપસ અર્થ ન થાયે એથી. તો આવું હું સમર્થ–સાચું૦
એમ વદીને બન્ને કીધાં, વિઘ્ન વડેરાં વ્યર્થજી,
પેલા દ્વિજવર વાટે ચાલ્યા, ગાંઠે બાંધી ગર્થ–માચું૦
પુરનારી પોકાર કરે છે, ધિઃકારે છે ધનનેજી,
ધનથી વાહલું કોઇ નહીં શું, કોઇ ન પૂછે જનને–રાજન રડોજી.

માહે મનહર મુનિ મૂક ચાલ્યા, કેનું કોણે મનનેજી,
આપણ ને એ મરવે સરખાં, શેણે સેવ્યું વનને-રાજન૦
યુધિષ્ઠિર પૂછે લોમશને, આડકથા એ કેવીજી,
બ્રાહ્મણને ધન આપ્યુ શાથી, જણવો જુક્તિ જેવી-મુનિમર્મ ભાંગોજી.
મૂઢમતિ મુનિવર, શુ સમજે, સ્પષ્ટ કથા કરી કેહવીજી,
વળતા વદતા વાડવ વેજે, આખ્યાયિકા એવી-મુનિ૦
કહે કહોડ ધરીને જ્યારે, જનકપુરીમાં જાતોજી,
સુજાતા જનની ભણી જાતી, મળીને કરતી વાતો-રાજન સુણજેજી.
જમાતા તારો તો માડી, જોને મુજને વાહતોજી,
આ આવું છુ કહીને પળિયો, દિન ગયા બે ત્યાં તો-રાજન૦
હાવાં અસુ નહિ રાખું માડી, નિશ્ચય ભાખુ તમનેજી,
વાદી થઇ માતા કેહ વળિયો, જણવ્યુ શે નહિ અમને-રાજન૦
બદી વદી બૂરાડે ત્યા, લૂબ્ધાઇ શું ધનનેજી,
મૂઢમતિ છતી નહિ જાણે, લોભી તારા મનને-રાજન૦
એમ વદી ગઇ પતિની પાસે, દોડી દોડી દોટેજી,
જમાતા જળમાં તો ડૂબ્યો, ભામિની ભુમિ લોટે-રાજન૦
ઉદ્દાલક કેહ જનકપુરે શુ, વાદે વળગ્યો ખોટેજી,
ત્રાહી ત્રાહી વદી શિષ્ય પધાવ્યા, થયો કુલાહલ મોટે-રાજન૦
યુધિષ્ઠિર સુણ મુનિ સરવે જાણે, વાત હતી વિખ્યાતીજી,
તેથી ઝટપટ જાણી લીધી, સુજાતા દુખી થાતી-રાજન૦
તે વિચારથી જનક નિકટથી, ધન લઇ કેહતા ધાતીજી,
તો પણ તે નિંદાતા આવ્યા, વદતા કૂડી ખ્યાતિ-રાજન૦
ધનલોભ વિષે મુનિ ધિ ક પડો, આ ધન જનકે આપ્યુંજી,
કહોડ તો કહોડતણા ત્યા પૂર્યા, હૃદય સહુનુ કાપ્યું-રાજન૦
શોકાર્ણવમા સરવે ડૂબ્યાં, ભૂલ્યાં તેથી શાપ્યુજી,
મૂઢમતિ મારી શુ ભાખે, માન કવિએ માપ્યુ-રાજન૦

વલણ.

કવિ કોવિદે માન માપ્યુ, જ્ઞાન ગૂઢ જેમાં વસ્યુરે,
દુર્બુદ્ધિ દિન હીન જન, પ્રેમાનંદ જાણે કશુરે.

### કડવું ૧૦ મું-છંદ.

હર ગયા હઠથી તપ કારણે, સતી સુપુત્ર સહ રહી ધારણે;
ઋણુવતી તણી બારનીનંદિની,ધવ સતી વીસરી સુતવંદિની. ૧

### રાગ સામેરીની દેશી ફેર.

વિસરી વેગે વાહલાને, વનિતા વિસરી બાળાને;
જેમ ગત શોચ ન શાણાને, દુઃખ ન ઉપજે કાણાને. ૨
ઉપજે નિપજે શાંતિ ધરે, મરૂ કેહતા તે કો ન મરે;
ચાર દિવસ ચટકુ લાગે, મારૂં તારૂં વળી જાગે. ૩
તેવું ચાર દિવસ ચટકુ, લાગ્યાથી કેહ જીવ પટકું;
ઉંધે શીર્ષ જઇ લટકુ, ફટ ફટ પ્રાણ ન ગે ફટકુ. ૪
પતિ પાખે જીવી શુંય કરૂ, વર રૂપે ચિતાગ્નિય વરૂ,
પાહડે ચઢીને જનની હું મરૂ, હા પ્રિય કરમાં શુંય ધરૂ. ૫
દુઃખિત કેહ તુ શેય ડરૂ, મરવાથી શુ કાર્ય સર્યું;
કોઇ કેહ મમ પુત્ર મુઓ, પતિને બેશી શુંય રૂઓ. ૬
કોઇ કેહ વાંઝણી મૂકી, બાળાપણુમાં ચતુરા ચૂકી;
કોઇ કેહ જનની જાતાં, રે બેહની ઘણું અટવાતાં. ૭
બાપ મુઓ કેહતી બાઇ, દુખ શાં શાં વદિયે ગાઇ;
ઘટમાળા પટશાળા જોઇ, આવે જાવે સંશેય ખોઇ. ૮
મરીચિકા જળથી મૃગ મરે, શાણાં સમજશું એવી ધરે;
વાહોલિયાં વાયે સૌ વાતે, જીવયણી ગયા તે તો જાતે ૯
બોલ ઉથાપે તારણી, ઘેલી પીધી શી વારૂણી;
કડે પાશ કરીને મરૂં, નવતર જીવતર શું હું ધરૂં. ૧૦
તર્ન તડાગ વિષે હું પડુ, કે સતી થઇ નૃપતિ શું વડું;
ભરતાર વિના જીવી શું કરૂં, આહા! જનની શે ઉદર ભરૂં. ૧૧
જળમાં ધણી ધનકાજે, ગયા તો શોધી લાવું આજે;
ત્રાહિ ત્રાહિ વિલાપ કરે છે, શિર કૂટે કર જનની ધરે છે. ૧૨
અંગ અનુપમ ગળતું ઘણું, ઘટતું નવ પતિ નિરદયપણું;
ધન કાજે ધણી પ્રેર્યા મે તો, વાલમ ના આવ્યા હેર્યા મે તો. ૧૩
કુચફળ ભુજબળ માગે છે, અશ્રુ અપારજ લાગે છે;
વેણી તોઆ દુખકેણી રહી છે, વાસુકી વળગ્યો વેણી નહી છે. ૧૪

વિરહવન્હિ મૃગનેણી રડે છે, માનિની મોહે કેણી ચડે છે;
પતિ વિણુ ભરપુર રેણી છે, રાણી નકામી કેહણી છે. ૧૫
પિયર બાપડી એની છે, ઓથ હવે શી એની છે;
શલ્યારૂપી તે શાણી છે, નાથ નમેરાની કાહણી છે. ૧૬
શું નવરની નિશાની છે, કે ગૌરવ ગૂમાની છે;
હઠીલી જાત પિછાણી છે, કર્મ ફૂટયાની ઇંધાણી છે. ૧૭
ખાંતથી ખરી ખરાબી છે, મનસા શી રીત દાબી છે;
શું વનકેલી મેલી છે, જમપુરમાં રંગ રેલી છે. ૧૮
પ્રભુ દુખિયારી સાહેલી છે, આજ સંકટની આ હેલી છે,
કે કરડાગી તો છેલ્લી છે, વેળા વહી આ વેહલી છે. ૧૯
ઓધાને પ્રભુ પીડા વમી છે, નાથ નકામી ક્રીડા કરી છે;
ભીડા ધાલ્યે ભીડા છે, નાથ ન જાણું આ મીઠા છે. ૨૦
મરવા પછી તો માઠુ છે, ખડિતમાં શુ ખાટયું છે;
જ્ઞાન તમારૂં ગાઠયું છે, નારાયણપણું નાઠું છે. ૨૧
મોત અમારૂં કેશે વસ્યું છે, સુખ સર્વે ગેવે ધસ્યું છે;
ઘટિકા એ ત્રણ શેષે છે, આજે વાત વિશેષે છે. ૨૨
મૌક્તિક જેવાં આંસૂ છે, તમ વિણુ જીવતર ફાંસૂ છે;
રદ રસના વિચ હંમા છે, પતિ મોટી સ્ત્રીહિંસા છે. ૨૩
પ્રાણપતિ હું ઘેહલી છું, વાટે વળો જોઉં વેહલી છું;
સાથે વસવા સર્જેલી છું, અબળા પણ અલબેલી છું. ૨૪
કેશ ઇમ વહી છોડું હું, કર્મ અમારૂ ફોડું છું;
આ ભવ બધન તોડું છું, પ્રભુજી કર તમને જોડું છુ. ૨૫
કેશ વછોડી કાંસ કરી, કંઠે પાશ ધરી હું મરી;
જનનીથી ઝાલી નવ રહી, જાણે નિશ્ચય જમપુર ગઇ. ૨૬
ગોરાણી ગાભરી થઈ છે, પોકારે પરમેશ્વરી તહીં તે,
હા ! હા ! રે ! રે ! ધાઓ કો, પુત્રી મરતી બચાવો કો. ૨૭
કેશતણે પાશે જીવ દે, વારે વારે શિવ શિવ કેહ;
કોલાહલ બહુ થયો છે ત્યાં, નાહે મુનિવર મહ જ્યાં. ૨૮
રૂડા ભુડા રવ આચે, સુણીને કોઇ નવ રાચે;
સો પચાશે લેખુ ક્શુ, જ્યાં ત્યાથી જન આવી વશું. ૨૯

ઉદ્દાલક મુનિ આવ્યા ધ્યાને, લાવ્યા પુસ્તક કરે સાહીને;
શું છે શું છે વદતા તે, આ તે શી ઉનમદતા જે. ૩૦
શાણપણું કંઇ રાખો રે, કલિવત ચેષ્ટા દુર નાખો રે;
નારી કેહ નવ રેહતી આ, હું મરૂં હું મરૂં કેહતી આ. ૩૧
સ્વામી પુઠે મરવા લાગી સહી, દીન દશાએ વિસરે નહીં;
ત્યારે તેડ્યા મુનિવર અમો, આવ્યા જેથી જાણી તમો. ૩૨
વનિતા ચારૂ તમે એ કીધું, દુખ સેવાથી શું સીધ્યું;
વ્યર્થ થયું વર હુંકાવ્યો, દોડીને દડબડ આવ્યો. ૩૩
જન મળિયા કાઢ્યા જે જે, રાખ્યા શાણા નહિ તે તે;
ગયા પુત્રિ પાસે પછે ચાલી, શુદ્ધિમાં આણી ત્યાં કર ઝાલી. ૩૪
શાં ગાંડાં કાઢે છે ઘેલી, શીખી વિદ્યા વીસરી પેહલી;
શું હતું ને ગયું શું બાળી, ચિત્ત વિષે જો સંભાળી. ૩૫
પાંચે ભૂતે વપુ જાણો, વારિ જળ લીધું પીછાણી;
આત્મા પરમાત્મા પૂરો, જે છે શાંતિમાં શૂરો. ૩૬
તે થાય ન વાહલી ચૂરો, પ્રાણપતિ છે ભરપૂરો;
રે અઘટ વિચાર અધૂરો, નવ કરવો મોહ મધૂરો. ૩૭
ઉપજાવે દુઃખ આવ્યેથી, રૂપ બાસે નવ જાવેથી;
એવું અસત સત શું માને, તજ તજ તનથી તૃષ્ણાને. ૩૮
તજ સ્વપ્નતણો સંબંધ, થઈ જાગ્રત લાગો ધંધ;
અંધ રીઝે જોઇ અંધ, છુટાય કરમથી બંધ. ૩૯
તોય વદે સુખી સારા, જાણો જશવની નિરધારા;
નાવે નર આવીને બેસે, પુર પોળે ધસી ધસી પેસે. ૪૦
તેવો મેળો છે ઇહા તો, કાળ સમીર સુસવી વાહતો;
વાયે સીધો તો તો સારૂં, પાર ઉતારે અવિધારૂં. ૪૧
ભવનિધિમાં વાંકો વાહતાં, વાહણો ખડકે ઝીંકાતાં;
જેની અવધી જ્યાં થાતી, દોરી તૂટી ત્યારે જાતી. ૪૨
ભગભગતા પાણી પૂરે, રૂએ દામોદર દૂરે;
તેને ઝાલી કોય ન રાખે, મારો મારો કેહ લાખે. ૪૩
ગયું તે ગયું કયમ જાણ્યું, હતું શું ને થયું શું રાણું?
ગોરાણી કેહ મહુ ખોટું, ગયું તે તો ગયું મોટું. ૪૪

જે જે જોઇએ છે આ આંખે, તે તે ખોટું જીવ ન ઝાંખે;
કાને સુખનો સ્વર સૂણી, ખાંતે ખોટું કેહ અગુણી. ૪૫
મારી મીઠડી રે માડી, કાઢે દુખ અંબાની આડી;
ચૂડા ચાલાનું સર્વે, સુખ ગયું ગોરી અપવર્ગે. ૪૬
ભાખી એમ રડે રામા, ધડપછાડ મારે ઉધામા;
કેહતી ખોટું રો ભાખો, મસ વદી રડતી રાખો. ૪૭
ઉદ્દાલક કેહ ઘેહલી છુ, એનાથી વધુ મેલી છું;
આંખે મૃગ મૃગજળ જોઈ, મઢ રહેતાં નહિ રોઈ? ૪૮
આંખે જોઈ શે ભુલે છે, થઈ દીનહીન રો ફુલે છે;
દોડી દોડી દમ માંહી, ખૂવે જીવ જરૂરે સાંહી. ૪૯
એનો ઉત્તર શો દીજે, મોટુ ખોટુ કેહ ખીજે;
કાને સુણો છો ચારૂ, તેનુ કારણ હૃદે વિચારૂ. ૫૦
વેણુમાં વાયુ પેમે છે, થાય મધુર રવ ઉજેમે છે;
શ્રવણે સુણતાં તે સર્વે, મૃગગણ આવે નવ ધર્વે. ૫૧
નાદ નકામો ઝટ થાયે, વાંસે વાંસ સળગી જાયે;
કાને રવ સુણ્યો જ્યાંહી, બીજે દિન ખાખજ ત્યાંહી. ૫૨
શું વાયુ ગયો તે ગોરી, તુજવત મૂઢ નથી કઈ છોરી;
વળી બીજું સત હુ ભાખુ, એમાં સુખ કોનું ન રાખુ. ૫૩
તુને ન કેવું અસત્ મારે, સત્યારથ મન વિચારે;
જનકવિદેહી નૃપ જાણો, જે નિગમ શુદ્ધ વિખાણો. ૫૪
તે શું વાડવ નાશ વિચારે ? શાણી મમજ તુ આ વારે;
દૌહિત્રવડે રે દુહિતા, થાશો સુખી દુઃખજિતા. ૫૫
સુણી આશિર્વાદ પિતાનો, જોઇ અત્યાગ્રહ માતાનો,
શોક તજી અશોકા થાતી, ત્રિ ઉપોષણ તજીને ખાતી. ૫૬
વીતતા દિન બહુ ઇમ ચાલ્યા, અષ્ટાવક્ર ઉદરે માહલ્યા;
પુત્ર સુખે રાજી થઇ બાળા, બાળા શા તેને દકાળા. ૫૭
કથતણો પયજ ભૂલી, ચપક ફુલશી કળી ફૂલી,
મન પુત્ર જોવામા લાગ્યુ, વેહમ વડે કાર્ય ન સાધ્યું. ૫૮
વળી થાતો આનંદ ઉણો, દૂમો દુખ દેતો દૂણો;
ધવ ધવ કરતો પતિ આવે, શુ સુખ ઘડી કેશવ લાવે. ૫૯

એમ વદી વિલપે બાળી, નાખે મસવાડા ઝટ ટાળી;
વળી વિરહ વીમરે જાગે, નવ આવે રતિ અનુરાગે.
નવ માસે પ્રસવ નવ હવો, વામા કરતી વર અનુભવો;
મતવાદી કપે મનમાં, તાપ તરૂણીથી તનમાં. ૬૧
મવિતા ઘૃવડ લહિ ન શકે, કેવો છે તે કહી ન શકે;
ચક્ષુ ચકચકની તો કાહવે, અધારી આંખે આવે. ૬૨
સૂરજ સન્મુખ તો કપે, અધારે જઇને જપે;
તેવી ગતિ મતવાદીની, છે દ્વૈતગતિ પ્રમાદિની. ૬૩
મૂરતિ કરજોડીને રેહ છે, આગમ કર ઓડીને રેહ છે,
નિગમની ગમ નહિ જ્યા સુધી, વિપરિત મતિ તો ત્યાં સુધી. ૬૪
થાય અભાવા કેમ કહું, સાગરથી જળ ચચુ ગ્રહું;
મતવાદી માટી પ્રિય થઇ, દ્વૈત પદારથની ગતિ ગઈ. ૬૫
માટીમાં માટી મળી રહે, એની વિરલાં પ્રીતિ ન લહે;
માટીને માથે શુ હશે, વિજ્ઞાની વાણી વિલસે. ૬૬
મતિમત મદ ગતિ શી થઈ, અળગી આળસથી ન રહી;
તેજોમય હતી તારૂણી, રક્તરૂપા થઇ વારૂણી. ૬૭
વળી પ્રક્ષેપકતા નહીં પ્રકટી, રે ચતુરા મૂકી ચટપટકી;
સુમન સરોજથકી ચપે, હાંફે નિશદિન તે ન જંપે. ૬૮
થોડું ખાય ગુરૂ પણુ તજે, લોક કહે સતી સ્વામી ભજે;
દીહદ પીડે સ્વામીથકે, અવળામાં સવળું શું ટકે. ૬૯
ભ્રમિત મન પુરૂપ જયમ ભમે, ત્સમ વૃત્તિ નવ સતીની શમે;
કો આંવે માશી મામી થઈ, કેહ ઘેલી ગોરી સુકઈ ગઈ. ૭૦
એવી પતિની પીડા છે, કથ વિના શી ક્રીડા છે;
ગયું પાછું તે નવ આવે, બ્રહ્માદિક તેને ન લાવે. ૭૧
અટવાયે છે શાથી તુંય, મારી મીરી માથે હુય;
જગધાં ટાંડો જદપિ જણ્યા, દીહદ દુઃખ મનથી નવ વણ્યાં. ૭૨
સતી પતિને વીમરી દુખમાં, ભામિની ભાવ તજે ભૂખમાં
એમ દિન ગત કરી દયિતા, સતી રાતે અભયભીતા. ૭૩
શય્યા આરોહણુ માંહે, પરિહાસે સતી દુખી ત્યાંહે;
વાદ વિષે વદવા પૂરી, વાદી જીતવે બહુ શૂરી. ૭૪

નિવાસ ક્રીડા ભુલી ગઈ, વેરાગણુ તો પૂરી થઈ રહી,
પ્રાતકાળ થયો જ્યારે, ઉચ્ચસ્થાન સૂરજ ત્યારે. ૭૫
ભૌમ શનિ સહુ છે તેવા, કેંદ્રસ્થાન ગુરૂ વર એવા,
પૂર્ણિમા પૂરી થાતે, અષ્ટાવક્ર ઉદરમા અકલાતે ૭૬
પ્રસવ્યો સુજાતા સુપુત્ર, કહોડનુ વસાવ્યુ વરસુત,
થાળી ઠોકી ભય ભાગ્યો, ઉદ્દાલક મુનિ અનુરાગ્યો. ૭૭
વાઇ જાતકરમ વિધિ કીધી, નવનિધિ દ્વિજજનને દીધી,
શોક અશોક સજે સર્વે, નદી મળતી પતિ વિણ પર્વે. ૭૮
દ્વૈતતણા વાદી ડુબ્યા, અદ્વૈત પારથ લુબ્ધા,
મત સર્વ વિષે વળિયુ મીઠુ, અદ્વૈતરૂપ થયુ રીઠુ. ૭૯
શાપથકી શાપત જો છે, ઢાંક્યો પણ અગ્નિ તો છે,
તત્વમસિ તાણીને કેહ, ઇમ રડતા છાનો ના રેહ. ૮૦
ગોરી ગુણ ગાય અતિ ઘણા, સુખ વિષે ત્યા શાની મણા,
આઠ જગાથી પુત્ર છે વાંકો, માતાને મન તેનો છે ફાંકો. ૮૧
મમ ભાઈ બહુ રૂપાળો, કાગો પણ મુજનો બાળો,
વેદ ભણી એ આવ્યો છે, સુખડા સાથે લાવ્યો છે ૮૨
શુ વર્ણું જુગ જોડી એની છે, મૂર્તિ એ જોવા જેવી છે,
તે પ્રિય પતિને ભૂલી છે, સુત સુખ જોઇને ફુલી છે. ૮૩
રે મનસા એની ગાવી, વેરાગીને નવ જે ગાવી,
ઝોળીમા પુત્ર રૂવા લાગ્યો, ચિંતા ધરતી શુ ભાઇ જાગ્યો ? ૮૪
બેસો બેસો કેહ ભાઈ, વદન દુખી ગુણવા ગાઇ,
ચાવો શીખવે ચતુરાઇ, બાજે મરચા ને રાઇ. ૮૫
વાંકી ચાલે ચાલો ના, વાકુ વાકુ બોલો ના,
કામની કેહ મુજ કાસો ના, કુટેવો શે ટાળો ના. ૮૬
પચ વર્ષ ઇમ વિત્યા ત્યાય, જ્ઞાન ઘણેરૂ ઉપજ્યુ જ્યાય,
તે વરણન કરી શુ કહિયે, ગુણ ગાતા થાકી જઇએ. ૮૭

વલણ.

થાકી જઇએ ગુણગણ ગણતા, રમના એકની એક રે,
વિજ્ઞાને જ્ઞાન ગાજ્યુ, એકવા પ્રેમ વિવેક રે. ૮૮

### કડવું ૧૧ મું-છંદ.

માર્યો રામે દ્વિજવર ભલો, શ્રી હર્યાંથી રૂપાળો,
કીર્તિકન્યા નવ વરી કદી, જે વર્યો કુશ કાલો;
તોયે તેને ક્ષમગુણ ધરી, શ્રીહરિએ ઉગાર્યો,
પોતાકેરૂં અગુણી ગુણી કેહ, તાપ સંતાપ તાર્યો. ૧

### રાગ ગોડીની ચાલ લેહેકણી.

પોતાપણું વસતુ સરવે માંહી, માનવ દાનવ દેવ વિષેરે,
આ મારૂં છે આ એનું છે, વદવી વાણી મૃષા મિષેરે;
જે જેવું તે તેનુ જાણો, મીઠાં મુખ કરશે ફાંસુરે,
કષ્ટ ધરે અતિ નષ્ટ થવાને, પરકાજે લાવે આંસુરે. ૨
જન બીજા કાજે મરવા ધારે, મરવા જારે એ સાચુ,
જનક ન હોય કદાપિ કોઇને, કેહ બીજે જોઈ રાચુ;
જો એને માથે બિરાજું હુ, તો એને શુ છે કાચું,
પણ એ સર્વે ક્યારે ચાલે કે, બાળે નહિ પોતે ડાચુ. ૩
રે આવી ભૂલ્યો અવનિમાંહી, કેહશો કરતા અજ્ઞાની,
પણ મત મારે પોતાપણું ધારે, વિજ્ઞાની કે છે માહ જ્ઞાની;
તવ કોઈ કેહ એ સર્વે જૂઠું, ભૂલે ભૂસુર માહ માની,
નવ એમ બને કદી સાચે સાચું, ધ્યાનકરી ચૂકે ધ્યાની. ૪
શ્રી પ્રભુ જે પોતે સમ્યક્ શકર, બ્રહ્મા ભૂલ્યા એવામાં,
ભક્તો મૂકી ભટકયા છે ભવમાં, લાગી લગની સેવામાં;
શું છિદ્રો તેવાકેરાં કેહવાં, ઠરૂં નિંદક જન દેવામાં,
મન માંહે જાણો નિશ્ચે સહુ જન, વેચાયે મક્ષી મેવામાં. ૫
ત્યારે કેહ કોઇ એ તો મોટા, તેની વાતો કયમ કીજે,
મોટા જ્યાં જાયે ત્યાંનતું પણ, કૃત્ય કરયે જનમ ન સીજે;
ભગવાને ભૂસુર ભૃગુપતિકેરી, જો લાતજ ખાધી રીજે,
ભવ વિષ પીયૂષ કરીને પીતા, બીજાને કેહવું તું પીજે. ૬
જો વિધિએ શ્વાસ વિશેથી સૂકર, નિપાવ્યા સર્વે જાણ્યા,
બ્રાહ્મણઘાતી પુરંદર પૂરો, જેણે ભવ ભોગ મીઠાં માણ્યા
છે અગ્નિકેરી વાતો આડી, સવિતા શશિ કેમ વખાણ્યા,
જો એવું મુખે કહિયે કદી તો, કેહશે સર્વે અણજાણ્યા. ૭

શું મોટા કેરી વાતો મોટી, જે જાણે નહિ મન માંહે,
જે ખોટું સારૂં કરવા સમરથ, ખોટું શે લઇએ ત્યાંહે;
જો વિશ્વામિત્ર પવિત્ર ગણાયે, ચાલો સહુ જઇએ જ્યાંહે,
રે તે પણ તેવા બ્રહ્મઘાતી છે, જોતાં પોતાપણું મનમાંહે. ૮
એ તો એવા, ઉદ્દાલક જેવા, કોઇ નહી જગતમાં દીઠા,
છે સૌમાં શૂરા સૌમાં પૂરા, વરણવતાં લાગે મીઠા;
અદ્વૈતપણું જાણ્યું ન અજાણ્યું, બ્રહ્મવૃત્તિથી નહિ નીઠા,
સાંષ્ટાંગ કરી એવાને સેવું, જ્ઞાની ઘટ ઘટ જે દીઠા. ૯
વળી તે કેવા છે સર્વ કહુ છું, આજ અધૂરૂં નવ રાખું,
ઇક નાચિકેતા પુત્ર વડેરો, કથની શી તેની ભાખું;
જન્મ થતાં કેહ પિતા કોણ તું, જો આત્મરસ ચિત્તે ચાખુ,
અલખ જગવી ચાલ્યો એમ કહીને, જાણ્યું નહિ જેતું લાખુ. ૧૦
તે મુનિ મોટાએ મન તો માર્યું, ચાલ્યે કે ના ચાલ્યે ત્યાં,
પણ પુત્ર તજ્યાથી પૂર્ણ ગણાયા, ટાળ્યે કે ના ટાળ્યે ત્યાં;
તે આશ્રમ બાંધી બેઠા પછીથી, માહલ્યે કે ના માહલ્યે ત્યાં,
વિદ્યાનંદિની પુત્રી પ્રકટી, ખાળ્યે કે ના ખાળ્યે ત્યાં. ૧૧
જે પુત્રીવતા તે નહિ પૂરા, ધાર્યું મન મુનિ મહતે,
શા ઉપર ચઢી કહિયે તેવું, વાહન વહિયે ન વહતે;
એમજ કેવું કે ઉદ્ભવ થાતો, ચાતુરજન ચિત્ત ચહતે,
છે ઉજ્વળકેતુ નામ અનુપમ, વૃત્તિ શાંત જન સહતે. ૧૨
સમ વય મામો ભાણેજ ભલા, અષ્ટાવક્રી ઉજ્વળકેતુ,
સાથે ભણતા સાથે ગણતા, વર કારણ કાર્યતણા હેતુ,
જાણે યજુરનિગમ ઋગવેદ મળી, શીખવતા ભવજળ સેતુ,
કે શીખવા આવ્યા બ્રહ્મા પાસે, જોતા વિત્ત વમે કેતુ. ૧૩
મૌંજીનું બંધન કર્યું ન મુનિએ, કરતા શાસ્ત્રતણી વાતો,
બ્રાહ્મણસંસ્કાર થયા વિણ બ્રાહ્મણ, પૂરે પૂરો છે આ તો;
ઋગવેદરૂપી છે અષ્ટાવક્રી, દ્વૈત વૃથા જાણી જાતો,
અદ્વૈત ખરૂં ઉજ્વળકેતુ છે, એમ ભણી મારે લાતો. ૧૪
લાતો ખાતો ના જાણે જે તે, ઉદ્દાલક ઇનમારી જ્યાં,
મારૂં તારૂં સર્વે તો ભડક્યુ, હાર્યાને નવ મારી જ્યાં;

ગાયત્રીના છંદ તો ગાવા, રટવા રાગ ન કારી જ્યાં,
જન્મોજન્મતણું ગાંગડું જનના, જ્યમ સમ નાખે બારી ત્યાં. ૧૫
એવે ત્યાં આઠમું વર્ષજ આવ્યું, ઉપવીતતણી વિધિ લાવ્યું,
દ્વિજાતિ સંસ્કાર કર્યા વિણ કૂકું, બ્રહ્મ થયા પણ નવ ભાવ્યું;
વૃદ્ધશ્રાદ્ધ કરી મુનિવર કેહતા, સ્નાદે જોગે આવ્યું,
ત્યાં જાતકરમ ને નામ કરમથી, અન્નપ્રાશન ઉપજાવ્યું. ૧૬
ચૌલકરમ કરી દધિ ઓદન ભક્ષ્યું, શુદ્ધાચમન દૂધે લીધું,
વપનવિધિ પૂરે પૂરી કરીને, કટિમેખળ કોપીન દીધું;
પછી ઉપનયનનું કર્મ કરીને, કુશાંડિકા કરમજ કીધું,
મુજબંધન પછી દંડ ન્યગ્રોધજ, યજ્ઞોપવીત સહુ સીધ્યું. ૧૭
બે ઇંદ્રતણા બ્રહ્મચારી થયા મુનિ, સવિતાકેરા તે તેવા,
વિશ્વસુરતણા તે સાધ્યાયી સાચા, હૃદય હસ્ત ધરે છે કેવા;
ભઇ વૈશ્વસુરનું અન્ન નિપાવી, કરવી તેની નિત્ય મેવા,
ઉપોષણ હરહરિ વિધિને દેઇ, નિત્ય બ્રહ્મ ભજવા દેવા. ૧૮
પછી ગાયત્રી ઉપદેશ કર્યો મુનિ, ભિક્ષા પરિવેષણ રેહતું,
ત્યાં વિદ્યાનંદિની આદિક આવી, શું બ્રહ્મચાર થયો કેહ તું;
(ઓમ્)ભવતિ ભિક્ષાં દેહી કેહ છે, (ઓમ્)સ્વસ્તિ ભણે છે એ તું.
લૌકિક અધ્યેળ કરીને ઉઠયા, વેણુ દંડ ધર્યો હેતુ. ૧૯
એ વિધિ ઉપવીત ધર્યા બેજણ સાં લોક વદે દાદો સાચો,
ભાણેજ ભલો ભઇ પાળ્યો પોષ્યો, બીજાતણો બાવજ કાચો;
સાચું પરમારથ પણ સહુ જાગ્યું, ઉદ્દાલક ઇશ્વર જાચ્યો,
વીણામણ એનામાં શું આવે, પ્રેમે પરમેશ્વરમાં પાચ્યો. ૨૦
કીર્તિ એવી તપોવનમાં થઇ, ઉદ્દાલક પરમારથી પૂરો,
ભાણેજ અને સૂનુમાં નહિ અંતર, સાચે માચે મુનિ શૂરો;
જે જે કીધું તે તે પરિપૂરણ, રાખ્યો વિધિ નવ અધૂરો,
ભિન્નપણું નવ ધરવું કેહતા જે, તે રવ કીધો ભરપૂરો. ૨૧
તે અષ્ટાવક્રતણા મન માંહી, વાત વશી લોકોની જે,
માતાને પૂછવા લાગ્યો તે મુનિ, છે કવણ કથા આ કોની એ;
કો મુજને જોઇ મોદ બતાવે, કો કેહતા રોકોની તે,
એનું કારણ જનની સહુ ભાખો, કશી વાતો શોકોની એ. ૨૨

ઉદ્દાલક મુનિ વચમા બોલ્યા, વિદ્યાનંદિની આવો હ્યા,
કાઇ ગુપ્ત રહસ્યતણુ છે કારણુ, શાણીને નવ લાવો હ્યા,
ભમજી સાધુ સમજણવાળા સુત વેગે બોલાવો જાવો સા,
હુ અહિ બેસુ છુ વેગે આવો, વધુ વિલબ લગાવો કયા? ૨૩
ઉદ્દાલક પાસ સુજાતા આવી, અન્યાત્રેર ધરી કૂડો,
સરવસ રાખ્યુ છે શાણીએ પણુ, તજિયા કુકુમ ને ચૂડો,
સૌનુ સુગધી વિણુ રહ્યુ પણુ શુ તજશે તેને ભૂડો,
અતિ આલ્હાદિત ભમયુ મન થાતુ, વેર વપુ નિરખો રૂડો ૨૪
ઉદ્દાનક કહે છે પુત્રી મારી, વાત ખરી ધારો ચિત્તે,
મુજ પૂજ્ય મુવાનીવાત ન કરવી, ભય ભરવો હૃદયા ભીતે,
અગ્નિથી ધૃત આઘુ ધરજો લોનાશો નવ વર વિત્તે,
શોભા સહુ જાશે સાચે સાચી, નવ કરની મતિ પ્રથમ રીતે ૨૫
જો પૂછે તુજને શાથી તેડી, તો કહેજે કારજ મારે,
આમત્રણુ કરવા જાવુ મારે, તારે કાજે આ વારે,
એવા પરમારથી પૂરા પ્રભુશા, પરકાજે મન ઉચ્ચારે,
થાઓ તો આવા થાજો સર્વે, શૂરા પૂરા શિરસાટે. ૨૬
ઉદ્દાલકની આજ્ઞા માનીને, સતીએ સુત સમજાવ્યો સા,
દાદાએ દાવ કરી બોલાવ્યો વેહનો વેહનો આવ્યો સા,
શુ છે શુ છે કરતો આવ્યો, જોનારાને ભાવ્યો સા,
ભણુવાને બેમો બોલ્યા ભાવે, ભણુતા મોદ ભજાવ્યો સા ૨૭
વર ભૂલવણીમા વાત ભૂલાવી, ભૂતતણી ભની કે ભુડી,
જાણ્યુ અણુજાણ્યુ થાશે ધાર્યું, મિથ્યા જકત વદે મુડી
શુ કહિયે લહિયે માયા એવી, મિથ્યા જણવે ભમ મુડી
જે છોગાની ગેહાણી થાતી, તે મોટાની થાતી લુડી ૨૮
ભાણેજ અને મામા બે બેઠા, ભણુતા ઉદ્દાલક પાસે,
એકે દિવસે અક્ષર સહુ શીખ્યો, અષ્ટાવક્રી ઊલ્લાસે,
કાવ્ય અને પુરાણુ પુરાણા, શીખ્યો સ્વલ્પજ અભ્યાસે
ગુરૂને દ ખદાથી તે નવ નિવડતો, શીખવતા ગુરૂ ઉલ્લાસે ૨૯
સહપાઠીકેરો ગુરૂવર થાતો, અષ્ટાવક્ર મહા બ્રહ્મજ્ઞાની,
જે એકથી બીજી વાર ન સુણતો, એકતો ગુરુજીની વાણી,

વગર કહે પણ શીખી જાતો તે, રજમા તમમા પીછાણી,
ઇમ સુરવાણીમાં વર નર નિવડ્યો, સમ્યક વાત સકળ જાણી. ૩૦
ઉપપાદન કરવામાં જેની મતિ, ન અપેક્ષા કોની ધારે,
આગમને શીખી નિગમ શીખ્યો, ભૂવ્યાહુતિ સમજી સારે;
તર્ક નય વિષે પરિપૂરણ પોતે, નિગમ ચતુરથ વિચારે,
જે વાદવિતંડામાં વિધિ હારે, શું ગુરૂ લેખું અવિધારે. ૩૧
વાણી વદનથકી નીકળે જ્યારે, શેષ સરીખા તવ હારે,
ઉદ્દાલક મન માંહી વિચારી, આનંદી થાતા સારે;
નવ ઉજ્વળકેતુકેરી ગણના, અષ્ટાવક્ર ધરે ક્યારે,
રેહ આત્મા માંહી મગ્ન નિરંતર, પરમાત્મા પૂરો ધારે. ૩૨
એક દિવસ શીખવવા બેઠા, મીમાંસા મુનિવર મોટા,
કેહ જીવસુખ બોધાદિક ગુણથી, નિત્યપણે શિવથી નહિ છોટા;
અણુવિદ્યારૂપી આવરણથી તે, નવ દેખાએ છે જોટા,
મીમાંસામાંહે મરડ નહીં કાંઇ, મત માનો બીજા ખોટા. ૩૩
અષ્ટાવક્ર કહે સમજણ મારી, મીમાંસાની ગુરૂદેવા,
એ જીવ અને શિવ સરખા માને, અદ્વૈત ઇક કહે એવા;
આવરણ અવિદ્યાએ ન જણાયે, ગુણ બોધાદિકની સેવા,
ગુરૂ મીમાંસા પણ એમ ભણે છે, અદ્વૈતે મીઠા મેવા. ૩૪
તવ ઉદ્દાલક મતવાદી થઇ કેહ, તત્વમસિથી જય થાયે,
સ્વાધ્યાયોધ્યેતવ્યઃ કેહ છે શુ, નિગમ ભણી જાઓ સ્હાયે;
છે ઇંદ્રિય નિકટ અભેદપણું ગુરૂ, ઇંદ્રિય ભેદ પ્રમા જાયે,
સાચી શ્રુતિ એ વૃદ્ધશ્રવના છે, ગુણગણ તેના કો ગાયે. ૩૫
એવી લઘુ વાતે ગુરૂને બાંધે, ઉત્તર નવ મુખ બોલાયે,
ભાણેજ ભલો મુખથી ઉચ્ચારે, તોલ ઘંણેરો તોલાયે;
કોને ગણતીમાં નવ ગણતો, ચિત્ત ચતુરનાં ચોળાયે,
'ઉજ્વળકેતુ વૈરી થઈ બેઠો,' દામા ડોલે ડોળાયે. ૩૬
સ્નેહી મામો ભાણેજ હતા, તે તો વૈર પણ મન ધારે,
જ્ઞાની શુભ થઇ ગણતો નવ થકી, અજ્ઞાની કહીને શારે;
ઉજ્વળકેતુ જનનીને કેહતો, 'અષ્ટાવક્ર મને મારે,
સમજે સારૂ તેમાં શું મારે,' જ્યાં ત્યાંથી વાંકું પાડે. ૩૭

કાવે ભણવા માથે બેઠા, અદ્વૈત વિષે મા એ છતો,
મુરખ મુજને કેહતાં નવ લાજ્યો, રૂડી નહિ એની રીતો,
એ વાંકાને વધુ વાંકો કરતાં,'ઇશ્વરની ધરૂ કાં ભીતિ,
હુ ઉડી ખોમાં ઘોચી ઘાલું, નષ્ટ થઈ જેની નીતિ. ૩૮
એ નારાયણને લેખે જીવ્યો, આજ સુધી જનની સાથે,
છે સર્વતણી સુધાતે વાંકો, નિરખી એને સૌ રાચે,
બાર વરસના બૂઢીઆ જેવો, વૃદ્ધ બને જનની વાચે,
જો એ મુજને છંછેડશે તો, નવ કામ કરૂ પાપે કાચે. ૩૯
વૃદ્ધ પિતાનો વાહલો થઇ બેઠો, નિશ્ચે જમપુર જાવાને,
મારૂ માની માતા મારી તુ, આપીશ નહિ કઇ ખાવાને;
એને ખવડાવ્યું ખોટું થાશે, જાતું પડશે નાહવાને,
નાનો બધુ તેમાં શુ મારે, નવ છવાડુ આવાને. ૪૦
માતા મુખ બોલી એમ ન કીજે, બાપ વિનાનો છે વાંકો,
છે તારો તો ભાણેજ ભયો એ, કરિયે ન એ પર તાડુકો;
બુદ્ધિબળમાં બહુ બળિયો એ છે, રૂપ વિષે તુથી રાંકો,
તું વાકો કહી ખીજવજે એને, છે સીધો સટ એ સાંકો. ૪૧
હું પણ એને વારીશ વહાલા, બીજું કાંઇ નવ એને કીજે,
કેહશે બાપ વિનાનો ભાણો માર્યો, કાળપ શુ એવી લીજે?
વિદ્યાનદિનીનો એ છે બાળક, મુનિ ઉદ્દાલક તેથી રીઝે,
ખીજવઇ જઇએ તો ખીજવે કોઇ, પથ્થર પાણીમાં ન ભીંજે. ૪૨
ત્યાં એમ વદી સમજાવ્યો સુતને, હુંહાને હપકાર્યો છે,
વિદ્યાનંદિનીને સમજાવ્યું, તેણે વળી વધુ વાર્યો છે;
પણ ઉજ્વળકેતુના મનમાં તો, શાર અતિશે શાર્યો છે,
ઉદ્દાલક કાંઇએ નવ જાણે, કેહતાં આણે તાર્યો છે. ૪૩
રે એવામાં ઉછંગે લેઇ, વાંકા સાથે બેઠા છે,
ત્યાં ઉજ્વળકેતુ આવ્યો વેહલો, વીર નયનમા પેઠા છે,
રે ઉઠચ અરયા ઉછંગથકી તું, બાપ જશા શા બેટા છે,
તુ જાણે નહિ અજ્ઞાની મનમાં, બેટા તે તો હેઠા છે. ૪૪
પૂરણ સૂર્ય સમા પિતાશ્રી, રાહુ તેમાં શું શોભે,
બાપ અમારા મૂઢમતિ એ છે, મન તારૂ શેણે લોભે,

ખરો માનવી ત્યારે માનું, બંદીને લાવે ક્ષોભે,
એમ ભણી ધણે મારી ઉઠાડયો, નવ તે થોભાવ્યો થોભે. ૪૫
અષ્ટાવક્ર પડયો ભૂમિમાં, ઉછંગે સાચો સુત બેસે,
બ્રહ્મજ્ઞાની ઉદ્દાલક હસતા, મારૂં તારૂં નહિ કેહશે;
અષ્ટાવક્ર રડે છે અતિશે, મુની કેહ રડતો તું રેહશે,
ઉજ્વળકેતુને સમજાવે પણ, પૂર વેહતે સહુ તિમ વેહશે. ૪૬
તું પૂરણ સવિતા શો મુજને કેહ, તો તું શશિ થાને સાચો,
નિકર તારો મારો મેળ ન બેસે, એકથી એક પડે કાચો;
રે જો એ રાહુ તો ગ્રાસે સૂરજ, પર્વણી પૂરીથી રાચો,
મોઢે મોઢે મીઠું તો બોલે, પણ લાગે વસમી વાચો. ૪૭
રડતાને તો રડતો રાખ્યો, ત્યાં દીઠું મોઢાનું મીઠું,
રે આ તો તક જાએ છે મારી, એ પિતા નવ પણ દીઠું;
રડતો વાંકો વળતો ચાલ્યો, સગપણ સાચું ના દીઠું,
મારો કેહતા, તેને કાજે, રૂઇવત નવ ખરચે કો મીઠું. ૪૮
રડતો બાળક મા કને આવ્યો, વિદ્યાનંદિની બેસાડયો,
વરઅષ્ટાવક્ર ભણે માતા કોહ, નભ પાતાળમાં હુંઉં બુડયો;
રે મારો બાપ ગયો કયાં જનની, કૂડાં બીજા શે પાડે,
જો સત્ય ન ભાખો શાપ દઉં હું, અષ્ટાવક્ર ગયો હાડે. ૪૯
તવ માતાએ, બદીએ કિમ બુરાડયો, તે સર્વે સાચું ભાખ્યું,
જળ જનકવિદેહીકેરૂં જણાવ્યું, બાકી કાંઇ નવ રાખ્યું;
અભિધાન કહોડ હતું સ્વામીનું, તે પણ તરૂણીએ દાખ્યું,
અદ્વૈત વિષે હે વત્સ બિચારા, ચતુરપણું ચૂલે નાખ્યું. ૫૦
મન માંહે વસમી વાત ધરીને, તવિ ઉત્તર કાંઇ નવ આપ્યો,
પછી શું કરવું તે સુજ ન પડતી, પહેલો કપારો કાંપ્યો;
શું ક્રોધી થઇને જનકવિદેહી, કવિઓ કેહેશે કે શાપ્યો ?
કો કોવિદ કવિ સર્વે કેહશે પણ, તાપ વિષે તો હું તાપ્યો. ૫૧

વલણ.

તાપ વિષે તાપ્યો ઘણો, શું જાણતું તાપસ ક્રોધરે;
ભટ પ્રેમાનંદ નામ મિથ્યા, ગ્રહ્યો ન ગુરૂનો બોધરે. ૫૨

## કડવું ૧૨ મું-છંદ.

રઘુનંદને વિપિને જાતા, ભુજંગેદ્ર સાથ ધર્યાજ,
રણમાં જયી પ્રભુ તો થયા, અસુરેંદ્ર પ્રાણ હર્યાજ;
પથ એતણો નિગમે ભણ્યો, કુશથી પ્રભુ ન તર્યાજ;
વર કાર્ય કારણ સિદ્ધ છે, શુભ હેતુ પથ કર્યાજ. ૧

## રાગ સિંધુડો.

રે વાટમાં વિઘ્ન તો થાય અણચિંતવ્યાં, વેદમાં ભેદ છે ભાળી જોજો;
સત્ય શિષ્યો કહું વાટ વસમી ઘણી, એતણી સિદ્ધ છે વેદમ ખોજો.
એ કથા સાભળી વદી ઉભો રહ્યો, એતણી વાટ દાદા ગણે છે,
સાથ મારે નહિ જનકપુર તો જવું, શ્વેતકેતુ ભવે મન ભણે છે. ૨
આજ આ કાજ મારે શિરે જે જડયું, તો અડચ ઇશ્વરા શેય રાખે;
જો કૃપા તાહરી પૂર્ણ મમ ઉપરે, પારખુ તુ પ્રભુ તરત દાખે,
પ્રથમથી તે કર્યાં અંગ મમ પાંગળા, તદપિ હરિ ચાર ઉત્કૃષ્ટ કીધાં,
નાથ ત્રણ ભુવનના સાથ માતુલ દે, તો પ્રભુ તે અભેદાન દીધાં, ૩
પત્ની ગૌતમતણી તે પ્રભુ તારીતી, પાર ઉતારીતી પૂર્ણ પ્રેમે;
શબરીની જાત કે ભાત તે નવ લહી, સુખ કહી માહરી ક્ષેમ નેમે;
બોધ અજ્ઞાનના તદપિ તારી હરિ, નીચમાં નીચ જે નારી જાતિ;
જ્ઞાની ગુણવત આ સર્વ શિષ્યો ભણે, બ્રહ્મ ચીન્યાતણી અલ્પ ખ્યાતિ. ૪
બ્રહ્મહત્યા ઘણી ગાધિનંદન કરે, તેતણો તું જઈ હસ્ત ધારે;
વાલ્મીકિ શૂદ્રને માહમુનિ તેં કર્યો, કામ તેવુ નથી કાંઇ મારે.
વિધિતણા સૂનુની વાત વસમી ઘણી, વળી વળી છિદ્ર દુષ્ટો વિચારે;
આપ મમ દીજિયે પાપ મહુ લીજિયે, કાંઇ નવ આપવું લેવું તારે. ૫
શ્વેતકેતુતણો સાથ જો થાય તો, આપનું ચિંતવ્યુ સફળ માનું,
મન વિષે ધનતણી લેશ ઇચ્છા નથી, પિતૃઋણતણુ હરિ એક બાનું;
લોભ અણલોભ બે એકરૂપે ગણું, મોહ અણમોહ તું ના પિછાનું;
સર્વઆત્મા સર્વઇશ્વરા હે પ્રભૂ, નથી નથી તુ કને કાંઇ છાનું. ૬
એમ અવિનાશીની સ્તુતિ પૂરી કરી, શ્વેતકેતુ કને તે સિધાર્યો;
બોધ તેને કરી ક્રોધ પેહલો હર્યો, જેમ બલિ વામને જઇ નિવાર્યો.
અરિપણુ અલ્પમાં વિસર્યો તે જદા, ભેદ મનનો તદા તે ઉચાર્યો,
શ્વેતકેતુ અદયા શીખિયો કેટલુ, અર્થ કે ગર્થ તે ના સુધાર્યો. ૭

એમ વિચારતા, આવિયા ગામમાં, ગૃહસ્થને ગેહ જઇ બે ઉભા છે;
વિષ્ણુ ને શેષ આતિથ્ય વેષે ગયા, તો વદો તેહને કો દુભ્યા છે;
જોઇ જગનાથશા, બેય આતિથ્યને, ગૃહપતિ આદરે બાહરે આવ્યો;
અર્ઘ્ય ને પાદ્ય આપી કરી અર્ચના, પાગ લાગ્યા પછી મંન ભાવ્યો. ૨૩
ઉષ્ણુ ઉદકથી ચોળી નવરાવિયા, માંસ રૂરૂતણી ,ભીખ દીધી;
પૂછિયું હસ્ત બે, જોડીને ઘરધણી, કાર્ય બીજું કહો યોગસિદ્ધિ?
ક્યાં જવું આપને, કાર્ય હોય તે ભણો, વેદ પારગતા વર વિવેકી;
શ્વેતકેતુ વદે, 'જનક'—એવે ભણે, વકી વચ્ચે થકો એકમેકી. ૨૪
જનક જાત્રા ગયા, મુક્તિપુરીમાં રહ્યા, જાશું બન્ને જણા ત્યાંહી ભાઇ;
ઘરધણી કેહ ભલે, જાવ જાતું જ્યહાં, જનકપુર ના જશો દ્વિજરાઇ;
વકી કેહ કામ નહિ, તે નગરમાં જવા, એમ વદી દાબી છે વાત ધારે;
ગૃહપતિ ભાખિયો, જનક મૃગયા રમે, ભલ્લુક નિકટ વને નાશ માટે. ૨૫
ભય થશે મુનિ મહા, બે દિવસ રોહ ઇહાં, માન્યું નહિ ત્યહાંની વાટ લીધી;
કાળી જે કામળી, ઓઢી છે આમળી, શ્વેતની શામળી દેહ કીધી;
ચાલિયા વાટમાં, વનતણા ઘાટમાં, લક્ષ્મીના પાકમાં જીવ બીજે;
શબ્દ એવે સુણ્યા, માનવીના ઘણા, ભયતણી શી મણા કોણ રીઝે? ૨૬
હસ્તી દેખાય કંઇ, મસ્તી તે બહુ કરે, યોધ ઉપર રહ્યા બાણ તાકે;
વસ્તી વેરાનમાં, સસ્તી અતિશે થઇ, અંગીરા વન વિષે કો ન થાકે;
સમવયી બે જણા, રીઝતા વસ્તીથી, ભય ધરે જ્યાં પશુ પ્રાણ મૂકે;
દાવ જ્યાં ફાવતો, પશુતણો દોટમાં, ચોટમાં લાવતાં તે ન ચૂકે. ૨૭
કો યવન હાથમાં, બાજ ઝાઝા દિસે, કો યવન ઝુરરી ઝાલી દોડે;
કો યવન ભેરી લઇ, ભેરી વાયે ઘણી, કો યવન ઝઘર લગરાથી જોડે;
તુરમચી કુદીને, બાસ પાસે વસે, હાથ સાગોષ બિડાલ વાંસે;
કવણ ચિત્રાતણી, ગણતરી ત્યાં ગણે, શ્વાન આખેટના જોઇ ત્રાસે. ૨૮
ધ્યાની શા કોક ધનવંત દેખાય છે, માની શા કોક પૃથ્વી તપાસે;
યોગ નિર્ણય ધરે, કોક ઊભા રહી, ઇંદ્રિને વશ કરી એકી પાસે;
ચપળતા છોડી છે, દૃષ્ટિને જોડી છે, યોગી ઉભા રહી નાસા નિહાળે;
સ્થિર થઇ કો ઊભા દૃષ્ટિ ઉંચી કરી, શું ચાતકો વૃષ્ટિનું બુંદ વાળે. ૨૯
વ્યાન ઉદાન અપાનને જાણતા, પવનતણી પેર પૂરી પ્રચારે;
શીતઋતુ જોઇને, જળ વિષે સંચરે, ઉષ્ણઋતુ જોઇને તાપ ધારે;

વૃષ્ટિની ઋતુ વિષે યોગી ઉભા રહે, યોગી તેવા ઘણા ત્યાહી સારે,
દૃષ્ટિ નાસા અને હૃદય નિહાળતા, યોગી ત્રણ તો કરે એક વારે. ૩૦
તે વિધે નેત્ર આખેટ ને અસ્ત્ર છે, મારવું શસ્ત્ર ક્યા તે જુએ છે,
યોગને કારણે યોગી ગુફા ગ્રહે, પશુતણી દૃષ્ટિ ખાતે ખુએ છે,
તેમ એકાંતમા, યોગી થઇને ઉભા, ભોગીને કોણ કેહ યોગી જેવા,
વસ્ત્ર એવા સજ્યા, જેમ યોગી તજ્યા, ભિન્ન ધરતા ભલા બેય સેવા ૩૧
બંદુકા ધેરીને, કેક મારે જઇ, ઘેર મૃગયા રમ્યા લોક કેહતા,
વારિના તીરમા, વારિ પીતા હણે, ગાડમા ઘેરીને રાજી રેહતા,
ગાડિનો ભેદ વિશ્વાસના કાર્યમા, બંદુકો મારના જેહ ઘેર્યા,
નીડમા નીડર થઇ, દ્રુમ ઉપર ચઢી, બંદુકો મારતા કોક હેર્યા ૩૨
વૃક્ષની ડાળિયો, હાથમા ઝાલિયો, આવતા પશુ ઘણા પામ સૂના,
મારના તેહને ડોટ મૃગયા ભણી, રાયના ખેન એવા શુ જોવા,
પાશલા પાથરી, મારવા પશુ ઘણા, ફંદમૃગયા ભણે લોક તેને,
ફંદલા ફંદ માહે ઘણાએ ફરે, વકી મામો લહે કેહ કેને ૩૩
ઝાડના મૂળમા, જાણી જોઇ વસે, લાગ ફાવ્યે હણે બંદુકોને,
મૂળ મૃગયા કહે નામ જન તેહનુ, મારવા મન ગમે ચંદુકોને,
યન્ત્ર ધરી કાટનો બંદુકે કો હણે, ડાબ શિકારમા પૂર્ણ કાહવે,
પશુવડે પશુ હણે, કેક ઉભો રહી, ભેદ પશુ એ ભલો મન ભાવે. ૩૪
પક્ષીથી પક્ષીને, હણી કહે ઝડપમા, પક્ષી મૃગયાથકી નવ અટકી ગયા,
ઘટ ઘણઘણાનતા મૃગગણોને હણે, તેહ ઘટાવળી નામ મૃગયા,
કોક ત્યા તો રમે, જોઇ દીન દૂય થતા, રીઝતા રમણ કરનાર પોતે,
વેગમા પશુ વહે, પુંઠ તેની ગ્રહે, વેગ નામે સુમૃગયાજ હોયે ૩૫
એ પ્રકારે ઘણા, જીવહિંસા કરે, પૂછતો એકને વકી જાતે,
પશુતણી ગ્રહદશા, આની આ શી પડી, દુષ્ટ નૃપ કો રીઝે ઘાત વાતે,
પૂછિયુ જેહને, તેહ તો ભાખિયો, અગીરાએ કહ્યુ પાપ કરવા,
જનક વિદેહી જગ માહી જશવંત છે, આવિયો તાપસી તાપ હરવા ૩૬
એમ કહી તે ગયો, અન્ય ભેગો થયો, બોલિયો તેહ મુનિ બેય સાથે
ઝાળી આ કામળી, બાંધી છે આમગી કાઢિયે કૌતુકી જાત હાથે,
રીઝ કો ધારશે, બાહુથી મારશે, આની પડશે પીડા વ્યર્થ માથે,
માનિયે માહરૂ, સત્ય કરૂ જાહરૂ, નાથ ધાની મુનિ કોઇ નાથે ૩૭

શ્વેતકેતુ ભણે, મૂર્ખ મુનિ ના ગણે, મારશે કોણ ભૂદેવ ભૂમાં;
વસ્ત્ર જે ધારિયાં, અસ્ત્ર ઉતારિયાં, ક્ષત્રી દ્વિજની કશી ન સમજ તું માં?
શીશ કો એ ધરે, વસ્ત્ર ઉતરાવવા, જાણનો શે નથી બ્રહ્મરૂપે;
અતળ ને વિતળ સુતળ તળાતળ થશે, રે રસાતળ જશે જનક ભૂપે. ૩૮
હસ્ત બે જોડીને, તેહ તવ ભાખિયો, શ્વાન આખેટના રૂપ ભૂલે;
બ્રહ્મહત્યાતણો, ભય ઘણો ભૂસુરી, ચાતુરી જઇ પડે સર્વ ચૂલે;
ક્રોધમાં બોધ માનો નહીં અમતણો, તાપમાં ફૂલકો ભારી ફૂલે;
મનગમે કીજિયે, કે ઘણા ખીજિયે, પણ ફૂલે તેહ મુનિ સત્ય ડૂલે. ૩૯
વાર કહી વાળિયો, આપતા તાળિયો, શ્વેતકેતુ ભણે શો દબાવ્યો;
વઢી કેહ વાત વાર નહીં એ થઇ, જાણવા ભય નકી પાસ આવ્યો;
કામળી કાઢવી, અંગથી આપણે, ભૂલ્યમાં ભાલુથી કો હણે રે;
શ્વાન આખેટના આવીને દુઃખ દે, તવ વદો ભૂસરી કો ગણે રે. ૪૦
શ્વેતકેતુ ભણે, રાડ નવ મૂકવી, વિશ્વમાં વિપ્ર હઠીલા ભણાયે;
જો નહીં માન્ય મારૂં કરો ભાણુજા, કીર્તિ કૂડી દશે દિશ જણાયે;
એમ વાતો વિષે ચાલતા બે જણા, શ્વાન આખેટના દૂર જોતા;
ઘુરકીને શ્વાન તે, આવિયા ઝડપમાં, રીંછ ભાળી શકે પ્રાણ ખોતા. ૪૧
ચૂંક ઉરાડતાં રીંછ લાખો હણ્યા, દાઢથી કેશ વીખેરી નાંખ્યા;
વ્યાઘ્ર વિસરાય લહી શ્વાનના રૂપને, ઘૂ કરી ગરજિયા સ્વાદ ચાખ્યા;
કંદરાવત મહા વદન વિકરાળ છે, શૃંગપરવત જશી દાઢ દીસે;
રીંછ નહિ રીંછ નહિ એમ રક્ષક ભણે, તદપિ બે મારવા મંન હીસે. ૪૨
લાલચો ઘણી ઘણી દાખતા દાવમાં, તોય અટક્યા નહિ શ્વાન મોટા;
અંગ ઉપર ધશી આવિયા જે સમે, થઇ ગયા હાલ બેહાલ ખોટા;
શ્વેતકેતુતણી, સાન સટ ત્યાં ગઇ, કૃપમાં જંપ નાંકો, થિર નહિરે;
વકત્ર અંબુજવિષે, ચદકિરણો અડયાં, દેહ સોના સમી પીળી થઇરે. ૪૩
કાકિની રૂપ લઇ ચક્ષુ સાગર વસ્યાં, અંગ નવરંગ વારિ ઝબોળ્યાં;
શક્તિએ ભક્તિ ભવની તજી પલકમાં, હલકમાં હાડ વજ્રે શું રોળ્યાં;
ક્રૂર ભયયોધ દ્વિજ પર ચઢયો ઝડપમાં, શાપની લક્ષ્મી શું લુંટી લીધી;
જય કર્યો એક પર પણ રહ્યો એક ત્યાં, ગાજી તે ગડગડયો છત કીધી. ૪૪
કરડવા કૂદિયા શ્વાન અંગ ઉપરે, ક્રોધી વક્રી ભણે શબ્દ ભારી;
स्थीयताम् शुनीजा મંદ ગતિની સજા, રેહ ઉભો તુંડ અલ્યા શસ્ત્રધારી;

શબ્દશર વદનથી નીકળ્યું અર્ધ જ્યાં, કે ગયા અરિ મહામોહ મારી;
તુંડ શું તામરસ શરદનાં ખીલિયાં, મીલિયાં નહિ હરિ જ્યોતિ સારી. ૪૫
સાથી સાવધ કરી રક્ષક પર રૂઠિયો, મૂઠિયો વાળી નાઠા બધા તે;
વરૂથિનીપતિ ભણી જઇ વદે ઝડપમાં, આવિયું દુઃખ મૃગયા સંઘાતે;
શ્વાન રાજા તણા મુખ ફાડી રહ્યા, રીઠ ધારી ગયા મુનિ પાસે;
વદન ફૂલી ગયાં શ્વાન જમપુર ગયાં, આવિયા દોડી સૌ જિવિત આશે. ૪૬
શું થયું શું થયું એમ વદી સેનપતિ, આવી માહ મુનિને ચરણ લાગ્યો;
શાપ ઉશાપ તવ વક્રીએ ત્યાં કર્યો, શ્વેતકેતુતણો ભેય ભાંગ્યો;
હાંક વાગી મહામેનમાં બેતણી, દેવ પાષાણ બન્ને પૂજાયે;
રાત્રી વેરાનમાં નગરસમ જાય છે, વદનથી માગી તે વસ્ત ખાયે. ૪૭
એમ દિન કેટલે ચાલતાં આવિયા,જનકના મેહલ ઋષિ બેયે ભાળ્યા;
નાળ્ય નાની વિષે સંચર્યા તે ઘડી, અશ્વ અસવાર પાસે નિહાળ્યા;
મુકુટ પણ શ્યામ છે વસન પણ શ્યામ છે,શસ્ત્ર પણ શ્યામ છે અસ્ત્ર તેવાં;
અશ્વ પણ શ્યામ છે સૌ ઘનશ્યામ છે,મન અભિરામ છે રામ જેવાં. ૪૮
વાજીને હાથ ઊભો રહી ફેરવે, થાપટે બેસવા મન વિચારે;
વરૂથિનીપતિતણી વાટ જોતો વળી, એકલો નવ જવા આપ ધારે;
વાજીને વાત કેહવા મિષે ચુંબતો, હુંબતો વારવારે ફરે છે;
રમત એવી રમે વાટ રૂંધી ભમે, જોઈ તે શ્વેતકેતુ ડરે છે. ૪૯
વક્રી આગળ વધે ભાગ્યશાળી બધે,જેહનો જશ સધે હાક શા છે;
**અષ્ટાવક્ર**–વાટ રોકી ઉભા પથીને શે દુભ્યા,રમતમાં શે લુભ્યા ઘાટ આ છે;
**કવિ**–મશક બોલ્યે જશું જગપતિ ગ્રેહ શું, રાય મન છે તશું બોલ્યું ચાલ્યું;
જદપિ ગજરાજ છે મશક શિર બાજ છે,રાજનીત સાજ છે ડોલ્યું ડાલ્યું. ૫૦
**જનક**–બોલિયો કોણ છે જાય ક્યાં તે કહે, કોણ તે નવ લહે, વાટ માગે;
**અષ્ટાવક્ર**–તુંજ તે હુંજ છું જાય તું ત્યાં જવું,કવણ તે હું લહું વરણવું જાગે;
રાયનો ધર્મ છે માર્ગ દેવો ઘટે, બધિર કે અંધ કે નારી કોઇ;
ભાર વેહનાર કે પશુ આણુપંગુ કે, શ્રેષ્ઠ નૃપ માર્ગની સાધ્ય સોઇ. ૫૧
ભૂસુરી જો લહે વાટમાં આવતો, વિષ્ણુ સમ રાયે ત્યાં માર્ગ દેવો;
રાજનીતિ વિષે શુક્ર મનુ ભાખિયા, માર્ગ શેણે ભૂલ્યો શ્રેષ્ઠ એવો?
**જનક**–હે ભલા બ્રહ્મજી રૂચતી વાટે પલો, ના ભણુ તો પડું નરક માંહી;
ઇંદ્ર આદિકતણા પૂજ્ય પૂરા તમો, ના વદીને વસું હુંય ક્યાંહી? ૫૨

વન્હિથી વ્યાઘ્રથી સર્પથી વિપ્ર કંઇ, કોપી ઓછા નથી મુનિ મોટા;
વન્હિ રક્ષાવડે વ્યાઘ્ર આળસવડે, સર્પ ભયથી સહે સર્વ ટોટા;
વિપ્ર આવર્યું વિણ વિપ્ર આળસ વિહિન,વિપ્રઅભયી સદા તામ્ર લોટા;
જાણું એ જુક્તિ વેદાંતની રૂક્તિથી, પુક્તિપૂરી ગ્રહી કહું ન ખોટા. ૫૩
બ્રહ્મ બ્રહ્મા સમા આપ છો તો પૂછું, શાથી બ્રાહ્મણ લહું તેજ ભાખો ?
શૃંગ નહિ શિર વિષે કાળી કામળ ધરી,બ્રહ્મપણું મુનિ મહા શુંજ દાખો ?
**અષ્ટાવક્ર**–બ્રહ્મને જાણે તે બ્રહ્મ છે વેદ કહે, શૃંગ છે બ્રહ્મ તેજે લલાટે;
શૃંગધર શૃંગી ઇક ગાજતો વિપ્રમાં, ચ્યવન માટી જશો વાટ ધાટે. ૫૪
બ્રહ્મપણું દાખિયું પરશુધર પરશુએ, બાકી મન તાહરે હુંય દાખું ?
ખોલ્ય કંઇ અન્ય ઉત્તરતણી વાંચ્છના,સમય ફરી નહિ મળે સત્ય ભાખું;
**જનક**–ગર્વ ગુણનિધિ શો આવડો ધારતા, બ્રહ્મ જાણ્યો તમે તે બતાવો;
સમય અધિકારી કે સ્થળ નહિ દાખશો,આ સ્થળે ભાખશો બ્રહ્મભાવ્યો. ૫૫
વરૂચિની વાટમાં આવી આ ઘાટમાં, સમય ગ્રહી એટલો બ્રહ્મ બણુવો;
પેંગડે પગ ધરૂં બ્રહ્મ ઉપદેશ ઘો, રૂપગુણથી વિશેષે ન જણુવો;
મેં કહ્યું તે કરો બ્રહ્મ ચીન્યો ભણું, નીકર તો બેઠશીખોર ગણુશું;
**અષ્ટાવક્ર**–વઢી કેહ વારશી બ્રહ્મને દાખતાં,બાકી જે એક તુજ ભ્રમ હણુશું. ૫૬
બ્રહ્મનું દાન દઉ દક્ષિણા આપ્ય તું, પાંચ વાનાં જનક પૂર્ણ જોઇએ;
**જનક**–હા ભણે તો અધૂના દઉ દાન હું, વાર નવ આપતાં વિપળ હોયે;
દક્ષિણા પંચ મુખમાગી હું આપતાં, વાર કંઇ નવ કરૂં દ્વિજરાઇ;
બ્રહ્મ જાણું નહીં તો ભવિષ્યે ભુંડું, જળ વિષે તું જશે માર ખાઇ. ૫૭
જનકવિદેહી જનપદપતિ જાણ તું, આણ્ય તું હાણ્ય નવ હુંય ભાખું;
**કવિ**–શ્વેતકેતુ ભણે માર્ગ નૃપ દીજિયે, ન રીઝિયે રાઉમાં સત્ય દાખું;
વઢી કેહ શાંત રેહ, લાવ્ય રે દક્ષિણા, દેહ આખેહ શું થઇ ન લાખું;
ઓળખો આતમા પૂર્ણ પરમાતમા, શે અધૂરૂં હવે હુંય રાખું. ૫૮
**જનક**–માગ્ય તું માગ્ય જે દક્ષિણા માગવી, આગવી હું વળી કંઇક આપું;
બ્રહ્મ જો ભાણું તો ધનપતિ શો કરૂં, કષ્ટ કૂડા સઉ તારાં કાપું;
દાન લઇ દક્ષિણા આપવી આપને, તદપિ કોહ કષ્ટ તારૂંજ શાપું;
**અષ્ટાવક્ર**–ધનદશા ધન વિષે જ્ઞાની સર્વત્ર છે,મહતપણું તોય મહીપાળ માપું. ૫૯
રાજ્ય દે તાહરૂં પાણી લે આ રહ્યું, અન્ય કુટુંબ દે ના ન કેહવી;
લક્ષ્મી દે કીર્તિ દે દેહ અવશેષ દે, તુંબીથી અંજલી જળની દેવી;

આગવું દે ન દે સુખથકી કેહ ન કેહ, પંચ મળિયાં દઉ બ્રહ્મ ભેળી;
જનક—માગ્ય તુ જાગ્ય તું બ્રહ્મ દેખાડ તું, આગવું આપું હું માગ્ય મેળી. ૬૦
અષ્ટાવક્ર—દેઅલૌકિક અવિનાશી અખિલેશ્વરો, દેહ તારો વસે નહિજ જૂદો;
અન્ય નૃપ માહરે કાંઇ નવ જોઇએ, લોભી વાડવ લહી તુર્ત ખૂદો;
જનક—ક્યાં વસે આતમા રૂપ વિશેષ કોહ, આણી આપું વદો માપ માપી,
અષ્ટાવક્ર—પૃથ્વી સર્વત્રમાં વાસ વશી તે રહ્યો, નભ વિષે જળ વિષે સર્વ વ્યાપી. ૬૧
રૂપ નાનાવિધિ અરૂપ અવિનાશી છે, શેષ વિશેષ કેહતાંજ હારે,
તદપિ હું ભાખુ છું અણુથકી સૂક્ષ્મ એ, નભથકી બૃહત કેહવો શુ મારે?
રૂપ વિશેષ એ સર્વથી જે વડુ, આણી આપુ વદો, આણી દીજે,
પાસ છે વરમતિ! પાશ માયાતણો, આપતાં મૂઢમતિ તેથી રીઝે! ૬૨
માપ માપો વધા, માપ માપુ હવે, જનકની દેહ વીચે રહ્યો તે;
આણી આપો હવે પાણી ઘો પાણિમાં, વાર શી, આરશીશો કહ્યો એ;
કવિ—વેણથી વાજીને છોડી નૃપ દોડિયો, શીશ કર જોડિયા પાગ આગે;
જનક—મહામુનિ આત્મદર્શી નહીં ઓળખ્યા, પુડરીક ઇંદીવરે સર્વ ત્યાગે. ૬૩
કવિ—નીલ અણુજ કરે શ્વેત પકજ ધરી, રાય ઉઠાડિયો વક્રી દેવા;
અષ્ટાવક્ર—ધન્ય તુ ધન્ય તું એમ મુખે કહ્યું, સાધી તેં વિપ્રની સિદ્ધ સેવા;
નગરમાં જઇ કરો રાજ્ય રૂડી રીતે, મહત દાનેશ્વરી દેવ જેવા;
જનક—નૃપ ભણે એમ કંઇ આપ્યુ લેવાય નહિ, રાય પોતે અનો સાધુ એવા! ૬૪
બ્રહ્મ અરપણ કર્યું પાણી કરમાં ધર્યું, લાજ લાગે સુણુ બોલ એવા,
અષ્ટાવક્ર—વક્રી કેહ પરશુએ પૃથ્વી આપી બધી, ક્ષત્રીએ લીધી છે તેહ કેવા?
બ્રાહ્મણતણું મૂળ બ્રહ્મા ભણે સર્વ કો, આપ્યુ તેનું ચહે દેવ દેવા;
આપ્યું તેં મને હું દઉં છું તને, દાન દાનેશ્વરી વિધિ જેવા! ૬૫
કવિ—એમ મન મનવિયું આપ્યું પાછું બધુ, કાર્ય કોહ મુનિવરા ક્યાંહી જાવું,
સેવક સમું વદો કામ કે કાજ કઇ, જ્યાં વસો ત્યાં ઋષિ હુંય આવું;
વક્રી કેહ શ્રેષ્ઠ નૃપ યજ્ઞ મહિમા સુણી, આવિયા તુ ભણી એય આજે;
અતિથિ થઇ તાહરા યજ્ઞમાં આવિયા, તું મળ્યો આજ મૃગયાજ કાજે. ૬૬
યજ્ઞ જોવો અહીં વાદ કરવો તહીં, ક્રોધવ્યાધિ ઘણુ અંગ પીડે;
દ્વારપાળક લહી આપ કેહશો મહી, રોધ ટાળે કહી વક્રી હીંડે;
વાત એવી કરે સેન ત્યાં આવી છે, કડિધિને નાદ નિશાન ગાજે;
હાથી પર સાથી કઇ સાથી બહુ સામટા, આવી પોહોચ્યા રૂડા અશ્વ રાજે. ૬૭

બીકની પીડ બે સહી શક્યા નહિ જરા, નાશી પેઠા શુક્રકેરી માંહે,
અશ્વ આરોહી નૃપ ખોળતો દસ દિશે, વદી કે શ્વેતકેતુ ન સાંહે;
ભૂલિયો કાર્યમાં કંઇ ગયા તે તદા, ગાજતે વાજતે ગ્રામ આવ્યો;
નિરખી વધાવિયો પુરજને સહુ મળી, કન્યકા કુસુમવરસાદ લાવ્યો. ૬૮
નેહ વિસર્યો તદા, ભૂપ એવા સદા, ભય ગયો જાણી બે નિકળી ચાલ્યા;
પુરમાં પેસતાં શુકન સામા મળ્યા, શુભ તે જોઇને મન માહલ્યા;
ત્યાં વિધિ શો થયો વર્ણું મતિમંદ શું, શાસ્ત્રની વાતમાં સર્વ કાચું;
હીન હું દીન છું ભારતી વિણ છું, વારિ વિણ મીન છું સર્વ સાચું. ૬૯

વલણ.

મીન વિહોણું વારિ વિણ, પયથી અતિ પસ્તાયરે;
ભવાબ્ધિમાં બ્રહ્મજળ વિના, પ્રેમાનંદ સુઝાયરે. ૭૦

કડવું ૧૨ મું-છંદ.

હારતા લૌકિકો એમ કેહતા મુદા,
વાદમાં જીતતા બુદ્ધિવાળા સદા,
વાદી પોતે થશે હીણબુદ્ધિ જદા,
શું પ્રતિવાદીનું જાય ? તેમાં તદા. ૧

રાગ ત્રિતાળો.

શું લૌકિક ભાખે, દીનપણું દાખે, મહતા રાખે, મૂઢમતિ,
નવ તે હું માનું, ખોટું ખાનું, પ્રકટું છાનું, રંચ રતિ;
શૂરો જે જીતે, વસમી રીતે, યુદ્ધ અભિતે, સેનપતિ,
નિર્બળ તવ કેહતો, બળિયો એ તો, ચિત્તે ચેતો, ગૂઢગતિ. ૨
બે ભાગે બળિયે, ઇમ વદી બળિયો, હાર્યો મળિયો, કથન વિષે,
તેથી શું શૂરો, પૂરે પૂરો, થાય અધૂરો, મથન મિષે;
એવું નથી ક્યાંહી, માલજ માંહી, જ્યાંહી ત્યાંહી, પૂર્ણ દિસે,
હાથીની પૂઠે, કૂતરાં રૂઠે, હેલે હુડે, મન હીસે. ૩
વદતા ઇમ વાતે, જાતે જાતે, પૂર પ્રભાતે, પુરમાં આવ્યા,
ભોજનની સોઇ, કરતા કોઇ, જુગતી જોઇ, મન ભાવ્યાં;
પુર વીચ વિરામ્યા, માહજન જામ્યા, શિરથી નામ્યા, વર ફુલાવ્યા,
મુનિ ક્યાંથી આવ્યા, તાપ શમાવ્યા, મોદ મનાવ્યા, રંગ ઉપજાવ્યા. ૪

ડાહ્યો થઇ ડોલે, વકી બોલે, તુલના તોલે, મહતતણી;
ઉદ્દાલક પાસે, વસતા વાસે, આવ્યા આશે, જનક ભણી;
ઇચ્છાધન કેરી, ગુણિયલ હેરી, આવ્યા ફેરી, સફળ ગણી;
હરિ આશા પૂરે, વિદેહી પૂરે, શૂરે નૂરે, નૃપતિમણિ. ૫
લોકો કળકળતા, તન મન બળતા, બંદી મળતા, નૃપ નિંદે;
અભિધાન ડૂબાવ્યું, દુખ ઉપજાવ્યું, સૂખ તજાવ્યું, કો વંદે?
દાનેશ્વરી સાચો, કરિયો કાચો, મારી તમાચો, મતિમંદે;
દુઃખી બે થાશે, ગુણ ગણ જાશે, પડી પસ્તાશે, મળ ગંદે. ૬
બૂરાડે સાહી, દુઃખકર રાચી, માનો ભાઇ વચન સાચું;
એ દુઃખ નહીં ટાળે, જળમાં ઘાલે, વાદથી ઝાલે, શે રાચું?
મુનિ બંદી વંદી, થઇને દ્વંદી, મારે ફદી, જે જાચું;
માની જો જાશો, સુખી તવ થાશો, મન મકલાશો, એ કાચું. ૭
જે કષ્ટ તમારૂં, સર્વ વિડારૂં, સલ ઉચ્ચારૂં, મુનિ મોટા;
જોઇએ તે લીજે, મન જ્યમ રીઝે, દુખ દૂર કીજે, નવ કૈ ટોટા;
જનક છે ઝેરી, બંદી વેરી, લેશે ઘેરી, બે ખોટા;
માનોજી અમારૂં, સહુ સૂધારૂં, નરતું નિવારૂં, નહિ ગોટા. ૮
વક્રી કેહ સાચું, મનથી રાચું, કાંઇ નથી કાચુ, જન બોલ્યું;
પણ વદતું મારે, વારે વારે, મહત વિચારે, સત તોલ્યું;
ભંડારથી દેવી, લક્ષ્મી લેવી, ના નવ કેહવી, મન ડોલ્યું;
નવ રક રિબાવું, ધનને ધાવું, કરતાં આવું, ઉર છોલ્યું. ૯
જન કેહ શા મોટા, વાળો ગોટા, થાશે ટોટા, સત્ય ભણું;
વર ધની ઇક આપે, કષ્ટજ કાપે, મન મુનિ માપે, આપતણું;
હાવાં શું બોલો, કરી વરતોલો, સ્વચ્છ ન ડોળો, ગુણી ગણું;
વય છે અતિ નાની, થાવ ન માની, સત્ય એ વાણી, અલ્પ ઘણું. ૧૦
વક્રી કેહ લેવું, નૃપ ધન જેવું, અસત ન કેહવું, સહુ જાણો;
શુક્રે નીતિ ભાખ્યું, લેવું દાખ્યું, બાકી ન રાખ્યું, મન આણો;
તે મારગ ભૂલું, દેહથી દૂલું, વદ્દ લુલું, શીદ તાણો;
જનશું છો બેસો, ઘરમાં પેસો, અન્ય ન કેહશો, મત માણો. ૧૧
વળી વદે ઇક બીજું, ગુણથી રીઝુ, ભારથી ભીજું, હું આજે;
મન વૈર વસ્યું છે, અગ કસ્યું છે, રગ રસ્યું છે, ક્યમ ભાજે;

માનોજી અમારૂં, સત્ય ઉચારૂં, જાવા ધારૂં, માદ માઝે;
માગો ના કેદ છે, શે દુખ લે છે, વસમે વેદ છે, નવ લાજે. ૧૨
તેને ગ્રહી આઘો, કાઢયો ડાઘો, વરમતિ જાગો, મરને ઉધા;
આ લોભ કુસુમ છે, જન સહુ સુમ છે, મતિમદ ગુમ છે, ચલ સુધા;
વેહલા થઇ વળિયે, નૃપને મળિયે, છળવ્યા છળિયે, શે ઘેલા?
ના ના કહી લાખે, માર્ગ ન દાખે, ચોટજ ચાખે, મન મેલા. ૧૩
નવ કોઇનું માન્યું, વદનું છાનું, જાણ્યું અજાણ્યું, કરી ચાલ્યો;
વકીને નિંદ્યો, કોઇએ ન વંદ્યો, કહે મતિમંદો, રેહ નવ ખાળ્યો;
ધિઃકાર ભર્યા જે, વાટ સર્યા તે, વાદ કર્યા એ, જઇ કેવા;
લોમશ કેહ ભાખું, સાચું દાખું, રંચ ન રાખું, વર મેવા. ૧૪
કોઇનું નવ માની, થઇ ગુમાની, જમશે વાની, પંચ ગણી;
મંડપને દ્વારે, લહી લલકારે, વારે વારે, વિપ્ર કણી;
રક્ષક કેહ યાંહી, આવ્યા ક્યાંહી, જાઓ જ્યાંહી, ભીખ મળે;
આ રાજ્ય સભા છે, પૂર્ણ પ્રભા છે, હાથી ઉભા છે, અહીં શુંય વળે? ૧૫
વકી કેહ જાતું, બીખી ન ખાતું, વાદથી વાહતું, તુજ બંદીને;
જગન જઇ જોવો, સંશય ખોવો, બીજ વર ઓવો, વંદીને;
નથી ધન અમ પામે, પૂરે આશે, અતિ ઉદાસે, પ્રતિહારી;
માનોજી અમારૂં, સત્ય ઉચારૂં, જાવા ધારૂં, મતિ ધારી. ૧૬
રક્ષક કેહ જાણો, સર્વ પિછાણો, હું નહિ શાણો, મતિ માણી;
આજ્ઞાનુસારી, વિનતિ મારી, સુણજો ધારી, ગુણ ખાણી;
હે બ્રાહ્મણ સુણિયે,શિર ન ધુણિયે,બ્યાધ્ર શું પૂણીએ,મુનિ મરે મોટા;
અટકાવ અહીં છે, વય તુજ કંઇ છે, સુદ્ધી ગઇ છે? દ્વિજવર છોટા. ૧૭
વૃદ્ધ ઘણા તેમાં, બાળ ન જેમાં, નભનું એમાં, જા ઘેરે;
વકી તવ બ્રાહ્મે, વૃદ્ધ કુરે દામે, પારખ પામે, એ કેહ રે;
જો વૃદ્ધજ જાયે, તો સુખ થાયે, વૃદ્ધ ન કાયે, પણ છું તેવા;
વર વ્રતધારી છું, બ્રહ્મચારી છું, બ્રહ્મ ધારી છું, દ્વિજ જોવા. ૧૮
વેદોના ઘોષો, સુણી સંતોષો, જાયે રોષો, ઇમ મનમાં;
જીતેંદ્રિય પૂરા, નહિજ અધૂરા, જ્ઞાની શૂરા, છું તનમાં;
છું જ્ઞાન વિચારી, નિશ્ચધારી, માટે મારી, વિનતિ ધરો;
બાળક નવ ધારો, મન વિચારો, સમયજ સારો, સફળ કરો. ૧૯

અગ્નિ કદી ચોડો, નહિ જો જોડો, કરી દે ખોડો, પગ મૂકે
પ્રતિહારી એ'નો, તોલજ તો યો, બાળ અમો યો, શે ચૂકે,
મુખથકી વખાણે, વય નવ જાણે, આણે વાણે મતીશ મળે,
દુર્લભ છે તે તો, ચિત્તે ચેતો, મોટાઈ એ તો, કો ન કળે ૨૦
વકી કેહ મોટુ, વદન તુજ ખોટુ, છતને છોટુ, ગુણ ન્હે,
જો શાલ્મની દૂમે, ફળમા ઘુમે, અધિ ઉમે, સાર રહે
તશુ માન વિનાનુ, હુ મન માનુ અગ પિછાનુ, જે મોટુ,
જો નાનુ હોયે દુર્બળ તોયે, સારજ જોયે, નથી ખોટુ ૨૧
વૃદ્ધની કહો તેને, માર શુ જેને, અગે એને, લાગી રહ્યો,
રક્ષક કેટ જૂઠુ, સુણી દીન ઉઠ્યુ, જાણે રૂઠુ, તાપ સહ્યો,
વૃદ્ધની પાસેથી, વર આશેથી, ઉજાસેથી ગુણ ગ્રહો,
મનાતર થાતા, ગુણગણ ગાતા, વાકા જાતા, વારી વહો ૨૨
જ્ઞાન ન વેચાતુ, મળતુ માતુ, અપજ આ તું, શુ ભાખે,
રે દૃદ્ધ થયો શો, ગુણ ગ્રહ્યો શો તાપ સહ્યો શો, તપ દાખે
વકી કેહ રક્ષક, દાનાધ્યક્ષક, આભળ દક્ષક સત સોઇ,
શુ ધોળે વાળે, વૃદ્ધ નિટાળે ચક્ષુ ઢાળે, તે જોઇ? ૨૩
ના તે નથી વૃદ્ધા, લાબ્યજ શ્રદ્ધા, તે સહુ બદ્ધા, બૂરાડે,
જ્ઞાનગ્રાહી જે, વૃદ્ધ ભણો તે, બાળક નહિ એ, તુ રાડે,
વર્ષે થયા વધુ જો, મે ત્રણ વધૂ હો, પળિયુ બધુ તો, નહિ વૃદ્ધા,
જગતી ધન ધારે, પુન વધારે, હરિ ન ઉચારે, વિણ શ્રદ્ધા ૨૪
કો વૃદ્ધ ભણો તે, ગુણી ગણો તે, શુચ લણો તે, ક્ષેત્ર વિષે,
સાગોપાગે જે, વેદાગે જે, શાસ્ત્રાગે જે, પૂર્ણ દિસે,
વર વૃદ્ધ ભણો એ, ગુણી ગણો એ, વૃદ્ધતણો એ, વૃદ્ધ ખરો,
પ્રતિહાર અમારૂ, સુણ્ય આ વારૂ, સત્ય ઉચારૂ, ભવથી તરો ૨૫
બદીને માટે, આવ્યા વાટે, બેસુ પાટે, કરી સેવા,
જે સુવરણમાળા, ધરતા માહલ્યા, તે ન નિહાળ્યા, નૃપ કેવા,
આગમ આ વારૂ નૃપને મારૂ, ચિત્તથી ચારૂ, જઇ કેહજો
જો વાદથી વહુ છુ, કદી નવ અકુ છુ બધ ન પડુ છું સુખ ગ્રેહજો ૨૬
બદીને જીતું, વમસુ ચીત્યુ, છતમા છીત્યુ, નાવ ભલુ,
અતિશે અમુઝાશે, વિપ્ર ન નાહશે, સળગી જાશે, સત્ય કહુ,

મને મંડપમાં જોતાં, સહુ ગભરાશે, જોતાં મદમાતા, મૃદ થશે;
બાળક કે વૃદ્ધો, જાશે શ્રદ્ધા, હારે બદ્ધા, વાદ થશે. ૨૭
મંડપરક્ષક કેહ, પારખુ તું હે, મંત્ર નિગમ લે, મુખ પાઠે;
પ્રતિપાદન કીજે, મન જયમ રીઝે, બ્રહ્મથી બીજે, ભ્રમ ગાઢે;
અધિકપણું કર્મે, ભાખો શર્મે, જાણું ધર્મે, દ્વિજ વૃદ્ધા;
ભણ્ય તું વર વાણી, સ્વરને તાણી, પાણી જાણી, ધરૂં શ્રદ્ધા. ૨૮

છંદ.

પ્રતિહારી સુણો, નિગમ ગમ કેવી વદુ અમો,
પછે જાશો તેડી, નૃપમણિ ભણી ભાવથી તમો;
બને લોહી શુક્રે, જન જગતમાં દેવ દનુ કે,
હવે એ બે શેણે, કરી નિપજિયાં જેહ મનુ કે. ૨૯
થયાં અન્ને તે તો, ઉદર વિચ ફાલી ફૂલી રહ્યાં,
તદા ધાન્યો શેણે, કરી ઉપજિયા જોઇ શું કહ્યાં;
થયાં તે વૃષ્ટિએ, મુનિગણ ભણે ગ્રંથ પથમાં,
વધે વૃષ્ટિ શેણે, જનમન રિઝે ભૂમિ રથમાં. ૩૦
વધે યજ્ઞે એ તો, જલદ જનદી આગમ કહે,
તદા યજ્ઞો શાથી, દિવસ નિશિ માંહે વધી રહે;
વધે યજ્ઞો પૂજ્યે, કરગરૂપ વ્યાપારથી સદા,
પ્રવર્તે છે કર્મે, નિગમ થકી જાણો સરવદા. ૩૧
તદા વેદો શેણે, કરી નિપજિયા તેહ કહિયે,
પરબ્રહ્મે જાણો, નિગમ નિપજ્યા ચાર ચહિયે;
મળે તે યજ્ઞેથી, સરવગત મર્વેશ્વર પ્રભુ,
ભજો તેને ભાવે, વર કરમ ગે઼ગે લહી વિભુ. ૩૨
યજ્ઞે કેવો બોલે, તવ નમી ભણે રક્ષક તદા,
મહામોટા મુનિ, થયું થયું હવે એટલું કદા;
અહો ભૂમિદેવા, જદપિ મખમાં નમ્ર સુધી રે,
તથાપિ હું જાઉં, નરપતિ કને બોલીશ ધીરે. ૩૩
જદા તું નાનો છે, તદપિ ગુણથી મોટમપણે,
નહીં લાગે પાગે, જનક નૃપ તારા ગુણ ગણે;
પરંતુ બંદીથી, વર વિજયી કેવો જઇ બણે,
ન તે હું બોલું જો, ભરમ મનમાંહે ભણભણે. ૩૪

## રાગ ચાલતો.

વદી એવુ ચાલ્યો, જાતા મહા'તો, સંશય ટાળ્યો, જવ મનનો,
જનકનૃપની પાસે પૂર્ણ પ્રકાશે, બોલ્યો આશે, સુખી તનનો,
બે બ્રાહ્મણ આવ્યા, અતિ સુહાવ્યા, તન મન ભાવ્યા, લોકોને,
તે વેદ ભણે છે, વૃદ્ધ બણે છે, કષ્ટ દહે છે, શોગને ૩૫
અતિ લોક વખાણે, એક પ્રમાણે, મોટા માને, બે ભાઈ,
તે ધારે મળના, બદી કળના, વાદશુ વળવા, વર રાઈ,
વામન શશિ બે એ, આવ્યા કે એ, લઠુ નહિ જે એ, મૂઢ મતિ,
દાનેશ્વરી ભાજો, ચરણ પખાજો જશ અજવાળો ગૂઢ ગતિ ૩૬
મળવા નવ ધારો, તેહ ઉચારો, કહુ સીધારો, જુગતી કરી,
કીંતુ મુનિ મોટા, ન લહ્યા જોટા, વદ્ કયમ ખોટા, ચંદ્ર હરિ,
જય જય કરી રેહતો, નૃપવર ચેત્યો, આવ્યો એ તો, મોદ ભર્યો,
બદી બોલાવ્યો, વાડવ આવ્યો, વકી કાહવ્યો, ગુણ ધર્યો ૩૭
તુજને એ જીતે, રૂડી રીતે, નયની નીતે, આજ નકી,
વય છે અતિ નાની, મોટો જ્ઞાની, પ્રથમ પિઠાની, ભાખુ વકી,
બદી કેહ એવુ, બોલો કેવુ, દાનથી દેવુ હરખીને
બ્રહ્મા જો આવે, દાવ ન ફાવે, જીતી ન જાવે, ધરનીને ૩૮
જોગોજી જાતે, હારી જાતે, વકી વાતે, ઘર કેવો,
શ્મશ્રુએ કર ધાર્યો, વળી પુખાર્યો, દ્વિજ જળ ભાર્યા, નૃપ પદ લેવો,
તવ જનકવિદેહી, થાય ઉજેહી, હરખ્યા એહી, તાની ગ્રહી,
હાર્યા તે ભૂલ્યા, ફોગટ ફૂલ્યા, દેહથી ડૂલ્યા, વાત વહી ૩૯
કયમ નવ ભૂલાયે, દ્વિજને વાત્યે, જીતી જાયે, બદી બગી,
નૃપ બો'યા લાવો, સુખ ઉપજાવો, વેહલા આવો, સાથ વગી,
એ વાત વિસામુ, બને સામુ, શિર જઇ નામુ, શ્રોતા રે,
દઢ મનનો ભાણો, મામો શાણો, ક્રોધ તો જાણો, વક્તા રે ૪૦
કરીને ઉધામા થઇને સામા, વદતા મામા, સુખ બોની,
રે વદી કૂડા, વાદ ન રૂડા, જાણો બૂડયા, જળ છોગી,
ધન કાજે લાની, પ્રાણુ હરાવી, જાય ઇ ફાની, મૂઢમતિ,
હુ પ્રથમ ન ચેત્યો, વિપ છે એ તો, ગુણી મન ગ્રેહતો, ગૂઢગતિ ૪૧

ખોળેથી ઉઠાડયો, દાવ તિ વાળ્યો, ધરણી ઘાલ્યો, સંતાપે;
મરવાની વેળા, થાય ન મેળા, કયમ થઉં ભેળા, માબાપે;
મારૂં જે માને, ધનનું ધાને, વિસરી જાને, ગુણ ગણું;
નહિ તુજને ફળુ, દીન થઇ ળુ, ગુણમાં લુળુ, સરા ભણું. ૪૨

એવે પ્રતિહારી, અર્થજ સારી, આવ્યો બારી, કેદ ચાલો;
બદીને છતો, કે ભવ વીતો, સાથી બીહતો, નવ ભાળો;
વકી કેદ વસમુ, થાય સહુ ગ્મું, ખોવ્યે ન ગમું, તું મામા;
ચૂપ થઇ રીજને, ભય શો તુજને, મારે મુજને, હારૂં આમાં. ૪૩

ગૃહ જાઇ સદેશો, મારો કેહનો, મુઓ લેહશો, કે છત્યો;
ભણીને ઇમ ચાલ્યો, મનથી માહલ્યો, નૃપ વર ભાળ્યો, તજિ ભીત્યો;
આશિરવાદો દે, સુખી રેહ કેહ, ચાતુર ચોકે, રૂપ લહી;
શુ કેહતો આવી, તાપ શમાવી, ભણુ જે ભાવિ, બુદ્ધિ રહી. ૪૪

છંદ.

અષ્ટાવક્ર–હે એઇ વશ જનકે, સુવિદેહી રાજા,
હે ચક્રવર્ત્તિ સુગુણી નર માંહી માઝા;
જેવો યયાતિ નૃપમાં, મતિશાલી રાજે—
યજ્ઞો કર્યા વિચ તશો, સુવિદેહી આજે. ૪૫

હે રાય આપ મખમાં, બની વાદી બદી,
બૂરાડી દેય દ્વિજને, અતિ જેની મદી;
સાથે વસે અનુચરો, નૃપતિ તમારા,
નિઃશક વૃદ્ધ હણતા, કયમ ના નિવાર્યા. ૪૬

સુણ્યો પુરે જનકને, અપરાધ થાતો,
આવ્યો વિવાદ કરવા, નૃપ હુ તદા તો,
અદ્વૈત બ્રહ્મ સત્ય છે, સુખથી ભણું હુ,
ક્યાં તે ગયો રજ જશો, મહતા ગણુ તું. ૪૭

મેળાપ આપ કરી દ્યો, પછી શુય થાયે,
નક્ષત્ર સૂર્ય લહીને, અતિશે છવાયે;
તેવી ગતિ મતિવરા, કરૂ બદી કેરી,
રે તો ગણો સફળ આ, પુરકેરી ફેરી. ૪૮

છંદ.

તદા ઊઠી રાજા સુઅર્ધ્યેથી પૂજે છે, ધરી પાઘ પાસે પદોને ધુએ છે,
પછે બોલતો રાય બે હાથ જોડી, સભા સર્વ એકી ટસે તે જુએ છે,
જનક–અરે બાળ નાના ન બંદી લહ્યો તેં, બળે બુદ્ધિએ સશયો શો ખુએ છે,
વદે જેમ બંદીતણો જીતનારો, તહુ શુ વદે આખરે તું રૂએ છે. ૪૯
અસખ્યાત આવ્યા મહાદેવ જેવા, મુખે વેદશાસ્ત્રો ભર્યાં જે ભણેલા,
જશા સૂર્ય દેખી બને સર્વ તારા, કર્યા તેહ તેવા તને તે ગણેલા;
મદોન્મત્ત બ્રહ્મા જશા બ્રહ્મ આવ્યા, વિવાદે વહ્યા તે નિહાળો પણે છે,
મહાકુડ મોટો જળે આ ભર્યો છે, હણે વાદમાં બંદી ફ્દી બણે છે. ૫૦

છંદ.

અષ્ટાવક્ર–વક્રી વદે જગતમા, જશ જામી જાશે,
વર્ષે વધુ નહિ ભણી, જન કીર્તિ ગાશે;
હસા વધ્યે નરકમાં, નૃપ બંદી બૂડે,
પાણી ભર્યું લહી નહીં, મન મારૂ ઉડે. ૫૧
બંદીજને નવ લહ્યા, મુનિ મુજ જેવા,
પચાનને નિરખિયા, અજરૂપ મેવા,
ના મેઘની ગરજના, સુણી મૂઢ એણે,
આજે અમો મળી ગયા, સુધર્યુંજ તેણે. ૫૨
વાદે વઢી જડ જશો, કરી દેઉં આજે,
સૂતા સમોવડ બને, સહુ દેખી લાજે,
હારૂં અમો વસું જળે, નહિ વાર લાગે,
જો હાર એની થઇ તો, નકી નાખ્ય આગે. ૫૩
ચક્રો જદા શકટનાં, દ્રય રાય ભાગે,
ચાલે ન તે સમ બને, વદતું શુ આગે;
તારા મળ્યા રવિ નહીં, મળિયા અમોશા,
બંદી ખૂરાકુ અગની, નૃપગે વમોસ્યા. ૫૪

છંદ.

જનક–નથી દુ ખ કે આપદા કાંઇ મારે, પરતુ વિચારે વમી આડરે,
ન વન્હિ વિષે બંદીને નાખવો મેં, જળે એહને તું ભયે ગાડરે;
ભલે થાય ગાકુ ન એ માટી આડુ, જડરને બની ઝાડ કે પ્હાડરે,
ન સેવાજ દેવા વસે એહ માંટી, નહીં આડ કે કાંઇ ઉજાડરે. ૫૫

કે'છે દુઃખ તથા કુમૃત્યુ નૃપતિ, વાયુરૂપી સારથીરે,
ધારે છે મન તેહ ગર્ભ વસમા, જાતે થઇને રથીરે. ૬૯
જેઓ થાય પ્રસન્નને મન રૂપે, જાણો વિદેહી તમેરે,
તેઓ પ્રાપ્ત ન થાય રાય તમને, કે શત્રુ ઘેરે ક્ષમેરે;
એવાં રૂપ ભણ્યાં અમે દૃપ ભલાં, બાકી ન રાખી જરીરે,
પૂછો પ્રશ્ન વળી ગમે મન વિષે, શંકા કરીને પરિરે. ૭૦
જનક–કોહ નિદ્રા વિચ કોણ નેત્ર ન મીચે ? જન્મે નહાલે વદોરે ?
કોને છે ન હૃદે ભણો મતિવરા, જાણુ મનીષે મદોરે;
વેગે કો વધતુ વદો મુનિ મહા, ના અન્ય તેવુ વધેરે,
પ્રશ્નો ચારતણાજ ઉત્તર ઘણા, આપ્યે ન કાર્યો સધેરે. ૭૧
અષ્ટાવક્ર–મત્સ્યો ઉંઘ વિષે ન નેત્ર મિચતાં, પક્ષી ઈંડાં જન્મતારે,
હાલે ના સ્થિર તે રહે નૃપમણિ, ભાળો તમે જન્મતારે,
પ્હાણાને ન હૃદે વિદેહી નૃપતિ, વેગે નદી જો વધે છે,
એ છે ઉત્તર પ્રશ્નના વળી વદો, વાણી તમારી ઘટે છે. ૭૨
જનક–ભાખ્યો ભૂપ, નહીં તમે નરમણિ, દેવેશ કે દેવ છોજી,
મોટા વૃદ્ધ તમે અમે મન ગણું, સાચા ગુરૂ સેવ છોજી;
વાણીમાં નવ ભારતી હરવવા, ધારે તમોને કદાજી,
આ બંદી મતિમાન માહનબની રેહ, છતો જઇ સર્વદાજી. ૭૩
અષ્ટાવક્ર–એજ એજ બંદીએ કહોડને જળવિષે, નાખ્યા ન રાખ્યા જરાએ,
તેં દ્વંદી થઇ કોઇને મૂઢમતિ, રાખ્યા ન દાખ્યા ધરાએ;
તેં દ્વંદીપણુ ફોગટે ફરી કર્યું, દીપ્યા ન પાખ્યા પરાએ,
તેં મંદી કરી માન્ય બુદ્ધિ અધુના, પાખ્યા ન ચાખ્યા ઝરાએ. ૭૪
છું તું ગર્વ ભર્યો, પરાજય કર્યો, દેહ વારિ નાખું અત્યારે,
ના બોલીશ અશું તું દ્વિપદપશુ, ના હું સભા કો મત્યારે;
સૂકાએ સરિતા જરી પ્રલયમાં, વન્હિ વધ્યાથી ભલીરે,
તેવો શુષ્ક બને મને તન ધને, આજે અમોને મળીરે. ૭૫
સૂતેલો હરિ શો વિષે સુખ ભર્યો, જીહ્વા હલાવ્યા કરેરે,
તેવો ચક્ષુશ્રવા પગે હણી હવે, આ દેહ શેણે ધરેરે,
માર્યો બાપ અત્યા શિરે પગ દઇ, નાખ્યો જળે તેં ખરેરે,
નિશ્ચે આજ ડમું ખસું નહિ જરી, તારાથી વકી ડરેરે. ૭૬

બદી સાભળ વેણુ દેણુ દુખતું, ગિરિ હણ્યો હાથથીરે,
જો ક છે તુ બલિષ્ટ ઇષ્ટ નૃપનો તોયે ન રેહ સાથથીરે
ભાગે કૃત્ય કૂડુ ન્યે કર નખો, શો પનતે છેદ છેરે,
જાણો કૃત્ય તમારૂ એવુ અવગુ, માઠુ હવે ભેદ છેરે ૭૭
આ મૈનાક વિદેહી, ભૂપ નગ સૌ, કો માથી તેવા ભણોરે,
વત્સોની બલિનદમા ગણતરી કોઇ કોણ ડાહ્યો ગણેરે?
હે યુધિષ્ઠિર! એમ ક્રોધી થઇને, રાજા ભણી જોઇનેરે,
અષ્ટાવક્ર ભણે ગણે નહિ જરી, બદીતણી મોઇનેરે ૭૮
છે મોગ સુરમા પુરદર જગો, ગગા નદીમા જશીરે,
તેવા શ્રેષ્ઠ તમો સદા નૃપ વિષે, રોહ એકરૂપે વશીરે,
આજ્ઞા ઘો હીણુ બદીને મુજથકી, વાદે વદે આજથીરે,
હારૂ તું જળમા ડૂબુ, જીતુ જદા બદી અહુ રાજથીરે ૭૯
મોટો બદીની માથ વકી નળો સા, શેણે રહે શાત તુરે,
તુ બોલે વદનેથી ઉત્તર દઉં, આજે વિના ભ્રાન્ત હુંરે,
હું બોલુ વધ તુય ઉત્તર અન્યા, મૌને ન માર્ય મરેરે,
આ વન્હિ ઝગતો થરે આસુ નમી, છૂટે ન ગે તુ ડરેરે? ૮૦
**બદી**—આ બદી ડરતો ન કોઇ દ્વિજથી, શ્વાનો મમુ ના ભમોજી,
પૂછુ પ્રશ્ન તુજ ઉત્તર અ'યા, જો જ્ઞાન હૈ રે વમેજી,
કપે છે અતિ શ્વેતકેતુ સુણુતા, વકી વદે ગોથી દેજી,
**અષ્ટાવક્ર**—આ વન્હિ વિષ તુગ નો હીણુમતિ, વાગે શીધો ટોની ચેજી ૮૧
**બંદી**—મદી કેઙ મતિમાન ઉત્તર કરો, આ પ્રશ્ન મારાતણાજી,
તો હું જાણુ તમે ખરા દ્વિજમણી, બોલ્યા વિરે ના મણાજી,
બીજાને પરકાશ અગ્નિ ભગ દે ઉજાશી પોતે બળે છે,
તેવો બુદ્ધિ પ્રકાશ ઇદ્રિય કરે, જાતે પ્રમાશી ગણે છે ૮૨
તે બુદ્ધિ વગી જેમ ઇંદ્ર હણુતો, શત્રુ સહુ આપનાજી,
તેવા તત્ન હણે મતિ નત ગણે બીજે વશ માપનાજી,
પાગે છે યમ જેમ પિતૃ નિમથી, બુદ્ધિ તણી પાળનીજી,
પોષીને વિરો થકી શરીરને નિત્યેજ સભાળતીજી ૮૩
જે એવુ વિરથી શરીર સુખી છે, તે તો મતિના વતીજી,
ઇદ્રીને નિયમે ગ્રહે મતિ મહા, એ બુદ્ધિની રી ગતિજી,

માટે જાગ્રત સ્વપ્નમાં મતિ રહી, તત્વોરૂપે તો વગીજી,
સ્વપ્નમાં અતિ રૂપથી લહું અમે, તત્વો અનેકે કશીજી. ૮૪

અષ્ટાવક્ર—અષ્ટાવક્ર કહે પુરંદર તથા, છે અગ્નિ મિત્રો બલારે,
સાથે નારદ મુનિ પર્વત મુનિ, કેવા ફરે ના કલ્યારે ?
અશ્વિનિતનુ જેમ બે મળી ફરે, તેવા કહું બે જણારે,
ચિદાભાસ સહિત બુદ્ધિ જીવ જે, સાથે ફરે છે ઘણારે. ૮૫
એ બુદ્ધિરૂપી જીવ અંતરમણિ, આત્મા ઘણા મિત્ર છેરે,
આત્મા તેહ સ્વતંત્ર બદીજન છે, હાવાં શું વિચિત્ર છેરે;
બુદ્ધિ તો પરતંત્ર છે પણ વદુ, તેની ગતિ મ્હા ગતિરે,
બે ચક્રે રથ કામિની નર વિના, ચાલે નહીં રે રતિરે. ૮૬
બ્રહ્માના નિયમોથકી ઇમ બને, અમાર સિદ્ધિ સદારે,
તેને તત્વ ગણો કશી રીતિથકી, જૂઠું ન જલ્પો કદારે;
બુદ્ધિ કેવળ તત્વ કેહ નવ નભે, માટે મતે તો જરારે,
બોલો અન્ય હવે હું ઉત્તર કરૂ, થાશો દેહ થકી પરારે. ૮૭

બંદી—બંદી કેહ જીવ દેવ પિતૃ મનુષ્યે, જન્મે સુકર્મૌવતીજી,
પાપે વૃક્ષ પશુ પતંગ રૂપ લે, નર્કે પડે મ્હામતિજી !
માટે વેદત્રયી કહે કરમનું, મોટાપણું સર્વથીજી,
સંન્યાસી વિણુ આશ્રમો ત્રણ ભણું, કર્મે ગતિ ગર્વથીજી. ૮૮
બ્રહ્મ ક્ષત્રિય વૈશ્ય વર્ણ ત્રણ એ, ત્રિ કર્મ સાધે મળીજી,
એવાં ત્રિ મવનોરૂપી કરમથી, અગે બને માહ બળીજી;
જાયે જીવ સુસ્વર્ગ નર્ક વિચ રેહ, પૃથ્વી પડે કર્મથીજી,
તેથી તત્વ મહાન કર્મ ગણિયે, માનો તમે ધર્મથીજી. ૮૯
થાયે જાગ્રત સ્વપ્ન સુષુપતિની, કર્મોથકી પ્રાપતિજી,
અંગીકાર કરો તમે જીવ મુનિ, છે તેની કર્મે ગતિજી;
માનો આપ તદા અમો પણ કહુ, કર્મો રૂડાં સર્વથીજી,
તે ગંગા યમુનાથકી અધિક છે, બીજાં મહાપર્વથીજી. ૯૦

અષ્ટાવક્ર—અષ્ટાવક્ર કહે જુઓ અસત છે, બોલ્યું તમારૂં નહીંરે,
બ્રહ્મજ્ઞાન મને ગણે મતિ મહા, સંન્યાસથી રેહ ટકીરે;
છે કુટિચક હંસ નિષ્ક્રિય ને, ચોથો વળી ભેદ આરે,
નામોચ્ચાર મુનિ કહે બહૂદકો, ભાખે ન શું વેદ આરે. ૯૧

સંન્યાસાશ્રમ વર્ણું ચાર ધરતી, જ્ઞાની ગ્રહે ગર્ભદારે,
સુમાની ત્રણ જાગ્રતાદિ સ્થિતિમાં, વાસો વસે છે સદારે;
નામે તૈજસ વિશ્વ પ્રાજ્ઞ મુનિ કેહ, તેથી કશું ભિન્ન શુંરે ?
અંતર્યામી વિરાટ સૂત્ર વદનું, તુર્યા ત્રયી છિન્ન છેરે. ૯૨
સાક્ષાત્કાર કરાવતી ત્રણ નહીં, સ્થિતિ ધરો ચારથીરે,
એને જે બતલાવના મુનિ મહા, ભાખું અમે સારથીરે;
માત્રા અર્ધ અકાર ને અવયવે, જ્ઞાની ગ્રહે મૂકતીરે,
છે ઉકાર મકાર ને પ્રણવથી, બીજી વળી જૂદીરે. ૯૩
પશ્યતી પછી મધ્યમા વર પરા, છેલ્લી ગણો વૈખરીને,
વાણીના વર ભેદ બંદીજન રે'હ, ચચ્ચારમાં વિસ્તરીને;
કેહવાયે નવ નવ કર્મ તત્વ જરિયે, ભાખો વિચારી કરીને,
તત્વજ્ઞાન ભણો મળો મુજ મને, તો દુઃખ જાઓ તરીને. ૯૪
બંદી-બંદી કેહ તવ ગાર્હપત્ય અગની, બીજા વળી ચાર જે છે,
દક્ષિણાગ્નિ અને સુસભ્ય અગની, ભાખો ન નિર્ધાર એ છે?
છે ચોથો વર આવસથ્ય અગની, શાસ્ત્રો વિષે સાખ છેરે,
દાવાં પંગમ નામ આહવનીયે, તાર્યા તર્યા લાખ છેરે. ૯૫
વર્ણ્યાં આકાર પાદ પંચ મળી રે'હ, છંદઃ ભણો પંક્તિ તેજી,
વાણી વેદતણી ન સંશય જરી, ભાખ્યા અમો ભક્તિએજી;
અગ્નિહોત્ર પશુ અને વળી બીજાં, સોમાદિ નામો કહુંજી,
ચાતુર્માસ્ય સુદર્શ પૂર્ણમહિના, શ્રોને સુખી હું રહુંજી. ૯૬
જ્ઞાનેંદ્રિય ભણેજ પાંચ મુનિઓ, કેહ વિપ્રો પાંચ છેજી,
માહ જૂનોયણી દેહમાં વળી રહી, શીશી વદું આંચ છેજી;
જ્ઞાન ભ્રાંતિ વિકલ્પ ઉંઘ ચતુરે, પાંચે સ્મૃતિ છે ખરીજી,
શિખાઓ અભિધાન છે નિગમમાં, સંને ન રાખો જરીજી. ૯૭
શાસ્ત્રોમાં વળી જ્ઞાન ઇંદ્રિય કહી, પાંચે પૂરી પાખીનેજી,
એ વિષે સમુદાયને ક્ષત કહો, શુદ્ધિ ભણી ભાખીનેજી;
નિદ્રામાંહી સમાધિ અંતરગણી, ભાવે ભણી રે'હ કહુંજી,
તેથી તુરિય તત્વ હું નવ ગણું, પંચેંદ્રિ તત્વે લહુંજી. ૯૮
અષ્ટાવક્ર ભણે છથી સહુ બને, પાંચે ન થાયે જરીરે,
અગ્નિહોત્ર ગ્રહો તદા સુરભિ વો, ભખ્યા છ પૂરી કરીરે;

વેદે એમ કહ્યું ન સંશય જરા, શખીશ તું તો કદારે,
જે સંવત્સર કાળચક્ર ગણીને, સંખ્યા ઋતુની સદારે. ૯૯
થાશે તે પણ જાણજે નકી છની, નક્ષત્ર હાવાં કહુરે,
છે સંખ્યા કૃતિકાતણી પટ સહી, સાધક પત્નો સહુરે;
વેદોમાં વદિયાં છ જાણ જરૂરે, જ્ઞાનેંદ્રિ પાંચે ગણેરે,
તો જાગે મન ક્યાંહી બંદીજન કેહ,તત્વો તપાસ્યાં ભણેરે. ૧૦૦
જ્ઞાનેંદ્રિય ન પાંચ તત્વ બનતાં, તારે મને તો જરારે,
થાયે છે પટ તેહ તો મન મળ્યે, ખોટા ન થાશો ખરારે;
અંતર્ભાવ ભણે સમાધિ ઉંઘમાં, તે ખોટું છે સર્વદારે,
નિદ્રામાં નવ સુખને અનુભવે, કે દુઃખને કોઈ કદારે. ૧૦૧
ગાજે મેઘ અપાર શૂન્ય શિખરે, યોગી સમાધિ ધરેરે,
આત્મા વિદ્યુત રૂપથી ઝળકીને, આ હું સુખે ઉચ્ચરેરે;
થાયે દર્શન બ્રહ્મનું મન ગમ્યું, સાચી સમાધિયકારે,
અંતર્ભાવ સમાધિનો નવ તદા, ખોટું ન રેહશે ટકીરે. ૧૦૨
માટે છે અભિમાની તુરિયતણો, નક્કી સમાધિ વિષેરે,
સુષુપ્તિ સ્થિતિ માંહી ઇંદ્રિય તથા, બીજું કશું ના દિસેરે;
તે તો છે મન જાણ તું લય બને, એ બે અમારે મતેરે,
માટે જ્ઞાન અભાવનો નકી જૂદો, ચૈતન્ય કર્ત્તા છતેરે. ૧૦૩
બંદી-બંદી કેહ મન પાંચ ઇંદ્રિય મળ્યે, બુદ્ધિ ગણો સાતમીજી,
એ સાતેયકી જેહ તો નિપજતું, કેહતાં રહેશે ગમીજી;
સાતેથી વિષયો સુસમ ગણતા, યોગી મુનિ ધ્યાનીઓજી,
નામે ગ્રામ્ય વિષે ભણે સહુજનો, મોટા મહામાનીઓજી. ૧૦૪
એ સાતે યકી શું વળી નિપજતું, તે આજ કેહવું પડેજી,
સાધે જો પરલોક સાત વિષયો, તો વન્ય નામે અડેજી;
થાયે છે વિષયોજ ચૌદ ગણતાં, એ રીતથી તો સદાજી,
આસક્તિ વિષયો વિષે પુરૂષની, ગ્રામી પશુ તે તદાજી. ૧૦૫
આસક્તિ વર વન્યમાં પુરૂષની, તે વન્ય કેરો પશુજી,
એ સાતે મળી જીવને વિષયમાં, રોકે ન કેહવું કશુંજી;
એ આસક્તિથી જીવ આતમરૂપને, ભૂલે સદા સર્વદાજી,
માટે ઇંદ્રિય સાત તત્વ પુનિ કોઈ, જૂદું ન જલ્પો કદાજી. ૧૦૬

આઠ્ઠી ઈંદ્રિનો તમે ભિન કહી, આત્મા રૂપે ગાઓ છોજી,
ખોટું છે મુનિ તેહ તો કહું અમે, ભૂલી તમે જાઓ છોજી;
સાતે તારવડે વીણા રવ કરે, સુખી રહે સર્વથીજી,
આત્મા તેમ અનુભવે સુખ સહુ, ઇંદ્રિય સાતે વતીજી. ૧૦૭
રે તેથી નવ ભિન્ન ઇંદ્રિય થકી, આત્મા અમે માનતાજી,
તેનાં કારણ છે ઘણાં મુનિ મહા, સુણી ન ભાગી જતાજી;
ઇંદ્રિયો નવ જો કરે મુનિવરા, વ્યાપાર મોટા ઘણોજી,
તો કર્ત્તાપણું કેમ ચેતનપણ, આવી વમે તે ભણોજી. ૧૦૮
અષ્ટાવક્ર—અષ્ટાવક્ર ભણે તદા શણતણા, સૂત્રે બને સુણિયારે,
સખ્યા આઠતણી ગણો મુનિવરા, માપો ન શું સુણિયારે;
ધારે છે અતિશે પદારથ જશા, સાતે તસ્યાં ધારજોરે,
મેળો તે વિચ એક બંદીજન જો, નામે અહંકાર જોરે. ૧૦૯
તો તે આઠ બને અનંત વિષયો, ધારે ભલી રીતથીરે,
આઠે ઇંદ્રિય રૂપ પાદથકી એ, ક્યાં ક્યાં ભમે પ્રીતથીરે;
દેશો સૌ વિષયો રૂપી લહી કરી, આત્મા કરે છે કશુંરે,
મારે દ્વૈત રૂપી હરિ શરભ થૈ, નિશ્ચે મને એ વસ્તુરે. ૧૧૦
આત્મા આઠ કુવાસના થકી સદા, બધાઇ રેહ છે ખરેરે,
આત્મા ઇંદ્રિય બાધતી ઇમિ ભણે, શાસ્ત્રે પુરાણે ચઢેરે;
આઠે ઇંદ્રિય અષ્ટકોણ થઇને, અજ્ઞાન સ્તંભે ચડેરે,
બધાએ પુરષો પશુ થઇ સદા, કે ખાડ મોટે પડેરે. ૧૧૧
આત્મા તેથી ન ભિન્ન કોઈ કળતું, તોયે ભણુ ભેદ આરે,
સુષુપ્તિ સ્થિતિનોજ સાક્ષિ શિવ છે, છોટો નહીં છેદ આરે;
જૂદો ઇંદ્રિયથી તથા જીવથકી, આત્મા તમે તો ગણોરે,
જે છે જ્ઞાન ધની સુચેતનમણિ, ઇંદ્રિ અપેક્ષા વનોરે, ૧૧૨
બંદી—બોલ્યો બંદી પિતા પિતામહ તથા, નામે પ્રપિતા સદાજી,
પૂજો રોજ ઉશતત્વા ભણી તમે, મત્રે થઇને મુદાજી;
એકેકા પિતૃને તમો યજનમા, બોલાવતા મંત્રથીજી,
સામીધેયની નામ અગ્નિ કરવા, જાચો ત્રણે તંત્રથીજી. ૧૧૩
તે મંત્રો નવ થાય આવૃતિ કરે, બીજું બતાવુ તનેજી,
નામે જે બૃહતી સુછંદ ભણતા, વર્ણો નવે તે બનેજી;

તેવી તો પ્રકૃતિ સદા ગુણથકી, પૂરે પૂરી છે ભરીજી,
સાત્વિકે વર રાજસે વળી વસે, જે તામસે તો હરીજી. ૧૧૪
તે ન્યૂનાધિક કે સમાનપણથી, સૃષ્ટિ રચે છે સદાજી,
એ ગુણો ત્રણના સુભેદ નવ જે, ગુણ્યા તમે સર્વદાજી;
અંકો જે ક્રમથી ઉગ્યા નવ મળી,સંખ્યા ન સેહલે મળેજી,
થાયે અંક અનેક રૂપ ગણતાં, તેવી ન માયા કળેજી. ૧૧૫
માટે કારણ જગતનું પ્રકૃતિ છે, જે નિત્ય રૂપે મહાજી,
તેથી દ્વૈત હરે ખરૂં મુખ કહો, ખોટું ન ચાલે ત્યહાંજી;
જો અદ્વૈત રૂપી મહા શરભથી, એ સિંહ મોટા મરેજી,
નાના બાળક પશુમાં સમજશી, જ્યાં ત્યાં મુખે ઉચ્ચરેજી. ૧૧૬
અષ્ટાવક્ર—અષ્ટાવક્ર કહે સ્ત્રીઓ ગરભને, માસો દશે ધારતીરે,
ધારે તેમ દશેય ઇંદ્રિય મળી, બાપુ ભલા ભારથીરે;
જીવાત્મા કરતી અમગ દશ તે, ધારી અહંકારનેરે,
સ્વાધીને કરી તે પછે વિષયના, સુખે ગ્રહે મારનેરે. ૧૧૭
જીવાત્મા પણ તોય એકજ રૂપે, વિભૂતિ ભેદે થયોરે,
કો માયા બળથી હજાર સ્વરૂપે, દર્શી ભણું હું વદ્યોરે;
દર્શી વિશ્વરૂપે કહ્યું નિગમમાં, તારા સમા ભૂલતારે,
જાણી બ્રહ્મ ન ઉપદેશ કરતા, તે નર્કમાં ઝૂલતારે. ૧૧૮
છે સંખ્યા અતિશે ન કાંઇ સમજે, જાણે ન કેહ કોઇનેરે,
વિદ્વાનો વર જાણતા કયી રીતે, દાખું તશી સોઇનેરે;
રૂપાની ભ્રમણા છીપે વશી રહી, દેવેશ કે દેવનેરે,
છીપજ્ઞાન ન થાય જો જનમમાં, સેવે ગમી સેવનેરે. ૧૧૯
છીપજ્ઞાન થયે ભૂલે ભ્રમ નકી,અજ્ઞાની શું શું લહેરે,
માયાએ કરીને અનિર્વચનિયે, બે રૂપ દેખી રહેરે;
ભાળે બ્રહ્મ જુદા તદા નવ જરા, સંગે રહે ચિત્તમાંરે,
મિથ્યા દ્વૈત કહે ગુરુ વર મળ્યો, ભ્રાંતિ ન રેહ વિત્તમાંરે. ૧૨૦
સાક્ષાત્કાર થયે ન બંદીજન તે, તારા સમુ બોલતોજે,
ભાખે દ્વૈત વૃથા અસંગ શિવ કેહ, અદ્વૈતમાં ડોલતોજે,
જાણે છે નૃપ આ અમો થકી સહુ, આનંદ પામે મનેરે,
જાણે હાર થશે કુબદીજનની, તોયે ન વારે તનેરે. ૧૨૧

કવિ-એવે નૃત્યતણો સમો સમજીને, ગંધર્વ આવ્યા કને ત્યાં,
વાજીંત્રો નરઘા મૃદગ કરમાં ડાડાડિડે તે ભણે ત્યાં;
વાજે ઘૂઘરી પુંશ્ચલીપદથકી, રાજે રૂપાળી બની છે,
ગાજે વાદ ગમ્યા નહી, વરનરો લાજે મહા જે ધની જે. ૧૨૨
વિશ્રાંતિ લઇ લ્યો તમે દ્વય જણા, ભાખ્યો મહાભૂપતિરે,
અષ્ટાવક્ર વદે ન થાક અમને, ફેધાઇ બદીમતિરે;
વાર નૃત્ય ભલે કરે નહિ કશી, પીડા અપીડા મનેરે,
વારૂં હુ શિવ રૂપ જગ્ત સહુને, ક્રીડા અક્રીડા તનેરે. ૧૨૩

## રાગ ચાલતો.

સાંભળી ગાયક તે, સુખદાયક તે, દ્વિજ લાયક તે, ગાય પછે,
દોરી કો ખેંચે, સાકર વેહચે, લચીને લેહચે, ગાન ગછે,
તાળી કો પાડે, સ્વર કો કાહડે, આવે આડે, નવ કોઇ,
પદ પૂરૂ છોડયું, બધન તોડયુ, જાતે જોડયું, મળી ધોઇ. ૧૨૪

## પદ.

અરીહાં ! અરીહાં ! અરીહાં ! ત ત થૈ ! ત ત થૈ !
થૈ, થૈ ! રે તન તન તનક તથ થૈ થૈયાં.
રે તનક તનક તા થૈયાં, હાં હા, તા તા તા તા થૈયાં;
છે છતનાં છોરૂં છૈયા, આખર રેહશે આ ડૈયાં. તનક૦
ઠીક થનક થનક કર અહિયાં, પણ છેલ્લે બેસે બૈયાં;
છે ધગ ધગતી આ ધૈયાં, તુ જાણ્ય જુવાની ગૈયાં. તનક૦
નરખે હરખે સુત મૈયાં, ઉછળે ઉંચાં અતિ હૈયાં;
રે ભાગી નાર બલૈયાં, રે ભુંડી રૂડી ભનૈયાં. તનક૦
શાં છેલડી જોય છલૈયાં, શાં ઝબકાર વિચ ઝલૈયાં;
ગધર્વોનાં જે છૈયાં, તે જાશે ગાશે તૈયાં. તનક૦
સારિગમપધનિસા સૈયાં, સાનિધપમગરિસા કૈયાં,
સાસારિરિગિમપધનિ શૈયાં, ઇમ જુવાનિ એહ ગૈયાં. તનક૦
પ્રેમાનદ પ્રભુ એ લીલામાં, ફૂટી ગયાં સૌ હૈયાં;
કે પ્રેમે પૂરાયાં હૈયા, લીલાં પીળાં નવ લૈયાં! તનક૦

### પદ-ખાંશીદો.

સસાર રૂપી તતુ પ્રમાણ, સ્ત્રી વહન કાંડશે છે અજાણ;
સાળની કોકડી પ્રેય જેમ, સંમાર મધ્ય ગૂંચાય તેમ. સસાર૦
ક્ષેત્રજ્ઞને સુપ્રકૃતિ અપાર, બાધે તશો તનેજ પરિવાર;
ક્ષેત્રભૂત થઈ પુરૂષ જાય, ક્ષેત્રજ્ઞ રૂપ લઇ માર ખાય. સંસાર૦
જ્ઞાની તદાપિ બંધાય સોય, માની કદાપિ માને ન કોય;
કૃત્યા કરાળી પ્રકૃતિ તુ ધાર્સ્ય, માયા અહી કમાયાજ માર્સ્ય. સંસાર૦
માટી વિખે ઘડાઓ મમાય, સતાઈ રજ્જે ગુણમાં લપાય;
ઈંદ્રિયો તણી મૂરતિ સમાન, મૂર્ખ માનતા માયા મહાન. સસાર૦
આ દેહથકી જૂ લીખ થાય, સાગે તથાપિ મન ના મુઝાય,
શે પ્રેમથકી નારી તુ થાય, સે છોકરડે ઉડતી ન લાય. સસાર૦

### રાગ ચાલતો.

ઇમ ગાઇ નારી, બેઠી સારી, જોતા ધારી, મનમારી,
સમજ્યા સુવિચારી, નવ અવિચારી, કેદ આચારી, ઉચ્ચારી;
બદીજન તારી, વાણી ભારી, વિચ આવારી, લે શારી,
વકી માહ પારી, ભાષ્ય મમારી, સાખ્ય વધારી, જો ધારી. ૧૨૭
અષ્ટાવક્ર-વકી કેહ બદી, બોલો દૂદી, થઇને ફંદી, આજ તમે,
ઉત્તર તો દીજે, જ્યમ મન રીઝે, વહ્નિ સીઝે, તાપ શમે;
બદી ન અજાણા, તમને જાણા, ભાખો શાણા, જે પૂછું,
આ જળમાં જાશો, તવ દીન થાશો, જળમહિ ગોધા શો, સામો છું. ૧૨૮

### છંદ.

બંદી-બદી કેહ અગિયાર વિષય સદા, સુખી કરે જીવને,
જ્ઞાનેંદ્રી વર પાંચ, પાંચ વળી જે, કર્મેન્દ્રીથી શિવને,
ભૂલાવે મન એકને દશ મળી, ધારે પછે તે કશું,
બાધે ગૂચવી બધને મન ગણે, આ જીવ રૂપી પશુ. ૧૨૯
ઈંદ્રિયજન્ય વિષે અનુભવ થકી, એકાદશે થાય જે,
છે શોકાદિક હર્ષ એક દશજે, ના કિમ પીડે કાય તે,
દેવોને દુખ દે, મનુષ્ય તવ શુ, લેખે મહા પ્રાક્રમી,
આત્માબધન છે અસગ નહિ તે, પ્રત્યક્ષ રોધે શમી. ૧૩૦

અષ્ટાવક્ર—અષ્ટાવક્ર ભણે ગણે નહિ જરા, સુઉત્તરો આપતા,
બારે સર્વ બને ન એક દશથી, કૂડાં રહો કાપતા;
જો સંવત્સર બાર માસથકી છે, બારે થકી શું બને,
જે છદો જગતી બને જગતીમાં, પાદો તું બારે ગણે. ૧૩૧
છે સંવત્સર છંદમાં જગતી જે, તે અક્ષરે ના અડે,
બુદ્ધિ અલ્પ ન જાણતા ભિનપણું, તારા સમા તે ખરે;
તેવો ઇંદ્રિય એક ને દશ થકી, આત્મા સદા ભિન્ન છે,
જાણે મૂઢમતિ ન તેહ કદિયે, શું ભિન્ન શું છિન્ન છે. ૧૩૨
જાણો જે વિધિ દ્વાદશાહ મખનાં, કાર્યો અતિશે વડાં,
છે આહર્ગણ નામ કર્મ થકી એ, દષ્ટાંત એહ જે વડાં,
તેવું કારણ ઇંદ્રીનું શિવ નકી, જો અન્ય હાવાં કહું,
આત્મા રૂપનું ધ્યાન જેહ કરતા, શું શુ કરે તે સહુ. ૧૩૩
જીવોને પરબ્રહ્મનું પ્રકટવા, માહજ્ઞાન તો સર્વદા,
શાં શાં સાધન ભાખિયાં, નિગમમાં જાણ્યાં ન તે તો કદા;
જો તે બાર કહ્યાં હવે ગણવુ હું, એહ વાય તો લે ગ્રહી,
બ્રહ્મજ્ઞાન મળે તે શાસ્ત્ર ભણવાં, આચાર યુક્તે રહી. ૧૩૪
ત્રીજું મત્સપણાથી વર્તન કરે, રોધે બધી ઇંદ્રિયો,
પોતાના ધર્મે વમે નહિ બીજે, જો રાય કે મન્ત્રીઓ;
સાગે-જો અસૂયા તદા હરિ મળે, લજ્જા ધરે લોકની,
રહેવાં દુ:ખ તજો કુસુમ સહયાં, પીડા તજો શોકની. ૧૩૫
સાધે યજ્ઞ સુદાન દે અતિ ઘણાં, ધૈર્યે વસે તે સદા,
સેવે જે ઇમ રોજ તે તરી જતા, આ બારથી સર્વદા;
એવાં કારણથી અસંગ શિવ છે, જે જાણવો દોહિલો,
અંત:કર્ણ સુશુદ્ધિથી થઇ જશે, બદી હરિ સોહિલો. ૧૩૬
બદીને અતિશે વિચાર કરતો, ભાળી ભણ્યો ભૂસુરી,
પૂછો જે પૂછવું મુગાં ક્યમ તમે, છાના છપ્યા માહશૂરી;
હાર્યા કોહ તવ આ તપે તતડીને, અગ્નિ મહા જોરમાં,
નાખું વાર ન લાગશે પળ ઘડી, તૂટયા તમે તોરમાં. ૧૩૭
બંદી—બદી કેહ મુખ મ્લાન ઇંધણવતી, વાણી દબાવી અતિ,
જાણું આ જળમાંજરો લઘુવયી, રુંધાય તેણે ગતિ;

બોલો બાળક બારથી સહુ બને, તે વ્યર્થ આજે કરે,
કવિ-બોલી ભૂમિ ભણી જુએ અમૃઝજે, કેહ ચિત્ત શોધે ઠરે. ૧૩૮
ક્રોધાક્રાંત થયે ન સૂજતું કઈ, બે અંગુલીથી ગ્રહ્યાં;
ચક્ષુ તે પણ આપતાં નવ કંઈ, કેહ જ્ઞાન વારિ વહ્યાં;
એવે સૂઝ પડી વધો ગરજીને, કે લોક મોટે હસ્યા,
વાર્યા સર્વ વિવેકથી નૃપમણિ, શા બોલ ચિત્તે વસ્યા. ૧૩૯
ભાખું તે હું યથામતિ સહુ કને, બંદી વધો તે સભા,
બંદી-બોલ્યો બંદી તિથિ ત્રયોદશી તણી, છે શ્રેષ્ઠ તિથ્યે પ્રભા;
પાતાળો ગ્રહી સાત પૃથ્વી પટ લે, તો શ્રેષ્ઠ તે તેર છે,
તોયે તે મત મુનિને નવ ઠરે, ભાખુ કશો ફેર છે. ૧૪૦
કાળાદિક વિદેશથી નિરખતાં, કેહ ચિત્ત શુદ્ધિ નહીં,
દાખે સત્યયુગે સુમત્ય જનમાં, કેહ ચિત્ત શુદ્ધિ સહી;
આ કાળે કયમ તું ભણે ચિત્તતણી, શુદ્ધિ બને સામટી,
બ્રહ્મજ્ઞાન મળે નહીં વદુ અમે, છોડું ન જાયે લટી. ૧૪૧
તું નિઃસંગ સદાશિવ મહા, કેહ ચિત્તશુદ્ધિ વિના,
થાયે પ્રાપ્ત કદા સદા સરવદા, જો જે વિચારી દીણા;
શો ફૂલાય વૃથા કહે શિવ-એ તે ગુંચાઇ બંદીમતિ,
બોલાયું નહિ કાંઇ કે હસી સભા, હા હા હી હી એ અતિ. ૧૪૨
દેખી પન્નગ સાણસે પકડિયો, કોહ કોણ રીઝે નહીં ?
દેખી બ્રાહ્મણઘાતીને દુખ વિષે, કોહ કોણ ખીજે નહીં ?
દેખી ગૌહણનારને દુઃખ થતું, કોનાં નેન ભીંજે નહીં ?
દેખી બંદી દુઃખી, દુખી દ્વિજ મહા, કોહ કેમ રીઝે નહીં ? ૧૪૩
હાર્યો ! હાર થઇ ! ભણે નર મળ્યા, વારે વિદેહી ઘણા,
સુણે ત્યાં જન સાંહી તો હરખમાં, શબ્દો પ્રધાનોતણા;
અષ્ટાવક્ર-અષ્ટાવક્ર ઉભો થઈ તવ ભણે, શાંતિ ધરો રે જરા,
અર્ધો શ્લોક પૂરૂ હું બંદીજનનો, જોગે ન તે આ ધરા. ૧૪૪
કેહ છે લોમશ રાયને, વક્રિ તવ ગાજી સભામાં વદે,
જો સાચું કરૂં સર્વ હું તુજ વધું, મૂઓ તું તારે મદે;
અગ્નિ સૂર્ય તથા સમીર ભિન છે, સર્વે પદાર્થોથકી,
છે આત્મા દશ ઇંદ્રિયો મનથકી, જૂદો સુવેદે નકી. ૧૪૫

બુદ્ધિથી પણ છે જૂદો વળી જૂદો, તે છે અહંકારથી,
તોયે તે ·વિષયેંદ્રિયનરૂપને, સંબંધના સારથી,
નિત્યે તેહ અનુસરે વિષયમાં, માટે અસંગી ઠરે,
બુદ્ધયાદિક તણોજ સંગ શિવને, સંગી સમો તો કરે. ૧૪૬

માટે માણસ બુદ્ધિ નિર્મળ થવા, ઉદ્યોગ સાધો સહુ,
ના ઉદાસીન કો થયો વરમતિ, સાચી પ્રતીતિ કહુ;
પૂર્વે ધર્મ કહ્યા સુદ્વાદશ અમે, તે સાધનો તેરને,
રાખે ઇંદ્રિયના વિષે થકી સદા, ફેડી ફુડા ફેરને. ૧૪૭

એની રીત નિવૃત્ત જો થઇ તમે, ધર્માદિ સાધો ભલા,
થાતા જ્ઞાન ન સંશયે કઇ ધરો, સાચે પથે જો વળ્યા;
બુધ્યાદિ વિષયોની નિવૃતિ થશે, કે દ્વૈત નાશી જશે,
અદ્વૈતે શિવ કેરૂ દર્શન થતા, ભ્રાંતિ સમૂળી ખશે. ૧૪૮

જાણ્યું એ પછી દેશ કાળ મનથી, લાગે અપેક્ષા વનો,
આ છે કાળ ન અન્ય કોઇ સમજો, જ્ઞાની સુધ્યાની બનો,
જ્ઞાન પ્રાપ્ત કરો ન કાંઇ ગણતાં, સચ્ચિત આનંદનુ,
જાણો નિર્ગુણ બ્રહ્મ આ ભવનમાં, ચાલે ન જ્યાં મદનુ. ૧૪૯

કવિ–કેહતા લોમશ રાયને. મૂઢમતિ બંદી ન ઊંચુ જુએ,
કાયે કંપ થયો ન જંપ વળતો, કેહ કોક શેણે રૂએ?
ના વકીતણી વાણી ખડિન બને, મશે પડયા કે ખુએ,
જો જો દીન ને હીન બની હવે, જો જો અશ્રુ એ લુએ. ૧૫૦

રાગ ચાલતો.

હાર્યો ત્યાં બંદી, ગતિ થઇ મંદી, મતિ બનિ મંદી, દીનરે ફંદી,
વકી થઇ ઠંદી, હરે શિવનંદી, આંખો ચંદી, હવે જન વંદી;
થૈ અતિ આનંદી, મોટા દંડી, દીધી ઠંડી, થઇને છંદી,
મતિ ધરી તે ખંદી, પૂરણ પંડિત, રમણ નરંદી, જતી જંદી. ૧૫૧

લોકોએ સારી, વાણી ઉચારી, અપરમ પારી, આ વારી,
કેહવા મતિ મારી, જાતી હારી, મહત વિચારી, લે ધારી,
હુછુ અવિચારી, નહિ આચારી, ઊભો હારી, મન મારી,
રસના રસ સારી, લે ન સમારી, કવિતા ક્યારી, મન ખારી. ૧૫૨

## વલણ.

કવિતા ક્યારી ખારી મારી, ક્યાં બ્રહ્મ જળ'મીઠું વમે રે;
પ્રેમાનંદ ધન વૃથા જાતાં, અન્ન કેઇ પેરે થશે રે. ૧૫૩

## કડવું ૧૪ મું-છંદ.

જે ભગીરથ ભૂમિમાં, નૃપતિ મનાઇ ગયો મહા,
સ્વર્ગ માંહિ સુરેંદ્ર શો, મતિમાન આપ થયો મહા;
પુણ્ય એ ઋણ પંચનું, કરી સિદ્ધ મિદ્ધ હવો મહા,
તે વિધે ઋષિ તો તર્યો, થઇ દેવ દેવ નવો મહા. ૧

## રાગ સોરઠની દેશી

લોમશ કેહ, સુણ રાય, પચ ઋણથી જે જન તર્યો;
તે સુખિયારો થાય, પ્રભુને વશ્ય તેણે જ્યાં કર્યો. ૨
દૂરથી દુઃખ પળાય, સુખ સપત્તિ સાંપડે;
મોટો છે મહિમાય, બ્રહ્મભુવનમાં જઇ અડે. ૩
જે ચૂક્યા એ લાહવ, નરક વિષે તે જઇ પડ્યા;
પાંચે પરિયાં સાવ, પાડે પિતૃ નાકે ચડ્યા. ૪
અજાત અરી કેહ દેવ, બદીજનનું શું હતું;
સાધું રૂડી સેવ, અધુના નવ કેહશો નવું. ૫
લોમશ કેહ નૃપ એજ, નહીં કથા બીજી કર્યું;
પાંચે ઋણનું તેજ, પોહચે નહિ અરણી મથું. ૬
બંદી જન હાર્યો જ્યાંય, કે વાપે વાતો થઇ રહી;
રક્ષક રોકે શું ત્યાંય, મેદનિ સહુ જોવા ગઇ. ૭
દશાંશ ભાગી ભૂપાળ, મારી કાઢે તે કદા;
કુંટી ખાય કરાળ, રૈયત મારે તે સદા. ૮
આપ્યાં આસન માન, પોહચ્યાં તે પૂરાં કર્યાં;
પ્રાણ પ્રજા મેમાન, નૃપ સમજ્યો પરિયાં તર્યાં. ૯
લાગ્યા બ્રાહ્મણ પાય, અષ્ટાવક્ર કને ' જઇ;
શૂદ્રાદિક ગુણ ગાય, પીડા પરિ સહુની ગઇ. ૧૦
ઉંચા કરી કરી હાથ, ઉંચા ચઢી જોતા ઘણા;
ત્રુઠ્યા ત્રિભુવનનાથ, વઢી રાખી ન તે મણા. ૧૧

મોટા મોટા મુન્ય, કરજોડી ઉભા રહ્યા;
પવિત્ર પામ્યા પુણ્ય, તાપ ઉતાપ તનથી વહ્યા. ૧૨
વક્રી બોલ્યો બોલ, પંડિત પૂરાને હણ્યા,
તોલ્યો તેનો તોલ, ભૂદેવ શું એણે ગણ્યા? ૧૩
જળમા નાખ્યા જેમ, બ્રાહ્મણ બંદીએ બહુ,
બંદી નાખો તેમ, એ પ્રિય મારૂ કરો સહુ. ૧૪
અગ્નિ વિષે મુનિદેવ, નાખો નાખો નીચને,
તો આપી દ્વિજસેવ, તરિયા વૈરી કીચને. ૧૫
મૂળે બ્રાહ્મણ ભાઇ, આજ્ઞા હવી અવનવી,
સુણતા ઉઠયા ધાઇ, કોવિદ જાણે તે કવી. ૧૬
માર્યા જેના બાપ, તાપ ધરી તે ઉઠિયા,
બંદી કેહ દુખ કાપ, વક્રી આ જો રૂઠિયા. ૧૭
તુ પાળે તો પાળ, વાણી સુણીને માહરી,
થા મુનિ તુજ કૃપાળ, પૂજા કરૂ હું તાહરી. ૧૮
વરૂણતણો હુ પુત્ર, આવ્યો પિતા વેણથી,
પાતાળે ધર સૂત્ર, છૂટુ ગે દુખદેણથી. ૧૯
યજ્ઞ કરે મુજ તાત, દિક્ષા દ્વાદશ વર્ષની,
તેથી બ્રાહ્મણઘાત, મેં ચિત્ત ધારી હર્ષની. ૨૦
વાદ વિવાદ વિશેષ, કીધા તેને કારણે;
માર્યા મુનિ મહેશ, પણ પડિયા નહિ ધારણે. ૨૧
જીવે એકેએક, હુંઅધુના હાજર તે થશે,
કેહશે છોડો ટેક, મુજ માર્યે તે દૂભશે. ૨૨
જનકવિદેહી ભૂપ, જાણે સરવે વારતા,
છો બ્રહ્મરૂપ તદ્રૂપ, આ ખોટુ નવ ધારતા. ૨૩
પૂછો પૂરા બ્રહ્મ, વરૂણની પાસે હું જઉં,
ટળિયો મારો ભ્રમ, વડા સુરથી વાઉવ મહું. ૨૪
અષ્ટાવક્ર કેહ રાય, જનકવિદેહી નામના,
થાયે આ અન્યાય, ફૂડી થાશે નામના ૨૫
વાદ વિવાદની માય, બંદી કુશળ મનિએ કરી,
પંડિત બ્રાહ્મણ જાય, ડૂબાડ્યા વાદે વરી. ૨૬

તે મતિ મે ભૂપાળ, કુતર્ક રૂપ નિધિમાં ધરી,
દુબાડીજ દયાળ, ભાખુ હુ નિશ્ચે કરી. ૨૭
સત્યાસત્ય વિચાર, કરી પરીક્ષા તે કરે,
મતિમાન નિર્ધાર, સત્ય વચન હૈડે ધરે. ૨૮
હુ ભાખુ દૃષ્ટાંત, તે પેરે તો આચરો;
બાળે અગ્નિ મહાંત, લઘુને નવ કરતો પરો. ૨૯
સર્વભક્ષી કેહવાય, બાળે નવ સાચો લટી,
જૂઠે રૂઠે રાય, એવી પરીક્ષા કરત્ય મટી ૩૦
કૃપણુ કુપુત્રનુ વેણુ, પિતા સમજે મત્યથી;
બોલે જે સુખદેણુ, મનમાય ડરી અસત્યથી. ૩૧
ઘરધણી કરતા એમ, જો આચાપણુ ધારતા,
જનદપતિને કેમ, રૂચે જૂઠી વારતા. ૩૨
અપવિત્ર વૃક્ષના જેમ, પત્ર વિષે ભોજન કરે,
ફળ ખાધેથી તેમ, માણસ કેરી મતિ ફરે. ૩૩
વળી લાગે અતિ દોષ, તેની ગતિ નૃપ તાહારી,
પ્રકટે મનમા રોષ, વાણી સુણુ તુ માહારી. ૩૪
અપવિત્ર વૃક્ષ જેમ, માણસને દોષિત કરે,
બદીનું બોલ્યે તેમ, જનકવિદેહી તુ ઠરે. ૩૫
બદીના સુણી વેણુ, હર્ષ વધે રાજા તને,
સ્તુતિ સ્વય સુખદેણુ, જાણી તુ ન ગણે મને. ૩૬
રાજ્ય સમસ્ત ભૂપાળ, બાળીને પ્રલ્યે કરૂ;
સમજ ન નાતુ બાળ, આજ નૃપાળ ન ઉગરૂ. ૩૭
જોડીને બે હાથ, જનકવિદેહી ઉચ્ચર્યો;
જાણી ત્રિભુવનનાથ, પ્રણામ સૌ પેહલો કર્યો. ૩૮
દિવ્ય વચન ભૂસુર, તારાં સાભળુ અવનવાં;
છત્યો બંદી પૂર, કાર્ય સફળ તારા હવાં. ૩૯
તું દેવાધિદેવ, મનુષ્ય નહિ કો તુ સમુ;
સેવુ તારા ચરણુ, કોટિ કલ્પે ન વિસરૂ. ૪૦
અગ્નિ વિષે ઋષિરાય, એને નાખો જવ તમો,
તો મુજને સુખ થાય, ક્રોધથકી મુનિ જો શમો. ૪૧

આ બદી મુનિ પાસ, કરજોડીને જો ઉભો;
જીવ્યાની દો આશ, મન માને તે રીતે દૂભો. ૪૨
અષ્ટાવક્ર કેહ ભૂપ, બદીને બાળો સહી,
જોવું ન એનું રૂપ, વાણી મમ તુને કહી. ૪૩
વરણ એનો બાપ, માટે નાખો આગમાં,
ટળશે સારે તાપ, બળશે બદી જાગમાં. ૪૪
મુખ નવ બોલે તુય, અઘટિત તો તો થઇ જશે,
નિશ્ચે કહું છુ હુય, પુર પાધર તારૂ થશે. ૪૫
બદી બોલ્યો બોલ, ક્રોધ ન કીજે માહ મુનિ;
તોલો મનથી તોલ, વર વાણી મારી સુણી. ૪૬
પીયૂષ પીધું દેવ, અમર થઈ તેણે ગયા,
બચુ વન્હિ સ્વયમેવ, વૈરી જો તે થઇ રહ્યા. ૪૭
દુ ખ ન થાયે લેશ, માટે મુજને મૂકિયે,
તુજથી અધિક ન શેષ, હાવા અમિ નહિ ચૂકિયે. ૪૮
ભૂસુરથી ભય થાય, બીજાથી દુ ખ નહિ કઇ,
સિદ્ધ કરો મુજ માય, આ ગુણ નવ વિસરૂ સહી. ૪૯
અધુના મળશે આવી, કહોડ મુનિ તારો પિતા,
નિર્મ્યું થાશે ભાવિ, માનો માનો શોભિતા. ૫૦
ચઢી વક્રીને રીસ, શુ ભૂમિ બ્રાહ્મણવની,
સાહો એનુ શીશ, એ એના ઘરનો ધણી. ૫૧
આજ્ઞા નવ દે ભૂપ, તો નૃપ અગ્નિ નાખિયે;
બળતા બેના રૂપ, જોઈ વર થયું ભાખિયે. ૫૨
અગ્નિ વિષે શુ જોર, કે નવ બાળે બેયને;
તોડુ તેનો તોર, એ નવ જાણે બ્રહ્મને. ૫૩
અગ મધ્યની આંચ, વહ્નિ મમી વદતાં થઈ;
સેવ્યા ઋણ વર પાચ, લાલીમા લાવી લહી. ૫૪
પામ્યો દિનકર ત્રાસ, કે લાજ્યો તન જોઇને,
જીવિતની મૂકી આશ, રેહશે રાણી રોઇને. ૫૫

ઉઠ્યા બ્રાહ્મણ ભાઈ, બદીને પેહચે ધર્યો,
અલ્યા ક. જાતો કરમાઇ, બ્રહ્મઘાત કરતાં શેં નવ ડર્યો? ૫૬

નાખો નૃપને આજ, વકી ગાજે શિર પરે,
હોય ન આવો રાજ, બ્રહ્મઘાત મનમા ધરે. ૫૭

જોડીને બે હાથ, નૃપ આમનથી ઊઠિયો,
દ્વિજગણ કેરો સાથ, જ્યાં ક્રોધી થઈ રૂઠિયો. ૫૮

બદીને હુતાશ, નાખો નાખો સહુ ભણે,
રાજા વારે દાસ, બ્રાહ્મણ કોને નવ ગણે. ૫૯

ક્યા બ્રાહ્મણ ક્યા રાય, ક્યા દ્વાપર ને કળિ,
એવે જળની માય, યુક્તિ અલૌકિક તો કળી. ૬૦

દિવ્ય વસન ધરી દેવ, પાણીમાથી નીસરે,
જોતા જન તતખેવ, પાણી સ્પર્શ ન કો કરે. ૬૧

દ્વેષ ન ભૂદેવ, નીકળતા નિશ્ચે હવો,
ભાગ્યો નહિ કઈ ભેદ, બોલ સુણ્યો સા અવનવો. ૬૨

આશિર્વાદ અનેક, દેતા આવ્યા ભૂસુરી;
રાખ્યો કુળનો ટેક, ધનયાત્રા કરી તે પૂરી. ૬૩

વરૂણે દીધા માન, જનકવિદેહી તુ થકી;
વિધિ ભવ હરિથી મહાન, તુજ કીર્ત્તિ રહો યુગ ટકી. ૬૪

કોહડ કહે તેં કોડ, જનકવિદેહી પૂરિયા,
તેમા રહી ઇક ખોડ, સાધી દ્યો તે શૂરિયા. ૬૫

ઉદ્દાલકના શિષ્ય, હાર્યા નહિ કોઇ હજી;
ભુંડુ થાય ભવિષ્ય, જો જાઉં બદી તજી. ૬૬

અભિધાને હુ કહોડ, વરૂણે આચારજ કર્યો,
પૂરૂ બદી કોડ, તો જાણુ હુ ભવ તર્યો. ૬૭

બોલ્યા બીજા દ્વિજ, સસારથ મુનિવર કથે,
જીતે ગરૂડ ન દ્વિજ, સો સવત્સર જો મથે. ૬૮

એવે બ્રાહ્મણ કોક, દાદાને જઇ ભેટતો,
તજીને તનના શોક, કપરા કષ્ટજ મેટતો, ૬૯

લાગે કો જઇ પાય, બાપ લહી ધન સંગ્રહી;
જોતા પુત્રની કાય, પિતા ભ્રાતા પાસ જઇ. ૭૦
અષ્ટાવક્રે ત્યાંય, મુખમુદ્રા લહી સ્વય સમી;
નામે કહોડ જ્યાંય, સુણ્યું કે સુતો નમી. ૭૧
કીધા દંડ પ્રણામ, મનસા પૂરી મુખ કહ્યું;
ટાળો બંદી નામ, એહ અપૂરણ તો રહ્યું. ૭૨
ધન કાજે ગુણવાન, માતાએ અહીં મોકલ્યા;
પ્રકટયા બે મતિમાન, મુખ કળાથી ના કળ્યા ? ૭૩
આ ઉદ્દાલક પુત્ર, જીત્યો બંદી વાદમાં;
સાધ્યું સર્વે સૂત્ર, કહોડ રીઝયો નાદમાં. ૭૪
ધન્ય જનેતા તારી, સારી કીર્તિ તેં કરી;
પેદી તારી મારી, આલિંગ્યો બે ભુજ ભરી. ૭૫
ઉજ્વળકેતુ હાથ, સાહી ખોળે લીધલો;
બીજે વક્રી સાથ, ઝટ બેસાડી દીધલો. ૭૬
જનકવિદેહી ભૂપ, કૃતકૃત્ય અમોને કર્યા;
જોઇ પુત્રનું રૂપ, તરવેણીથી સહુ તર્યા. ૭૭
બંદી નાશ ઉપાય, હું મારે મન વાંચ્છતો;
કીધી પુત્રે સાહય, જેવું મન હું ઇચ્છતો. ૭૮
મનુષ્ય માગે પુત્ર, પંચ ઋણથકી તારવા;
સુતે કીધું સત્ર, ન રહ્યો બંદી મારવા. ૭૯
વાદે હારે જેહ, મરણ પથારી તે પડે;
વક્રી કેહ નવ એહ, ન્યાય પિતા રૂડો અડે. ૮૦
બંદી બ્રાહ્મણઘાતી, અગ્નિ વિષે નાખો નકી;
જાણે દ્વિજની જાતી, છોરો નવ જાયે છકી. ૮૧
કહોડ કેહ સુણય ભૂપ, પુત્રે તાર્યો છે મને;
કુરૂપને માહરૂપ, પ્રકટે પુત્ર કહું તને. ૮૨
નિર્બળ ને બળવાન, પુત્રો પ્રકટે છે ધરા;
મૂરખને ગુણવાન, પુત્રો પ્રકટે છે ખરા. ૮૩

પંડિત ને પડિત, પુત્રો થાવા દોહલા;
ખંડિતનું મંડિત, પુત્રો કરતા મોહલા. ૮૪

તેવો મારો પુત્ર, કેહ બંદી આગે ધરો;
માનો સર્વે સૂત્ર, દૂરાગ્રહ કરીને પરો. ૮૫

જનકવિદેહી રાય, ભાખ્યો બંદી આ રહો;
કરી નથી મેં સાહય, છો જાતો અગ્નિ દહો. ૮૬

બંદી બોલ્યો બોલ, વરૂણસૂતનું*, હું નથી;
તોલો તેનો તોલ, ઉગરતુ મુનિવર થકી. ૮૭

બોલ્યા એકે સાદ, બ્રાહ્મણ જે જે ત્યાં મળ્યો,
ઉતર્યો જેનો નાદ, તે જાણે જીવતો બળ્યો. ૮૮

માટે મૂકો આજ, એને વકી જીવતો;
રીઝે એથી રાજ, પાતાળે છો એ જતો. ૮૯

વકી કેહ જા ભૂર, બ્રાહ્મણથી કેહ ઉગર્યો;
દાઝે દૂણું ઊર, આ બ્રાહ્મણથી તું તર્યો. ૯૦

બોલ્યો નહિ કઇ બોલ, સાયરમાં સટ સમિ ગયો;
તોલ્યો સર્વે તોલ, ચાર ભુજાળો તે થયો. ૯૧

બેશીને વિમાન, મુનિગણ સર્વે પૂજિયા;
દેતા સર્વે માન, વકી એક ન રીઝિયા. ૯૨

જનકે ફેડયો તાપ, પૂજા બહુ વિધે કરી;
તેથી તેણે શાપ, આપ્યો નહિ વિનયે ડરી. ૯૩

જનકવિદેહી નૃપાળ, ભાખ્યો વરૂણની વારતા;
વરૂણ યજ્ઞની ભાળ, જાણી ન બદી વારતા. ૯૪

રીઝયા મહુ ભૂસુર, કહોડ બોલ્યા તે સમે;
યુદ્ધ વિશે મહાશૂર, શત્રુસમૂહ તુંને નમે. ૯૫

તીક્ષણ ધરીને દડ, યમ શત્રુ તારા હરો;
રાજ્ય રહો નવખડ, કુબેર ભંડારો ભરો; ૯૬

સદા થાવ કલ્યાણ, કહોડ મુનિ આશિષ દે;
કરે સભા સુવખાણ, નૃપ ભૂમિ અહોનિશ રેહ. ૯૭

આવાહન મખમાંય, સામ નિગમથી સેરતું;
સાક્ષાત્કારે થાય, પૂજન પૂરેપૂરતું.
સોમવલ્લીનું પાન, દેવો આવીને કરે;
નૃપને દેતા માન, આજ્ઞા માગી સંચરે.
જે જે તું ભૂપાળ, કહી કહોડ પુત્રને મળે;
પૂજ્યા દ્વિજ નૃપાળ, મન માન્યું ધન લઇ પળે. ૧૦૦
કહોડ ઊઠ્યો સાથ, બન્ને લેઇને બાળકા;
કુમાર ને ગણનાથ, શિવ ચાલ્યા દુખ ટાળકા. ૧૦૧
હજો નૃપ કલ્યાણ, ઉદ્દાલક પાસે જશું;
રાજ તપો હરિ ભાણ, પાળે દ્વિજ મન તું અશું. ૧૦૨
કહોડ કેરી સાથ, જનકવિદેહી ઊઠિયો;
ઊઠી સભા ગ્રહી હાથ, દીસે નવ કો રૂઠિયો. ૧૦૩
આપ્યાં દાન ભૂપાળ, સંખ્યા તેની કો કથે;
લેખું લખતાં ધનપાળ, ગણતાં ભારતી ત્યાં હડે. ૧૦૪
નિકળ્યા મંડપદ્વાર, નૃપને દ્વિજ જે જે મળ્યા;
બે વિદ્યાર્થી બહાર, ઊભા તેણે વળી કળ્યા. ૧૦૫
નિશાનવાળા જેહ, તે ઝટ ઓળખાઇ જશે;
નિશાન ધરે ન તેહ, માન વિહોણા' જૂ વસે. ૧૦૬
પાસે આવી છાત્ર, બોલ્યા ક્યાંહી તમિ ગયા,
એવે જોઇ જામાત્ર, કુશળ પૂછી સુખિયા થયા. ૧૦૭
કહોડ કે ક્યમ મૂઢ, જેવા સહુ દેખાવ છો?
છાત્ર ન રાખે ગૂઢ, માણસમાં લેખાવ છો. ૧૦૮
આપ ગયા ગુણવાન, સાથે બે બાળક લઇ,
શોધી થાક્યાં વાન, રાજ્યસભા બેઠા જઇ. ૧૦૯
મરણતણી તો વાત, કહોડ કેરી આવી છે;
થઇ બાધે વિખ્યાત, મૂર્તિ આ તો ભાળી છે! ૧૧૦
વારૂ થયુ બે માથ, લેઇ આવો ગુરૂજી કને;
રીઝે ઋષિનો નાથ, સાબાશી મળશે મને. ૧૧૧

બીજે બોલ્યો બોલ, જનકપુરે હું લાવિયો;
તોલ્યની તેનો તોલ, તું મોટો શે કહાવિયો. ૧૧૨
નૃપતિ ઊભો પાસ, તેને તે નવ ઓળખે;
જોઇ હસતા દાસ, લક્ષણ લીલા સહુ લખે. ૧૧૩
ભાખ્યો જનક ભૂપાળ, ધન લેવાને આવીયા;
જીસા બંદી દયાળ, સર્વેને મન ભાવીયા. ૧૧૪
ઉદ્દાલકને આમ, જઇને કેહજો જાળવી:
જોયા દ્વિજ તમામ, આ મૂરતજ તો અવનવી. ૧૧૫
આપ્યું ધન એ છાત્ર, જે લેઇ ખૂશી થયા;
વિદ્યાર્થી ટળી પાત્ર, થયા ગયા અવગુણ વહ્યા. ૧૧૬
વાહે ચાલ્યા પાંચ, તસ્કરનો ભય ચિત્તમાં;
આવી નહિ કાંઇ આંચ, દ્વાપર કેરા વિત્તમાં. ૧૧૭
વાગે ચાલી વાત, કોહડ સજીવન આવતા;
સુજાતા નિજ માત, અહે વધાવા ફાવતા. ૧૧૮
પામ્યા બહુ મનમાન, નિકળ્યા જનકપૂરથી;
લાવ્યા ધનનાં દાન, રીઝયાં બંને ઉરથી. ૧૧૯
સુણી ઉદ્દાલક પાસ, ડોસી આવી દોટમાં;
પૂરી જમાઇએ આશ, લાવ્યા કેહ ધન જોટમાં. ૧૨૦
અધુના પડતું દુઃખ, વાવરિયે ધન ખોટમાં;
જમાતે કીધું સુખ, પેહરૂં હું કંઇ કોટમાં. ૧૨૧
ઉદ્દાલક કેહ વ્યર્થ, વાતો શી કરવી વડી;
સાથ ન આવે ગર્થ, ઘડી આવી વસમી પડી. ૧૨૨
એવે આવ્યા સર્વ, જઇ જમાઇને પૂજીયા;
માન્યું મોટું પર્વ, ગર્થ ઠેકાણે કરી રીઝીયા. ૧૨૩
ઉજ્વળકેતુ ત્યાંય, બોલ્યો ઉદ્દાલક કને;
ભણિયો વદ્રી ક્યાંય, એવો તો કીજે મને. ૧૨૪
જીતું જગત આ સર્વ, જાણે જશ મારો સહુ;
કશો ન એમાં ગર્વ, સત્ય વચન પિતા કહું. ૧૨૫

ઉદ્દાલક–શીખતુ એવુ સદ, જો તુ શીખે તો તને,
વસિષ્ઠ જેવો ભદ્ર, ફરી દેઉં રચે મને ૧૨૬
બદી છૂટ્યો વક્ર, ધન્ય મુનિએ મુખ કહ્યુ,
આ દ્વિજજનનો શક્ર, વેણ ન જાયે મુજ વહ્યુ ૧૨૭
કવિ–વિધાનદિની પાસ, વક્રી પાગે લાગિયો,
વર દઇ ખોઉં ત્રાસ, અતરમા અનુરાગિયો ૧૨૮
કરસ તુ સમગાસ્નાન, વક્ર અગ સીધા થશે,
આપ્યા અગના દાન, વક્રપણુ તારૂ જશે ૧૨૯
વક્રી બોલ્યો ત્યાય, માત વચન માથે ધરૂ,
જનક રીઝો મન માય, વેણુ ખરૂ ખાતે કરૂ ૧૩૦
અષ્ટાવક્રી નામ, માન વધારણ હુ ધરૂ,
સુધરે અગ તમામ, પણ નવ નામ કરૂ પરૂ ૧૩૧
ભાખી ઇમ ભૂદેવ, સુસમગામા પડયો,
રૂપ બદલ્યુ તતખેવ, નદ્દપ શુ નાકે ચડયો ૧૩૨
જયજયકાર ઉચાર, અવનિતળ કરતા સહુ,
ઉજ્વળકેતુ પાર, ઊપનિષદ સમજી કહુ ૧૩૩
લોમશ કેહ સુણુ રાય, સ્નાન કરો સર્વે મળી,
અઘઓઘ દૂર પળાય, પાતક જાયે પરજળી ૧૩૪
મધુવિલા અભિધાન, પેહલા આ નદનું હતું,
કર્યું વક્રીએ સ્નાન, સમગા નામ થયુ છતુ ૧૩૫
ભરતે કર્યું અઘોળ, કર્દમિલા કેહ બોલથી,
તોલે સર્વે તોલ, ત્રિવેણી કેરા તોલથી ૧૩૬
અલ્પ સમય રહી આહિ, દ્રૌપદી સહિત પછે જજો,
જ્ઞાનસૂરજ મન માહિ, જ્ઞાને બ્રહ્મને ભજો ૧૩૭
ઉપસહાર મુરાર, મેરૂ ભજન ભાવે કરૂ,
લખી આખ્યાન અસાર, લાજી કોવિદથી મરૂ ૧૩૮

રાગ કાળિગડાની દેશી.

રત્ન ચતુર્દશ છે, વિદ્યા ચૌદે વિધિ બ્રહ્માડજ ચૌદ કહે જન ચૌદ ગ્રહે,
મમ કડવા ચૌદે, ભવનો ચૌદે, એમ પતરથ ચૌદ સહે, વર તેર વટે

અષ્ટાવક્રી તવ, વાદ કરી કેહ, પ્રભુ પંદરમો દુઃખ દહે, વળી સૌળ સહે;
આગળનો આગળ જાય મુનિ વર, હારી પ્રેમાનંદ રહે, નવ કાંઇ લહે.
દિકપાળ પુરાણુજ, પંક્તિ ધરી કડી, મેં કરી છે કવિને વિનવી, નહિ સ્વાનુભવી;
દ્વૈતાદ્વૈત ન હું, સમજું જરિયે, દીલથી ડરિયે, કોવિદ કવિ, લવરીજ લવી;
શ્રોતા વક્તા આ, ગિરિધર ગુણુ છે, ગાશે શોહાશે, મુક્તિ નવી, નવ વાત કવી;
સમજે જે ઉંચા, પચિયા નીચા, છે બીજાને ઇંદ્રપવી, સંગત ન હવી.
ચાતુર્વિંશી દ્વિજ, ગુર્જર દેશે વીરક્ષેત્ર, નિવાસ વશી, ભવમાં વિલસી;
નરધર ખટપદ થઇ, મકરંદ ગ્રહી, કંજ ગુરૂ કરી રંજ રશી, ભવમાં વિલસી;
વર ખંત ધરી ઇક, હરિભવ વિધિની, કવિતા સરિતામાં ઉલસી, ભવમાં વિલસી,
તારે ઉદ્ધારે, વારે વારે, જોયું કાવ્ય પીયૂષ કશી, ભવમાં વિલસી.
સુરતમાં રહી કરતો કવિતા—સવિતા સમ ચિત્ત ધરી, ભજિયાજ હરિ;
નંદગુરૂપદને, લઇને મદને, રદને કદને શિવઉચરી, ભજિયાજ હરિ;
ઉદરે ઉદ્યમે જઇ, નવ ગુણુ મેં ગઇ,વક્રી કથા કથી મથી ન મરી,ભજિયાજ હરિ;
છવિશ સત્તરસેંની, સાલે માહલે, વક્રીની કથાજ કરી, ભજિયાજ હરિ

વલણ.

ભજિયા તજિયા તાપ તનના, કરિ અરિ પટ હરિએ હણ્યારે;
ગહન ગુફા તન વન ધન મધ્યે, પ્રેમાનંદ પૂરા ગણ્યારે.

---

અષ્ટાવક્રાખ્યાન સંપૂર્ણ.

---

# દ્રૌપદી સ્વયંવર.

## રાગ આશાવરી.

ચતુરભુજ ચરણે નમુ, ગજવદન છે જેહેનુરે,
કાઇ તેહનુરે, ધ્યાન ધરૂ હૃદયા વિખેરે. ૧
કાઇ આદ્ય શક્તિ ઉમાદેવા, કાઇ છે તાહારી માતરે,
કાઇ તાત રે, શદાશીવ કૈલાશ પતેરે. ૨

## ઢાળ.

કૈલાશ પતિ જેહનો તાત છે, તેહ તણે લાગુ પાયે,
મુખકપર આરૂઢ સુદર, સોભીએ ગુણ રાયે. ૩
મોદીક ભોવન સિંદૂર ચર્ચીત, પાણ ફરશી સાર,
જડઝૂડરૂપી સમુદ્રથી, પ્રભુ તુ ઉતારે પાર. ૪
દેવદાનવ જક્ષ કીન્નર, મરવ વદે તુઝ ક્ષાત,
વરદાતા જાણી પ્રારથ્થો, હો કાર્તિક કેરા ભ્રાત. ૫
બ્રહ્માએ જાગે કમલમાથી, સૃષ્ટ આરભી જાણ,
ગણપતી કેરૂ બ્રહ્મદેવે, સ્મરણ કર્યું નીરવાણ. ૬
આઇ ભવાની દુ ખ ભજની, વાણી વર મુજને આપ,
હુ દીન જાણી દયા આણી, માહારી દુર્બુદ્ધિને કાપ. ૭
શ્રી ગુરૂના ચરણે પ્રણામી, આરભ કરૂ છુ કામ,
મુજ શીશ પાણ ધરો મહી, પરમહસ જેનું નામ. ૮
અર્ધપાદ પુજા કરી, જનમેજે લાગો પાયે,
વૈશપાયન પ્રતે પુછે, કોહ મજ પુર્વજનો મહીમાયે. ૯
વશાવલી માડી કહી, અમ કુલનો જે પ્રતાપ,
પાંડુ મૃત્ય થયા પછી, હવુ શુ છે નગર તાત. ૧૦
ભભા મધે આવીને તુજ કાકે, કાકાને કર્યો પ્રણામ;
પછે જઇ ઉતરયા મદીર, મન મમરયા સુદર શ્યામ. ૧૧
પછે અનેક દિન ગયા પછી, ધૃતરાષ્ટ્ર કરે વીચાર,
કાલે વિમાશી ડડો હશે તેહેને, આપીશુ અધીકાર. ૧૨

સ્વામી કથા મુજને કહો, પછે કોણ કર્યો રાજન;
વળતા વદે ત્યાં પ્રસંન થઇને, વૈશપાયન માહા મૂન્ય. ૧૩
સરવ સભા આવી મળી, દિવસ બીજે જાણ;
ભિષ્મ દ્રોણ વિદુરસું તવ, અંધ બોલ્યો વાણ. ૧૪
આજ વિચારીને પીતાજી, તમો આપો કોહોને રાજ;
જેમ પ્રજા સર્વે રેહે સુખી, તેહેનું તે કરજો કાજ. ૧૫
સરવને મન યુધિષ્ઠિર, આવીઆ તેણીવાર;
બત્રીશ લખણ સંપુરણ, દયાદાન માંહે ઉદાર. ૧૬
ગાંગેવ તવ કેહે સાંભળો, ધૃતરાષ્ટ્ર માહારી વાણ,
મુજ જોતાં ત્રૈલોક માંહે, હેવો નહીં કો જાણ. ૧૭
બુધવત હૃદે દયા ઘણી, પ્રાક્રમી ને માહા વીર,
લક્ષે લક્ષ પુરૂશ જુઓ. પણ ન મળે હેવો ધીર. ૧૮
ત્યારે વિદુર કેહે માહારાજજી, જુઠી નવ દીજે વાણ;
પંચશત તો વીર માંહે, એ છે ચતુરસુજાણ. ૧૯
વળતા વદે તાંહાં ક્રીપાચારજ, સાંભળો રાજા સત્ય;
અમારે સમાન સરવે, હેવી માહારી ગત્ય. ૨૦
માહારી બુદ્ધિમાને હું કહુ, એ સરવ તાહારા જાણ,
યુધિષ્ઠિર છે ચંદ્ર રૂપે, તું માન સાચી વાણ. ૨૧
વળી દ્રોણઋખીએ ધર્મરાએનું, કર્યું બહુ વિખાણ;
જશ કીર્ત્તિ તાહારી વધશે, રાજ સોંપે નિશ્ચે જાણ. ૨૨
તાંહાં અનેક ભડ બેઠા હતા, તેણે વખાણ્યા લેઇ ધરમ;
ધૃતરાષ્ટ્ર રીઝ્યો અતિ ઘણું, ધંન ભાગ્ય માહારૂં પરમ. ૨૩
રાજ આપવા સામગ્રી, સાંપ્રદ કરી તેણીવાર;
અભિષેક કીધો સર્વે મલી, ત્યારે વરતો જેજેકાર. ૨૪
રાજ વરત્યું યુધિષ્ઠિરનું, ફરી પુરમાંહે આણ;
વૈશંપાયન ઋખી કેહે, સરવ સુખી થયા નીરવાણ. ૨૫

વલણ.

પ્રજા સુખી હવી નિરવાણ ત્યાં, રાજા ધરમ કેરૂં સ્વરૂપરે;
કૃષ્ણ સુત પ્રેમાનદ કહે, યુધિષ્ઠિરે અનેક છતા ભૂપરે. ૨૬

### કડવું ૧ લું-રાગ રામગ્રી.

વૈશંપાયન બોલ્યા વાણુજી, સુણ પરીક્ષિતના કુઅર સુજાણજી
સુખી થઈ તાહા પ્રજાસરવ કોયેજી, શત્રુને મન અતિ ભય હોયેજી ૧

ઢાળ.*

ભય વશી જેહે શત્રુ તણે મન, જાણજો સરવ કોયે
દલીદ્ર ભાગ્યા વિપ્રના તેણે, અતી સુખીયા હોયે ૨
ક્ષાત ચાલી પૃથ્વી ધીખે ગજા છે અતિ ઉદાર
તેણે દામ દામથી આની, જાચક મને રાજદ્વાર ૩
એકવાર વિપ્ર એક આવીઓ, તેણે કરૂં ધર્મનું વિખાણ
દેશ વિદેશે કીરત તાહરી, વદે સરવ નિરવાણ ૪
કુંતા પુત્રે માન દેઈ, તેહેને આપું વાછીત દાન
કીરત બોલતો સાચરો, ધન ધન તું રાજાન ૫
તે સાંભળી દુરજોધન મન, ચડી મબળી રીશ,
નીજ પિતા આગળ જઈને, હું દેઉં માહારૂં શીશ ૬
કે આપ મુકું અગ્નમા, કે પ્રાસું હલાહલ આજ,
કે શસ્ત્રે કરી માહારૂં, પેટ ફોડી દેહ કરૂં સાઝ ૭
એમ વિચારે વાટે જતો, દુરજોધન જેહેનું નામ
કે પ્રાણ તજું હું માહરા, કે કેડું પાચનો ઠામ ૮
તેણે સમે મામા મળ્યા, કરણ શકુની જેહ
કાં ભાઈ આજે છો ઉચાટે, મુને કોહો કારણ તેહ ૮
શે અર્થ સ્વામી સાચરો, શી ચતા પ્રગટી આજ
દુરજોધન કેહે આજ માહારો, દેહ કરૂં હું સાઝ ૧૦
ત્યારે કરણ કેહે રે, આજ મુને, કોહો સાચી વાત
દુરજોધન કેહે દુખ માહારા તણી સાંભળ ખ્યાત ૧૧
મુજ દુખ દીધું પીતાએ ઘર થકી સારો ક્ષાર
હસ્તીનાપુરના રાજનો, ધરમને આપીઓ અધિકાર ૧૨
તે વેરીનો જશ વીસ્તરો, નવ ખંડ પૃથ્વી માહે
તે માટે મેં ખમું તે, કોહો કરણ કેહી પેર કેહેવાયે ૧૩

---

* એક પ્રતમાં કેટલેક સ્થળે ઢાળ ને બદલે 'ત્રુટક' એમ લખ્યું છે

આજ હું જઈ તાત આગળ, મુકું માહારા પ્રાણ,
કરણ કેહે પરપચ કરી, એહેને મારીએ નીરવાણ ૧૪
દુરજોધન કેહે ઘટે તે કર, કરણ તું ઉપાયે,
બુધ તાહારીએ કરી, મમ શત્રુ પ્રાજે થાયે ૧૫
કરણ કેહે રે દુરજોધન, એ ન મરે એકહા પચ,
અર્ક પુઠે મારીએ એહેવો, સુઝે મુજને સચ ૧૬
અરજુનને સગે લેઇ આપણ, જઈએ અરણ્ય મુઝાર,
મૃગયા રમતા પ્રપંચ કરી પારથને દેઉસું માર ૧૭
સતોષ પામી ઉઠીઆ, નીજ આશ્રમ સરવ જાએ,
દિન બીજે સભા માહી, વદે દુરજોધન રાએ ૧૮
જઈએ અરજુન વન વીખે મૃગયા કેરે કામ,
શિઘ્ર થયો એહેવુ સાભળી, પારથ જેહેનુ નામ ૧૯
ધનુખ ભાથા સગ લેઇ, રથ ઉપર બેઠો શૂર
સત ભ્રાત સાથે નીસર્યો, દુરજોધન પરમ ચતુર ૨૦
સાથ સરવે સાથરો, સેન સગે તેથે
એક રમ્ય સ્થળ દીઠું ત્યાહા, જઇ બેશ સરવ કોએ ૨૧
તાહા રમે જમે ને આએ, ધાએ સગે માહા સુર,
તાહા તડાગવા રૂપે રે ભરા, જાણે સમુદ્ર વાધુ પુર ૨૨
કો ક્રીડે જલ મધે જઇ, કો કરે અસ્ત્ર અભ્યાસ,
કો ફ્લ ખાએ વૃક્ષના કો કરે મૃગનો નાશ ૨૩
કરણ કેહે રે દુરજોધન, ઉપજે મુજને મરમ
મૃગયા રમ્યા જે આપણ સરવે, તે રાજપુત્રનો ધરમ ૨૪
એક રમત કીજે રાએજી, સરવને આવે જો મન,
દડો કીજે પત્રનો, તેહેને એહે કો ભડજન ૨૫
તે દડો લેઇ હાથ માહે, ઉછાળે તે આકાશ,
જીત્યો તેહેને જાણીએ, જેહેને દડો આવે પાસ ૨૬
જેહેને કર દડો જડે, તે નાખે અરણ્ય મુઝાર
હાર્યો હોએ તે લેઇ આવે, હેલા માહા નીરધાર ૨૭
આવીને સાહે કો વીરને, તેહેને શીશ વારો જાણ,
કદાચ વૃક્ષે ચડે સરવ તો, રેહે વારો નીરવાણ ૨૮

મરવકો એહેવુ સાભળીને, હરખ પામ્યા મન,
કરણ તમો રમન રૂડી માઠી, કેહે એમ મરવ જન. ૨૯

## વલણ.

રમત કાઠી રૂડી સરવ જનની, ત્યારે કરણ હરખો જાણરે;
ભટ પ્રેમાનંદ કહે કથા પવિત્ર તાંહા, રમવાને સજ થયા નિરવાણરે. ૩૦

## કડવું ૨ જું-રાગ ધનાશ્રી.

સરવ જોધા મળીરે, ઉઠ્યા તાંહાંથીજી,
દડો કરી લાવ્યારે, કરણને સાથીજી;
કરણ તવ બોલેરે, સુણો મુજ વાતજી,
અતિ બલીઓ હોએરે, તેને દડો આપો હાથજી. ૧

## ઢાળ.

દડો આપો તેહને, જે હોએ મહાબલવંત,
વિચારીને આપો પારથને, જેહેને વાહાલા શ્રી ભગવંત. ૨
અરજુન કર ગ્રહી દડો, નાંખ્યો ઉંચો જાણ;
પડતો દડો આવી ચઢ્યો. રાય દુરજોધનને પાણ. ૩
દાહ પડો પારથને, ત્યારે સરવ હરખ્યા મન,
હાસ્ય વિનોદ કરી બહુ, દડો ગ્રહો દુરજોધન. ૪
બલ સહીત દડો નાખીઓ, દુરજોધને તેણીવાર,
અરજુન લેવા સચરો, રે ઘોર અરણ્ય મુઝાર. ૫
કૌરવ સર્વે વૃક્ષ ઉપરે, ચઢી બેઠા જાણ,
શિઘ્રે પારથ લેઇ આવ્યો, વૃક્ષ તળે નિરવાણ. ૬
પારથને દેખી કરી, આનદ્યા સર્વ કોય;
વળી નાખ્યો દુશાશને, અરજુન બ્યાકુલ હોય. ૭
એમ રમે નીત્યે વન વીખે, રેહેતે તરશો વીર;
કરણ શકુની સગ રમે, જે માહાસુભટ રણધીર. ૮
એમ માસ ચાર વહી ગયા, વારો ન પડે કોને શીશ;
પારથ દુખે દુરબલ થયો, તે જપે શ્રી જગદીશ. ૯
નીશાસમે મલીને બેઠા, કુંતા પાચે તન,
સાહે છે જેહેને કૃષ્ણજી, તે કુંતા બોલી, વચંન. ૧૦

સર્વ પુત્રો સાંભળો, હું ઝુરૂ રહી રહી મંન;
દેખી માહારા પારથને, શે કૃશ થઉ એનું તંન. ૧૧
શો રોગ થયો રે કુંવર માહારા, કાં દુર્બલ દેખું દેહ;
અરજુન મુજને કારણ કેહે, નહીં તો ત્યાગ કરૂં દેહ ગેહ. ૧૨
ભીમ કેહે તુજને દમે તો, ઇદ્રને માઉં હામ;
ચૌદ પડ કરૂ એકઠાં, હો વીર તાહારે કામ. ૧૩
યુધિષ્ઠિર કેહે વદો બાંધવ, કષ્ટ હોએ જે તુજ;
અરજુન કહે રે રમત રમતાં, દેહે દમાએ મુજ. ૧૪
મૃગયા મશે અમો નિસર્યા, શત ભ્રાત ગયા વંન;
રમત રમવા દડો કાટ્યો, કપટે દુરજોધંન. ૧૫
હું તો કાંઇ સમજ્યો નહિ, દાહ બેઠો માહારે શીશ;
કષ્ટ માહારા દેહતણું, એક જાણે શ્રી જુગદીશ. ૧૬
તે દડો નાંખ્યો બલ ભરે, તે જાએ કોશ પરજંન;
દડો લેઇ હું આવું તારે, વૃક્ષે ચઢા હોય બલવંત. ૧૭
એમ વારો મુજને ભોગવતાં, વહી ગયા માસજ ચાર;
ભીમ કેહે એ સર્વને, હું કાલ મારીશ હાર. ૧૮
તું ચક્ષુ મીચી સુઇ રેહેજે, કેહેજે મુજને કષ્ટ અપાર;
આજ તે માહારી વતી, ભીમ આવશે નીરધાર. ૧૯
સરવ સુતાં મંદીર જઇ, એહેવો કરી વિચાર;
પ્રભાતે તે સર્વ કીધુ, ઇદ્રને કુમાર. ૨૦
પશ્ચમે સુરજ નમ્યા પછી, આરૂઢ થયા શત ભ્રાત;
અરજુનને મદીરે આવી, બોલીયા સાક્ષાત. ૨૧
પારથની પાસે બેસીને, વદે દુરજોધન;
ચાલો આપણે જઇએ આંહાંથી, રમવા કારણ વંન. ૨૨
અરજુન કેહે માહારી ચક્ષનું, મેં કષ્ટ કહું નવ જાએ;
દાહ માહારો પુરશે, ભીમ આવી વન માંહે. ૨૩
ભીમ તવ સાંપ્રદ થએો, શત ભ્રાત વિચારે મંન;
કરણ કેહે રે પાંડુ પુત્ર, એક રમવા જોઇએ વંન. ૨૪
એહેવું કહી ભીમને લેઇ, સર્વે નિસર્યા બલવંત;
ભીમ મન સ્મરણ કરે, માહારે સાહે શ્રી ભગવંત. ૨૫

એમ કરતા સર્વે જઇ પોહોતા, જ્યાહાં અતી સુંદર વન;
પ્રેમાનંદ પ્રભુ પ્રીછે સર્વે, દંડો લીધો દુરજોધન. ૨૬

## કડવું ૩ જુ-રાગ સામેરી.

દુરજોધન કહે તવ વાણુરે, માહારા ભીમ ભાઇ સુજાણુરે;
દંડો નાંખુ થઇ અવસ્યમેવરે, તમો લઇ આવો તતખેવરે. ૧
જો લાવતાં લાગશે વારરે, તો વારો તમારો નીરધારરે;
એહેવું કહીને દુરજોધનરે, બલ સહીત લૈ નાંખ્યો વનરે. ૨
જૈ લાવ્યો પવન કુમારરે, ત્રણે ચઢ્યા દીઠા તેણીવારરે;
સર્વ વીર વદે તુ હાર્યોરે, વળી જાવાનો તારો વારોરે. ૩
વલી નાંખ્યો દુરજોધનરે, શીઘ્ર લાવ્યો કુંતી તનરે;
આવી જુએ તો ઝાડે એહારે, ભીમશેન ક્રોધમાંહી પેઠારે. ૪
દુરમુખ હશી કેહે વાતરે, હાર્યા તમો ભીમડા ભ્રાતરે;
એહેવું કહીને ઉતરા સર્વરે, નાખ્યો દંડો આણી મન ગર્વરે. ૫
ભીમ લાવ્યો દંડો જેણીવારરે, વૃક્ષ ઉપર દીઠા ત્રીજીવારરે,
તવ ચઢી ભીમને રીશરે, હવે છેદું સર્વનાં શીશરે. ૬
બહુ ક્રોધ ધરી મન માંહેરે. એક હાથે ગ્રહો વૃક્ષ ત્યાંહેરે,
મૂલ સહીત ઉચલી લીધોરે, તે તો અપાર ઉંચો કીધોરે. ૭
ભીમ વૃક્ષે વળગો વરીરે, જાણે આંબે વળગી કેરીરે,
લઇ ફેરવ્યો પાછળ શીશરે, આણીને અતી ઘણી રીસરે. ૮
ત્યારે દુરજોધન કેહે વાણીરે, ભીમ તાહારી ગત અમે જાણીરે;
અમને મુકો જો એક વારરે, જીવીએ તે તમ ઉપગારરે. ૯
પછે કરણ કેહે છે તાહેરે, તાહારે પ્રાક્રમે રીઝ્યા મનમાહેરે,
ધૃતરાષ્ટ્ર પુત્ર એમ બોલેરે, ભીમ નહીં કો તારે તોલેરે. ૧૦
એક વાર જીવતા મૂકરે, ફરી નહીં પાડીએ ચૂકરે;
ભીમે પાડી ગર્જના તાહેરે, કૌરવ થરર કપ્યા જ્યાહેરે. ૧૧
હું તો લેઇશ તમારા પ્રાણરે, તમો દમો અરજુન નીરવાણરે,
ભીમે કહ્યુ મન નવ આણ્યુરે, પછે કીધુ પોતાનું ધાર્યુરે. ૧૨
પછાડ્યા પૃથ્વી સાથરે, ભીમે ઉપર ઝાટક્યા હાથરે,
કો વીરનુ ફાટ્યુ શીશરે, કો પાડે મુખે ચીશરે. ૧૩

કો વીરની પાંસળી ભાંગીરે, કોણે સુન્ય અર્દ્ધ કલ લાગીરે;
કોનાં અસ્તી ચુરો થયાં જાંણુરે, કો પડ્યો થઇ ગત પ્રાણુરે. ૧૪
કો અપાર પામ્યો દુઃખરે, કોણે રૂધીર નાખ્યું મુખરે;
કોના હાથ ભાગ્યા કોના ચરણુરે, કોઇ કેહે હું પામ્યો મરણુરે. ૧૫
કોઇ પામ્યો મન અતી શોકરે, કો ધાડે મુકે પોકરે;
પછી ભીમ કેહે છે તાંહેરે, હવે જાશો પાપી કાંહેરે. ૧૬
ટલવલતા દીઠા સઉ વીરરે, હરખ્યો મન માંહે રણધીરરે;
સકુલનો મારે સાંખુરે, નહીં નો કડકા કરીને નાખુરે. ૧૭
ભીમ બોલે આણી ગરવરે, સુણી કાંપે કૌરવ સરવરે;
મન સમરા સુંદર શ્યામરે, જે પોહોતો પોતાને ધામરે. ૧૮
સરવે મલી બેઠા એક ઠારરે, ભીમે કહ્યો માઠી વીસ્તારરે;
વલી ભીમ કેહે સુણ માતારે, મે દીઠી ઈશ્વરની ગતિ વિધાતારે. ૧૯
અદસરતા પાડયા તેણે ઠામરે, નહી લીએ આપણું નામરે;
પાંડવ પછી તાહાં રમીયારે, જેહેને હદે કૃષ્ણજી વશીઆરે. ૨૦
કૌરવ સરવ બેઠા થાએરે, પાટાપીડ કરી ઘેર જાએરે.
જાણી તે ગાંગેવે વાતરે, પ્રીછો તે અંધ સાક્ષાતરે. ૨૧
લોક સરવ કોએ વાત જાણીરે, ભલું કીધુ સારંગપાણીરે;
દુરજોધન બેઠો જાહેરે, ભિસ્મ પીતામહ આવ્યા તાંહેરે. ૨૨
તાંહાં એહેવી દીઠી ગતરે, ટલવલતાં નથી રહી મતરે;
ગાંગેવ પછે બોલે વાણુરે, દુરજોધન તું અજાણુરે. ૨૩
સરવ પાંડુ પુત્ર બલવતરે, સત ભ્રાતનો આણે અંતરે;
તેહેમાં ભીમ સહ્યો નવ જાએરે, તે કર્યો મિથ્યા ઉપાએરે. ૨૪
ને ભીમ શાને છેડયોરે, તે તો છાંણે વીછું તેડયોરે;
આજ પુંઠે મ લેશો નામરે, જો જીવ્યાસું કોએ કામરે. ૨૫
એહેવું કહીને ગાંગેવ જાએરે, એહેવે આવ્યો ધૃતરાષ્ટ્ર રાએરે;
હું તો દુઃખી થઓ અપારરે, દુરજોધનથી નીરધારરે. ૨૬
ત્યાં તે ગયો કહીને વાણુરે, કુલ ક્ષે અવતર્યો જાણુરે;
વૈદ ઓશડ બહુ વિધિ કીધાંરે, તેણે કહ્યા તે ઉકાલા પીધાંરે. ૨૭
તેણે સાજા થયા સત ભ્રાતરે, દુરજોધન ઝૂરે દીન રાતરે;
તે મૂકે સ્વાસ નિશ્વાસરે, હવે કરૂં તે પાંડવ નાશરે. ૨૮

એમ દિન પછે દિન જાયેરે, પછે વિચારે કુણ ઉપાયેરે;
દુરજોધન બોલે એમરે, એ પાપી મરશે કેમરે. ૨૯

સરવ મળી વિચારે ઉપાએરે, પ્રેમાનંદ પ્રભુ તે ગત ગાએરે. ૩૦

## કડવું ૪ થું-રાગ કેદારો.

દુરજોધન દુશાસન મળી બેઠા, કરણ શકુની ચંતામાંહે પેઠા;
હાવે તેહ કરવો કુણ ઉપાયે, જેમ પાંડુનું કુલ ક્ષય થાયે. ૧
તવ શકુની કેહે સુણો વીર, હને સુજે તે કહુ છઉં ધીર;
એક ઉપાએ છે તે કરો તમો, પ્રપંચ સરવ કહું છું અમો. ૨
માહા વીખના પચ મોદીક કરો, માહારૂ વચન રાએજી મન ધરો;
મત કીજે ને બાઇ ખાંડ તણા, તે ખાશે માથી આપણા. ૩
તમો પચે શત મળી વીર, જલ કીડા જાઓ જમુનાં તીર;
તાંહાં કરણ સુભટ અમો આ ચીસું, વળી તમને રમવા લાગીસું. ૪
સેવક આવે મોદીક મોકલો, તે જાણે મેવક એકલો;
મોદીક લેઇ જાએ જમુનાં જાણ, જલ તજે જે એગે નીરવાણ. ૫
તમો રમી મર્ન ભુખા થાજો, નીજ સેવકની પાસે જાજો;
સત મોદીક તાં અલગા હશે, ને ખાતાં અંગ શીતલ થશે. ૬
પેલા પાંચે પાંડુ તન ખાસે, તતખણ પ્રાણ તેના જાશે;
એહેવું સુણી હરખ્યા ચારે મન, દુશાસન કેહે મામા ધંન ધંન. ૭
હવે એહ વાત રૂડી થઇ, આપણી ચતા મરવે ગઇ,
એહેવું કહીને ઉઠયા ચારે વીર, જે માહા સુભટ કહીએ ધીર. ૮
મોટી ચતા હતી માહરે મન, તે ગઇ મામાજીને વચન;
દુરજોધન મન આનંદ ઘણો, ઉપાએ માંડયો મોદીક તણો. ૯
પાંચ મોદીક લેઇને વીખે ભર્યા, સત મોદીક સુંદર કર્યા;
સરવ સોપ્યા સેવકને પાણ, કહ્યું કાંઠે જઇ બેશ નીરવાણ. ૧૦
ગુપ્ત કરીને રાખજે સહી, હું પાખે કોને આપવા નહી;
દુરજોધન વાએક શ્રવણે ધરી, જમુના ઉપકંઠે ગઓ વેગે કરી. ૧૧
મન ભ્રાંત સંઘાતે દુરજોધન, સભા માહાં જઇ વિનવ્યો રાજંન;
તાત દયા કરો તો કહુ તમને, જલ ક્રીડાની ઇછા થઇ અમને. ૧૨

જો કોહો તો જઇએ જમુનાં તીર, ધૃતરાષ્ટ્ર કેહે જાઓ વીર;
સર્વે ભ્રાત જાઓ શીઘ્રે થઇ, કુશલ આવજો વેગે જઇ. ૧૩
કાંઇ રીશ વઢવાડ મન રખે ધરો, સુખે જલક્રીડા જઇને કરો;
એહેવું ધર્મે જવ સાંભળ્યું કાન, ભીમ અર્જુનને કીધી સાન. ૧૪
તારે પાંચે મળી પાસે ગયા, તાત આગના દો આણી દયા;
અમો રમવા જઇએ જમુનાં તીર, મલા પચ સત રણધીર. ૧૫
ધૃતરાષ્ટ્ર કેહે રે કાંઇ ધંધ થશે, જો સર્વે મળી એકઠા જશે;
દુરજોધન કેહે ન બોલું મુખ, જો અમને કો દેશે દુઃખ. ૧૬
ત્યારે તાત કેહે શીઘ્રે થઇ જાઓ, આનંદે જમુનામાં નાહો;
વલી દુરજોધનને માગુ માન, મા જાઇશ ભીમની સન્નીધાન. ૧૭
પછે પવનપુત્ર પાગે તેઓ, અંધે લેઇને ઝાલ્યો છેડો;
દુરજોધન સહીત સત પુત્ર માહારે, તે સોંપુ સર્વેને કર તાહારે. ૧૮
એ વાંક કરે તે ખમી રેહેજે, આંહા આવી મુજ આગળ કેહેજે;
હુ વારૂ કરીશ તેહેની પેર, ડંડ ધણો દેઇશું ઘેર. ૧૯
ભીમ કેહે મુજ મન રીશ નથી, તે તમ આગળ શું કહું કથી;
પછે સરવકો લાગી પાય, જલક્રીડા કરવા વેગે જાય. ૨૦
જઇ ઉતરયા શ્રી જમુનાં તીર, જે માહાસુભટ કાહાવે ધીર;
વસ્ત્ર તજીને ધોતી ધરી, દુરજોધને તવ રમવાની જોડી કરી. ૨૧
અર્જુન ને કરણ વઢે સહી, ભીમ વિના હુંને કો ગમે નહિ;
સેહેદેવ ને દુશાશન રમે, દુર્મુખને મન નીકુલ ગમે. ૨૨
યુધિષ્ઠિર ને શકુની મામો, તમો રમવાનો કરજો સામો;
પછે ભ્રાત મધ્યે જોડા થયા, સરવ જમુનાં માંહા ચાલી ગયા. ૨૩
કો પાણીમાં ડબકી ખાએ, કો સામાને તાણી જાએ;
કો છાંટે છાલક નીર તણી, એમ રમે હસ્તીનાપુર ધણી. ૨૪
કો અકલાએ તે નાશી જાએ, કો આવી ભીમનો કર સાહે;
એમ રમતાં વહી ગઓ જામ, દુઃસહ આવ્યો તેણે ઠામ. ૨૫
દુરજોધન ને જાહાં ભીમ રહ્યા, બીજા વીર મંત્ર કરી તાંહાં ગયા;
તેણે પરપંચ બુદ્ધિ એહવી કીધી, આધાં રહીને ડબકી દીધી. ૨૬
જઈ ગ્રહ્યો તવ ભીમનો પાય, ઉંડા પાણીમાં તાણી જાય;
ઉપરથી દુરજોધન માર મારે, ભીમ વ્યાકુલ થયો બહુ પ્રહારે. ૨૭

અકળાઇને પડયો પાણી માહે, ચઢી ઉભા સરવ ઉપર તાંહે;
તવ પવન પુત્ર વ્યાકુળ થયો, જાણ્યુ પ્રાણ હવે માહારો ગયો. ૨૮
વાચા રહીત થઓ કુતી તન, પણ ધ્યાન ન આણે મન રાજન;
જાણ્યું હવે ગયા હંશ પ્રાણ, ત્યારે ઉતર્યા સર્વ વદતા વાણ. ૨૯
આપણી ઇચ્છા પુરણ થઇ, ભવની ભાવટ અવલે ગઇ,
ભીમશેન તવ ચાલ્યો વહી, કહી કાંઠો તે પામે નહીં. ૩૦
અરધ જોજન વહી ગયો જ્યારે, પવનપુત્ર તટ પામ્યો ત્યારે;
કૃષ્ણતણું સ્મરણ કરતો મંન, બાહાર નીસર્યો કુંતી તન. ૩૧
પછે ભીમે મન વીચાર કર્યો, ભ્રાત ભણી વેગે પરવર્યો;
મડસડાટ વાટે જવ ચાલ્યો જાએ, મુખે કૃષ્ણતણા ગુણ ગાએ. ૩૨

* * * * * * * *

જેણે મૃત્યુ આણ્યું ટાળ્યું આજ, તે જાણે મોટા મહારાજ. ૩૩

### વલણ.

મહારાજ મોટા તાર્યો મને, ભીમ રીસથી ભર્યો ઘણુંરે;
કૃષ્ણ પ્રતાપે આજ ટાળ્યું, સંકટ સૌ પાંડવતણુંરે. ૩૪

### કડવું ૪ થું–રાગ દેશાખ.

ભીમશેન આવીઓરે, જાહાં છે શ્રી જમનાનું તીર,
તાંહાં દષ્ટે પડીઓરે, કૌરવનો સેવક રણધીર.
ક્રોધ ભર્યો જઇને વદેરે, તાહારી પાસે છે કાઇ લાવ;
મોદીક છે ખરારે, પણ આપ્યાનો અભાવ. ૧

### ઢાળ.

અભાવ શો છે મેહેલ લવરી, શીઘ્ર આણી મૂક;
સેવક કહે દુરજોધને ના કહી, તો કેમ પાડું ચૂક. ૨
ભીમ કેહે સુને ક્ષુધા વ્યાપી, છેડ માં પાપીષ્ટ,
હાવે મે રેહેવાએ કેમ, મોદીક પડ્યા મુજ દષ્ટ. ૩
તવ સેવક કેહે સુણો સ્વામીજી, જો કરો કોટી ઉપાય;
દુરજોધનના કહ્યા વિના, મોદીક દર્શન નવ થાય. ૪
પવનસુત કોપે ચઢયો, ઝાપટ મારી પાણ;
મોદીક લીધા બલ કરી, પછે આરોગે નીરવાણ. ૫

મોદીક હુતા જેટલા, ને સરવ ખાધા જાણ;
જમુના વીખે જઇ નીર પીધુ, પણ રાખ્યો પુરૂષ પુરાણ. ૬
તાંહાં થકો આઘો સચરે, તેહને વીખ ચડ્યું સર્વ અંગ;
ચરણ કર ચાલે નહીં, ને ગાત થયા સર્વ ભંગ. ૭
એક પરવત ઉપર ચડ્યો જ્યાં, ભીમ મહા બલવંત,
થરથર ધ્રુજે લેહેર લાગી, જાણે આવ્યો ભીમનો અંત. ૮
તાંહાં જઇને સુતો વીર, વ્યાકુલ સુધ નહી શરીર,
કાષ્ટવત થઇ પડ્યો ઉંધો, જે મહાબલીઓ રણધીર. ૯
મચ્છ પેરે પડ્યો રહ્યો, બીજુ સર્વ અંગ સુન્ય,
વિખથી હાલે નહીં, કંઠ થઇ સર્વ મુન્ય. ૧૦
જેહેને વહાલા શ્રી હરી, તેહેને બાધ કશી નવ થાએ.
વૈશપાયનને વળી પુછે, જનમેજય જે રાએ ૧૧
પછે જે તાંહા થયુ હોએ, તે કહો વીસ્તારી વાત,
પ્રસન થયા મુની એમ વદે, સુણ જનમેજય મહારાજ. ૧૨
જમુનાજી મધ્ય ઝીલતા, શ્રમિત હવા સર્વ ભ્રાત;
અકેક પુઠે નીસર્યા, જે વીર મહા વિખ્યાત. ૧૩
પાંડુ સુત સૌ આવીઆ જે, સુભટ મધ્ય ઉદાર,
સ્નાન કરીને બહાર આવ્યા, સ્મરણ કરે મોરાર. ૧૪
પછે સરવે પોતાના વસ્ત્ર પેહેર્યા, ભીમનાં રહ્યાં તાંહે,
ધરમ અર્જુન નીકુલ સેહેદેવ, વિમાસે મન માંહે. ૧૫
શું બુડ્યો હસે જમનાં વીખે, શું થઇ હસે તેની પેર;
ભીમ બાંધવ પાખે આપણ, કેમ જઇએ ઘેર. ૧૬
ભીમના બલથી ગાજતા, હાવે શું થસે જગદીશ;
એહેવું કહી વિલાપ કરે, વળી કૂટે સરવે શીશ. ૧૭
નકુલ કેહેરે ભ્રાત વીણ, આપણે કેમ રેહેવાય;
પારથ કેહે પુછો દુરજોધનને, સો થયો ઉપાય. ૧૮
એહેવે દુરજોધનને જાણ કીધુ, સેહેદેવે તેણીવાર,
ભીમ દેખાતો નથી, એ સો ધરે વિચાર. ૧૯
એહેવું સુણીને કૌરવ સાચર્યા, જાહા હતા કુંતી કુમાર;
તાંહાં આવી સરવ ઉભા, રહ્યા ધરમને કરી નમસ્કાર. ૨૦

એક ભીમ મારે ગાજતી રે, કોને ન ગણુતી મંન;
તું પાખે કેમ જીવસું, માહરા લાડકવાયા તંન. ભી૰
પુત્ર તમારી જોડ દેખી, મુને થાતો હરખ અપાર;
તે સરવ વૃથા કર્યું તેં કુંવર, વૃથા થયો સંસાર. ભી૰
ધૃતરાષ્ટ્ર ગાંધારી વિદુર ગાંગેવ, કીપાચારજ મુની જેહ;
દ્રોણાચારજ આવ્યા પુત્ર માટે, સાથે દુખ ધરે મન તેહ. ભી૰
રુદન કરતા સરવ સાંચરા, કુંતા કેરે ઘેર;
યુધિષ્ઠિર કેહે ભીમ પાખે, શી થાશે મુજ પેર. ભી૰
કુટુંબ પરીવાર સરવ મળીને, આવ્યો શ્રી જમુના તીર;
સ્નાન કરી પાછા વળ્યા, મુખે પાડતા બહુ રીર. ભી૰
આક્રંદ ગાંધારી કરી કેહે, માહારૂં હ્રદયા ફાટી જાય;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વર ત્યાં, કરે કોણ ઉપાય. ભી૰

## કડવું ૬ ઠું-રાગ રામગ્રી.

સરવં વીર મળીને આવ્યા તાંહેજી, ધરમ અર્જુન બેઠા છે જાહેજી;
ત્યાં સરવ બેઠા શોકીત મનજી, અતિ દુઃખ ધરે ત્યાં દુરજોધનજી. ૧

### ઢાલ.

દુઃખ દુરજોધન ધરે અને કરણ શકુની જાણ;
દુશાશન ભિષ્મ સુરસકળ, સભા વીષે નિરવાણ. ૨
કુંતા દુખે પ્રજલે ચારે, ભ્રાત ઝૂરે મંન;
દુખી થઇ સરવ સાંચરા, આપ આપણે ભોવંન. ૩
પરીક્ષિત સુત એમ ઓચરે, લાગી ઋખીને પાયે;
શી ગત હવી પછે ભીમની, તે કોહો હુને ઋખી રાયે. ૪
વૈશંપાયન બોલીયા, સુણ રાય ચતુરસુજાણ;
નીશા સમે રાય દુરજોધન ઘેર, ચારે મળ્યા નિરવાણ. ૫
કરણ શકુની દુરજોધન, દુશાશન બોલ્યો તાર;
આપણું ચીતવ્યું હતું તેમાં, તુજ તણો ઉપકાર. ૬
સર્વે બેઠા હાસ્ય કરે, આનંદ આણી મંન;
ભીમને જેણી પેર હણ્યો, હાવે હણો સર્વે તંન. ૭
તેવે સેવક આવીને, દુરજોધનને લાગ્યો પાય;
મોદીક આપો અમતણા, એમ વદે દુરજોધન રાય. ૮

સેવક કેહે મુજને માર્યો, પવનપુત્રે પાણ;
લીધા સર્વે મોદીક ઝુંટવી, પછે ખાધા નિરવાણ. ૯
ત્યારે ફાલ પડી ઉદર વીખે, એ શો ઘટે ઉપાય;
અમે બોળ્યાં જમુના વિખે, તો જીવતો કીમ થાય. ૧૦
અન્ય કો દીઠો હશે, એમ વદે દુરજોધન;
સેવક કહે સત્ય કરીને માનજો, તે હતો કુંતી તંન. ૧૧
મુજ પાસ મોદીક પ્રારથ્યા, તવ કીધો અનકાર;
પ્રહાર કરીને સર્વ લીધા, તાંહાં કર્યો બેશી આહાર. ૧૨
વસ્ત્ર મધ્યે ધોતી છે, બીજું નગન સર્વ શરીર;
એવું સુણીને ઉઠીઆ, જે ધનુરવિદ્યાના ધીર. ૧૩
ચાલ્યા તાંહાં થકા શોધતા, દશો દશે બલવંત;
અગોચર ગીરી ગફા શોધી, કહી ન દીઠો બુધવંત. ૧૪
જોતાં દીઠો પરવત ઉપરે, સુતો વીર પ્રચંડ;
દુઃશાશન કેહે હાવે એહના, કરૂ સતત ખડ. ૧૫
કરણ કેહે જો જાગશે, તો ફેડશે આપણો ઠામ;
વિચારી કરવું ઘટે, તે કરો હાવે સહી કામ. ૧૬
કરણ કેરાં વચનથી, સરવે વિચાર્યું મન માહે;
ઉઠી ચાહારે આવીઆ, ગારૂડીનાં ઘર જાહે. ૧૭
તેને જાગાડીને કહું, તુ કર એક મુજ કાજ;
બહુ વીખધર સંગ લેઇ, મમ સાથે આવો આજ. ૧૮
ગારુડી કેહે શુ આપશો, તે પરઠો આણે ઠામ;
શું કામ છે મુજને કોહો, પછે મુકી આવું ધામ. ૧૯
દુરજોધન તવ ઓચરે, એક પુરુપ શત્રુ મુજ;
તેને અગે સર્પ વળગાડવા, તેડવા આવ્યા તુજ. ૨૦
સત મુદ્રા સોવણની, તુને આપીશ સાર;
એવું સુણી કડીઓ લેઇ, નીશરો તતખણ બાહાર. ૨૧
સગ લેઇશ દુષ્ટ સાંચરા, જેણે ઠામ પઢ્યો છે વીર;
રાએ કેહેરે મરમ સ્થાનકે, નીરખો એહેને શરીર. ૨૨
તે ઠામ મણીધર ડંશ દે તો, સરે આપણુ કામ;
ગારુડીએ તતખણ વળગાડ્યો, મરમ જોઇને ઠામ. ૨૩

બહુ શોખ ધરે ગાંધારી, ધરમને દુખ અપારજી;
કુટંબ સરવ રુદન કરે, તાંહાં ગાટે થાગે પોકારજી. ૨૬
કરણ શકુની દુશાશન તે, કરે હરખ ધરી કામજી;
હાવે આપણ તેમ કરીએ, જેમ ટેકાએ પાંડવ નામજી. ૨૭
કુંતા ધરમ નીકુળ ને સેહેદેવ, અરજુન ધરે મન શોકજી;
અન પાન તજીને બેઠાં, પામવા જમ લોકજી. ૨૮
લોક જમીને જાતાં મળે તેહેને, પુછે ભીમ ભડ ગી પેરજી;
ભીમ તણી ક્રીયામાં અમો જમ્યા, કુંતાજીને ઘેરજી. ૨૯
હરખી ભીમ નીજ મંદીર આવ્યો,પોલરક્ષક લાગ્યો પાયજી;
કુંતા પાસે દોડયો સેવક. મગળ ગીત તે ગાયજી. ૩૦

### કડવું ૮ મું-રાગ આશાવરી.

સેવક આવી ઉભા રહ્યા, તેણે સમાચાર સરવે કહ્યા;
તમો લહેજો, ભીમ ભડ કુશલ મણીરે. ૧
હું ભીમ ભડને ચરણ લાગી કરી, તમ ભણી આવ્યો માતરે;
માતને ઉલટ વધી. એ વચન સુણીરે. ૨

### ઢાળ.

સુણી વચન ઉલટ ઘણો, વાધ્યો કુતાને દેહ;
અગ શીતલી થઇ સહી, જેમ બળતા પુંડે મેહ. ૩
તવ કુંતા કેહે સરવ સાંભળો, રાય પાંડુ કેરા તંન;
એહેને સકલ પૃથ્વી રાજ આપો, વળી રત્ન બહુ વિધ ધન. ૪
વળી સર્વશ સોંપીને આપણ, અરણ વશીએ જાણ;
તોહે ઓશંકલ એ તણાં, ન થઇએ નિરવાણ. ૫
બહુ રત્ન ધરમે આપીઆં, અરજુને ગરથ ભંડાર;
સેહેદેવે હસ્તી આપીઆ, નીકુલ વીરે તોખાર. ૬
કુંતાજી વળતુ વદે, માહારે પાંચ તું તેમ બાલ;
એત્રે ભીમ આવી ચરણ લાગ્યો, કુંતાને તત્કાલ. ૭
યુધિષ્ઠિરને ચરણ લાગ્યો, ભેટયા સઘળા ભ્રાત;
દુરજોધન ઉઠી બેઠીઓ, જે માહા સુભટ વિખ્યાત. ૮
ગાંગેવ ને ધૃતરાષ્ટ્ર વીદુર, ગુરુ ને ગુરુ બાલ;
તેતણે ભીમ જઇ ચરણ લાગ્યો, સભામાં તત્કાલ. ૯

આશીશ સર્વે ઓચરે, ગાંધારી બોલે વાણ;
તાહારી માતાને ભાગ્ય પુત્રને, હાઉં સકલ કલ્યાણ. ૧૦
પછે નીજ ભુવન ભીમ આવીઓ, દુરજોધન બેઠો જાહે,
કરણ શકુની આનંદે, દુશાસન બોલ્યો તાંહે. ૧૧
આપણી જોડી છે સમારમાં, જે પંચસત ભાત;
તે ભંગ પામ્યો જાણીને અમો, ઝુરતા દિન રાત. ૧૨
હવે ભાગ્ય છે વીરા અમતણું, તેણે કુશલ તમને કર્યું;
હશી રમીને ઉઠીઆ, સંકટ સકળ હાવે હર્યું. ૧૩
પછે માત બાંધવ મળી બેઠા, પુછે ભીમને વાત;
ઘર થકી થઇ તે પેર ભીમે, માંડી કહી સાક્ષાત. ૧૪
એમ સાહે ઋષી વ્યાસે, સુણ જનમેજય રાજન;
ગજ લીલા કરે સુખે, કુંતા કેરા તન. ૧૫
પણ દુરજોધન દુશાશન, કરણ શકુની જેહ;
ચારે મળીને વિચારે, શું ધરે કારણ એહ. ૧૬
હાવે એ સાથે આવે નહીં, તમો જાણજો નીરધાર;
દુરજોધન કેહે માહારા દુખનો, હદ ન આવે પાર. ૧૭
કોટી પ્રપંચે કરીને, ભીમના લીધા પ્રાણ;
તોએ જીવતો આવીઓ, એ ગત હવી નીરવાણ. ૧૮
હાવે વેરી સપરાણા થયા, આપણ કોણુજ માત્ર;
રાજ લોક વશ એહુને, વળી ભાજે આપણાં ગાત્ર. ૧૯
તાત આગના લેઇ આપણ, જઈ વસીએ વન;
વડ વીરને ચરણે લાગીને, વદે દુશાશન. ૨૦
એક પેર સુઝે મુજને, તે સાંભળો સર્વ કોય;
પાંચે એકઠા પ્રજાળીએ, તો સુખ તમને હોય. ૨૧
પિતાની આગના થકી, રચીએ એક આવાશ;
લાખનાં મંદીર કરી, પ્રજાળીએ કરે નિવાશ. ૨૨
તાહાં ભુવન કીજે લાખનાં, ઉપેર છોહનાં કામ;
પાંડવને વશાડીને, પ્રજાળીએ એક ઠામ. ૨૩
એ વાત ભાવી સર્વને મન, સહુ ચાલ્યા જાહાં છે તાત;
દુરજોધન પાસે બેશીને, રૂદન કરે સાક્ષાત. ૨૪

હું પુત્રથી કાએર છઉં, મારે મારૂં ન ઇચ્છિયું થાય;
તે માટે તમો રાજ કરો, જઇ વારણાવત માંય. ૧૮
નિત્યનો ક્લેશ મટે ત્યારે, ધરમ બોલ્યા વાણ,
તમારી આજ્ઞા થકી અમો, તાહાં રેહેવું જાણ. ૧૯
એવું કહીને ઉઠીઆ, તાહાંથી યુધિષ્ઠિર રાએ;
માત બાંધવ પ્રતે જઇને, મર્મ કહ્યો ઉપાએ. ૨૦
આપણ વારણાવતમાં જઇ, સુખે ભજસું ઘનસ્યામ;
નિત્યે જાંહાં વઢવાડ તે, નીરધાર તજીએ હામ. ૨૧
એહેવું સુણી ભીમ ઓચરે, શું વદો છો મહીપાલ,
આપણ જઇને તાંહાં રહીએ, આંહાં કૌરવ થાશે ભુપાલ. ૨૨
એમ દૈવ ઉફરાટો થએો નથી, સ્વામી નહી જાણ,
આંહાંથી જાઓ કેહેશે તારે, હું મર્વના લેઇશ પ્રાણ. ૨૩
ધરમ કુતા અરજુને મળી, વારી રાખ્યો જોધ;
નિત વાએક બહુ બહુ કહી, ઉતાર્યો ભીમનો ક્રોધ. ૨૪
એહેવું વિચારી સુખ નીદ્ર કરી, પ્રભાતે ઉઠયા વીર;
સજ થઇ સર્વ આવિયા ભીષ્મકને, પાચે સુભટ રણધીર. ૨૫
ગાંગેવ કેહે મેસુ ન ચાલે, રાજનું મેલું કામ;
તો રાજના એ ધણી થયા, તમને તજાવે હામ. ૨૬
સુખે રાજ કરજો તાંહાં રહી, ભજજો શ્યામ શરીર;
એ રાજ હસ્તિનાપુર તમારૂં, વળી પામશો રણધીર. ૨૭
ચરણ નમીને ધરમ વદે, તમો કીપા રાખજો તાત;
એહેવું કહી ધૃતરાષ્ટ્રની પાસે, ગયા પાંચે ભ્રાત. ૨૮
પ્રણામ કરી આજ્ઞા માગીને, નિસરીઆ રણધીર;
વોળાવા સર્વ મચરયા. રે દુરજોધનના વીર. ૨૯
વિદુર સંગે ચાલતાં, તે કહે મર્મ વિવેક;
નીશા સમે જાગ્રતપણે રેહેજો, એ માહારો સંકેત. ૩૦
શસ્ત્ર પાખે ઘડી ન રહેતા, સમે પલટો વેશ કુવેશ;
પાંચે એકઠા કેમે મ સુશો, એ છે મીન ને મેખ. ૩૧
વન મધ્યે પશુ પક્ષી રેહે, તે માહા ચતુરજ હોય;
દવ લાગો દેખી બીલ મધ્યે, પેશી જાએ સર્વ કોય. ૩૨

થઇવાત જોગે કરીને, કો મુરખનુ પડે કામ,
તેહેના વામ કરની આગળી, દે ગ્રહીએ તેણે ગામ. ૩૩
એમ નિત વાણુ અનેક કહીને, વળ્યો મોકો જાણુ,
પછે પાંડુ સુતે તાહા લ્હીને, મર્મ વળાવ્યા નીરવાણુ ૩૪
તાહા થકા વેગે આચરા, મન સમરે પુરૂષ પુરાણુ,
હમતા રમતા વેગે કરે, વારણાવતમા પ્રયાણુ ૩૫
સુખે જઇને રહ્યા ઘરમા, પાચ પુત્ર ને માત,
પુરોચને સર્વ દુરજોધનને, જણાવી તે વાત ૩૬
પછે કરણ શકુની દુરજોધન, દુશાશન વીર સુજાણ,
વિચારી ચડાનને તાહા, તેડાવ્યો નીરવાણ ૩૭
ચડાન સાભળ કહુ તે છે, તુ સરખુ એક કામ,
વારણાવતમા પાડવ રેહે, તે જઇ પ્રજાળે તુ ધામ ૩૮
એક ગામ ખાના તુજને હુ આપુ, એ વચન એ બોલ
એ કામ કરે હું ન આપુ તો, જાએ અમારો તોલ ૩૯
ચડાળ કેહે નન નીપજે, મુજ થકી પ્રૌઢ પાપ
ચાડાળ હોય તે કામ કરશે, ગામ તેહેને આપ ૪૦
ત્યારે દુશાશન કેહે રાય કેરૂ, વચન ન માને આજ,
અમ્નેક પ્રકારે જાણજે, તાહારો દેહ કરશે ત્યાજ ૪૧
ચંડાળ કેહે મુજ બારજાને, પુછી આવુ તાત,
એહેવુ કહીને નીશરો ગયો, નીજ ભુવન સાક્ષાત ૪૨
હશાગમની ગજગતી, કારગનય અદભુત વેશ,
કુટડી ને રૂપ વડી, વર્ણન ન થાય અવગેષ ૪૩
બ્રહ્મસૃષ્ટિમા અવનની, ને તેજ તેઓનુ પાત્ર,
મર્વાંગે સુદર સુન્દરી, સુરેખ એના ગાન ૪૪
વિરચિએ રચી રૂડી, ભુડે અનતાર પામી,
। કાળના પાપકર્મથી, ચડાળ પામી સ્વામી ૪૫
કામનિને જઇ કહ્યું, સાભળ કોકિલ કાળી,
દુરજોધન કહે પાડવને, વારણાવતમા નાખો બાળી ૪૬
મે ના કહી તો દુશાશન કહે, લેઇશ તાહારા પ્રાણ,
હાવ તુ કેહે તે કીજીએ, આપણુ સદી નીરવાણુ ૪૭

ચાલો સ્વામી ત્યાં જઇએ, જ્યાં બેઠો દુરજોધન;
નરનાર બેહુ આવીઆં, તેણે પ્રણમો રાજન. ૪૮
તારે રાએ કેહે તે પુછયું સહી, તુજ નારને એ વાત;
વેગે કરી જાઓ તમો, કરો પાંડુ સુતનો ઘાત. ૪૯
તારે નાર કેહે તમો જાણજો, અમેથી નહીં તે થાએ;
ચાંડાલ પાખે કોણ કરે, એણીપેર બોલ્યો રાએ. ૫૦
નાર કેહે જે ચાંડાલે, ભીમને બોળ્યો જલ માંય;
જેણે વીખ ઘાલું મોદીક માંહે, તેહેને મોકલોરે રાય. ૫૧
તમો બેઠા ચારે વિચારો, તે ચાંડાલ કેરૂં કરમ:
અમો જાતનાં ચાંડાલ મરત, પુરણ શ્રી પરીબ્રહ્મ. ૫૨
નમો નિશ્ચે મન જાણજો, અમ થકી કરમ ન થાએ;
કરમ ચાંડાલ છો તમો, તો જઇ પ્રજાલો રાએ. ૫૩
તારે દુશાશન કેહે રાડને, શીદ લાવ્યો આંહે,
રાએનું વાએક શીર ધરી, જાઓ વારણાવત માંહે. ૫૪
તવ નાર કેહે એ વાતનો, મ કરીશ મનમાં ગર્વ;
ભીમને બલે સન ભ્રાતની, રાંડ થશે સ્ત્રી સર્વ. ૫૫

વલણ.

રાંડ થશે સરવની, એહેવી વાણી બોલી નારરે;
કોપ કરી રાય બોલીઓ, એહેને કાઢી મુકો બાહારરે. ૫૬

કડવું ૧૦ મું—રાગ રામગ્રી.

તી બોલી તાંહાં રહી નારીજી, રાએ વાએક તમો બોલો વિચારીજી,
ા સેવક છઉં રાયનાં જાણીએજી, એ કરમ ન થાય શી મુજ વાણીએજી. ૧

ઢાલ.

સત્ય સત્ય એ નહી કરૂં, માનજો સાચું રાય;
પાંડુ પુત્રને પ્રજાળતાં, સમુદ્ર સુકઇ જાય. ૨
એ પુત્ર પાંડુ રાયના, સર્વ ધરમ કેરૂં રૂપ;
તેને કુકું ઇચ્છો છો, તો કોહી થાશો ભૂપ. ૩
યુધિષ્ઠિરના સતથી, ભૂ રહી દુરજોધન;
તે રસાતલ જાયે સહી, જો બલે કુંતી તંન. ૪

સત બાંધવ તમો બલો, તો પ્રજા સુખણી થાય;
દૈવ જો તમને હણે તો, કલેશ પુરનો જાય. ૫
તવ કરણ વાણી બોલીઓ, તું વિચારી જો આપ;
સતી શીરોમણ સાધવી, , મારે લાગશે તુંને શ્રાપ, ૬
ત્યારે નાર કહે રે સર્વ સુણજો, મનમાહે આણુશો રીશ;
એક પતિ વણુજ પુરૂશ જોણે, નથી દીઠું શીશ. ૭
સતવ્રત જે પાલતું તે, રાખવું મન આપ;
તે ક્રીપા શ્રી જગદીશની, પુરૂષ માત્ર બાંધવ બાપ. ૮
શ્રી સુરજદેવ ને અમર મુની, બ્રહ્મા શિવ જગદીશ,
હું સતી ન હોઉં તો એ સર્વનાં, પૃથ્વી પડજો શીશ. ૯
તવ દુરજોધન એહેવું સાંભલી, કેહે માર રાંડને હામ,
શું જુવે દુશાશન પશુ ભાતે, રહી રાંડ બોલે આમ. ૧૦
ધન ધન કુરૂવશને, જેમા પ્રગટયો તું કુમાર;
ચડાલની હત્યા ઇચ્છે, ધન કુલતણા અગાર. ૧૧
મહા પાપી જે હોય તેને, રાય દે છે વલી ડડ,
ચંડાળને તેડી કરીને, તેના કરે સત ખંડ ૧૨
ચાંડાળ ફેરો પાપનો, કોએ ન જાણે પાર;
અમને હણી અમ પાપનો, તુ કરે અગીકાર. ૧૩
એવું સુણીને કોપીઓ, ને રકત થયાં લોચન;
ઘણું વિચારે મન વીખે, પણ થંભ થયું છે મન. ૧૪
વળતાં શકુનીએ સુકયા કાઢી, ગયાં તે પોતાને ઘેર;
ત્યારે મલીને વિમાસે, આપણે શી કરવી પેર. ૧૫
તવ કરણ કહેરે દુરજોધન, પુરોચન કરશે કામ;
લખી મોકલ્યું પત્ર સુદર, દુરજોધને તેણે ઠામ. ૧૬
વિર ધીરવીર કાંઇ લાગ જોઇને, બાલજે તુ ધામ,
રખે રેહેતુ ભૂતળ વીખે, પાંડુ પુત્રનું નામ. ૧૭
તે પત્ર વાંચી પુરોચન તે, પુઠે તત્પર થાય;
એમ કરતાં આવી ચતુરદશી, શિવરાત્રિનો મહિમાય. ૧૮
માઘ માસ કૃષ્ણ પક્ષે, ચતુરદશી શિવરાત્ર,
રૂખી વચને વિધ વિધ ગતે, ઉજવી કુંતા માત. ૧૯

ચાલો સ્વામી ત્યાં જઇએ, જ્યાં બેઠો દુર્જોધન;
નરનાર બેહુ આવીઆં, તેણે પ્રણમો રાજન. ૪૮
તારે રાએ કેહે તે પુછ્યું સહી, તુજ નારને એ વાત;
વેગે કરી જાઓ તમો, કરો પાંડુ સુતનો ઘાત. ૪૯
તારે નાર કેહે તમો જાણુંજે, અમોથી નહીં તે થાએ;
ચાંડાલ પાખે કોણુ કરે, એણીપેર બોલ્યો રાએ. ૫૦
નાર કેહે જે ચાંડાલે, બીમને બોળ્યો જલ માંય;
જેણે વીખ ઘાલું મોદીક માંહે, તેહેને મોકલોરે રાય. ૫૧
તમો બેઠા ચારે વિચાગે, તે ચાડાલ કેરૂ કરમઃ
અમો જાતનાં ચાંડાલ મરજ્ઞ, પુરણુ શ્રી પરીબ્રહ્મ. ૫૨
તમો નિશ્ચે મન જાણજો, અમ થકી કરમ ન થાએ,
કરમ ચાંડાલ છો તમો, તો જઇ પ્રજાલો રાએ. ૫૩
તારે દુશાશન કેહે રાડને, શીદ લાવ્યો આંહે,
રાએનું વાએક શીર ધરી, જાઓ વારણાવત માંહે. ૫૪
તવ નાર કેહે એ વાતનો, મ કરીશ મનમાં ગર્વ;
બીમને બધે સત બ્રાતની, રાંડ થશે સ્ત્રી સર્વ. ૫૫

વલણ.

રાંડ થશે સરવની, એહેવી વાણી બોલી નારરે;
કોપ કરી રાય બોલીઓ, એહેને કાઢી મુકો બાહારરે. ૫૬

## કડવું ૧૦ મું–રાગ રામગ્રી.

વળતી બોલી તાંહાં રહી નારીજી, રાએ વાએક તમો બોલો વિચારીજી,
અમો મેવક છઉં રાયનાં જાણીએજી, એ કરમ ન થાય શી મુજ વાણીએજી. ૧

ઢાલ.

સત્ય સત્ય એ નહી કરૂ, માનજો સાચુ રાય;
પાંડુ પુત્રને પ્રજાળતાં, સમુદ્ર સુકઈ જાય. ૨
એ પુત્ર પાંડુ રાયના, સર્વ ધરમ કેરૂ રૂપ;
તેને કુડું ઇચ્છો છો, નો કોડી થાશો ભૂપ. ૩
યુધિષ્ઠિરના સતથી, બૂ રહી દુરજોધન;
તે રસાતલ જાયે સહી, જો બલે કુંતી તંન. ૪

સત બાંધવ તમો બન્ને, તો પ્રજા સુખણી થાય;
દૈવ જો તમને હણે તો, કયેશ પુરનો જાય. ૫
તવ કરણ વાણી બોલીઓ, તુ વિચારી જો આપ;
સતી શીરોમણ સાધવી, . માટે લાગશે તુંને શ્રાપ, ૬
ત્યારે નાર કહે રે સર્વ સુણજો, મનમાહે આણશો રીશ,
એક પતિ વણજ પુરશ જેણે, નથી દીઠુ શીશ. ૭
મતવ્રત જે પાલ્યુ તે, રાખજુ મન આપ;
તે કીપા શ્રી જગદીશની, પુરૂપ માન બાધવ બાપ. ૮
શ્રી સુરજદેવ ને અમર મુની, બ્રહ્મા શિવ જગદીશ,
હુ સતી ન હોઉં તો એ સર્વનાં, પૃથ્વી પડજો શીશ. ૯
તવ દુરજોધન એહેવું સાંભલી, કેહે માર રાંડને હામ,
શુ જુવે દુશાશન પશુ ભાતે, રહી રાડ બોલે આમ. ૧૦
ધન ધન કુરૂવશને, જેમા પ્રગટયો તુ કુમાર,
ચડાલની હત્યા ઇચ્છે, ધન કુલતણા અગાર. ૧૧
મહાપાપી જે હોય તેને. રાય દે છે વલી ... .

ભીમને કરઓ'જઇ આડો જતોરે, ભીમે દાંત પાડી કર્યો રડવડતોરે;
પછે મરમ સ્થાનકથી ઝાલ્યોરે, પર્વતશૃંગ સાથ અફાળ્યોરે. ૨૧
પછે ચઢીઓ સબળો કોપરે, જાણ્યુ ત્રૈલોક કરશે લોપરે,
ભીમ કોપે દીસે રાતો રાતોરે, જાણે સૃષ્ટ રખે એ ખાતોરે. ૨૨
બાઝયા બક ને કુંતા કુમારરે, તલે ઉપર થયા કૈ વારરે,
અન્યો અન્ય મારે કોહોણીરે, ભીમે આપી પાકુની બોહોણીરે. ૨૩
ફાલ ખાઇ પડયો બક જયારેરે, ભીમનું બલ વાધ્યુ છે ત્યારેરે,
ચરણે સાહ્યો રાક્ષસ સ્વામરે, અફાળ્યો એક વૃક્ષને ઠામરે. ૨૪
બકે પાડી મુખે પોકરે, તે સુણી ધ્રુજ્યા નગ્ર લોકરે;
પછે ઉઠીને બેઠો થયોરે, ભીમને પકડી કમરથી ગ્રહ્યોરે. ૨૫
બાથે બાથ આવ્યા બેહુ વીરરે, અન્ય અન્ય કરડે શરીરરે;
પૃથ્વી પડધાથી ડોલે હાલેરે, સર્વ લોક જાગ્યા તેણે કાલેરે. ૨૬
જાણ્યું જાતું છે પાતાલરે, ભૂકંપ થઓ અકાલરે,
સર્વ લોક વિમાશે પેરરે, હાને શો થાશે કેરરે. ૨૭
બળથી ભીમ પછે એમ બોલેરે, નથી વીર કો મારે તોલેરે,
તુને હણતાં ન લાગે વારરે, મન ગણૂ તૃણ અગારરે. ૨૮
રાક્ષસ પછી બોલ્યો એમરે, મુજ આગળ જાઇશ તુ કેમરે;
મુઠ ઉપર ધરી હાથરે, અતિ ગાજ્યો રાક્ષસનાથરે. ૨૯
દેખી રીસે ભરાયો ભડ બળીઓરે, જે અકળિત ન જાણે કળીઓરે;
ધસી મારી તે બકને પાટુરે, કેહે હાવે હુ તુજને દાટુરે. ૩૦
ભીમે ઝીંકયો સાહી પાણુરે, બક થઓ મુર્છાગત જાણુરે;
મારી શીલા ને ફાટયુ શીશરે, ભીમ જપે શ્રી જુગદીશરે. ૩૧
એકઠા હાથ મસ્તક ને ચરણુરે, ભીમે ભાંજી પમાડયો મરણુરે,
ત્યારે હરખ્યો કુંતી તનરે, ધન સાહે શ્રી જગજીવનરે. ૩૨
પછે રગડોળી કેહે છે વાણુરે, તુ પાપે પડયો સહી જાણુરે,
ચરણ ગ્રહી ઘસરડી આણ્યોરે, જાણે કેશરીએ હસ્તિ તાણ્યોરે. ૩૩
નગર દુર્ગ છે જાહેરે, ભીમે આણી નાખ્યો બક તાહેરે,
એવુ કહી મંદીર ભણી જાયરે, હ્રદયા વિષે હરખ ન માયરે. ૩૪
દીઠી નગર તણી પોલ દીધીરે, ભીમે જાવાની પેર કીધીરે;
દુર્ગ ચઢીને કુદ્યો કુમારરે, આવ્યો ખુદતો શેરી ને દ્વારરે. ૩૫

ત્યાં ઝુરે કુંતા માતરે, રખે ભીમને થાયે ઉપઘાતરે;
ધર્મરાય કેહે છે તર્તરે, ભીમને ન મારી શકે મર્ત્યરે. ૩૬
એમ માતને ચારે તંનરે, ઘણું વિમાશે તે મંનરે;
જો ભીમને કાંઇ થાશેરે, તો આપણથી નહીં જીવાશેરે. ૩૭
જો ભીમને પાછાં ન નરખેરે, એવું કહેતામાં પગલાં પરખેરે;
માતા ઉઘાડો મઠ દ્વારરે, હું કરી આવ્યો સંહારરે. ૩૮
તવ હરખ્યા સર્વે તંનરે, ઉઠી દીધું આલીગંનરે;
તુંને ઉગાર્યો પ્રભુએ જાણોરે,હવે મુકાશું જીમે પાણી ને દાણોરે. ૩૯
પાએ લાગ્યો કુંતાને પ્રેમેરે, ધર્મરાયને નમ્યો નેમેરે;
નિકુલ સેહેદેવ ને અર્જુનરે,હરખે વળી વળી દીધું આલિંગનરે. ૪૦
મેળાવો થતાં પુછે માતરે, તે કેમ કર્યો બકનો પાતરે. ૪૧

વલણ.

બકપાત કીધો કેમે કરી, પુછતાં નેણે વહે અપાડરે;
પુત્ર તુજ રક્ષા કરી, પ્રભુએ ચહડાવ્યો પાડરે. ૪૨

કડવું ૨૬ મું-રાગ સામેરી.

ભીમ કેહે સુણો માત, મોટા સ્વામી જુગ તાત;
સાક્ષાત, સાહે આવીને કરીરે. ૧
બક આવ્યો કરવા આહાર, મુને ખાતો દીઠો તેણીવાર;
બહુ પ્રહાર કીધો રાક્ષસે મુનેરે. ૨

ઢાળ.

મુને પ્રહાર કીધો રાક્ષસે, જેના બળતણો નહીં પાર;
હું ઉઠયો માત તેવારે, ખપી રહ્યો જ્યારે આહાર. ૩
પછે ઉઠીને મેં જુદ્ધ આરંભ્યું, રાક્ષસ બળીઓ અપાર;
તમો સહી જાણજો જે, માર્યો તે કૃપા શ્રી મોરાર. ૪
તે દેખીને હું અતિ હરખ્યો, આવ્યો તમારે ચરણ;
તે પ્રતાપ માતા ભ્રાતનો, રાખ્યો હું ને અશરણ શરણ. ૫
એવું સુણીને રાજા યુધિષ્ઠિર, એવી બોલ્યા વાણ;
આપણને સર્વ લોક ઓળખશે, પ્રાક્રમ સઘ થાશે જાણ. ૬
તે માટેરે આપણે, વસવાનું બીજે ઠામ;
જાણ થાશે રાજાને, તારે કહેવું પડશે નામ. ૭

પુનરપિ પડાવ ઉપાડીને, ફરવો નવો નેગ
સુખ દુખ સહેવા મેહેલથી, ને તજવો મન ઉદ્યોગ ૮
પછી વિપ્ર નારને કુંતાજીએ, સર્વ કહી જુગત,
રહો દુખભંજન વિરાધ નીર, હુ છુ તમારી ભગત. ૯
ચાર માસ આહા વાશો રહ્યા, પણ ન લહ્યા મન,
મયા કરી સ્વામી અમ ઉપર, આહા રહ્યા બહુ દન. ૧૦
જેમ આપે મો ભુપણ સારા, માહા બ્રાહ્મણ કેરે પાણ,
તેમ તમો મેં નર ઓળખ્યા, સત મત એ વાણ ૧૧
આશીશ દેવા લાગી નારી, નેત્ર વહે જળ ધાર,
રાજ રીધ ભંડાર પામજો, અતિ કુલવતી નાર ૧૨
બહુ વિધ આશિરવાદ સુદેઈ, વિપ્ર નારી ગદગદ રૂએ,
કુંતા સહિત પાચ પાડવો, તેનો પ્રેમ વિલોક્ન કરે. ૧૩
પછે સારંગધરનુ સમરણ કરતા, સર્વ કો ચાલ્યા જાએ,
બક માર્યાની વાત ભીમે કહી, તે સુણી હરખ ન સમાએ. ૧૪
જોજન માત્ર ગયા પુંઠે, તેને મળિયુ બ્રહ્મ સ્વરૂપ
કાહાથી આવ્યા કાહા જાશો, એમ પુછે યુધિષ્ઠિર ભૂપ ૧૫
વિપ્ર કહે પચાલ દેશથી, આવ્યા સ્વામી આજ,
દ્રુપદરાય તે દેશ તણો, તેને કન્યા એક મહારાજ. ૧૬
તે પરણવા કારણ મંડપ મધ્યે, મચ્છ વેધનુ ધર્યુ છે પોણ,
જોવા પ્રાક્રમ ક્ષત્રી કેરા, જોઇએ વેધે કોણ ૧૭
અનેક દેશ દેશાતર કેરા, ત્યા આવશે ભૂપાળ,
જે કો મચ્છ વેધશે તેને, આરોપશે વરમાળ ૧૮
અનેક દાન આપશે ભૂપતિ, તમો શે ન ત્યા સિધાવો,
મુજ વચને ત્યા જાઓ કાપડી, ભાગ્યે સારૂ દાન લાવો ૧૯
એવુ સુણીને ચાલ્યા મંડુકો, આનદ પામી મન,
નગર માહે જાણ થયુ, કોણે હણ્યુ બકનુ તન ૨૦
રાએ વિપ્રને તેડાવીને, પુછવા લાગો વાત,
કેહે સાચુ તુજ પુત્ર કાહા છે, કેમ થયો બક પાત ૨૧
મુજ પુત્ર જગનશાળા માહે બેઠો, તમને દે આશીશ,
બીજી વાત હું નથી જાણતો, કોણે છેદ્યું બક શીશ ૨૨

તારો સુત મંદીર ક્યારે આવ્યો, સાચી કહો મુજ પેર;
પ્રોહોણો એક ગયો મુજ અર્થે, સુત હૂતો મુજ ઘેર. ૨૩
તેણે રાક્ષસ માર્યો નિશ્ચે, તેડો કેહે માહારાજ;
અરધ દેશ તેને આપું, એણે મોટું કીધું કાજ. ૨૪
વિપ્ર કેહે તે ગયા નગરથી, જ્યારે થઓ પ્રભાત;
મુજ મદીર ચાર માસ રહ્યાંજી, પાંચ પુત્ર એક માત. ૨૫
વળતો રાજા એણી પેર બોલ્યો, સુણ મંત્રિ નિરધાર;
મુજ આગન્યા પાખે કો નવાને, ટીપું ન પાએ વાર. ૨૬
ચાર માસ લગે રહ્યા હુતા, એવા બલીયા પંચ;
મુજને હણીને રાજ લેત, એ લુંડો ચાતે સંચ. ૨૭
સકુલના માટે ચાલ્યા જાએ, પોત પોતાની વારે;
આણ નગર માંહે દેવાડો, અજાણાને પ્રેમે રાખે હારે. ૨૮
તે દિવસ પુંઠે રાજાના, નગર મધ્યે જે આવે;
તેને રાજા અન અપાવે, તે સદાવરત ચલાવે. ૨૯
પાંડવ પાંચે માત સંગે, જાએ ધસ્યા રણધીર;
વળી કહી વિશ્રામ કરે, મન સમરે જાદવ વીર. ૩૦
એમ રાત દિવસ ચાલતાં, દીઠી દરશણે ગંગા માત;
ત્યાં કૌતક હવું એક અવનવું, તેની સુણજો ખ્યાત. ૩૧

વલણ.

ખ્યાત સુણો પથ ભ્રાત ઉભારે, જ્યાંહાં ગાંધ્રવપતી ક્રીડા કરે;
ભટ પ્રેમાનંદ કહે કથા, તે ગાન પાંડવ માતા શ્રવણે ધરેરે. ૩૨

### કડવાં ૨૭ મું–રાગ રામગ્રી.

ચિત્રસેન ગાંધ્રવ કેરો સાથજી, રમે ગંગા તટે સાક્ષાતજી;
ગાંન કરે ત્યાં રંભા નારીજી, શોભા કહું તેહેની વિસ્તારીજી. ૧

ઢાળ.

જીરે શોભા શી કહું તેહની, જાહાં નૃત્ય કરે ઉરવશીજી;
મેનકા હેમા બહુ બીજી રંભા, જે છે નાર સુર અશીજી. ૨
વળી બીજા ગાંધ્રવ નાર સંઘાતે, રમત કરે છે તાંહેજી;
રાગ રાગણી સાથે શ્યામા, આલાપ કરે છે જ્યાંહેજી. ૩

કો ગોડી શ્રી રાગ વખાણે, કો કલ્યાણ કેદારજી,
કો ગુજરી મારગ સામેરી, કો ગાવે રાગ મલ્લારજી. ૪
કો કાનડો અડણો ને આશાવરી, કો ગાએ નાર વસનજી;
કો ભૈરવ ને દેશાખ આલાપે, નટ રાગ ચિત્ત હરશજી. ૫
કો આદોલ કાફી મેવાડો, કોએ દીપક રાગ માંડયોજી,
મધુરા ટોડી વેરાડી ગાએ, ખેલ અન્ય તો છાંડયોજી. ૬
બીહાગડો પુરવી આલાપે, સોરઠ માલવ ગોડીજી;
માઉ પરજ કો ગાન કરે, પચમ રાગની નવ જોડીજી. ૭
બિભાસ બિલાવર ને હીંડોલ, થૈ થૈ ગાવે સર્વ નારજી,
લલીત કાહલેરાને આલાપે, બલીયો દેવગાધારજી. ૮
વલી બીજા અનેક રાગ છે, કેહેતાં ન આવે પારજી,
તાન કરે ને રંગ ઉપજાવે, ચતુર અમરની નારજી. ૯
તાલ છંદ પડે ભાત ભાતના, શી શોભા વરણવું તેનીજી,
ત્રૈલોક મધ્યે ફરી જુઓ તો, જોડ ન આવે જેનીજી. ૧૦
તાલ મ્રદગ ને અનેક સુર સાથે,તંબુરા વીણા વગાડે રમેજી,
રબાબસારંગી પીનાક શ્રીમંડલ,પાવા જલજત્ર દશ દશેજી. ૧૧
ઢોલ કીંકણુ માલાખી ઝઝરી, વાજે ઘુઘરીનો ઘમકારજી,
થેથઇ થેથઇ નૃત્ય કરે, ચુક ન પડે લગારજી. ૧૨
સુર તાને નાચે નાયિકા, નૃત્યકળાના ભેદ દેખાડેજી;
ભમરી ખાએ દીપ સઘાતે, કો દીપક માનવ પાડેજી. ૧૩
તાન નૃત્ય ને ગાન વાજાંનો, એકસ્વર તાન ત્યાં થાએજી,
મધ્યે બેઠો ચિત્રસેન છંદે, ધુનને મળતો જાએજી. ૧૪
એમ આઠ સહસ્ત્ર સ્ત્રી ગાન કરે, મેલે નૃત ઘુઘરી છંદજી;
જાણે શ્રી વ્રદાવન માહે, રાસ રમે ગોકુલ ચદજી. ૧૫
કો નાચે ત્યાહા નગ્નરૂપ થઇ, કો વસ્ત્ર સઘાતે નારીજી,
જે કો શ્રમીત થાએ તે જલમા, જઇ છોલે શીર ઉઘાડીજી. ૧૬
અનેક સુર અનેક નાર ત્યાં, પાણી પરસ્પર છાંટેજી,
શ્રીકૈલાસ મધ્યે ઇશ રમે, તેવે વેશે નાચેજી. ૧૭
નવસ્ત્રી થઇ જે કો નાચે નારી, દેખી રીઝે મન દેવજી;
આકાશ રહીને અમર રૂખી, જોતા હવા તતખેવજી. ૧૮

એક લક્ષ લાગો સરવને ત્યાં, ચક્ષ રહ્યા સહુ માંડીજી;
જાણે અમી તણો વરસાદજ વરશે, ધાર ન થાએ ખાંડીજી. ૧૯
તેણે સમે જાંહાનવીને નીરે, આવ્યા પાંચે રણુપૂરણુજી;
દેખી કોપ્યો ચિત્રસેન, ઉઠયો પછે રણુઝુરણુજી. ૨૦
નાર નર્વકો વસ્ત્ર પેહેરતી, હવી સારોદ્ધારજી;
ગાંધ્રવ ઉઠયો ક્રોધ ધરીને, કરતો મારો મારજી. ૨૧
કહોરે પાપી કોણ છો તમે, આવ્યા છો કવણ કામજી;
રંગ મારામાં ભંગ કર્યો, તમો આવી આણે ઠામજી. ૨૨
જો અજાણે આવ્યો હો તો, ફરીને જાઓ આહાંથીજી;
નહીતર પ્રાણ તજાવસું તમને, ઇંદ્રતણો છઉં સાથીજી. ૨૩
એવાં વાયક સુણીને પારથ, ક્રોધે બોલ્યો તાંહેજી;
પારથ વદે ઇંદ્ર સાથી તો, દેખાડો વિપરિત આંહેજી? ૨૪

### વલણ.

તમ આચરણુ વિપરિત બહુ નિંદ છે, એ આચરણથી ઓળખ્યારે;
ધીરવીર છો તો રણે ઝુઝો, પાંચ વીર ત્યાં તત્પર થયારે;

### કડવું ૨૮ મું–રાગ સારંગ.

તત્પર થઇ અર્જુન ઓચરેરે, મનમાં આણી રીશ;
શું લવે છે અજાણતાં રે, કાપીશ તાહારૂં શીશ. ૧
શું ઇંદ્રનો દાવ દેખાડે છેરે, હુંને પાપી તું આંહે;
એ વાયકથી ક્રોધે ચપોરે, ચિત્રસેન કહે હાવે જાઇશ કાંહે. ૨

### ઢાલ.

કાંહાં જાઇશ પાપી આંહાં થકો, તું લવે આલપંપાલજી;
અર્જુન કહે ઇંદ્રને નમાવું, એક ભજું શ્રી ગોપાલજી. ૩
તે કહ્યું કેમ આવીઆ, ગંગા તટે મધ્ય રાત્રજી;
એ પતિત પાવન જાંહાનવીનો, હે બાપ નીમી રાતજી. ૪
તુને આગન્યા આપી જે મારો, ધીક તેહેનો અવતારજી;
મધરાતને સમે આવીને, પીડે શિવની નારજી. ૫
ચિત્રસેન ગાંધ્રવ એમ બોલ્યો, પાંડવસુ ક્રોધ ગાયજી;
નીજ સગીને વકારે વારૂં, દેખાડું તુજને હાયજી. ૬

તવ અસ્ત્ર નાના ભાત છૂટે, પાંડવપર બહુ ભાતજી,
જેમ મેરુ ઉપર મેઘ વરશે, તેમ શસ્ત્રનો હવો ઉત્પાતજી. ૭
ત્યારે ભીમસેન ચાલ્યો ધશી, અર્જુને ઝાલ્યો બાથજી,
સમજાવીને પાછો વાળ્યો, બાણ ધર્યું છે હાથજી. ૮
એ કામ વીર તો હોય તમારૂ, હૈયાનો મુંડો દુર્બળજી,
ગાંધર્વ કેરા બાણ મધ્યે, તમે તપો ગત વર્ષજી. ૯
યુગ બાણ પારથના વાગ્યા, વિંધે ચિત્રસેનનાં ગાત્રજી,
પાંડુ સુત આગળ શક્ર ન ટકે, તો પુરુષ છે કોણ માત્રજી ૧૦
પછે અર્જુને ઉમાડ નાખ્યું, જ્યોત થઇ સત્ય જાણજી,
સહસ્ત્ર દશસહસ્ત્ર લક્ષ થઈ, દશ લક્ષ વાગ્યા બાણજી. ૧૧
તે અગ્નિ લાગ્યો બાળવા, ગાંધર્વને તેણી વારજી,
મહુમ્મ નહાસે દીશોદશ, આયુધ તજી નીરધારજી ૧૨
કો અગ્નિની ઝાળે બળે, કો પડે ગંગામાં પડી રહેજી,
કો પડે આડા નાસતા, કો વીર ભયથી ભમિ પડેજી. ૧૩
તવ ચિત્રસેનનો ગર્વ ગયો, અર્જુન કેરે બાણજી,
ભલો ભલો મેં તું ઓળખ્યો, ગાંધર્વ બોલ્યો વાણજી ૧૪
સ્વામીજી મયા કરો, અમ સેવક ઉપર આજજી,
પાયમે તુરી ચરણે ધરૂ, અંગીકાર કરો મહારાજજી. ૧૫
આ સમે એને શું કરૂ, મારે ન આવે કામજી,
ગરજ પડે ત્યારે મગાવજો, મોકલીશ તેણે ઠામજી ૧૬
સ્વામી એક છે વીનતિ, રખે આણતા મન રીશજી,
અગ્ન વિદ્યા મુને શિખવો, શિષ્ય થઇ નામું શીશજી. ૧૭
પછે અર્જુને કૃપા કરીને, આપ્યો મંત્ર સુજાણજી,
ગાંધર્વ ચરણે લાગીઓ, પછે કર્યું લીધે પ્રયાણજી ૧૮

વલણ.

કર્યું શીઘ્રે પ્રયાણરે, ગાંધર્વ પછે હરખ્યો વળીરે,
પિતામહનું પ્રાક્રમ સુણી, જનમેજયને પુછવાની બુધ હવીરે. ૧૯

કડવું ૨૯ મું—રાગ રામગ્રી.

રાય જનમેજય મેહે તન વાણીજી, પ્રશ્ન કરે થયું સુજને જાણજી,
અર્જુન પામ્યે વિદ્યા અપારજી, કોણે ભણાવ્યો કોહો નીરધારજી. ૧

ઢાલ.

નીરધાર કહો મુને સ્વામીજી, અર્જુન ગુરનું નામ;
ભલું પ્રશ્ન પુછ્યું રાયજી, રૂખી બોલીઆ તેણે ઠામ. ૨
રૂખી જમદગ્નિને રેણુકાથી, પ્રગટ હતું વિપ્ર રૂપ;
પરશુરામ નામ તે તણું, તું જાણજે મન ભૂપ. ૩
નીજ પિતાને હણવા માટે, મન ક્રોધ પ્રગટ્યો કાળ;
તેણે સમે સહસ્રાર્જુનનાં, પરશુરામે ગ્રહ્યા પ્રાણ ત્યાંય. ૪
ક્રોધે કરી મહી નક્ષત્રી, વાર એકવીશ કીધી એક ધાય;
પૃથ્વી સમરપી વીપ્રને, પરશુરામ પડ્યા ત્યાં પાય. ૫
મુજ વિદ્યા શિખવું વિપ્રને, જેમ રહે મારૂ નામ;
રેણુકા કેરે પુત્ર લઇ, મઠ બાંધીઓ અભિરામ. ૬
ત્યાં આવીઆ રૂખી દ્રોણ, વિદ્યા અર્થે મુનીજંન;
દ્રુપદ વેગે આવીઓ, માંડીયું બેએ શીઘ્રે અધ્યંન. ૭
બીજા વિદ્યાર્થિ ભણે બહુ, દ્રોણ દ્રુપદને સંતોષે;
સુએ બેમે એક સાંતરે, ભણે ગણે સાથે ગોખે. ૮
તેને ચેહેને દ્રોણે ઓળખ્યો, એ દીસે ક્ષત્રી રૂપ;
દ્રુપદ તું મુને શું આપે, જ્યારે થાએ ભૂમિનો ભૂપ. ૯
દ્રુપદ કેહેરે સ્વામીજી, એ શુ બોલ્યા આપ;
આજથી મુજને જે મળે, તે તમારો પ્રતાપ. ૧૦
અરધ રાજ તમને સમર્પી, લાગું તમારે પાએ;
પછે વેદ શાસ્ત્ર ને અસ્ત્ર વિદ્યા, ભણ્યા ગુરૂ પસાએ. ૧૧
આજ્ઞા માગી ગુરૂ કને, દ્રુપદ લાગ્યો પાએ;
દ્રોણને ચરણે નમી પ્રેમે, નિજ મંદીર ભણી પલાએ. ૧૨
માત તાત સેવા કરે, રેહે પંચાલ દેશ મોઝાર;
તાંહાં રાજ ભ્રષ્ટ થયું સહી, તે દેશ માહાં નીરધાર. ૧૩
લોક મંત્રી મળી સર્વે, હાથણી કાઢી બહાર;
મોવરણ કલશ નીરે ભર્યો ઢોળે, તેને રાજ આપો નીરધાર. ૧૪
તે નગર વીખે ફરે મહી, હસ્તણી શીરે કલશ લાધી;
દ્રુપદ જોવા નીશર્યો તેને, કલશ ઢોળ્યો ટાળી વ્યાધી. ૧૫

તે નગ્ર કેરૂ રાજ પામ્યો, હઇએ હરખ ન માએ;
અશ્વ ગજ ભંડારનો, ગણતાં તે પાર ન થાએ. ૧૬
કટક સજ કરી સાંચર્યો, છતીયા દેશ વિદેશ;
મહારાજ થઇને બેઠો દ્રુપદ, સકલ રાજ નરેશ. ૧૭
ભાટ બંદીજન બહુ મળ્યા, જશ કીરત વદતા જાએ;
ઠામ ઠામે જાણ થયું, જે હવો દ્રુપદ રાએ. ૧૮

**વલણ.**

હવો દ્રુપદ રાએરે, તે વાત સર્વે સાંભળી,
સમાચાર લહે દ્રોણ ગુરૂની, પોહોંતી મન રળી. ૧૯

**કડવું ૩૦ મું–રાગ દેશાખ.**

દ્રોણરૂખી ચિંતવેરે, ભલું પામ્યો રાજ ગુણવંત;
દરિદ્ર મમ તણાનો સહી, હવે આવ્યો જાણું અંત. ૧
નિત પ્રત્યે ઇચ્છતોરે, હજો દ્રુપદને કલ્યાણ;
પંચાલ દેશમાં સર્વત્ર, દ્રુપદની વર્તે આણ. ૨

**ઢાલ.**

આણ વરતે જેહની, તે છે મહારો મિત્ર;
એમ કહી નિસર્યા દ્રોણજી, જે સદા પરમ પવિત્ર. ૩
સકલ સભા મધ્યે બેઠો જ્યારે, હતો દ્રુપદ રાએ;
અતિ હરખ મન વિષે ધરી, દ્રોણજી આવ્યા તાંહે. ૪
આવીને રૂખી દ્રોણજીએ, કહ્યું આશીશ વચન;
મન વિષે ઓળખ્યો સહી, પણ નવ બોલ્યો રાજંન. ૫
ત્યારે દ્રોણ કેહે મિત્ર આધનો, હું આવ્યો તહારી પાસ;
ગુરૂ પસાએ એકઠા આપણ, કરતા અસ્ત્ર અભ્યાસ. ૬
હું તું પાખે રહેતો નહીં, તે આપ્યું મુને દાન;
તન મન ધન સહું એકઠું, રાજા હવો પરમ નિધાન. ૭
એકવાર મેં તમો પ્રારથ્યા, ત્યારે વચન આપ્યું મારા;
આજથી જને જે મળે, તે તમારો ઉપગાર. ૮
વળી તેં મુજને કહ્યુંતું, જે કાંઇ પામું રિદ્ધ;
અર્ધ સમર્પું તમને મુનિ, એ વચન માહરૂં સિદ્ધ. ૯

તે વચન ઉપર આવીને, હું રહ્યો સભા મોઝાર;
તું ઓળખતો નથી દેખીને, ગર્વે રાજરીધ ભંડાર? ૧૦
ત્યારે દ્રુપદ કહેરે અહો વિપ્ર! શું વદો આલપંપાલ;
મૈત્રી કેમ હશે આપણે, તું વિપ્ર હું મહીપાલ. ૧૧
એ મુજ શીર આપત શી હતી, જે અર્ધ માંગો ભાગ;
પધારો પ્રભુ અહીંથકી, કાંઈ નહીં પડે તમ લાગ. ૧૨
અરે બ્રાહ્મણ તું દીનપણે, કાંઈ માગત આવી દાન;
તો મયા કરી કાંઈ આપત તુજને, ને પામત બહુવિધ માન. ૧૩
એ વિપ્રકલા તે કરી, ઓડલ ભરી આકાશ;
આંહાં આવી જૂઠું વદિયો, હાવે જાઓ નિરાશ. ૧૪
ત્યારે દ્રોણ કહેરે દ્રુપદ મુજને, આપ તું પંચ ગામ;
કીંચિત વંન આપો મુને, તારૂં રેહેશે નવ ખંડે નામ. ૧૫
ત્યારે રાય કહે તુંને ઉભો રેહેવા, મહી ન આપું ઠામ;
દ્રોણ કહે હું સર્વ લેઉં, કરી રણસંગ્રામ. ૧૬
ઇચ્છું તો પંચાલ રાજા થઇને, બેસું એણે ઠાર;
પરશુરામ ગુરૂ પ્રતાપે કરી, તુજ કુલ કરૂં સંઘાર. ૧૭
ત્યારે દ્રુપદ કહેરે વિપ્ર તુજથી, જે કાંઈ ચાલે તે આણ;
તેમાં તું કાંઈ ઓછ મહેલે તો, ગુરૂ તારાની આણ. ૧૮
વિપ્ર માટે સાખું છઉં, નહીતર કાઢી મુકત બહાર;
દ્રોણ ક્રોધે પ્રભવ્યા, તવ સુણીને તિરસ્કાર. ૧૯
મુખ ત્યાંથી મરડીને નિસરયા, જે મુનિ મધ્યે શ્રેષ્ઠ;
ગળગળા થઈ ભુદેવ ચાલ્યા, આંસુ વહે દષ્ટ. ૨૦

વલણ.

આંસુ પડીયાં દષ્ટે, તાહાંથી વેગે જાયરે;
કહે ભટ પ્રેમાનંદ કથા, દ્રોણ જાતાં વિચારે ઉપાયરે. ૨૧

કડવું ૩૧ મું–રાગ વેરાડી.

વાટે જાતાં દ્રોણ વિચારે, હાવે શી કરવી પેર;
કો શિષ્ય રૂડો ભણાવું, જે વાલે મારૂં વેર. ૧
એવો વિચાર કરતારૂખીજી, આવ્યા માહા વન માંહે;
સુંદર રાજપુત્રને મૃગયા, રમતા દીઠા તાંહે. ૨

તવ અર્જુને દડો દોડાવ્યો, જઇ પડયો કૂપ મોઝાર,
કૌરવ કહે તું કાયર થયો, માટે દાવ ભાગ્જે નિરધાર ૩
પાડવ લા બહુ પ્રયત્ન કરે, પણ દડો ન આવે બહાર
દ્રોણ મન આનંદ પામીયા, બળીયા દેખી અપાર ૪
મન વિચાર્યું શિષ્ય કરૂ તો, કારજ માહારૂ થાએ,
કૂપ કેરી પાસે આવ્યા, દ્રોણાચાર્ય રૂખી રાએ ૫
કુંતા સુતે રૂખી જાણી દડવત્ કીધો તેણે હાર,
અર્જુનને પુછે દ્રોણ ગુરૂ, એ શુ છે કોહો વિસ્તાર ૬
સુણો સ્વામી દડે રમતા, જઈ પડયો કૂપની માહે,
તે અમથી નથી નીકળતો, કીધા કોટી ઉપાએ ૭
વળતા દ્રોણરૂખી એમ બોલ્યા,એ કાઢી આપુ તમને,
તૃણતણી સળી એક સુદર, આણી આપો અમને ૮
પારથે પલ માહે આણી આપી, દ્રોણ રૂખીને પાણ
જઇને રૂખી કૂપપર બેસી, સલી ગ્રહી નિરવાણ ૯
ભણી મંત્રને સલી નાખી, વેગે કૂપ મોઝાર
એકે એક સળી જઇ વળગી, દડો આણીયો બહાર ૧૦
સળી માહીને તાણી કાઢયો, દડો તેણે ઠામ,
પચશત સુત આનંદ પામ્યા, કરયા રૂખીને પ્રણામ ૧૧
એ વિદ્યા અમને શીખાવો, લાગુ તમારે પાએ,
વેગે ભુવન પધારો સ્વામી, અમને કરો કીપાએ ૧૨
ગુરૂ અમારો કીપાચારજ, તે પાસ ન એ ઉપાય,

ક્રીપાચારજને વાત પુછવી, જે કહો તો કારજ કીજે;
કૃપ કેહે શીઘ્રે તેને તેડી, ગુરૂ પદે થાપીજે. ૧૮
અનેક દલસું ભિષ્મ કૃપ, બેહુ આવ્યા ધરી વિશ્વાસ;
શીબિકાએ બેસાડી લાવ્યા, આણી મન હુલાસ. ૧૯
જેજેકાર નગરમાં વરતે, ઢોલ દદામા વાજે;
બહુ વિધનાં દાન આપ્યાં વિપ્રને, ઉપમા દે તે છાજે. ૨૦
ક્રીપાચારજના મઠ પાસે, એક બાંધ્યો મઠ વિશાલ;
સહુ બાલક વિદ્યા અર્થે, જઇ બેઠા તતકાલ. ૨૧
વિદ્યા બહુ દેખી આનંદ્યો, ક્રિપાચારજ મુનિજંન;
ક્રપી પરણાવી દ્રોણાચાર્યને, આનદ આણી મંન. ૨૨
એમ કરતાં કેટલેક કાલે, બાલક ગુરૂને આવ્યો;
બહુ દાન વિપ્રને આપ્યાં, સહુ શિષ્યને મન ભાવ્યો. ૨૩
દ્રોણ અસ્ત્ર શસ્ત્ર વિદ્યા શીખવે, પારથ વલભ મંન;
એક સમે વિદ્યાર્થી સંગે, ગુરૂ જોવા ચાલ્યા વંન. ૨૪
વાટે જાતાં વૃક્ષ એકનાં, પત્ર કહી નવ દીસે;
અરધાં પત્ર કાતરાં દેખી, જોવા મનડું હીસે. ૨૫
પારથ કેહે આ વિદ્યા અમને, તમો શીખવો સુજાણ;
આ વૃક્ષ આંહાં કોણે કાતરૂં, અસ્ત્ર મુકી નિર્વાણ. ૨૬
વિસ્મે થયા ગુરૂ દ્રોણ વદે, એ કારણ શું અર્જુન;
પરશુરામ કે ગણેશ હશે, જે મહાદેવનો તન. ૨૭
પરશુરામથી હું પામ્યો, ઉત્તમ વિદ્યા એહ;
મેં શીખવી અર્જુન કુવરને, તે છે પ્રભુનો દેહ. ૨૮
એવો વિચાર કરે છે એવે, આવ્યો દુર્જોધન;
રાજપુત્રો ટોળે મળીને, જોવા લાગ્યા વંન. ૨૯

વલણ.

જોવા માંડયું વન વિષે, સુણ પવિત્ર રાજાનરે;
ગુરૂ પ્રતાપે પાંડવ કૌરવનાં, શાં કરવાં વિખાણરે. ૩૦

કડવું ૩૨ મું-રાગ સામેરી.

જોવા ચાલ્યા દ્રોણાચાર્ય, માહા વન મોઝાર;
કૌરવ પુછે ગુરૂજી કાંહાં, જાઓ છો નીરધાર. ૧

દ્રોણ કહે અસ્ત્ર વિદ્યા ભણાવી, તેનું પ્રાક્રમ કીજે;
કો અરણ્ય મધ્યે આવિયો, તેની પ્રગટ પરીક્ષા લીજે. ૨
તેને જોઇ કાઢીએ, તે કોણ છે રણધીર;
જોતાં દૃષ્ટ પડયું નહી, એક મહીર ગગા તીર. ૩
ત્યાં સરવ ચાલીને ગયા, પુર્ખ બહાર આવ્યો જાણ;
ધનુખ કર મધે ગ્રહીને, એવી બોલ્યો વાણ. ૪
તમો શીદ આવ્યા આંહાં સુધી, શું છે તમારે કામ;
દ્રોણ ગુરૂને પ્રતાપે હું, નિરભે રહું આ ઠામ. ૫
દ્રોણ કેહે તમ ગુરૂને, મુને દેખાડો જે હોય;
ગૃહ મધ્યે તેડ્યા સહુ, તાંહાં જઇ રહ્યા સર્વ કોય. ૬
પચગવ્યનો ઢગ કરેલો, તેને પુર્ખનો આકાર,
એ ગુરૂ મારો દ્રોણ નામે, હું શીખ્યો એ ઉપગાર. ૭
દ્રોણ કેહે કયાં અધ્યયન કર્યું, તે કેહે વિસ્તારી વાત;
ત્યારે ભીલ કેહે તમ કણે, ભણવા આવ્યો સાક્ષાત. ૮
તમો મુને નવ શીખવ્યો, જાણીને મન રાંક;
મેં ગુરૂ કરીને એહ સ્થાપ્યો, નથી મારો વાંક. ૯
ત્યારે દ્રોણ કેહે ગુરૂ તાહારો, મુજને નિશ્ચ જાણ;
ગુરૂ દક્ષણામાં અગુષ્ટ તુજ કને, માગુ છઉં ધરીમાન. ૧૦
શિષ્ય સર્વેને કૌતક હતું, એ શું છે આશ્ચર્ય;
એ કથા અગાડી થશે, એમાં ગુરૂનો મર્મ. ૧૧
દ્રોણને સતોખીઆ તેણે, પછે આવ્યા નગ્રની વાટ;
વળી અનેક વિદ્યા શીખવી, શિષ્યનો ટાળ્યો ઉચાટ. ૧૨
અસ્ત્ર વિદ્યા ભણાવી, તાંહાં પચશત જે ભ્રાત;
પારથ વહાલો અતિ ઘણો, તેહેને મર્મની કેહે વાત. ૧૩
સપુર્ણ વિદ્યા આવડી, રાજકુઅર બહુ સોહાયે;
કાંઇ અમ સરખી આગ્ના કરો, જેવી હોય ઇચ્છાએ. ૧૪
પછે દ્રોણ કહેરે અર્જુન આદે, સાંભળો સહુ વાત;
વેર દ્રુપદ સાથે થયુ, તેથી કરૂ ઉચાટ. ૧૫
પરશુરામ કેરા મઠ માંહે, અમો પાઠ કરતા સાથે;
બહુ દિન સગે વાસ કરતા, મૈત્રી થઇ દિન રાતે. ૧૬

તવ દ્રુપદ કેહેરે સ્વામીજી, આજથી પામું જેહ;
તેહેનું અર્ધ આપું તમને, તે માંહે નહીં સંદેહ. ૧૭
દૈવિ જોગે દ્રુપદને ત્યાં, રાજ આવ્યું રૂડું;
સભામાં હું ગયો ત્યારે, ગર્વથી બોલ્યો ભુંડું. ૧૮
તેહેને અવળે બધે બાંધી લાવો, રાજથી કરીને ભ્રષ્ટ;
તે આવી માહારે ચરણ લાગે, એહેવું દેખાડો દૃષ્ટ. ૧૯
તવ પડો વજડાવ્યો સેનમાંહે, સરવ થયા અસવાર;
સેનાપતી અર્જુનને કીધા, ગુરૂ દ્રોણની આજ્ઞાસાર. ૨૦
અશ્વ ગજ રથ ઉંટ ખર, તેહેનો ગણતાં પાર ન થાયે;
ધ્વજાપતાકા પાલખી, પાળા બહુ પલાએ. ૨૧
ત્રાંબાળુ રણતુર વાજે, તાલ ઢોલ મૃદંગ;
સરણાઇ નફેરી મૃદંગ વાજે, ભેરી ગૌમુખી ચંગ. ૨૨
દ્રોણાચાર્યે શસ્ત્ર બાંધ્યા, સાથે થયા આરૂઢ;
ચતુરંગી સેના સાથે, દેખી ભૂપ થયો દિગ્મૂઢ. ૨૩
સેન સર્વે બખતર પેહેરી, શસ્ત્ર લીધાં પાણ;
ટોપ ઝલકે ખડગ ફલકે, ધ્રુજાવે પૃથ્વી જાણ. ૨૪
કો પાણ મુદગર મોગરી, કો હાથ ખડગ ત્રિશુલ;
કો ચક્ર કર વિખે ધરે, જેમ દીસે માહાજમ તૂલ. ૨૫
કો ધનુખ પાણ વિખે ધરે, કો ગ્રહે કરમાં બાણ;
ખડગ ખેટક હાથ લઇ, કો નિસર્યા નીરવાણ. ૨૬
સર્વ કૌરવ ચાલતાં, શોભે, જાણે ગીરી અચલ;
આભણ પેહેર્યાં અતિ ઘણાં, શોભા ધરે અપૂર્વ બલ. ૨૭
બહુ બાણ અંગે ધરીને, નિશરા પાંચે ભ્રાત;
શી શોભા વરણું એહેની, જાણે સૂર કેરા નાથ. ૨૮
દ્રોણ રૂપી એમ શોભીતા, જાણે સદાશિવનું રૂપ;
ક્રોધ કરીને નિસર્યા, જીતવા દ્રુપદ ભૂપ. ૨૯
સરવ સેના દેખી આનંદ્યા, લાગી જીતવાની લુલતા;
ધરતીના ધમધમાટથી, મન માંહે બહુ ફૂલતા. ૩૦

વલણ.

લુલતા લાગી જીતની, રૂખી હરખે અપારરે;
પચાલ દેશે પરવર્યા, ઘણું ઘણુતા તોખારરે. ૩૧

## કડવું ૩૩ મું-રાગ આશાવરી.

પંચાલ દેશે પરવર્યો, કાંઇ દ્રોણજી કેરો સાથરે;
નરનાથ, અર્જુન સેનાપતિરે. ૧
ચારેગમમાં ફરી વલ્યા કાંઇ પુર વિંટયું નિરવાણરે;
જાણરે, દ્રુપદને પુરમાં થયુંરે. ૨

### ઢાલ.

જાણ દ્રુપદને થઇ ત્યારે, ચઢયો મનમાં કોપ;
સૈન્ય પેરયું કોવરું, ધર્યો મસ્તક ટોપ. ૩
મંત્રી જે કો હુતા તે સર્વ, થયા તુરીપર અસવાર;
બહુ રથ બેસી સાંચરા, તાંહાં વીર કોટી અગીઆર. ૪
હાથી સહસ્ર આગળ કરયા, તુરી જાતનો નહીં પાર;
પાલા આગળ કરીને, સર્વ આવ્યા નગ્ર બહાર. ૫
માર માર કરતા સાંચરા, જઇ કર્યું સેનમાં ભેળ;
કૌરવી સેના ઉપર ત્રુટા, વાહાડે જેવી કેલ. ૬
તાંહાં હાક વાજે દ્રુપદની, ભલા વઢો છો વીર;
એહેવે દુર્યોધન આવ્યો ધશી, સંગે દુરધર રણધીર. ૭
તવ રાય દ્રુપદે કોપસહીત, ત્રણ મુકયાં બુજવાં બાણ;
દુરધરને મુર્છા વલી, દુર્યોધન કોપ્યો અન્તાણ. ૮
ગદા લઇને દ્રુપદ ઉપર, ધસ્યો આણી રીશ;
દ્રુપદ રાખ્યો ઇશ્વરે, સારથીનું પડયું શીશ. ૯
ભીમસેન આવ્યો ધશી, સાહામા આવ્યા મંત્રિ ચાર;
ગદા મારી વીર ચાહારે, પાડીયા તેણી વાર. ૧૦
પછે સેના બેહુ આવી ધશી, સર્વ કરતું ભેલાભેલ;
શું નદી આવી છે સાહામી, કે આવી સાએર રેલ. ૧૧
અશ્વે અશ્વ ને ગજે ગજ, રથેસું રથને આણ;
પાલે પાલા આવટયા એમ, થયું માહા ધમશાણ. ૧૨
અસ્ત્ર શસ્ત્રે વીર વઢતા, કોયે ન પામે હાર;
પંચાલ વાધ્યો અતિ ઘણૂં, પારથ કોપ્યો તેણીવાર. ૧૩
કોપ કરીને અર્જુને, મુકીઆં વિધવિધ બાણ;
પંચાલ સેના ઢંકઇ ગઇ, જેમ અભ્ર ઢાંકે ભાણ. ૧૪

દ્રુપદરાયના મન વીખે, ચઢી અતિ ઘણી રીશ;
અર્ધચંદ્ર મુક્યું દ્રુપદે, જાણે છેદુ પારથ શીશ. ૧૫
આવતું દેખી ધનન્જયે, પાંચ મુકયાં ધરી ઉલ્લાસ;
અર્ધચંદ્રના કડકા કરયા, થઇ ચોહદિશ નાસાનાસ. ૧૬
વિવિધ અસ્ત્રને મુકતાં, હણ્યા દ્રુપદના લોક;
પારથે આવતાં છેદીને, સર્વને પમાડયો શોક. ૧૭
જે જે અસ્ત્ર દ્રુપદ મુકે, ધરી મનમાં સઘળી રીશ;
નહજમાં તેના ધનન્જય, કરે કડકા વીશ. ૧૮
વજ્ર લીધુ હાથમાં, પાલો થએો દ્રુપદ રાય,
અર્જુને સન્મુખ આવીને, કહ્યુ હવે જાશો કાંહે. ૧૯
પછે બેહુ જણુ પાલા થયા, કરે શસ્ત્રના ઘાત,
ફરે કુદે, વળી ઉઠે, લડે ઉલટ પાલટ હાનો હાથ. ૨૦
પછે રથ બેશી અન્યોઅન્ય કરે, બહુ બાણુનો વરસાદ,
કૌરવી સેના માંહેથી, એહેવે જોધ આવ્યા સાત. ૨૧
દુર્યોધન ને વાયુકુમાર, નકુલ ને સેહેદેવ;
દુશાશન દુર્મુખ દુસહ, બીમ ભડ નિશરયા તતખેવ. ૨૨
તેણે સેના કેરા લોકને, મારી કીધા ચકચૂર;
પંચાલ સેના ફરી આવી, જાણે સાગર પૂર. ૨૩
નકુલ વીરે શત જોધ હણ્યા, કરીને કડકડાટ;
વાયુ પુત્રે અયુત હણ્યા, દુર્યોધને કર્યું નરેડાટ. ૨૪
સેહેદેવે તવ ક્રોધ આણી, એક સહસ્ત્ર માર્યા વીર;
દુશાશને ત્રણ સહસ્ત્રને હણ્યા માહ રણધીર. ૨૫
દુર્મુખે દશ બાણ મુક્યાં, તેણે સુવા જોદ્ધા સાર;
દ્રુપદ સેના નિરદલી, કૌરવે વાળ્યો દાટ. ૨૬
તવ દ્રુપદ સેના માંહેથી, બાણ આવ્યાં ક્રોડ,
સેના સર્વ નાહાશી ગઇ, રહ્યા દુર્યોધન બીમ જોડ. ૨૭
પચાલ બળ વાધ્યું ઘણું, પારથ ગયો તવ તાંહે;
દ્રુપદ આવ્યો ધશીને, પારથ ઉભો જ્યાંહે. ૨૮
ત્યારે ધનન્જયે મન ક્રોધેસુ, નાગાસ્ત્ર મેહેલ્યું બાણ;
દ્રુપદ રાખ્યો બાંધીને, શીથિલ થયો દેહ પ્રાણ. ૨૯

ધમી પારથ ગયો પામે, ગ્રહ્યા મસ્તક કેશ;
રથ તલે ઘાલી રાયને, અર્જુને કર્યો પ્રવેશ. ૩૦
ગુરૂ ચરણ આગળ આણીઓ, કહ્યું નમાવ એને શીશ;
ગુરૂ આગનાથી તું બાંધિયો, પંચાલ કેરા ધીશ. ૩૧
પછે ચરણે નમ્યો દ્રોણાચાર્યને, કહ્યું સમાવો પ્રભુ કોપ;
પારથ કેરા ક્રોધથી, મ્હારા મનનો થયો લોપ. ૩૨
એ રાજ સ્વામી તમારૂં, તમો આપો જીવતદાન;
આઘના તમો મિત્ર છો, દ્રોણજી માગું માન. ૩૩

વલણ.

દ્રોણજી માગુ માનરે, દ્રુપદ ગળગળો વાણી વદેરેઃ
જુદે જાણી ઈંદ્ર જેવો, પારથને ચાંપ્યો હદેરે. ૩૪

### કડવું ૩૪ મું–રાગ સારંગ.

દ્રોણાચારજ મન હરખ ન માએ, સુણ અલ્પધી દ્રુપદરાએ;
તે મુને મનમાં નવ ગણ્યો, હાવે કાંહાં ગયો ગર્વ તુજતણો. ૧
સભા માંહે તે જે કહી વાણી, મે પાલી સમ્યક પ્રમાણી;
દેહથી પ્રાણ કરાવું સાજ, ? કે લેઉં તુજ સર્વે રાજ. ૨
કેહે તું તાહારી બુધે કરી, અર્ધ દેશ મુને આપે ભરી;
સુતા આપણે સાથરે એક, હા હું ભુલી ગયો વિવેક. ૩
સુખદુઃખની કરતા નિત વાત, મેં માન્યા તમને જયેષ્ઠ ભ્રાત;
મેં શિખવી વડી સર્વ વિદ્યાય, મજ બુદ્ધિ દૈવથી ભ્રષ્ટ થાય. ૪
જાચવા આવ્યો ન જાણ્યા મુન્ય, રૂપી આ સર્વે તમારૂં પુણ્ય;
દ્રુપદ કેહે હવો સ્વામી દેવ, તવ અર્જુને છોડયા અસ્વમેવ. ૫
વેગે લાગ્યો ગુરૂને પાય, આગ્ના માગી ભુવન પલાય;
અર્ધ દેશ લીધો તેણી વાર, લોક પોતામાં મુક્યો ઇંદ્ર કુમાર. ૬
ગુરૂ આગનાથી પારથે તાંહે, દેશ રક્ષક મેહેલ્યા ક્ષણ માંહે;
ગડગડે નિશાન વાગે રણતૂર, હસ્તિનાપુર ભણી ચાલ્યા શૂર. ૭
વલી વલી શું કહુ નરેશ, હસ્તિનાપુર માંહે કર્યો સરવે પ્રવેશ;
વૈશંપાયન બોલે વચન, સુણ રે જનમેજય રાજંન. ૮
ઘોડે કહે રાએ માનો ઘણું, અતિશે પ્રાક્રમ અર્જુન તણું;
દ્રોણ ગુરૂ વદે આશીશ, પ્રસંન હજો તુને શ્રી જગદીશ

સુકલ પક્ષ ચંદ્ર વાધે જેમ, પારથ કલા વાધજો તેમ;
ઘણા સુભટ નાખે એ તુજ પાણ, મુજ વચન ફલે નિરવાણ. ૧૦
લાગી પાયે સર્વ મંદીર વળ્યા, જેહનાં બલ ન જાએ કળ્યાં;
એ વિદ્યા તે આજે ફલી, પારથની પોતી મનની રળી. ૧૧

### વલણ.

પહોચી રળી મનતણી, સૌમ્ય દ્રષ્ટિ ગુરૂ તણીરે;
રાય કહે ઋષ્ખીને, અર્જુન હવો સર્વમાં મણીરે. ૧૨

### કડવું ૩૫ મું–રાગ ધન્યાશ્રી.

રાય જનમેજય ઓણીપેરે બોલે, સાંભળો શ્રી રૂખી રાયજી,
કરજોડીને કરૂં વિનતી, કહો દ્રુપદ મહીમાયજી ૧
વૈશપાયન બોલ્યા વાણી, ભલો ભલો તું રાયજી;
દ્રોણ તણે ચરણે નમીને, દ્રુપદ મંદિર પલાયજી. ૨
સ્ત્રી તણી પાસે બેશીને, દુઃખ ધરે મહીપાલજી;
અપુત્રવંત આપણ શે પાપે, સુજા શ્રી ગોપાલજી. ૩
એણે વાડવે કાંઇ ન ઉગાર્યું, લીધો અરધો દેશજી;
પારથ પેઠે જોદ્ધો બલીયો, જાણે ઇંદ્ર કે શેષજી. ૪
આપણા કુલમાં પુત્ર નથી, જે વાળે સર્વનું વેરજી;
જેમ તેમ કરી એક પુત્ર પામીએ, કરીએ તેહવી પેરજી. ૫
વૈદ જોશી સિદ્ધ સંન્યાગી, પુછ્યા બહુ વિધ બ્રહ્મજી;
જતી સતી ને ભુવા ધુણાવ્યા, તેણે ચલાવ્યો દંભજી. ૬
પુત્રે સંતતિ તોએ ન પામ્યો, મન માંહે થયો નિરાશજી;
મત્રિને નિજ રાજ સોંપીને, પોતે ચાલ્યો વનવાસજી. ૭
તિરથ માત્ર કીધાં રાજાએ, જાત્રા બહુ કરી જાણજી;
ત્યાં રૂખેશ્વર વાટે મળ્યા ત્રીશ, રાએ બોલ્યો વાણજી. ૮
અરે ક્રીપાનાથ પુત્ર નથી, સુને પામ્યાનો કહો ઉપાયજી;
રૂખી કહે માહારૂદ્ર કરો તો, પુન્ય થકી જય થાયજી. ૯
પુન્યે પુત્ર ને પુન્યે નારી, પુન્ય થકી ધન હોયજી;
પુન્યે રીધ સામગ્રી મળે, પુન્ય કરો સરવ કોયજી. ૧૦
પુન્યે અર્ધું રાજ ઇંદ્રનું, લીધું જોગીએ જાણજી;
પુન્ય થકી રાય દશરથને, રામ દરશન નિરવાણજી. ૧૧

પુન્યે પાપ પ્રજાયે રાજા, જે ઇચ્છો તે મળશેજી,
મેરૂ સમાન જો પાપ હોય તો, પુણ્ય થકી તે ટલશેજી ૧૨
એહવુ સાભળી હરખ ધરીને, દ્રુપદ નગરમા આવ્યાજી,
શિવે કરી સામગ્રી સર્વે, સદાશિવને પધરાવ્યાજી ૧૩

વલણ.

મહાશિવને સેવના માડયો હરખે રુદ્ર યાગરે,
કૃપા હવી મહાદેવની, તેના ફલીઆ પૂરણ ભાગરે ૧૪

કડવું ૩૬ મુ-રાગ વસત.

રાજા દ્રુપદ મહારુદ્ર કરવાને, ઉત્તમ કામ કરાવે
રમ્ય સ્થલ ગગા તટ જોઇ, મડપ રૂડો રચાવે ૧
ધ્વજા પતાકા બહુ વિધ ઝલકે, તરીઆ તોરણ બાર
નાના વિધના જગન ઉપસ્કર અણાવ્યા તેણે દાર ૨
અનેક દેશ અનેક વીર પોતાના, મિત્ર બોલાવ્યા હોય,
પચાલ પતિએ આદર કરીને, તેડાવ્યા સર્વ કોય ૩
દશ સહસ્ત્ર તાહા તરીઆ વાડવ જે વેદ વિધે ગત જાણે,
તે આગના આપે ઉપસ્કરની, તતક્ષણ રાજા આણે ૪
અન્નકન કરાવ્યુ રાએ જે માગે તેહને આપે,
જેહને જેહની મનસા હોવે, તે મસ સસ કરી થાપે ૫
રાજા કેહે માહારૂ પરમ ભાગ્ય, જે માડયુ જગનનુ કામ,
ત્યારે વેદનો પાઠ સુણીને આનદા શિવ સ્વામ ૬
વેદ મત્રે આહુતી આપે, ધૃત તણો નહીં પાર,
અગ્નિદેવ તે આનદ પામ્યા, હરખ્યા પરમ ઉદાર ૭
વેદીમાથી પુત્ર પ્રગટયો જ્વાલા માહેથી પુત્રી ઝગહળી,
ધન ધન રાજા ભાગ્ય તમારૂ, વદે વિપ્ર તે સઉ કવિ ૮
મસ્તક મુગટ કાને કુડલ, કવચ સહિત સુઅગ,
કરમા ધનુખ કટીએ ભાથા આયુધ સવ સુચગ ૮
સુરજ કાતિથી અધિક કાતિ, તેહેના વદન તણી સા દીશે,
રકત નેત્ર ને અજ્જનબાહુ જોતા મનડુ હીશે ૧૦
કાહા છે દ્રોણ હુ હણુ ક્ષણુ માહે કે ભનની ભાવઠ જાય,
સુણીને રાજા અતિ મન હરખો, ધન સદાશિવ રાય! ૧૧

કો ક્હે એ બ્રહ્મ સ્વરૂપ છે, કો ક્હે શિવ સ્વરૂપ જાણ્યુ,
કો કેહે એ વિષ્ણુ કે બ્રહ્મા, શિવસુત પ્રકટ્યા નિરવાણુ ૧૨
કન્યા કેરી શોભા કેહેવા, શેષ નહીં સમર્થ,
સુંદરતાનો પાર ન પામુ, આનન્દે રાજા સત. ૧૩
જનમેજય રાજા એમ બોલે, રૂખીને કરી પ્રણામ;
મયા કરી વિસ્તાર સહીત, કથા કહોરો મુજ સ્વામ. ૧૪
રૂખી કેહે શૃંગાર સહીત, પ્રગટી જ્વાલામાંથી બાલ,
દેખી મન માહે, આનંધો, પચાલનો ભૂપાલ. ૧૫
ઝાલ ઝુમણા નાગ નગોદર, નેપુર વાજે ચરણ,
શ્વેત વસ્ત્ર બાલા અંગે, શોભે વિદ્યુત જેરે વરણ. ૧૬
કમલ દલ સરખા લોચન, દેખી મૃગ લોભાએ,
તે કન્યા ને પુત્ર લેઇ, હદેસુ ચાપ્યા રાએ. ૧૭
ધૃષ્ટદ્યુમ્ન ને દ્રોપદી એવા, નામ બે ધર્યાં,
શિવ કૃપાથી બને બાળક, વગર ઉછરે ઉછર્યા. ૧૮
મુનિ માત્રને દક્ષણા આપી, સતોષ્યા રૂખી જન,
પુત્રનું સ્વરૂપ પરમ અનુપમ, વેઈ આવ્યો રાય ભુવન ૧૯

વલણ.

ભુવન મધે પુત્ર પુત્રી આણ્યા, સુદરતાએ મીં હારેરે,
ભટ પ્રેમાનદ શુ વર્ણે, રતિએ તજ્યો, ગર્વ સારેરે ૨૦

કડવુ ૩૭ મુ-રાગ આશાવરી.

ગર્વ તજ્યો રતિએ, બોલ્યા મુનિ ઉદાર,
દ્રુપદ તણી કુવરી, અવર્ણીય છે રે. ૧

ઢાલ.

જગન બાળાનો અદ્ભુત વેશ, શકે વર્ણી ન શકે શેષ,
રૂપ જોઇને સર્વ રન્યા, રાણી પુત્ર પનોતિ ટળી વઝયા, ૨
બાલાના જોઇ સુદર કેશ, ગર્વ મુકયો કાયે શેષ
વદનમાન કોઇ દીસતી ખોડ, ચદ્ર લાજ્યો જાણી નની જોડ. ૩
કટીએ વાઘ્યો આડો આક, સિંહ લાજ્યો તેનો જોઇ લાક,
રોમાવલી બાલા અગની રૂડી, હાથે કકણ ચળકે ચુડી. ૪

નેત્ર જોઇને મૃગલાં નાસે, તાડ્ણી જોઇને મનમાં વિમાસે;
ગજ ચાલે બાળા ધમકતી ચાલે, તેના ધમકતી પૃથ્વી હાલે. ૫
કંઠે કોકીલા હારી જાય, ઇર્ષાએ તે દૂર પલાય;
દંત જાણે દાડેમની કલી, આંગલીઓ જાણે મગફલી. ૬
દ્રોપદીની ચાલ્ય અતિ લટપટી, હમે મુકયું માન ને થઇ ચટપટી;
પેની પગની ઘેરી ગુલાબી, તેને મોહ્યા મુનિ સર્વ ત્યાગી. ૭
ચપકવર્ણું સ્વચ્છ શરીર, નાસીકા છે જાણે કીર;
હીંડે મંદ પગલે હંસતણી, નેપુરની શોભા અવનવી બની. ૮
રૂપ અલૌકિક દેવે સૃજ્યુ, એવું બીજું ન સૃષ્ટે નિપજ્યું;
ઝીણા ચીર ને સેંથે ફુલ, હાર્યું તેથી કપોતનુ કૂળ. ૯
ગળું બંધ નવ મુક્તા હાર, ચનથનાટે કળા ધરતી હાર;
અંગે ચદન અરગજા બ્હેકે, મોહ્યા જોગી ભોગી તેને લેહકે. ૧૦
ખળકે કંકણ ને રત્નચુડી, નથી પૃથ્વીમા એવી રૂડી;
ઠણકા નેપૂરના પગે વાજે, મન્મથ જોતજોતામા લાજે. ૧૧
અણવટ વિછવા પાયે સોહે, મોટા મુનિના વ્રત ભગ હોયે;
કંચન કાયા પરમ નિધાન, જોતાં ખોયાં મોટાએ માન. ૧૨
શોભા સર્વની સુદરતા સ્રજી, તેમાંથી એ બાલા નિપજી;
સાગરમાથી રત્ન કહાડયા મથી, તેવી બાળા છે એ સર્વથી. ૧૩

એમ નિત્યે ઇચ્છિતાં જે કરીએ, પારધશું સ્નેહ;
એ વધુ છે પાંડુ તણી, તેમાં નહીં સંદેહ. ૫
એમ કરતાં બહુ દિન ગયા, વિચારતાં મન માંહે;
એક સમે વારતા આવી, દ્રુપદ બેઠો જ્યાંહે. ૬
સ્વામી વારણાવત માંહે, એક મંદિર સુંદર નેટ;
પાંચ પુત્રશું કુંતાજી, તે મધ્યે બળ્યાં નિખેટ. ૭
એવું સુણીને ચિંતા ઉપની, દુઃખી થયો રાજન;
હવે પુત્રી કોહોને પરણાવું, જો દેહ તજ્યો અર્જુન. ૮
અર્જુન સરખો જોધ બળીઓ, નથી આ સંસાર;
સ્વઇચ્છાએ તેહેને આપી, પવિત્ર મજ કુમાર. ૯
માટે પુત્રી રહેશે કુંઆરી, એમ વિમાસે રાજન;
આલોચતાં વહી ગયા ઘણા, દ્રુપદ કેરા દિન. ૧૦
વળી વિચાર્યું મન વિષે, એ કીત મુખે હાણ;
પ્રૌઢ કન્યા લહીને સહુ, હાસ્ય કરશે જાણ. ૧૧
વિચારીને પોણ કર્યું, જે ચક્રમચ્છ નવ વેધાએ;
પુત્રી રેહે મુજ કુંઆરી, સહુ ક્ષત્રી વિલા જાએ. ૧૨
જો કુશલ રહે તો એજ વેધે, બળવંત કુંતી તંન;
તો આપત પુત્રી તેહને, બીજો નહિ આવે મન. ૧૩
પછે વિચારી જલ મધ્યે, એક જંત્ર રચ્યો અનૂપ;
તે ઉપર મચ્છ ફરે સહી, ગૌકરણને રૂપ. ૧૪

## કડવુ ૩૯ મું-રાગ ગોડી.

છપન ક્રોડસું શ્રી હરી આવ્યા, સેના સહીત શિશુપાલ;
કટક સજ કરીને આવ્યા, કૌરવ શલ્ય મદ્રભૂપાલ. ૧
ભીમક ભુરીશ્રવા, ભગદત્ત જયદ્રથ કહીએ શૂર;
વૈરાટ ને કાશી રાજા સંગ, દલ આવ્યું જેમ વાધે પૂર. ૨
કરણ સુભટ ને કુંતિભોજ, તે આવ્યા સભા મોઝાર;
ઠામ ઠામના રાજા આવ્યા, તેહેનો નવ લેવાએ પાર. ૩
બ્રાહ્મણ તે સુભટના સન્મુખ બેઠા, નૌતમ સભા દીશે;
મુનિ માત્ર બહુ આવી બેઠા, દેખી મનડું હીશે. ૪
રૂખીને વેશે નગરની માંહે, આવ્યા કુંતી પાંચ તંન;
આવીને ઉતરયાં સર્વ સાથે, પ્રજાપતનું ભાવ્યું ભોવંન. ૫
તાહાંથકા તે પાંચે બાંધવ, આવ્યા સભા મોઝાર;
બ્રાહ્મણને પ્રણામ કરીને, કાપડી વેશે બેઠા તેણે ઠાર. ૬
વિપ્ર મધે વિશ્રામ કીધો, તવ પાંડુ કેરે તન;
જશ ગીત બંદીજન બોલે, થેઇ થેઇ નાચે વનિતા વૃંદ. ૭
સભાની રચના છે રૂડી, વાજે ઢોલ દદામા ઘટ;
વાજીત્ર વાજે નાના વિધના, ઉડે અબીલ ગુલાલના છંટ. ૮
રચના કીધી રૂડી રસીલી, મડપ શોભા અપાર;
ઉભા દ્વારે જોષિકાદાર પોકારે, આસન ઠારો ઠાર. ૯
વેદ ધુની બ્રાહ્મણે ચલાવી, ભાટ ભણે બાવત;
સભા મધે બોલ્યો દ્રુપદ, કો મચ્છ વેધો રાજંન. ૧૦
વેધે મચ્છ તેને પુત્રી આરોપે, કઠે સુંદર વરમાળ;
ક્ષત્રીપતિનો ધર્મ એવો, નિશાન મારે તતકાળ. ૧૧
તવ દુર્યોધન ઉઠયો તાંહાંથી, ગ્રહી ધનુખ ને ચાપ,
ટકારવ કીધો કૌરવપતિએ, જેહેનો પ્રૌઢ પ્રતાપ. ૧૨

એમ નિત્યે ઇચ્છિતાં જે કરીએ, પારથસું સ્નેહ;
એ વધૂ છે પાંડુ તણી, તેમાં નહીં સંદેહ. ૫
એમ કરતાં બહુ દિન ગયા, વિચારતાં મન માંહે;
એક સમે વારતા આવી, દ્રુપદ બેઠો જ્યાંહે. ૬
સ્વામી વારણાવત માંહે, એક મંદિર સુંદર નેટ;
પાંચ પુત્રસું કુંતાઇ, તે મધ્યે બળ્યાં નિખેટ. ૭
એવું સુણીને ચિંતા ઉપની, દુઃખી થયો રાજન;
હવે પુત્રી કોહેને પરણાવું, જો દેહ તજ્યો અર્જુન. ૮
અર્જુન સરખો જોધ બલીઓ, નથી આ સંસાર;
સ્વઇચ્છાએ તેહેને આપી, પવિત્ર મન કુમાર. ૯
માટે પુત્રી રહેશે કુંઆરી, એમ વિમાસે રાજન,
આલોચતા વહી ગયા ઘણા, દ્રુપદ કેરા દિન. ૧૦
વળી વિચાર્યું મન વીખે, એ કીરત મુખે હાણ;
પ્રૌઢ કન્યા લહીને સહુ, હાસ્ય કરશે જાણ. ૧૧
વિચારીને પોણ કર્યું, જે ચક્રમચ્છ નવ વેધાએ;
પુત્રી રેહે મુજ કુંઆરી, સહુ ક્ષત્રી વિલા જાએ. ૧૨
જો કુશલ રહે તો એજ વેધે, બળવત કુંતી તન,
તો આપત પુત્રી તેહને, બીજો નહિ આવે મન. ૧૩
પછે વિચારી જલ મધ્યે, એક જંત્ર રચ્યો અનૂપ;
તે ઉપર મચ્છ ફરે સહી, ગૌકરણને રૂપ. ૧૪
જલકુંડ મધ્યે કાષ્ટ ઉભો, ઉપર મચ્છ ફરતો હોય;
તેહેનું લક્ષ જલ માંહે પેખી, મચ્છ વેધે જે કોય. ૧૫
જે કાષ્ટ ઉપર મચ્છ છે, તે આઠ ધનુષ પ્રમાણ;
મચ્છને માથે કોડી છે, તે મધ્યે મારવું બાણ. ૧૬
એ પોણ પુરૂં કરે તેહને, કન્યા આરોપે માલ;
પછે સભા માંહે આવીને, સર્વ તેડાવ્યા મહિપાલ. ૧૭
ઠામ ઠામથી આવીઆ, પૃથ્વી પ્રૌઢા ભૂપ;
સ્વયંવર માંડ્યો સર્વથા, જેનું વર્ણન છે અનૂપ. ૧૮

**વલણ.**

અનુપમ સ્વયવર તણી શોભા, તે વર્ણી નવ જાયરે;
દેશ દેશના ભૂપતિ આવ્યા, તેની બહુ શોભાયરે. ૧૯

## કડવું ૩૯ મું-રાગ ગોડી.

છપન ક્રોડસું શ્રી હરી આવ્યા, સેના સહીત શિશુપાલ;
કટક સજ કરીને આવ્યા, કૌરવ શલ્ય મદ્રભૂપાલ. ૧
ભીમક ભુરીશ્રવા, ભગદત્ત જયદ્રથ કહીએ શૂર;
વૈરાટ ને કાશી રાજા સંગ, દલ આવ્યું જેમ વાધે પૂર. ૨
કરણ સુભટ ને કુંતિભોજ, તે આવ્યા સભા મોઝાર;
ઠામ ઠામના રાજા આવ્યા, તેહેનો નવ લેવાએ પાર. ૩
બ્રાહ્મણ તે સુભટના સન્મુખ બેઠા, નીતમ સભા દીશે;
મુનિ માત્ર બહુ આવી બેઠા. દેખી મનડું હીશે. ૪
રૂખીને વેશે નગરની માંહે, આવ્યા કુંતી પાંચ તન;
આવીને ઉતર્યાં સર્વ સાથે. પ્રજાપતનાં [illegible] ૫

કૌરવપતિ મુર્છાગત થઇને, પડ્યો ચત્તોપાટ;
ભાઇ સર્વ લેઇ અલગા બેઠા, મન કરે બહુ ઉચ્ચાટ. ૧૫
તેણે સમે ક્ષત્રી માત્ર કો, મુખે ન બોલે વાણ;
દિગ્મૂઢ સભા થઇ રહી, જાણે સર્વના હરાયા પ્રાણ. ૧૬
તવ શિશુપાલ ઉભો થયો, ગર્વે બોલ્યો મોટું વચન;
એ મચ્છ વેધુ ક્ષણ માત્રમાં, સુણ દ્રુપદ રાજન. ૧૭
સાથ સબલો છે અમારો, જો પેહેરામણી તજથી થાએ;
તો તો હું મચ્છ પાડુ હેઠો, વિચારી કેહે મુને રાએ. ૧૮
ચદેરી રાયનાં વાયક ગર્વેરાં, સુણી હરખ્યો સર્વે સાથ;
ડોકીયા કરતા સર્વે રાયને જોવે, શિશુપાલે ધનુષ લીધુ હાથ. ૧૯

નિશ્વાસ મુકે ગળું સુકે, મન ધરે અતિશે શોક;
માહારૂં કારજ તો સર્યું નહીં, ફોકટ હસાવ્યા લોક. ૮
તેણે સમે ક્ષત્રી માત્ર જે, મનમાં વિમાશે એમ;
જશ હીણ એ બળિયા થયા, તો આપણે તો કવણ. ૯
તેણે સમે જોધ પ્રાક્રમી, કરણ જેહેનું નામ;
પરશુરામનું ચિંતન કરીને, ઉઠ્યો તેણે ઠામ. ૧૦
સ્થંભની પાસે ગયો તવ, જુએ સઘળા રાય;
ધનૂખ ટંકારવ કર્યો પ્રેમે, ઉલટ અંગ ન માય. ૧૧
કરણ વલતો એમ વદે, સાંભળ દ્રુપદ વાત;
પરશુરામ ચરણ પ્રતાપે કરી, હું કરૂં મચ્છનો પાત. ૧૨
તે સુત પુત્ર જાણી કરી, વદે દ્રૌપદી વચન;
એ કરણ મચ્છ મારે સહી, સુત પુત્ર ન કરૂં સ્વામિન. ૧૩
એ દાસી પુત્ર કાહાવે સહી, હું ક્ષત્રાણી જાત;
માટે ભરથાર કરૂં નહીં, સત માનજો એ વાત. ૧૪
તે સાંભળતાં નિચુ જોઇ રહ્યો, જોવાય ન સન્મુખ;
હાથ ગ્રહ્યું મૂક્યું હેઠે, પ્રચંડ જે ધનૂખ. ૧૫
કાઢ્યું બાણ આકું ગ્રહી, મુકયું પરમ સુંદર જેહ;
આકરણાંતક તાણીને, તતકાલ મુકયું તેહ. ૧૬
તે બાણ ચાલીયું આકાશે, ન અડચું મચ્છ લગાર;
પછે ધનુખ અવની પછાડી, ધીક કેહે સુત કુમાર. ૧૭
ધીક બલ માહારૂં જાણજો, ધીક વિદ્યા શિખ્યો જેહ;
સર્વ રાજા દેખતાં, અપજશ પામ્યો તેહ. ૧૮
ઝાંખો પડીને કરણ બેઠો, સભા થઇ દિગ્મૂઢ;
દ્રુપદ સર્વે ભૂપને કહે, શું નથી ક્ષત્રી પ્રૌઢ? ૧૯
ઉઠો સ્વામી મચ્છ વેધો, કરો સાચું પોણ;
ક્ષત્રી અન્યોઅન્ય વિચારે, ઉઠ્યું નહીં નીરવાણ. ૨૦
દ્રપદસું બોલે નહી, મહીપતી બેઠા સર્વ;
દ્રુપદ તાંહાંથી આવીઓ, જહુ સભામાં તજી ગર્વ. ૨૧
શ્રીકૃષ્ણને ચરણે નમી, રાજા વદે એમ વાણ;
ઉઠો પ્રભુ કરૂં વિનતી, ગ્રહો ધનૂખ ને બાણ. ૨૨

### વલણ.

અહો ધનૂખ ને બાણ હાથે, સફલ કારજ નીપજેરે,
રાએ વિનવે લળી લળી, મુજને સંતોષ તવ ઉપજેરે. ૨૩

### કડવું ૪૨ મું–રાગ રામગ્રી.

વળતા બોલ્યા દેવ મોરારજી, દ્રુપદ સાંભળ કહું તે સારજી;
એક પત્નિ વ્રત ધર્યું છે જાણજી, સાખ પુરે તેહેની વેદ પુરાણજી. ૧

### ઢાલ.

પુરે સાખ પુરાણ માહારી, રૂખી જે કો હોય;
એક નાર માહારે રૂક્મિણી, બીજી ભજે નવ કોય. ૨
વામન રૂપે જેષ્ટિકા, તે તો માહારી નાર;
પરસુરામ કર ફરશી ધરી, ક્ષત્રી કસ્યો સહાર. ૩
રામ રૂપે જાનકી હવડાં, રૂક્મિણી જે જાણ;
માટે રાય દ્રુપદ મત કરી, મ કેહેશો એહેવી વાણ. ૪
દ્રુપદ કેહેરે સ્વામીજી, કાં વદો છો અન્યાએ;
ગોકુલ માંહાં જે ક્રીડા કરી સુ,વિસરી ગયા જાદવરાએ. ૫
નરકાસુરને હણીને, લાવ્યા સોલ સહસ્ત્ર નાર;
આજ કોહો છો એક છે, સંદેહ ટાલો જુગદાધાર. ૬
તે સરવ આલપપાલ છે, એ રમન કારણ હોય,
માહારી કેહેવાએ ખરી, પણ હુંથી અલગી સર્વ કોય. ૭
અશ્વ ગજરથ ધંન ભુવન,જેમ પોતાનાં કેહેવાય;
તદવત એ સર્વ ભારજા, તમો માનો દ્રુપદ રાય. ૮
એ દેખવાની સર્વ છે, રૂક્મિણી રેહે મુજ પાસ;
ક્ષિર સમુદ્રમાં નિદ્રા રૂપે, હતી કહે અવિનાશ. ૯
એહેવું સુણી રાય ચરણે નમ્યો, ત્યાં થકો વેગે પલાએ;
પ્રણામ કરી ઉભો રહ્યો, જ્યાંહા બેઠા રાણા રાએ. ૧૦
બલદેવ કહે શ્રી કૃષ્ણજી, સાંભળો દેવ મોરાર;
મચ્છ પાત કરી વેગે પ્રભુ, હું વરૂં સુંદર નાર. ૧૧
શ્રી કૃષ્ણ વળતા એમ કહે, સાંભળો બળદેવ ભ્રાત;
એ મચ્છને વેધશે પારથ, જેહેની કુંતા માત. ૧૨

બલિભદ્ર પુછે કૃષ્ણજી, પાંડવ જીવતા કાંહે;
વારણાવત માંહે પ્રજલા, તે જાણ સર્વ જુગ માંહે. ૧૩
કૃષ્ણ કેહે બ્રહ્મસભામાં, બેઠા ગાલ્લવ મુન્ય;
નેહ તણા ચરણ તલાશે, તે યુધિષ્ઠિર રાજંન. ૧૪
ધર્મે પાસ ભીમ ને, અર્જુન બેઠા સોહે,
સહદેવ' નકુલ રહી સન્મુખ, આજ્ઞા પામી માંહે; ૧૫
બલદેવ એહેવું સાંભળીને, ઉલટ અંગ ન માયે;
ફરતો ફરતો સભા માંહે, આવ્યો દ્રુપદ રાયે. ૧૬
પ્રભુ ક્ષત્રી મધે આજ કોણે, ન થાતી ચિત્ત હામ;
કૃપા કરી મુનિ માંહેથી, કો ઉઠો એણે કામ. ૧૭
અન્યોઅન્ય મુખ નીહાળે, વિપ્ર વદે ન વચંન:
એ વારતા સુણીને બોલ્યો, કુંતા પુત્ર અર્જુન. ૧૮
જો ક્રીપા હોયે તમારી, તો આદરૂં એ કાજ,
વિઘ્ન ન થાઓ સર્વથા, એમ વદે સર્વ રૂખીરાજ. ૧૯
તવ ઉઠીને સર્વ રૂખીને, પારથે પ્રણામ કીધા તાંહે;
ગુરૂ દ્રોણનુ સ્મરણ કરી, બાણ ગ્રહ્યું હસ્ત માંહે. ૨૦
તારે રાએ બહુ ઉપહાસ્ય કરે, હાવે સર્યું દ્રુપદ કાજ;
કો ક્ષત્રીથી નવ નીપજ્યું, તે કાપડી વેધશે આજ. ૨૧

વલણ.

કાપડી વેધશે મચ્છને, એમ વદે સુભટ અજાણ;
પ્રેમાનદ પ્રભુ પ્રતાપે, પારથે કર ગ્રહ્યું ધનુખ ને બાણરે. ૨૨

## કડવુ ૪૨ મું-રાગ દેશાળની ચોપાઈ.

પારથે ગ્રહ્યું જવ બાણ, વિપ્ર વદે માંહો માંહે વાણ;
કોઈ કહે એહેને શે ન વારો, જશ ક્ષીણ થશેજી તમારો. ૧
કોઈ કહે ઉઠયો ઉઠયો, એ ફોક, વિપ્રને હસશે સહુ લોક;
કહેશે વિપ્રે ન વાત વિચારી, જડ ઝોડ થવા ગયા અવિચારી. ૨
કોઈ કહે આપણું નહીં કામ, જે સુભટ કહેવડાવીએ નામ;
કો કહે ફોકટ એ પસ્તાશે, જો એ મચ્છની પાસે જાશે. ૩

એમ કહે વાડવ વિખ્યાત, આફણીએ જશ થશે નાશ;
કોઇ કહે એહેની કાંતિથી દીશે, એ વીર છે સર્વને શીશે. ૪
એ સહી કરશે મચ્છ વેધ, એ વાયક માઇ વદ;
કો કહે ઝટપટ હાવે જણાશે, એ વાત આવી હવે પાસે. ૫
કો વિપ્ર એણીપેર બોલે, નથી વીર કો એહેને તોલે;
એહેવું દીશે એ વિધરૂપ, એ હોએ પૃથ્વીપતિ ભૂપ. ૬
સર્વ વિપ્ર વદે આશીશ, તુને કીપા કરે જુગદીશ;
પછે કરીને દંડ પ્રણામ, પારથ ગયો મચ્છને ઠામ. ૭
સર્વ સુભટના હર્યા પ્રાણ, જ્યાં ધનુખે ચઢાવ્યું બાણ,
સમર્યા શ્રીકૃષ્ણ કીપાલ, માહારી સહાય કરો ગોપાલ. ૮
સહુ વિપ્ર ડોક કાઢી જુએ, રખે બ્રાહ્મણબાઈ પત ખુહે,
અતિ હરખ સહીત બલવત, બાણ તાણ્યું કર્યું પરયત. ૯
લક્ષ લીવો મચ્છ ઉપર જાહે, પ્રેરણા કીધી કૃષ્ણે તાહે;
પછે કુંતી કેરે કુમાર, મન માહે કર્યો વિચાર. ૧૦
શ્રીકૃષ્ણે ચક્ષે કરી સમજાવ્યો, ભેદ તે પારથને મન ભાવ્યો;
જંત્ર હુતો પૃથ્વી માંહાથી, દામોદરે દેખાડયો તાંહાંથી. ૧૧
ચરણે ચાંપ્યો જંત્ર તે સાર, મચ્છ ફરતો રહ્યો તેણીવાર;
પછે મેહેલ્યું પારથે બાણ, સડડાટ મચ્છને વાગ્યું જાણ. ૧૨
મચ્છ મસ્તક હુતી કોડી, તેહેને બાણ ગયું ઝટ ફોડી;
આવી પડયો કુંડ મોઝાર, તવ વરતો જેજેકાર. ૧૩
પછે જોતા સર્વ મહીપાલ, કન્યાએ ઘાલી કુસુમની માલ;
દ્રુપદબાળા વિખજવાળા થઇ, આવી અર્જુન પાસે ઉભી રહી. ૧૪
જોબનવતી કન્યારૂપે બનિઆ, નેપૂર વિછવા પાગે ધરિયા;
હાવભાવ વચન ચાતુરી, મુખથી વચન બોલે માધુરી. ૧૫
દુષણ રહિત ને ભુષણે ભરી, ગજગામની ગર્વે છે નરી,
ક્ષત્રાણી રાણી ગુણ ભંડાર, નારી માત્રમાં પરમ અવતાર. ૧૬
જોતાં રતિ રાણી લજ્જા પામી, મોહ્યા રાજા નેરૂપી બહુ નામી;
એના રુડાપણામાં નવ ખામી, મહા ભાગ્યે પારથ મળ્યો સ્વામિ. ૧૭
મોહણીરૂપે પાંડવ સંગ ઉભી, રાય સભા બળતી બહુ દુભી;
તારે બ્રાહ્મણ બેઠા ગાજે, એ ઉપમા વિપ્રને છાજે. ૧૮

પ્રથમ વિદ્યા અમારી સાર, ફરસરામ થકી નિરધાર;
વળી બ્રહ્માની આપી જેહ, વેદ માંહે સદા છે તેહ. ૧૯
જે આવરીએ તે કીજે, સર્વ લાગ કરી દાન લીજે;
એમ કરે માંહોમાંહે વાત, હાવે ચાલી આપણી ખ્યાત. ૨૦
કન્યા લેઇ અર્જુન જાયે, સર્વ બેઠા જુએ તાંહાં રાયે;
સર્વ રાય વદે ત્યાં એમ, જોઇએ લેઇ જાશે એ કેમ. ૨૧
આંહાં બેઠા સર્વ રાજંન, કેમ કન્યા લેશે વિપ્ર તન;
જે ભક્ષ કેસરીનું હોય, તે લેવા સમર્થ નહીં કોય. ૨૨
દ્રુપદસુ એહેનો વધ કીજે, કન્યા મેહેલાવી આપણ લીજે,
એહેવો સરવ કરી સકેતે, રાય ઉભા મંડપથી છેટે. ૨૩

* * * * * * *

જુધ કરવાને તત્પર થાએ, એ જુદ્ધનો કહુ મહીમાએ. ૨૪

વલણ.

જુદ્ધ કરવા તત્પર હવા, બ્રાહ્મણને વીટી વળ્યારે;
સમસ્યા કીધી સામસે, તવ અર્જુને સૌ વેગળા કર્યારે. ૨૫

## કડવુ ૪૩ મું-રાગ કેદારો.

શીશુપાલ તવ બોલ્યા તાંહે, ક્રોધ ધરીને સેન્યા માંહે;
કાંહાં જાએ મુજ આગલથી એ કાપડીરે. ૧

ઢાલ.

મુજ આગલ એ કવણ માત્ર, કાપડી કહાવે શૂર;
એક ક્ષણ માંહે દ્રુપદ સાથે, એને કરૂં મારી ચૂર. ૨
કન્યા લઇને ચાલ્યા, પાંડવ સાથે વાડવ જંન;
દ્રુજેત થયેલા રાય શૂરા, કોપ્યા છે તે સર્વે રાજંન. ૩
આપ કન્યા કે જુદ્ધ કર અમસું, બીજો નથી ઉપાય;
આટલા સેન માંહેથી કાપડી, કુશલ કેઇ પેરે જાએ. ૪
વળતા રૂખી સર્વે એમ વિચારે, હવે પેર શી થાશે;
અસંખ્ય દલ ફર્યું ચોહોગમથી, કોહો કુશલ કેમ જવાશે. ૫
પારથ વળતો એણીપેરે બોલે, તમો કન્યા શે ન લીધી;
મચ્છ પાત કરતાં આડી કોણે, જેણિકા તમને કીધી. ૬

માહારે પ્રાક્રમથી એ હું પામ્યો, કરીને મચ્છ નિપાત;
તમો સર્વથી કાંઇ ન નિપજ્યું, ત્યારે મેં કર લીધી વાત. ૭
દીન વદન કરીને બેઠા, રાજ કુલ છત્રિશ;
પોણ સાચું મેં કર્યું, તે કોપા શ્રી જગદીશ. ૮
હવે જુદ્ધ અર્થે આવ્યા છો, તે અધર્મ કેરૂં કાંજ;
સાવધાન થાજો સરવ કો, પ્રાણ કરાવીશ ત્યાજ. ૯
એહેવું સુણીને દામ દામથી, બાણ સર્વેકો મૂકે;
આવતાં પારથ કરે કડકા, ક્ષણ માત્ર ન ચૂકે. ૧૦
વિવિધપેરનાં અસ્ત્ર પાડવે, માહા બલીઓ રાજંન;
તવ અર્જુનને ક્રોધ બ્યાપીઓ, બલીઓ કુંતી તંન. ૧૧
અનેક અસ્ત્ર પારથે મુક્યા, સખ્યા કહી નવ જાએ;
દલ ભગાણ પડયું તેણી વેલા, મુર્છાગત થયા રાયે. ૧૨
એહેને સમે આવ્યો કૌરવ પતિ, મન ધરી બહુ રીશ; .
આપ નાર મુને કાપડી, નહીતર છેદીશ તારૂં શીશ. ૧૩
તે દેખીને વાયુ પુત્ર, એક લીધો દડ વિશાલ;
આજ આવી ચઢયો મુજ હાથે, તો આણું એહેનો કાલ. ૧૪
દેશ દેશના આવ્યા રાજા, તેનાં બાણથી મસ્તક ડોળે;
તુણ મીશાલ ઉડે હવામાં, ન આવે પારથ તોલે. ૧૫
વાડવ કેહેરે બીહીતા રખે, વાળોને આડો આંક;
એકજ બોરડીના બે કાંટા તમે, કરો પાધરા જેનો વાંક. ૧૬
રાય સર્વે એકઠા મલીને, દુર્જોધનને આગળ મોકલ્યો;
પારથના બાણે વિંધાયો, નાઠો પાછે પગે હલફલ્યો. ૧૭
રાજા બહુ વઢતા હુતા, તેને પારથે કીધા લોટમલોટ;
એક દશ સહસ્ર બાણ મુકે, તેના થાય કોટાનકોટ. ૧૮
રાયે બાણના આછાદનથકી, અર્જુન ઢાંકયો તાંહે;
આવીને વલગ્યા પારથને, ક્રોધ કરી મન માંહે. ૧૯
ત્યારે વિપ્ર સર્વેકો મારે કાંકરા, છાંટે જલ લેઇ હાથ;
નાહાશી જાએ ને વલી વલી આવે, એમ કરે વિપ્રનો સાથ. ૨૦
કો વિપ્ર મારે ધૂલ પાણા, કો બેશે કો નાહાશી જાએ;
કોઇ કમંડલ વજાડે ડમડમ, એમ માહાલે રૂખી રાએ. ૨૧

અર્જુન કેહે રે સુણો પ્રભુ, તમ આશીષે થાશે કામ;
તે માટે તમો રણ તજીને, સ્થિર બેશો એક ઠામ. ૨૨
કો જોદ્ધના કરથકી, આવી લાગશે બાણ;
ફોકટ માટે રૂખી તમારો, જાશે નિશ્ચે પ્રાણ. ૨૩
એહેવાં વાયક સુણીને વિપ્ર, સહુ આણે પ્રેમ અપાર,
અમારૂ રક્ષણ તેં કીધુ મનથી, તુને જશ હોસે નિરધાર. ૨૪
એહેવે સમે રાજા સર્વ, આવ્યા કરી અન્યાય;
કહે સનમુખ રહીને જુદ્ધ કરો, કે આપ દ્રુપદ કન્યાય. ૨૫
ચોહોપાસથી માર મારે, બાણ કરે ઘણા જાસા;
મન સ્થિર કરીને જુધ કરવાને, ગાજ્યો પારથ એક પાસા. ૨૬
એક એક ઉપર દશ દશ મુકી, તિવ્ર શર મુકયાં જોદ;
રથ થકી સર્વ પાડયા હેઠ, પરવશ કરીને દેહ. ૨૭

વલણ.

પરવશ કીધો દેહ સહુનો, હૃદે મોટી હામરે;
જુદ્ધ જગાડી, આગ લગાડી, વિચારે ગયાં આપણાં નામરે. ૨૮

માહારે પ્રાક્રમથી એ હું પામ્યો, કરીને મચ્છ નિપાત;
તમો સર્વેથી કાંઇ ન નિપજ્યું, ત્યારે મેં કર લીધી વાત. ૭
દીન વદન કરીને બેઠા, રાજ કુલ છત્રિશ;
પોણ સાચું મે કર્યું, તે ક્રીપા શ્રી જુગદીશ. ૮
હવે જુદ્ધ અર્થે આવ્યા છો, તે અધર્મ કેરૂં કાંજ;
સાવધાન થાજો સરવ કો, પ્રાણ કરાવીશ ત્યાજ. ૯
એહેવું સુણીને દામ દામથી, બાણ સર્વકો મૂકે;
આવતાં પારથ કરે કડકા, ક્ષણ માત્ર ન ચૂકે. ૧૦
વિવિધપેરના અસ્ત્ર પાડવે, માહા બલીઓ રાજંન;
તવ અર્જુનને ક્રોધ વ્યાપીઓ, બલીઓ કુંતી તંન. ૧૧
અનેક અસ્ત્ર પારથે મુક્યાં, સખ્યા કહી નવ જાએ;
દલ ભગાણ પડ્યું તેણી વેલા, મુર્છાગત થયા રાયે. ૧૨
એહેવે સમે આવ્યો કૌરવ પતિ, મન ધરી બહુ રીશ;
આપ નાર મુને કાપડી, નહીતર છેદીશ તારૂં શીશ. ૧૩
તે દેખીને વાયુ પુત્રે, એક લીધો દંડ વિશાલ;
આજ આવી તાહાં ગયો, જોદ્ધા કૌરવ કેરો સૈન્યનો કાલ. ૧૪
દેશ દેરી પાડયા આડા, કો પાડયા ભીડી બાથ. ૧૫
કો કેહેને ઓલખે નહીં, એહેવે કરણ સામો જાએ;
ઉતપતી રથ ઉપરે જઇ, માર્યા ગદા કેરા ઘાએ. ૧૬
ત્યારે કરણ ધરણી ગત પડયો, દેખી ધાયા કૌરવ પોઢી;
ભીમસેન કેરે મારે નાઠા, વાત ગમતી ન જોડી. ૧૭
પછે કરણ સુભટે ત્રણ બાણે, ભીમનું બેધું અંગ;
સેહેવા સમર્થ નવ હવો, તે ભેટયો પૃથ્વી સંગ. ૧૮
ત્યારે પારથ આવ્યો ધસીને, સેહેદેવ નકુલ સંગ જોધ;
ધરમ રણમાં જુધ કરે, મન અતિ આણી ક્રોધ. ૧૯
કૌરવ કેરૂં સૈન્ય તે, સર્વ કર્યુ મારી ચૂર;
આવીને જેમ ઉતરે, શ્રી રતનાગર પૂર. ૨૦
પછે વ્રકોદર સાવધાન થયો, તે ઉતપત્યો આકાશ;
રથ ઉપર જઇ પડયો, રાએ દુર્યોધનની પાસ. ૨૧

અર્જુન કેહે રે સુણો પ્રભુ, તમ આશીશે થાશે કામ;
તે માટે તમો રણ તજીને, સ્થિર બેશો એક ઠામ. ૨૨
કો જોદ્ધના કરથકી, આવી લાગશે બાણ;
ફોકટ માટે રૂખી તમારો, જાશે નિશ્ચે પ્રાણ. ૨૩
એહેવાં વાયક સુણીને વિપ્ર, સહુ આણે પ્રેમ અપાર;
અમારૂં રક્ષણ તેં કીધું મનથી, તુંને જશ હોસે નિરધાર. ૨૪
એહેવે સમે રાજા સર્વ, આવ્યા કરી અન્યાય;
કહે સનમુખ રહીને જુદ્ધ કરો, કે આપ દ્રુપદ કન્યાય. ૨૫
ચોહોપાસથી માર મારે, બાણ કરે ઘણા જાંસા;
મન સ્થિર કરીને જુધ કરવાને, ગાજ્યો પારથ એક પાસા. ૨૬
એક એક ઉપર દશ દશ મુકી, તિવ્ર શર મુક્યાં જેહ;
રથ થકી સર્વ પાડયા હેઠા, પરવશ કરીને દેહ. ૨૭

વલણ.

પરવશ કીધો દેહ સઉનો, હુદે મોડી હામરે;
જુદ્ધ જગાડી, આગ લગાડી, વિચારે ગયાં આપણાં નામરે. ૨૮

જેટલે મેહેલે ધા વેગે, મનમાં સંભારી તેહેનાં કરમ,
એહેવે અમે તાં આવીઆ, કુંતી પુત્ર રાય ધરમ. ૧૦
અરે બાંધવ અરે તાપશ, સાંભળ માહારી પેર;
મેહેલ જીવતો મહીપતિ, કાંઇ નથી આપણે વેર. ૧૧
એ રાજા મહીપતિ મોટો, હસ્તિનાપુર એનો વાશ;
જેહેને દલ તણી સખ્યા નહી, જેહેની દ્રોણ ગુરૂ રેહે પાસ. ૧૨
માહારા વચનથી મુકો રાયને, હું માગું માહારા વીર;
ધનન્જય ને સેહેદેવ આવિયા,વળી નીકુળ આવ્યો ધીર. ૧૩
સર્વ બાંધવ કેહે ધરમને, તમો કરો કોકટ ઉપાય;
એ આવ્યો છે હાથમાં, હાં હાં મુકાવીએ નહીં રાય. ૧૪
ત્યારે ધરમ કેહેરે બાંધવો, એહેનો વધ ઘટે નહી આજ;
એહેને મુકો જીવતો, એમ કેહે ધરમરાજ. ૧૫
તમ વચને મુકવો મેં સહી, પણ અનર્થનું છે મૂલ;
જો જાવા દો જીવતો તો, ઘણી ઉડાડશે ધૂલ. ૧૬
એહેવું કહી રાજા મુકીઓ, પણ મારી ગદા એક મરમ;
તમો જાઓ છો જીવતા, તે આ બાંધવનો ધરમ. ૧૭
એહેવે કરણ આવ્યો ગાજતો, સંગે દુશાશન વિક્રાલ;
દુર્જોધનને રથે બેસાડયો, કરીને આળપંપાળ. ૧૮
હવડાં હું એહેને હણૂ, એ મુજ આગળ કોણ માત્ર;
તારે કૌરવપતિ કેહે હે કરણ, એહેને બલ બહુ છે ગાત્ર. ૧૯
એણે કરયો ભુકો અરથી માહારાનો,અતી ઘણો બલવંત;
પેલે વૃદ્ધ બાંધવે મુકાવ્યો, નહીં તો આણુત મારો અંત. ૨૦

વલણ.

એ આણુત માહારો અંત, એ સરખો કો જોદ્ધો નહીં;
હું મુખ દેખાડું ના હવે, તવ કરણ કોપ્યો સહી. ૨૧

કડવું ૪૬ મું-રાગ આશાવરી.

ક્રોધથી થયો આકલો બાકલો, વંદન કીધું રાજાન,
સ્થાન તજાવું એનું શીઘ્રેરે;
કાંઇ કરણ કેહે સુણ, દુર્જોધન રાયરે,
જેમ જાયરે, ક્રોધ તાહારા મન થકીરે. ૧

ઢાલ.

મન તણો જેમ ક્રોધ સમે, તેમ કરૂં હું માહારાજ,
માહારા બાણુ કેરા ઘાતથી એ, પ્રાણ કરશે ત્યાજ. ૨
ફરસુરામ સુર પ્રતાપે, હું દેઉં એહેનો ઠામ,
કન્યા પરણાવું તુજને, તો કરણ માહારૂં નામ ૩
એહેવું કહીને રથ પ્રેરો, પારથ ઉપર જાણ,
વજ્રદત કાઢી મારીયું, અર્જુન હૃદયા બાણ ૪
નારાચ કવચે ભીમને, સેહેદેવ ને પચાસ,
ચાર ચાર ધર્મ નકુલને, સૌ જીવવાની તજી આશ ૫
વળી સાગ મારી વજ્ર સરખી, કરણે ભીમને શીશ,
દુશાશને ભીમ ઉપરે, બાણ મુક્યા દશવીશ ૬
તાહા કૌરવ કેરા બાણ, આગળ ન સુઝે આકાશ,
અર્જુને આદીત્યાસ્ત્ર મુક્યું, તેણે તીમર કીધું નાશ ૭
પાચ બાણ કરણને મારીયા, હૃદય ભેદ્યું નીરધાર,
મુર્છાગત થઇને પડ્યો ધરા, રાધેતણો કુમાર ૮
પછે પવન પુત્ર ગદા લેઇને, ઉતપત્યો આકાશ,
દુશાશનને શીશ મારી, જાણું પામ્યો નાશ. ૯
ભીમ કેરા મારથી, દલ સર્વ નાહાઠું જાએ,
કરણને મુર્છા ટલી, વલી માડ્યો જુદ્ધ ઉપાએ ૧૦
ત્રણ ત્રણ બાણે કુતી કુઅર, વ્યાકુલ કીધા દેહ,
ત્યારે પારથે પરવતાસ્ત્ર મુક્યું, કરણ ઉપર નહિ સ્નેહ ૧૧
ચળી જુધ સેના સર્વની, જાણ્યું હાવે જાશે પ્રાણ,
કરણે નાખ્યું ઉડાડી, પવનાસ્ત્ર મુકી બાણ ૧૨
વલી દુરજોધન ને વાયુ સુત તે, કરે માહા સગ્રામ,
ભીમ કેરા મારથી, તે ગયો મેહેલી ઠામ ૧૩
સેહેદેવ શૂરો પ્રાક્રમી, તેણે દુશાશનને દેહ,
રોમ રોમ છકછુદ કીધો, પ્રજરો અગે તેહ ૧૪
નકુલે વાહન માત્રના, જાજરા કીધા અગ,
ધર્મરાયના મારથી, સર્વસેન પામ્યું ભગ ૧૫

કરણ અર્જુન જુદ્ધ કરે, ને બેહુ બલીઆ વીર;
કો જુદ્ધ ચો નવ ઓશરે, છે ધનુરવિદ્યાના ધીર. ૧૬
પછે પારથ કેરા બાર આગળ, કરણ નાહાઠો જાએ;
ચોહોપાસથી વિમરજન થયું, તે જુએ શ્રી જદુરાએ. ૧૭
તવ રાય દેશે દેશના, મુખ વદે એહેવી વાણ;
ત્રણ ભુવનમાં નથી એહેવા, વીર કો બલવાન. ૧૮
એ સાથે જુદ્ધ ઇચ્છવુ, તે મત પામવા હેત,
નીજ દેશ જઇએ આહાં થકા, એમ કર્યાં સર્વે સકેત. ૧૯
એ ભટડા હોય નવ, પણ વીર માનના જાયા,
કાપડી વેશે વરી કન્યા, એણે, આપણ સર્વને વાહ્યા. ૨૦
શીશુપાલ એહેનુ દેખતાં, કોપે ચડયો બલવત,
શીઘ્રે થઇ તહાં આવીયો, સહુ સેના સુગુણવત. ૨૧
પાંચશે રથે નકુલ ઘેરો, ભીમ અસ્યુતે જાણ;
લક્ષ રથે ત્રણે વીર ઘેરા, મારે ચોહો દીશાથી બાણ. ૨૨
વાહનવિના પાંચે બાંધવ, ભીમે વિચાર્યું મંન;
ઉતપતી એક રથ લીધો, કરીને સારથી પતન. ૨૩
આયુધ નાના ભાતનાં, લેઇ ગયો અર્જુન પાસ;
એહેવે બાણ આવ્યા સેનથી, તેણે અશ્વ કીધા નાશ. ૨૪
તવ પારથ કેહેરે વ્રકોદર, રથ તણું શું છે કામ;
આયુધ આવ્યાં કર વિષે, હાવે દેહું સહુનો ઠામ. ૨૫
ધનુષ ઝાલ્યું હાથમાં, પારથે તેણીવાર;
ગદા ગ્રહીને ગરજીઓ, પવન તણો કુમાર. ૨૬

વલણ.

પવન કુંઅર ગરજીઓ તેણે, સૈન્યા સર્વ વિસ્મે થઈ;
વિપ્ર પ્રેમાનંદ કહે શીશુપાલ આગળ, વાત મંત્રિએ કહી. ૨૭

કડવું ૪૭ મું-રાગ મારૂ.

રાજા શીશુપાલનો પરધાન, આવ્યો જાહાં છે નીજ રાજાંન;
તમો સાંભળો સ્વામી વાત, એ બળીયા માહા વિખ્યાત. ૧

અતુલિત બલ કીધું માહારાજ, આયુધ લીધા વીરના આજ,
વણુ આયુધ કરે કલ્પાત, હાવે આણે સર્વનો અંત. ૨
એકી પામથી સર સૌ મારે, પણુ ચિત થકા નવ હારે;
બાણ પડે ગીરીપર મેહ, વજ્જ્રમય છે એહેનો દેહ ૩
તે વાત સુણી શીશુપાલ, ક્રોધે થયો જાણે માહાકાલ,
એહેનો વધ કરી કન્યા વરવી, ટેકટ ફેરી મારે નથી ફરવી. ૪
એહેવુ સુણી ચાલ્યો પ્રધાન, બહુ માર કરે તેણે સ્થાન,
શીશુપાલ તણા જે જોધ, તે મારે મન ધરી ક્રોધ ૫
તે તો વિવિધ બાણુજ મૂકે, પણુ એકોવાર ન ચૂકે,
પછે અર્જુન કોપ્યો સાર, સેનમા થયો હાહાકાર ૬
બાણ મુક્યા આણીને રીશ, ધડથી પડીયા બહુના શીશ,
સેના નાહાથી દશો દશ દોડે, વાયુ પુત્ર શીર ધુડે રગડોળે. ૭
ભીમ ગદા ગ્રહી આવ્યો તાહે, જુધ કરે નકુલ વીર જાહે,
તાહા મારી ગદાનો ઘાય, બહુ ધરણે પમાડી કાય. ૮
એહેવે સેન કરે પોકાર, ધરમને કહે વીર ઉગાર,
સેહેદેવ નકુલ માહા શૂર, સેન કીધુ મારી ચૂર ૯
તે શ્રવણે સુણી શીશુપાલ, ક્રોધે થઓ કૃતાંત કાળ,
રથી કેટલા હુતા નીજ પાસ, તેહેને મોકલ્યા દઇને આશ. ૧૦
ગજ મોકલ્યા સહસ્ત્ર એકવીશ, જાઓ છેદો તેહેના શીશ,
આવતી રથ ઘટા અર્જુન દેખે, પણુ મનમા નહીં તે લેખે. ૧૧
પવનાસ્ત્ર મુકી અર્જુન વીર, નાખ્યા ઉરાડી રથ માહા વન,
ગજ દેખતા કોપ્યો શૂર, ભીમે ગદાએ કીધા ચૂર. ૧૨
પુછ ગ્રહીને નાખે વ્યોમ, પ્રાણ રહીત થઇ પડયા તે ભોમ,
તે નાહાથા પાડી ચીશ, દેખી ચઢી રાયને રીશ. ૧૩
હાથીએ કીધો કચ્ચર ઘાણ, બચ્યા હતા જે અર્જુન બાણ,
શીશુપાલ ચાલ્યો કટક લેઇ હેલા, શ્રીકૃષ્ણ આવ્યા તેણીવેલા. ૧૪
કહ્યુ પધારો જદુરાય, મેં ક્રોધ સહ્યો નવ જાય,
દુર્જોધન સરખા વીર, વળી કરણ છે માહા રણધીર. ૧૫
તે સર્વના માન મુકાવી, નમાડયા હાર મનાવી,
હણી સેના માહારી જેહ, મારી ચૂરણ કીધી દેહ. ૧૬

હુંને કૌરવનું દુઃખ સાલે, માટે લેઇશ એહને આ કાલે;
ધીક કેહેશે ક્ષત્રી જંન, જે છુલા વાડવના તંન. ૧૭
એ વચન માટે દુઃખ થાએ, માટે જુદ્ધ કરૂં જદુરાઓ;
એ ક્ષત્રી તણા હોત તંન, તો જુદ્ધ ન કરૂં છુવંન. ૧૮
ત્યારે હસી જદુનંદન એમ બોલે,નથી વીર કો એને તોલે;
સાહે સગા તણી ઇચ્છે મંન, તમ સરખા સગા રાજંન. ૧૯
તે સાથે જુદ્ધ નવ કરીએ, જેહને દીઠે રૂદીઆસું ઠરીએ;
એ વદે બેહુ પીતરાઇ, એમ બોલે શ્રી જદુરાઇ. ૨૦
વૈર પૂવનું ચાલ્યુ આવે, માટે જુદ્ધ કરે સુણુ રાએ;
એહેવું સુણીને વદે રાજન, હુંને ઓલખાવો છુવન. ૨૧
ત્યારે કૃષ્ણ વદે વચન, મચ્છ વેધ્યો તે અર્જુન,
ભીમસેન પામે બલવત, દુર્જોધનનો આણે અત. ૨૨
પેલા દીસે સુધિષ્ઠિર રાએ, નકુલ સેહેદેવ સગ સહાય;
એ ધરમ તે તણે વચન, છુવતો રહ્યો રાય દુર્જોધન. ૨૩
એહેવાં સુણી કૃષ્ણ વચન, રાય આનદ પામ્યો મંન;
નમી કૃષ્ણને ચરણે લાગ્યો, નીજ દેશે સેના લઇ ભાગ્યો. ૨૪

* * * * *

ભાગાભાગ થઇ તે કાલ, જુદ્ધ ઇચ્છે ન કો ભૂપાલ. ૨૫

### વલણ.

જુદ્ધથી વિરમ્યા સર્વે જોદ્ધા, એક પુઠલ એક પલાય;
ભીમ અર્જુનના મારથી, શરમથી ન કોથી જોવાય. ૨૬

### કડવું ૪૮ મું-રાગ શામેરી.

સેન લેઇ શિશુપાલ વલ્યો, નીજ દેશ તાંહાથી જાએ,
તે દેખતાં ઠામ ઠામથી, જુદ્ધ તજી ચાલ્યા રાએ. ૧
કેહે દુર્જોધન હાર માંની, વલી કરણ સરખા પાત્ર;
શીશુપાલ સરખે રણ ત્યજ્યું તો, આપણે કવણ માત્ર. ૨
એમ કહી સર્વ સાંચરા, એહેવે જાદવ વાધ્યું શૂર;
ગાજે નીશાંણ ને દદામાં, શરણાઇ ને રણતૂર. ૩

હણે પાંચે કાપડીઓ ને, લીજે કન્યા કેસરી;
એ જદુકુલમાં વિરાજશે, એહેને વરશે કૃષ્ણ શ્રીહરી. ૪
સાત્યકી ને કૃતવર્માએ, ધરી મનમાં હામ;
સઘ મારી મારી નાખસુ, ચાલો જઇએ તેણે ઠામ. ૫
શ્રી કૃષ્ણ કેહે જાદવો, શી કરો છો તમો વાત;
બ્રહ્મદેવને વિંધિને, કન્યા એહવી એમાં શી પ્યાત? ૬
રે સાત્યકી મતિ ક્યાં ગઇ, રહી નથી તમને સાન;
એ પાંચે પાડવ પધાર્યા, એમ કેહે શ્રી ભગવાન. ૭
સકલ પૃથ્વીતણા ક્ષત્રીને, ન ગણે ગણના મોઝાર;
પારથ બળ સહુ લહે, વળી બલીઓ વાયુ કુમાર. ૮
ભીમ જો કોપે ચઢે તો, જાદવકુલને ખાએ;
અરે સાત્યકી બાપડા, કાં કરે મિથ્યા ઉપાએ. ૯
ભીમ અર્જુન જુધ કરે, સેહેદેવ નકુલની જોડ;
તે જોવા ઇચ્છે ઇંદ્ર બ્રહ્મા, એમ કેહે શ્રી રણછોડ. ૧૦
એહેવુ સુણીને સાત્યકી, રોમાંચીત થયા તેણીવાર;
હરખ આંસુ છુટાં ઘણા, કેહે મળુ પાંડુ કુમાર. ૧૧
મારે ગુરૂ પીતા ને ભ્રાત એ છે, મેં હસાવ્યા કાં લોક;
પૂજ્ય પારથ સહી માહરે, મેં મર્મ કહાડ્યાં ફોક. ૧૨
હું મલવા ઇચ્છુ મન વીખે, તમો સુણો શ્રી રણછોડ;
ઘણે દિને દીઠા જીવતા, ઇશ્વરે પુર્યા કોડ. ૧૩
એહેવું કહીને રથ ફેરવે, કેહે નમું ચરણે શીશ;
અવસર નથીરે સાત્યકી, કહી વારે શ્રી જગદીશ. ૧૪
સમે વિણ મલવું નહીં, સમે વિણ ન ફળ થાય;
સમે વિણ મળીએ તો, અપ્રીત હલાહલ થઇ જાય. ૧૫
પછે વાલી રથ જાદવ સહુ, નીજ દેશ ચાલ્યા ધરી હર્ષ;
કન્યા લેઇ પાંડવ આવીયા,કીધો માત ચરણનો સ્પર્ષ. ૧૬
આગલથી જઇ ઇદ્ર પુત્રે, માતાને નામ્યું શીશ;
માતા આજ ભીક્ષા જડી, વારૂ તે કૃપા શ્રી જુગદીશ. ૧૭
ત્યારે કુંતા કેહેરે કુઅર માહારા, મારે સર્વ સરખા તન;
વેહેચી લેજો સમ ભાગે, માની સુજ વચન. ૧૮

તવ ધરમ નાદે બોલીઆ, માત ન પ્રીછો કાંઇ મર્મ,
રાજ કન્યા પામ્યો અર્જુન, કેમ વેહેંચી કરીએ અધર્મ ૧૯
કુંતા કેહે માહારો દેહ તજુ, જો વચન મિથ્યા હોય,
પાંચે બાંધવ વરો એહેને, ટગર ટગર પાંચેય તે જોય ૨૦

વલણ.

એમ વદે કુંતા માતરે, જો વચન માહારૂ ફરૂં,
ચતુરાને પરણો પાંચે, નહીંતર દેહ ત્યાગ પળમાં કરૂં. ૨૧

કડવુ ૪૯ મુ–રાગ મહલ્લાર.

કુંતા કેહે સુત સાંભળો જો મુજ વાક્ય મિથ્યા થાએરે,
તો પ્રાણ તજુ એક પલકમા, શુ લેઈ જાવુ જુગ માહેરે ૧
ધર્મરાય કેહે માતાજી, એ કન્યા કેમ વેહેચાયરે,
એક નાર પચ પુરૂષ વરે તે, મોટો થાય અન્યાયરે ૨
ધર્મ લોપ થાએ મહી, તે કન્યાની શી પેરરે,
દ્રુપદને ગમશે નહીં, માહોમાહે થાશે વેરરે ૩
બાંધવ માહે જુદ્ધ લાગશે, બલવત પાચે જોધરે,
એક નાર માટે પ્રાણ જાશે, કરશે અન્યોઅન્ય ક્રોધરે ૪
કુંતા કેહે સુજ પુત્રમા, છે પરમ પવિત્ર પ્રેમરે,
કન્યા કારણ જુદ્ધ નવ કરે, તે રેહેશે કુશળી ખેમરે. ૫
એહેવો સતોષ નથી ત્રિલોકમા, મુજ પુત્રના સરખા મનરે,
એ કન્યાને પાચે વરો, સુખી થાશો મુજ વચનરે ૬
ત્યારે ધર્મ કેહે પશુ ઘોર તે, પ્રેમી સહોદર વીરરે,
જીવ બેહુનો એકહો, જુજવા દીસે શરીરરે. ૭
તપ કરવા સાથે ગયા, જઈ ઉપાસ્યા માહાદેવરે,
ઉગ્ર તપ બેહુ ભ્રાતનો, દેખી પ્રગટ હવા શીવ તતખેવરે ૮
શીશ જટામા જાહાનવી, સુદર ભુખણ સર્પરે,
વામાંગે ઉમિયા સતી, એવો દીઠો રીપુ કદર્પરે ૯
ત્રિનેત્ર ને ત્રિશૂલ ત્ર્યબક, પાણ ધરે ત્રિપુરારીરે,
મખભ વાહન વિભૂત સર્વાંગે, વરદાતા નિરધારીરે. ૧૦

ગજ ચર્મ ઓઢણુ ગળે રૂદ્ર માલા, અસ્તી તણા આભ્રણરે,
શીંગી કોટે શોભે સદા, એહેવા દીન અશરણ શરણરે. ૧૧
ડાક ડમરૂ વાજે અભિનવુ, ભૂત પ્રેત ગણ નાચેરે,
કૈલાસ પતિ સદાશિવ કને, વિષ્ણુ બ્રહ્મા વર જાચેરે. ૧૨
તેત્રિશ કોડ શુ ઇંદ્ર છે આગળ, શેષ તણો પરીવારરે,
મધ્યાન સમે દર્શન હવુ, કેહે માગ માગ બે વારરે. ૧૩
ત્યારે બાંધવ બેહુ ચરણે લાગીઆ, સ્વામી અશરણના શરણરે,
પ્રથમ આપીએ એટલુ, પર હાથે ન પામીએ મરણરે. ૧૪
અપ તેજ વાયુ ને પૃથ્વી, અને પચમુ તત્ત્વ આકાશરે,
એ થકી અમો નવ મરૂ, એ મર્ત કોહો અવિનાશરે. ૧૫
શ્રી શભુ વળતા એમ વદે, મૃત વિનાનો નથી કોયરે,
એક વસ્તુ માગી લીઓ, જે થકી મૃત તમ હોયરે. ૧૬
બેહુ બાંધવ વળતા એમ વદે, અમો અન્યો અન્યે પાડીએ શરીરરે,
અતિ પ્રેમ છે આપમા, એમ વિચારે બહુ વીરરે. ૧૭
'અસ્તુ' કહી શિવ સચરા, પછે અસુર થયા બળવતરે,
દેવ દૈત ને માનવી, વશ કર્યા સર્વ ભુવનરે. ૧૮
સુર સર્વેને તે દમે, તે દાનવથી નાશે મારરે,
એવુ સુણીને બ્રહ્મા ગયા, વિષ્ણુ પાસે તેણી વારરે. ૧૯
જગતપતી જગનાથજી, જગદીશ કરો અમ સાહેરે,
શિવ વર થકી બળીઅ થયા, તેથી સુર સર્વે ગભરાએરે. ૨૦
એવુ સુણીને દીધી આગના, તમો પધારો નિજ ધામરે,
બ્રહ્મ સદન બ્રહ્મા ગયા, વિષ્ણુને કરી પ્રણામરે. ૨૧
પછે વિષ્ણુએ વનિતા વપુ ધર્યું, રૂપ તણો અપારરે,
પાએ અણુવટ વિછીઆ, વલી ઝાંઝરનો ઝમકારરે. ૨૨
ઝાલ ઝુમણા, મને ડુડલ, ધર્યા શોલ શણગારરે,
ચદ્રવદની મૃગનેણી, છે તેજ તણો અપારરે. ૨૩
તે વર્ણવી હુ નવ શકુ, મનમોહ પામ્યુ મહિપતિરે;
બેહુ બાંધવ મૃગયામા હતા, ત્યા આવી દેવ સતીરે. ૨૪
સુદર વરણી સુન્દરી, સોળ વરસની સુદરી માત્રરે,
નેન કટાક્ષે મોહ પમાડે, લીલા કરે મુનીના ગાત્રરે. ૨૫

કોકીલા સમ સ્વર નિકળે, જાણે મધુર ગાનરે;
થેઇ થથાર કરતી ચાલી, મારવા મોહ બાણરે. ૨૬
ભોગી ભૂપ ને ભામનિ દ્રષ્ટે પડી, વ્યાકુલ હવા નીરધારરે;
ધસ્યા વસ્યા, તૃષા થયા મોહના, એએ ઝાલ્યો જઇને હાથરે. ૨૭
બેહુ વીર એમ ચીંતવે, હું થઇશ એનો નાથરે;
પસુ કેહે સ્ત્રી મારી થજો, ઘોર તેને લેહરેરે. ૨૮
અતિ વલ્લભ એ મારી મારી, બેહુ જોદ્ધ એમ કહેરે;
ત્યારે નારી કેહે સુણોરે, જોદ્ધા સમાન દિશા સ્વરૂપરે. ૨૯
હું દેખી બેહુને મોહી, છતો તે વરજો ભૂપરે;
પસુ કેહેરે હું વરૂં, ઘોર કેહે મુજને કોડરે. ૩૦
ક્રોધ વશ બાંધવ થયા, જે મરખે મરખી જોડરે;
પસુ કેહેરે મંદ મતી, મેં વરી એ બાળારે. ૩૧
માત સ્થાનેક તારે થઇ, શું લવે છે મૂર્ખ કાલારે;
ઘોર કહે લઘુ ભ્રાતની સ્ત્રી, પુત્રી કેહે છે વેદરે. ૩૨
અલવે જોશે એને તો, મસ્તક થાશે છેદરે;
પછે વીર વઢવા તત્પર હવા, બેહુનાં પડયા શરીરરે. ૩૩
તે માટે સુણો તમો માતજી, કુશલ ન દેખું વીરરે;
જો કુશળ ઇચ્છો પુત્રને, તો કરો વચન અપ્રમાણરે. ૩૪
કુંતા કેહે ધર્મ જાણજે, હું તજીશ મારા પ્રાણરે;
સાગર સાત ને મેદની તે, આજ રસાતલ જાયરે. ૩૫
તોહે પુત્ર મહારૂં વચન તે, કેમે ન મિથ્યા થાયરે;
ધર્મ કેહે તુજ વાયકથી, પાંચો વીર વરશું એ નારરે. ૩૬

* * * * *

હરખ પામી કુંતા વદે, વારૂ થયો વિચારરે. ૩૭

વલણ.

વારૂ થઓ વિચારરે, એમ કુંતા માતા ઓચરેરે;
વચન સુણી મન હરખ્યા, ને માતા વાયક મસ્તક ધરેરે. ૩૮

## કડવું ૫૦ મું–રાગ રામગ્રી.

વૈશંપાયન બોલ્યા વાણજી, સુણ જનમેજય પરમ સુજાણજી;
દ્રુપદ કેહે સુત સાંભળ વાતજી, પૃથ્વીએ પડયા મારા હાથજી. ૧

ઢાલ.

હાથ એહુ પૃથ્વી પડયા જ્યારે, કન્યા લેઇ ગયો કાપડી;
રાજપુત્રી સંન્યાશીન્યાં, કેમ કાલ કાડશે આપડી. ૨
જેની સેવા કરે દાસી, અહર નિશ એક હજાર;
તે કોમલ કાયા કેમ રહેશે, કઠણ વંન મોઝાર. ૩
જેની કાંતિ કોટી રવી તપે, વિદ્યુત કરે વારણ;
કોણે મુખારવિંદ દીઠું નથી, તે કેમ રેહેશે અરણ. ૪
જનમથી તે આજ સુધી, પાગ ન મેહેલ્યો ધરણ;
તે કાપડી સંગે હીડતાં, શકે પામી હશે મરણ. ૫
જે ક્ષુધા તૃષાને સેહેવા, સમર્થ નથી લગાર;
તે ભિક્ષા સારૂ કેમ જીવે, કોમળ રાજકુમાર. ૬
જો કુશલ હોયે કન્યકા તો, વાલો સઘળો સાથ;
મઠ બાંધી તેને ઇહિાં રાખીશ, એમ કેહે નર નાથ. ૭
વળી પુત્ર તું ચતુર છે, પ્રીછજે તેની જાત;
પુત્રીને મુકી જાએ તો, વારૂ નીપજે વાત. ૮
જો સંબલ લેઇને જાય આંહાંથી, મેહેલી મુજ બાલ;
તો પુત્ર હું રીધસિદ્ધ આપું, એમ કેહે મહીપાલ. ૯
મારે મન ઇચ્છા હતી, જે આપીશ પારથ હાથ;
તે કર્મે કાપડી લખીઓ, એમ વદે દ્રૌપદી તાત. ૧૦
ઇચ્છા હોયે જગદીશની, તે થાએ આગળ કામ;
તું રેહેજે છાંનો ત્યાં જઇ, જ્યાં કર્યો હોય વિશ્રામ. ૧૧
પ્રોહીત ને પુત્ર પરવર્યા, પૂછતા તેની ભાલ;
ચક્રી તણે મંદીરે લહી, ઉભા રહ્યા તતકાલ. ૧૨
નિશા સમે કુંતા પ્રત્યે, ભીમ કેહે માંડી વાત;
દ્રુપદ મંડપમાં ગયા, રૂખી સંગ પાંચે ભ્રાત. ૧૩
અનેક રાજા દલપતિ તેણે, ન કર્યું સાચું પોણ;
પુત્ર તારા પારથ પાખે, મચ્છ પાડે કોણ. ૧૪
આ જુધિષ્ઠિરને પ્રતાપે, ગયો કુશલ કૌરવનાથ;
તે જીવતો જાતે નહીં, ગદા હુતી મમ હાથ. ૧૫

સેહેદેવ નકુલ તણું પ્રાક્રમ, આજ દીઠું પ્રૌઢ;
અમરમાં ઇંદ્ર શોભીએ, તેમ બલરામ સાથે જોડ. ૧૬
શ્રી કૃષ્ણજીને અમો દીઠા, તે તમારે પસાએ;
તે સાંભળીને હરખ પામ્યો, પ્રોહીત ને સુત રાએ. ૧૭
હવે જઇ કહું મુજ પિતાને, જે પોહોતી તમારી આશ,
એવે આવ્યા કૃષ્ણજી, માત કુંતા કેરી પાસ. ૧૮
કુંતાને ચરણે લાગ્યા, જુધિષ્ઠિરને કર્યો પ્રણામ;
ભીમ અરજુનને ભેટીઆ, શ્રી કૃષ્ણજી ને બલરામ. ૧૯
ચરણ લાગ્યા નકુલ સેહેદેવ, કૃષ્ણ બલને જાણ,
કુશલ પુછે સર્વને, ત્યા બેઠા સારંગપાણ. ૨૦

### વલણ.

બેઠા સારંગપાણ કેહે, તમો કુશલ દેખી પોહોતી રલી,
પ્રેમાનંદ પ્રભુ કેહે, કુંતા વનતી વદે એવુ સાંભળી. ૨૧

### કડવું ૫૧ મું-રાગ રામગ્રી.

સતી વલવલતાં ત્યાં કહે, નિજ કરમની વાત,
જદુકુલ માંહે અવતરી, કુંતીભોજ મુજ તાત. કુંતા૦
કુરૂવંશની કુલવધૂ, પાંડુ રાયની નાર;
પંચ પુત્ર મારે સહી, બળીયા છે અપાર. કુંતા૦
આંબલી પીપળી રમાડીઆ, બોલિયા જલમાંય;
સર્પ ડંશ કરાવીયું, વીખ દીધુ તાંહ. કુંતા૦
લાખનાં મંદિર પ્રજાલીઆં, વલી ગયાં વન માંય;
રાક્ષસને હાથે ચડ્યાં, તુંને લાજ ન થાય. કુંતા૦
વિશ્વંભર નામ કેહેવાડીયું, અમો વિસર્યા નાથ;
આગે સેવક અનેકને, તેં દીધો હાથ. કુંતા૦
અન માગી સુત લાવે છે, સાંભલો મહારાજ,
એવું જાણીને નાથજી, શે ન આવે લાજ. કુંતા૦
અભાગણી આજ હું સતી, નથી બીજી કોય,
એહેવું કહીને કૃષ્ણ, ને કુંતાજી ત્યાં રોય. કુંતા૦

તારે કૃષ્ણ કેહે માતા હાને, દુ ખનો થાશે ઉપાય,
કુશલ છે પાચ ભ્રાતને, તો નવ રિધી રેલાય. કુતા૦
રાજ મર્વ કૌરવ વશનુ, આ જુધિષ્ઠિર કરેશ,
એ સાથે દ્રેષ આણશે, ભીમને પ્રહારે ને મરેશ. કુતા૦
અર્જુનને બાણે કરી, સર્વની જાશે ઠેસ,
માદ્રી સુત બલીયા બહુ, જુધે જીતશે દેવેશ. કુતા૦
દ્રુપદ સુતા પારથ વર્યો, મર્વે જાણી વાત,
કારવ પતિ ઝાખો થયો, ગયો લજ્જાની સાથ. કુતા૦
કુતા કેહેરે નાથજી, મુજ વચનથી બાલ,
એ કન્યાને પાચે વરે, તમો કોહોની ગોપાલ. કુતા૦
તવ શ્રીહરી વાણી બોલીઆ, પાલો માત વચન,
મત સત કરી હુ કહુ, ભુંડુ ન હોયે એકો તન. કુતા૦

વલણ.

એવુ કહીને કૃષ્ણ બલી, દ્વારામતી વલીઆ,
ભવ્ય ભયાનક વાત સાભળી, દ્રુપદ તન બહુ કલકલીઆ.

કડવું પર મું-રાગ સામેરી.

પુત્ર પ્રોહીત આવ્યા, રાય દ્રુપદ કેરે પાસ,
કન્યાને લેઇ જઈ રહ્યા, તે ચક્રીને નિવાશ. ૧
પુછતા અમો જઇ રહ્યા, ચક્રી તણે તે ઘેર,
શયન કીધુ એક શાતરે, તે કહુ માડી પેર. ૨
માત કેરા ચરણ આગલ, મેહેલી ભિક્ષા સર્વ,
ત્યારે વધૂ તેડી પ્રેમસુ, મન માહે નહીં કાઇ ગર્વ. ૩
કહું આજથી એ કામ તુજને, મેં શોપીયુ જાણ,
અન મર્વે તમો વેહેચો, મુજ વાયક પ્રમાણ. ૪
રે પુત્રી આ અન મુજને આપો, પછે કરો બે ભાગ,
એક ભાગ આપજો ભીમને, જેની ભુખ અથાગ. ૫
એક ભાગ માહે ભ્રાત ચારે, પાચમી વધુ તુ જાણ;
એમ અન પ્રાશન કર્યું, માતનું વચન પ્રમાણ. ૬

પછે શીધ્રે સુતાં માતજી ને, ચરણે સુતી નાર;
એમ સર્વે પોઢીઆં પછે, બોલ્યો વાયુ કુમાર. ૭
કહું માત કુંતા સાંભલો, અર્જુને વેધ્યું પોણુ;
જુધિષ્ઠિરના વચનથી, દુરજોધનના રહ્યા પ્રાણ. ૮
માદ્રી સુતે રણ વીખે, આજ જુધ કર્યું અપાર;
તે સાંભલીને પિતા મુજને, હરખે ન સુઝે અન્ય વિચાર. ૯
એ પાંડુ કેરા પુત્ર પાંચે, પાંડવ કહીએ જેહ;
માતા કુંતા સાથે છે, તેમાં નહીં સંદેહ. ૧૦
શ્રી રામ કૃષ્ણ બેહુ મલીને, કુશલ પુછી વાત;
માત કુંતાને નમ્યા પછે, મલ્યા પાંચે ભ્રાત. ૧૧
જનુની કેહે જેમ પુત્રને, તેમ વદે કુંતા માત;
મુન્ય ગ્રહી શ્રીકૃષ્ણ રહ્યા, પછે હલવે કહી એક વાત. ૧૨
કહ્યું ફોઇ સાંભલ આજથી, હાવે સર્વ શીઝયાં કાજ;
ભીમ અર્જુન પ્રતાપે, તમો પાંમશો કુલ રાજ. ૧૩
ધર્મ રાયના સત્યથી, સુખ પામશો અપાર;
સેહેદેવ નકુલ અતિ-બલીઆ, છે માદ્રીના કુમાર. ૧૪
હાવે સાહે થઇ દ્રુપદ તણી, વલી પામ્યા સુંદર નાર;
ભીમ આગલ સર્વે કૈરવ, જેમ હસ્તી આગલ તુખાર. ૧૫
એવું કહી ગોવિંદ ગયા, અમો આવ્યા તમારે ચરણ;
આશા તમારા મન તણી, પુરી શ્રી અશરણ શરણ. ૧૬
એવું સુણીને રાયને, મન હવો હરખ અપાર;
પ્રાતઃકાલે સર્વે જણાશે, એમ કરે રાય વિચાર. ૧૭

વલણ.

રાય વિચારે મન ઘણું, સત્ય જણાશે પરમ નિધાનરે;
દ્રૌપદીના ભાગ્યોદયને, માને મોહુ વરદાનરે. ૧૮

કડવું ૫૩ મું-રાગ દેશાખ.

પ્રાતઃકાલ થયો જ્યારે, સભાસદ આવ્યા ત્યારે;
નાના વિધની રચના, સર્વ કરતા હવારે. ૧
ધૃષ્ટદ્યુમ્નને રાજા કેહે, અરે પુત્ર બુધ બહુ લહે;
ત્યાં જાઓ, જ્યાં રહ્યા સમ્બન્ધી આપણારે. ૨

### ઢાલ.

સમધીને તમો તેડી આવો, વાર જુગતે તંન;<br>
આહાંથકા તમો લેઇ જાઓ, વિવિધ ભાત વાહંન. ૩<br>
અશ્વ ગજ રથ ને શિબીકા, સંગે લઇને બાલ;<br>
જાહાં રહ્યા છે પાંચે બાંધવ, તાંહાં જાઓ તતકાલ. ૪<br>
પ્રણામ કરી પાંચે કુંતાને, કેહે સાંભલ સાચું માત;<br>
તમ દરશનથી થઆ કૃતારથ, સત્ય સત્ય એ વાત. ૫<br>
પાંચે જન પ્રણામ કરીને, બેઠા જેણી વાર;<br>
આમંત્રણ અર્થે રાય દ્રુપદે, મંત્રિ મોકલીઆ નિરધાર. ૬<br>
સહકુટંબ માતા સાથે, વેગે પધારો પાંચે વીર;<br>
આરૂઢ અર્થે વાહન આવ્યાં, સજ થાઓ રણધીર. ૭<br>
ધર્મ કેહે અમો અરણ્યવાશી, વનમાં અહરનીશ રહીએ;<br>
વાહને આરૂઢ થવાની ગત, અમો તે શી લહીએ. ૮<br>
રાજસભામાં અમો શીદ આવું, શું પડયું અમારૂં કામ;<br>
ભોજન અંતે વનમાં જાશું, મેહેલી તમારૂં ગામ. ૯<br>
ધૃષ્ટદ્યુમ્ન વાણી એમ બોલે, તમ દરશન અર્થે રાએ;<br>
તેડે છે મોહ પ્રીત ધરીને, લેહેવા તમ મહીમાએ. ૧૦<br>
ધરમ રાજા એણી પેર બોલ્યા, સાંભલો રાજકુમાર;<br>
તમો રાજા અમો વનવાશી, સાંહાનો છે વેહેવાર. ૧૧<br>
રાજ સભામાં કામ નથી, અમો નગર તજી વન જાસું;<br>
રાજાને મલવાં નહીં આવું, અરણ્યવશી સુખી થાસું. ૧૨<br>
હાવે જોવાને તેડો તે, મિથ્યા કરવો શ્રમ;<br>
પ્રથમ જોઇ જ્ઞાત રૂપ સભામાં, કરાવત પ્રાક્રંમ. ૧૩<br>
પ્રાક્રમ બલથી કન્યા લીધી, હાવે જોએ શું થાએ;<br>
અરણ્યનિવાશી અમો સદા, માટે મહેલો શોચજી રાએ. ૧૪<br>
જલપાન કરી નીજ ઘર પૂછે, ચતુર તેને નવ કહીએ;<br>
ઇશ્વિરનું કીધું હોય તે સત, કમીના તેમાં ન લહીએ. ૧૫<br>
ધૃષ્ટદ્યુમ્ન વલતો એમ બોલે, સાંભલો સત્ય સ્વરૂપ;<br>
જે છો તે અમારા પ્રભુ છો, સકલ પ્રથ્વીના ભૂપ. ૧૬

શણગાર ધરીને વાહને બેશે, પાંચો જાણસું ભાત;
કીપા કરો સભામાં આવો, ઇચ્છે છે મમ તાત. ૧૭
ધરમરાય કેહે અમને દેખી, દ્રુપદ ધરશે લાજ,
અમો કાપડી અરણ્ય નીવાશી, તમો મોટા મહારાજ. ૧૮
શા માટે સ્વામી અન્યા બોલો, શે દ્રુપદ મન લાજે ?
નામ કુલ તમારાં પ્રાક્રમથી, સદા સર્વદા ગાજે. ૧૯
સદા કાલ મન રાએ ઇછતા, તે થઉં પુરણ કામ,
અતિ આનંદ પ્રગટો સરવને, લહી તમારૂ નામ ૨૦
ધરમ કેહે અમો નામ કશા, ભિક્ષા તણા અમો આહારી,
ભગવાં દેખી શુ સુખ પામો, કોહો મુને વિચારી. ૨૧
તમ તણા શણગારે ને વાહનથી,કાજ ન અમ સિદ્ધ થાય,
તે માટે સરવ લેઇને જાઓ, કહો જુગતે દ્રુપદ રાય. ૨૨
અરે પ્રભુજી મયા કરો, અમો છઉં તમારા દાસ,
ચરણે નમીને કહે ધૃષ્ટધુમ્ર, પાવન કરો અવાસ. ૨૩
પછે અનેક ભુખણ ભાત ભાતના, અગ ધરે સર્વ વીર;
કુંતા દ્રુપદીને ભાત ભાતના, પેહેરણ કારણ ચીર. ૨૪
વિવિધ વાહન વિવિધ ભુખણ, સજ થઓ સર્વ સાથ;
હસ્તિ ઉપર ધરમ બેઠા, જાણે અમરપુર નાથ. ૨૫
રથે જઇ બેઠા ભીમ અરજુન, સેહેદેવ નકુલ સુકાય,
એક રથ બેઠા બેહુ જણ, પ્રોહીત ધ્રુષ્ટધુમ્ન હરખાય. ૨૬
શિબીકા બેએ બેઠાં, કુંતા ને દ્રુપદી સાર,
વાજીત્ર વાજતે સાચરા, ત્યારે વરતો જેજેકાર. ૨૭
નગર નિવાશી જન સહુ હરીઆ, ધનરે દ્રુપદરાય;
ભલા સગા થયા તાહારે, ભાયગે નહીં વરણાએ. ૨૮
કો કેહે દેવ કો કેહે ગાંધ્રવ, નાગપતિ તુષ્ટમાન,
નર માત્ર તે નયણે નીરખે, પણ એહેવા ન દીઠા કાણ. ૨૯

વલણ.

નરપતિમા નથી કોઇ એહેવા, અમર તણાપતિ કહીએ;
હરખ વાધ્યો રાયને મોટો, એ દીઠે કૃતારથ થઇએ. ૩૦

### કડવું ૫૪ મુ–રાગ ધન્યાશ્રી.

રાજદ્વારે જઈને ઉતરા, વેગે પામ્યા વીરજી,
દ્રુપદરાએ તેણે સમે, મનમા લેખવા ધીરજી. ૧
વિચિત્ર ભાતની સભા રચીને, બેઠા દ્રુપદ રાએજી,
આસન બીજુ પાસે મંડાવ્યુ, હઈડે હરખ ન માએજી. ૨
રાએ જુધિષ્ઠિર આવી બેઠા, રાજા ન ગણ્યો મનજી,
આજ્ઞા થકી ભીમસેન બેઠા, પાસે બેઠા અરજુનજી. ૩
માદ્રી સુત રહ્યા સેવા તત્પર, માત વધૂ તેની પાસજી,
દ્રુપદની સ્ત્રી ચરણે લાગી, કુંતાએ દીધી આશજી. ૪
પુત્ર પતિ તુજ કુશલ હજો, વળી સરવ કુટંબજી,
નાના જગન કરીને બાઈ, સતોખો બહુ લંભજી ૫
ભીમસેન તાહા ગદા ઉઠાવે, હેતે જુએ નગનારીજી
કૌરવ કુળ નીકંદન કરીને, ગર્વ સર્વના ઉતારીજી ૬
પારથ અસ્ત્ર ધરી સભામા, નીરખે હરખે મનજી,
તેમ તેમ રાજા આનંદ પામે, ધન્ય ધન્ય જગજીવનજી. ૭
મંત્રીને રાજા મળી નિશ્ચય કીધો, સહી પાડુના તનજી,
પુછવાનુ કાંઇ કામ નથી રે, એમ વદે દ્રુપદ રાજનજી ૮
સેવકે આણી આસન માડુ, કનકતણુ તેણી વારજી,
રાએ જુધિષ્ઠિર પ્રતે દ્રુપદ, સ્નેહે કરીને જુહારજી. ૯
ઉઠો પ્રભુજી સમે થયો, તેલ મર્દન કરાવો ભૂપજી,
ધરમરાએ સુવર્ણ આસને બેઠા, જાણે ઇંદ્ર સ્વરૂપજી. ૧૦
સારે પુડે પૃથક્ પૃથક્ સરવે, મરદન અંગે કરાવ્યુજી,
સ્નાન સંધ્યા રૂડી જુગતે કીધા, જોઇ દ્રુપદ મન ભાવ્યુજી. ૧૧
પાચે આસને થાલ સોનાનુની, મંડાવી દ્રુપદ રાએજી,
મંદિર માહે ભોજન કરવા, બેઠા કુંતા માએજી. ૧૨
નીતિ શાસ્ત્રે ભોજન લખુ તેમ, કરી આવ્યા સભા મોઝારજી,
રાજા કહે હુ ઇચ્છ્યુ પામ્યો, એ સહી પાંડુ કુમારજી. ૧૩
ચતુર શિરોમણી ચરણે લાગ્યો, કીપા કરો કહુ તમનેજી,
કુલ ગોત્ર ને નામ તમારા, પ્રભુ સંભળાવો અમનેજી. ૧૪
તમો વચન સુણીને માહારે, મન માહ નિશ્ચે થાશેજી,
દુઃખ માહારા તણા રાએજી, દુઃખ શોક સર્વ જાશેજી ૧૫

રાએ જુધિષ્ટિરે મેહેદેવજીને, આજ્ઞા આપી ત્યારેજી;
દ્રુપદ રાએ જે તમને પુછે, તે કોહો પ્રેમે વિસ્તારેજી. ૧૬
મેહેદેવ કહે રે ભરતવંશમાં, શંતનું પુત્ર પાંડુ રાએજી;
તેહના પુત્ર રાએ જુધિષ્ટિર, જે દેવે કળ્યો નવ જાએજી. ૧૭
તેહ થકો કનીષ્ટ તે ભીમસેન,આ બાહુ બલીઓ બળધારીજી;
કૌરવી સેના નગર તમારે, ક્ષણું એકમાં મારીજી. ૧૮
નર તણો અવતાર ધનંજય, એ નારાયણુની જોડજી;
રાય સરવ દેખતાં મચ્છ પાડયો, ને પુર્યા તમારા કોડજી. ૧૯
નકુલ તણાં પ્રાક્રમ અતિ પ્રોઢાં, મરવ કો જાણે છે મનજી;
માત કુંતા મંદિરમાં છે, આ દેહ માદ્રીનો તનજી. ૨૦
ચંદ્રવંશી ને વાશ હસ્તિનાપુર, ધર્મની આજ્ઞા ગાજેજી;
એવું સુણીને રાજા દ્રુપદ, લાગ્યો ધરમને પાજેજી. ૨૧
ધન્ય ધન્ય જનમ થયો મારો, ઇચ્છા વર હું પામ્યોજી;
આજ થકી તે જનમ સુધી, દુઃખ શોક મુજ વામ્યોજી. ૨૨
શુભ મંદિર ઉતારા આપ્યા, આનંદે રાજાનજી;
સેવા કરવા અર્થે મુકયા, પચ પોતાના પરધાનજી. ૨૩
રાય પુછે લાખા મંદિરથી, કેમ છુટયારે સ્વામજી;
નારાયણુની કૃપા થકી, અમો ઉગરીઆ તે ઠામજી. ૨૪
એવું સુણી મન હરખ ધરીને, ઉતારે સર્વ જાયજી;
દિવસ બીજે સભા રચી, મહીમા નહીં વર્ણાયજી. ૨૫

વલણુ.

મહીમા નહીં વર્ણાય મુજથી, કોડે પાંડુ સુતતણો;
રાય દ્રુપદ હરખો મને, આનંદ વાગ્યો અતિઘણો. ૨૬

## કડવું ૫૫ મું–રાગ રામગ્રી.

સભા સરવ આવ્યા લોકજી, આનંદ વાધ્યો મન નહીં શોકજી;
તે મધ્યે જઇને બેઠા ધરમ રાજનજી,પ્રોહીતે પુજા કરી દઇ બહુ માનજી. ૧

ઢાલ.

માન દઇને કરી પુજા, પાંડુ તનની જાણ;
પ્રણામ કરીને રાય દ્રુપદ, ઉચરયો મુખ વાણ. ૨

સ્વામીજી આજ દિવસ શુભ, શુભ નક્ષત્ર ને શુભ વાર,
જો મન આવે તમારે તો, પાણી ગ્રહણ કરાવુ સાર. ૩
ધરમ કહે દ્રુપદને પ્રથમે, આદરવુ એ કાજ,
પછી વરસે ભ્રાત સઘળા, સુણોજી માહારાજ. ૪
રાય કહે તો અતિ ભલુ, જો તમો વરો એ બાલ,
તો તો હુ આનદ પામુ, એમ કહે મહીપાલ ૫
ધરમ કહે એકેક પુઠે, સઘળા વરસુ ભ્રાત,
દિગ્મૂઢ થઇ આભો બન્યો, જવ સુણી એવી વાત. ૬
અરે સ્વામી અધરમ કા વદો, તમને ન ઘટે એહ,
ધરમ મુખથી એ નિશરે, એ મોટો છે સદેહ. ૭
નાર બહુ એક પુરૂષને, એવુ સુણ્યુ છે કાન,
એક સ્ત્રી બહુ પુરૂષ વરે એ નવુ કૌતક રાજાન ૮
એ અધરમ કેમ કરશો પ્રભુ, તમો ધરમ કેરૂ ધામ,
એ કહેવા જોગ તમો નથી, એ નિચ જનનું કામ ૯
ત્યારે જુધિષ્ઠિર વાણી વદે, સાભલો રાજા વાત,
અમો પાચે મલીને બધ કીધો, સાનિદ્ધ કુતા માત ૧૦
જેહેને જે જડે તે પેહેલે, ધરે માત આગળ વીર,
પછે પાચો જણ વેહેચીને, લીજે સરખે સરખુ ધીર ૧૧
અરજુન એકલો કેમ વરે, મત રાખવુ આજ,
જેહેનુ વચન મિથ્યા થયુ, તેહેનુ જીવવુ ધિક્ક મહારાજ ૧૨
રાય ભેદ નથી સાભળ્યુ, બહુ પુરૂષને એક નાર,
આગે સદા ચાલ્યુ આવે એમ વદે ધરમ કુમાર ૧૩
ત્યારે દ્રુપદ કેહેરે રાયેજી, મુને ઉપજે ફીકર શોક,
એહેવુ તો થાશે નહીં, પણ હાસ્ય કરશે લોક. ૧૪
પ્રતિવ્રતા ને બે પુરૂષ, કેહેતા જીવ તતક્ષણ જાએ,
તો પાચ પુરૂષ મુજ પુત્રીને, એ કીશે છે અન્યાએ ૧૫
ત્યારે ધરમ કેહે ગૌતમ વશે, જટીલા કન્યા સાર
ને વાત લહી હશે તમો, તેહેને પુરૂષનો નહીં પાર ૧૬
જો અન્યાએ જાણો છો તો, હમે સહી કરવુ કાજ,
માતા કેરૂ વચન પાલવુ એ ધરમ મોટો આજ ૧૭

દશ મહત ગુરૂ મધે, માત તાત પેહેલાં ગણાએ;
તેહેનું વચન મિથ્યા કેમ કરૂં, એમ કેહે જુધિષ્ટિર રાએ. ૧૮

વલણ.

એમ કેહે જુધિષ્ટિર રાએરે, હું વચન મિથ્યા નહીં કરૂં;
પ્રેમાનંદ પ્રભુ માતા વાએક, સદા કાલ મસ્તક ધરૂં. ૧૯

કડવું ૫૬ મું-રાગ સામેરી.

રાય દ્રુપદ ઘણું દુઃખ ધરે, માહારે કોણ ઉપનું કરમરે;
પાંડવ જાણી આનંદીઓ, પણ મેં નવ જાણ્યો મરમ.
હાવા કેમ થાશેરે.
આજ શોક સમુદ્ર માંહે પડયો, માહારી કોણ કરશે વાહારરે,
માહારી સતી શીરોમણ કુવરી, કેમ પામે પંચ ભરતાર. હાવા૰
રાએ મુખે તો બોલે નહીં, પણ રૂદયા ફાટી જાએરે;
તેણે સમે વ્યાસ આવીયા, અતી આનંદ છે મન માંહે.
વાત સિદ્ધ થાશેરે.
ચરણે નમ્યો પ્રેમે કરી, આશન આપ્યું તેણી વારરે;
રૂખીને ચરણે સહુ નમ્યા, પણ કો ન કરે ઓચાર. વાત૰
પછે રાય દ્રુપદ બોલીઓ, રૂખીને કરી પ્રણામરે;
અમ પુત્રીનું કારજ કરો, મયા કરી મમ સ્વામ. વાત૰
એક પતિ વ્રત સાંભળ્યું, જે સતી શીરોમણ હોયરે;
બહુ પતિને કેમ વરે, માહારી લાડલી ગોહે. વાત૰
ત્યારે વ્યાસ કેહે ધરમરાએ, શી ગત માંડી આજરે;
ધરમ ધોરીંધર કાહાવો છો, એ વાતનો કરો તમો તાજ. વાત૰
પછે ધરમ કેહે પ્રભુજી, એ આધે ચાલ્યો આવે ધરમરે;
મેં માત વચનને પાલવું, તે લહ્યો છે મરમ. વાત૰
ગૌતમ રૂખીના વંશમાં, કન્યા એક જટીલા સારરે;
તેહેને બહુ રૂખી વર્યા હુના, પ્રભુ જાણો છો નિરધાર. વાત૰
પીતા તણી આજ્ઞા થકી, રામે હણ્યા માત ને ભ્રાતરે;
તો કુંતાનાં વાએક થકી, અમો સહી કરવી એ વાત. વાત૰
ત્યારે વ્યાસ કેહે કુંતા પ્રતે, કાં કરાવો હાહાકારરે;
કુંતા કેહે જુઠું વદે તે, પડે કુંભીપાક મોઝાર. વાત૰

વ્યાસ કેહે જુગ થકી જો, આગલ થાએ કામરે
તો કહુ કુંતા સાભલ તુને, પ્રસાન થાએ ઘનશામ. વાત૦
કુંતા કેહે માહારો દેહ તજુ,પણ વાએક ન મિથ્યા થાએરે,
ગ્નાન દૃષ્ટે વ્યાસે જોયુ પછી, તેડયો દ્રુપદ રાએ
મુનિ મર્મ વાત જણાવેરે
એ આગતણુ કૌતુક છે સહી, નવુ નથી સુણ ભુપતિરે,
તે માટે પાચે વરે તેમા, મારી માનો સમતિ મુનિ૦
પછી વ્યાસ કેહેરે એમ મર્મે, નિમિખા અરણ્ય મોઝારરે,
એક રૂખી સર્વે તપ કરે, ત્યાહા અધરમ નહીં લગાર. મુનિ૦
અંત ન પામે માનવી, તેણે અમર વિસ્મે થાએરે,
સૂરજ દેવ ને ચદ્રમા વલી, ઇંદ્ર સ્વર્ગનો રાએ મુનિ૦
સરવ મલી ત્યાહા આવીઆ, શ્રી બ્રહ્મા કરે પાસરે,
ચરણ લાગી કહે તાતજી, અમને તમારી આસ મુનિ૦
માનવી કો મરતુ નથી, અમર થયા સર્વે કોયરે,
અમર ને માનવી વચ્ચે, પ્રભુ અતર તમથી હોય મુનિ૦
બ્રહ્મા કેહે ધરમે માડયુ, એક અદ્ભુત કેરૂ કામરે,
તે જમ તણે અતે સહી એ, કેડશે સહુનો ઠામ મુનિ૦
પછે ચરણ લાગી ઇંદ્ર ચાલીયા,જ્યાહા અદ્ભુત કરે ધરમ રાએરે,
ગર્વ સહીત માર્ગ જતા, કૌતક દીઠુ ગગા માહે મુનિ૦
હેમ કમલ વેહેતુ ચલ્યુ, તેહેની શોભા તણો નહીં પારરે,
આજ લગી મે દીઠુ નથી, જેહેને પાખડી એક હજાર મુનિ૦
માહારી વાડીમા મધ્યે છે નહીં, હુ કોણ્ટ સ્વર્ગનો સ્વામરે,
તે માટે આહાથો જઇને, જોઉં એહેનો ઠામ મુનિ૦
ઉપકંઠે ગગા તણે આવ્યો, જેમ જળહીન છે મીનરે,
આગળ જતા દ્રષ્ટે પડી, કો નાર ગગાજળે લીન. મુનિ૦
તે જળે રહી રોદન કરે, પડે આસુ કેરી ધારરે,
ગગાજલને સગમે થાએ, હેમ કમલ સાર મુનિ૦
ઇંદ્ર ચાલી પાસે ગયા, તેહેને પુછવા લાગ્યો એમરે,
શું દુખ છે તુને માનની, તુ રોદન કરે છે કેમ મુનિ૦

### वलण.

रोदन करे छे कामनि तुं, केहे कारण मन स्थिर थइ;
भट प्रेमानंद केहे एहेवुं सांभळी, ते नार तव रोती रही.

### कडवुं ५७ मुं-राग गोडी.

नारी वलती ओचरेरे, ताहारे पुछवानुं होय काज;
तो अमारे संगे परवरोरे, ज्यहां हु जाउंरे आज. १

### ढाल.

संग आवो माहारे, जो पुछवानो होय अर्थ,
नारनी साथे अमर राजा, परवर्यो समर्थ. २
गीरीराजने शीखर गई, ताहां प्रोढ हेम आवाश,
शोभा शी कहुं तेहेनी, ज्यां सुरज कोटी प्रकाश. ३
रतनमय एक आशने, दिव्य पुरुष बेठो सार;
शी शोभा वरणवुं तेहेनी, केहेता न आवे पार. ४
तेहेने अमरपतिए नीरख्यो, मनस्युं विचारे वीर;
त्रिलोक वस छे माहारे, हुं धनुरविद्यानो धीर. ५
ए मुजने ओलखतो नथी, शो गर्व धरे छे मन;
फोकट मारे गर्व धरवो, एम विमासे राजन. ६
एहेवी इंद्रनी वृत्तिसांभली, पछे हास्य कीधुं लगार;
जड रुप थईगयां अंग सघळां, हेलां मात्र मोझार. ७
ते ठामथी हाले नहीं, तव वाणी बोली नार;
अरे इंद्र तुं सांभळजे, कहुं मम रोदन सार. ८
अहीं गर्व माया मोह मच्छर, क्रोध ने अहंकार;
एटलां वांना आ थानके, आवे निरधार. ९
इंद्र केहे में अणु लहे, जो गर्व धर्यो होय मन;
ते क्षमा करजो दीन जाणी, तमो पतीत पावन. १०
पछे नारे पाणी ग्रही, छांटीओ ततखेव;
अमरपति विनवे घणुं, तमो देव केरा देव. ११
नार कहे आ बील द्वार, उघाडो ततकाल;
ते वचन सुणीने उघाडीयुं, जई अमरना महीपाल. १२

પેશ ભવ સીત્ર થઇ, આગળ છે માહાદેવ,  
થરથર ધ્રુજે અંગ સઘળા, ઇંદ્ર નિહાળે તત્ખેવ ૧૩  
નીતમેઘને નિરખિયા ને ઇંદ્ર બીજા ચાર,  
મનમાંહે કંપે અતિ, રાંક વિનવે વારવાર ૧૪  
પેશ પેશ તું બીન મરે, છુટકું નથી જાણ  
ઇંદ્ર વળતો એમ કહે, ન લહ્યા પુરૂષ પુરાણ ૧૫  
તારે ઉગ્રધનવા એમ કહે, જો પામે જણ અવતાર,  
માનવીયોનિમાં અવતરો, અને કરો લોક મઝાર ૧૬  
દાસના અમો દાસ છું, અનુગ્રહે આપો દેવ.  
માનવીયોનિમા અવતરૂ અમર વીરજથી અવસ્યમેવ ૧૭

વલણ.

અનન્યમેન આપો પ્રભુજી, વળી વળી લાગું ચરણ  
ભટ પ્રેમાનંદ કહે ઇંદ્ર વિનવે, મુને આપજો શુભ શરણ ૧૮

કડવું ૫૮ મું—રાગ રામગ્રી.

વળતા બોલ્યા શિવ વચનજી, અમથકી તમો થાશો ઉત્પન્નજી,  
ધરમ મારુત ઇંદ્ર અશ્વની કુમારજી તેના વીર્ય ધરો અવતારજી ૧

ઢાલ.

અવતાર ધરશો અમરસીર, ને માનવી થાશે માત,  
સંગ સાથે કૃષ્ણનો, જે જગત સરવનો તાત ૨  
ત્યારે ઇંદ્ર કહેરે સ્વામિજી, કામની કારણ શાપ,  
તોહે તે પામ્યા નહીં, આભગો વિશ્વ વ્યાપ ૩  
ત્યારે ઇશ કહે એ કામની તે પામો જનની નાર  
બીનથકી કાઢી જાઓ વેગે, ધરો મહી અવતાર ૪  
પછી નારને સંગે તેડીને ઉગ્રધન્વા જાએ,  
જાહાનવી શું બેસ બિરાજે, ત્યાં ગયા શિવરાયે ૫  
શિવે ગત કહી સર્વ વિષ્ણુને, અવિધ નિપનું કામ  
સુણી કેશ દ્વે ચુંટી નાખ્યા, એક શ્વેત એક સ્યામ. ૬  
સ્યામ તે લહો કૃષ્ણજી, બળદેવ તે લહો શ્વેત  
પાંચ પાંડવ ઇંદ્ર છે, તે વ્યાસે કહ્યો સંકેત ૭

નાર તે તો લક્ષ્મીરૂપે, જે તમારે ઘેર બાલ;
વહનીમાંથી ઉપની, તે કારણથી મહીપાલ. ૮
શાપ વિના માનશી જોને, શે ધરે અવતાર;
વહનીમાંહાંથી પ્રગટ થઇ, તે કીપા શ્રી ત્રિપુરાર. ૯
વ્યાસ પેર પેર પ્રીછવે, પણ રાયને ન આવે મંન;
કીપા કીધી વ્યાસજીએ, જુએ દીવ્ય લોચંન. ૧૦
મુગટ શીર આભ્રણ પેહેર્યા, રૂપનો નહીં પાર;
દ્રષ્ટ થોભી શકે નહીં, એહેવો તેજનો ઝાતકાર. ૧૧
તેહ તણી ઘરણી દ્રુપદી, તે દીઠી દ્રુપદ રાએ;
કૃષ્ણજી બલદેવ દીઠા, વલી દીઠા શિવરાએ. ૧૨
પછે ચરણે લાગ્યો વ્યાસને, રાએ દ્રુપદ તેણી વાર;
પુરાતન એ સર્વથા છે, નથી વાક પાંડુ કુમાર. ૧૩
સ્વામી કીપાથી સર્વ પ્રીછ્યું, દેવ કૃત્ય એ જાણ;
વ્યાસજી વલતા દ્રુપદ સાથે, વદે મધુરી વાણ. ૧૪
એ કન્યાની ઉત્પત્ય તુંને, વળી કહું સુણ રાયે;
પૂર્વે પુત્રી તપોધનની, જે હતી સુંદર કાયે. ૧૫
પતિ કો ન આવે દ્રષ્ટે, પછે આરાધ્યા શિવ ભૂપ;
પ્રસંન કીધા મહાદેવને, જેનું મહા સુંદર રૂપ. ૧૬
શિવરાજ કહે કાંઇ માગ તું, જે કાંઇ ઇચ્છા આવે મંન;
પતિ આપો, પતિ આપો, પંચવાર કહું વચન. ૧૭
અસ્તુ કહી સદાશિવ કેહે, તાહારે હશે પંચ ભરથાર;
ત્યારે કન્યા કેહે હું એક માગું, પંચ ન હોય ત્રિપુરાર. ૧૮
મહાદેવજી કેહે એક નામે, પાંચ ધરશે રૂપ;
અતિ જોધા પ્રાક્રમી, તે હોશે ભૂતલ ભૂપ. ૧૯
એ પુત્રી તાહારી કન્યકા, પાંચ એ ભરથાર;
માટે રાએ દ્રુપદ વેહેવા કર, મો કરીશ મન વિચાર. ૨૦
પછે દ્રુપદે સામગ્રી કરી, ને વિનવ્યા ધરમ રાએ;
પછે ધૌમ્ય રૂખીના આગન્યાંથી, સામગ્રી સર્વ થાએ. ૨૧
પ્રથમે જુધિષ્ઠિર પરણીઆ, સઘળી કીધી રીત;
જેજેકાર વરતી રહ્યો, દ્રુપદ પામ્યો પ્રીત. ૨૨

અકેક દિનને આંતરે, પાંચે પરણ્યા વીર;
સભા માંહે એક દિન સઘલા, દ્રુપદે તેડયા ધીર. ૨૩
પેહેરામણી રાજાએ આપી, પાંડુ પુત્રને સાર;
પ્રથક જણને દાન મોત્રણનાં, આપીઆ દાસ અપાર. ૨૪
દશ દશ હસ્તિ શત શત દાસી, મેહેસ્ત્ર સેહેસ્ત્ર તોખાર;
ગામ દશ દશ આપીઆં, વલી ધનના ભંડાર. ૨૫
રત્ન વસ્ત્ર બહુ કુરૂ શાથને, કુંતાજીને જાણ;
રાએ દ્રુપદે આપીઆં, તેહેનું શું કરૂં વિખાણ. ૨૬

વલણ.

શું કરૂં વિખાણરે, નાના દાન આપ્યાં ઘણાં;
દાસદાસી ગરથ ભંડાર દીધા, ઘર આપ્યાં રહેવા તણાં. ૨૭

કડવું ૫૯ મું–રાગ રામગ્રી.

પહેરામણી આપી દ્રુપદરાએજી, તેહ તણો પાર ન થાએજી;
બહુ ભુખણ ને રત્ન અનેકજી, મુકતા હાર આપ્યા અનેકજી. ૧

ઢાલ.

વિવેકે જુગતે આપીઆ, બહુ રથ ને તોખાર;
પછે કુંતાજીને પાએ લાગી, દ્રુપદ કેરી નાર. ૨
દ્રુપદી વેગે આવીને, કુંતાને કર્યો પ્રણામ;
આશીશ દીધી દ્રુપદીને, કુંતાએ તેણે ઠામ. ૩
શશીને જેમ રોહેણી, આદીત રાંદેલ જાણ;
વહનીને જેમ સ્વાહા છે, લક્ષ્મિને સારંગપાણ. ૪
વશિષ્ઠને જેમ અરૂંધતી, કુબેરને નિધિ નાર;
નલરાયને જેમ દમયંતી, જેહેના રૂપ તણો નહીં પાર. ૫
હરીશ્ચંદ્ર તારાલોચની, સીતાના શ્રીરઘુનાથ;
ઇંદ્રાણી જેમ ઇંદ્રસુ, પાર્વતી સદાશિવ સાથ. ૬
સાવિત્રી ને બ્રહ્માજી, ગણપતીસું સુધબુધ જેમ;
જાલઘરને વૃંદા સતી, પાંડવને દ્રૌપદી તેમ. ૭
પતિ સાથે રેહે પનોતિ, સદા કાળ પ્રર્જત;
ધર્મ ને દયા દાન ઉપર, રાખજે તાહારૂં ચંત. ૮

બલવંત છે પતિ તાહારા, સંમૃધિ તણો નહીં પાર;
પ્રતીવ્રતા ધર્મ પાળો સદા, બહુ દાનના વેહવાર. ૯
જુધિષ્ઠિરને સાથ તું, રાજનો પામજે અભિષેક;
પુત્રનું સુખ પાંચે પતિને, પમાડજે ધરી વિવેક. ૧૦
જમ જાગતી કરીને, થાજે જોત પ્રકાશ;
સદા સુખણી રેહેજે બાઇ, એહ માહારી આશ. ૧૧
કૃષ્ણ પરાયણ સદા રેહેજે, મુજ તણી આશીશ;
એહેવું કહીને કુંતાજીએ, પાણ મુકયો શીશ. ૧૨
વૈશંપાયન ઓચરા, સુણ જનમેજય ભૂપાલ;
પાંડવ પરણ્યા સાભળીને, આવીયા શ્રી ગોપાલ. ૧૩
બહુ દામ દાસી રત્ન ઘણા, કહેતા ન આવે પાર;
મતરથ લાવ્યા હેમના, પધાર્યા પ્રેમે શ્રી મોરાર. ૧૪
વીશ હસ્તિ સેહેસ્ર અશ્વ, અયુત મહીલા જાણ;
લક્ષ ધેનુ દુજણી આપી, તે સારગપાણ. ૧૫
વસ્ત્ર વિધનાં આભુષણ, લાવ્યા ગોપ શ્રી કૃષ્ણદેવ;
રાએ દ્રુપદને નગરે આવીયા, પાંડવ શણ્યા અવશ્યમેવ. ૧૬
કુંતાજીને મળ્યા પ્રેમે, પ્રભુ દેવ દયાલ;
આપીયાં કોટીક દાન, ત્યારે હરખ્યા મહાભૂપાલ. ૧૭
ચરણ લાગી રાએ કેહે, સ્વામી પોહોતા મુજના કોડ;
ભલા હોએ તેહેનું ભલું થાએ, એમ કહે શ્રી રણછોડ. ૧૮

વલણ.

એમ કેહે શ્રી રણછોડરે, સુણી હરખ દ્રુપદરાએ ધરેરે;
કોડ પુરયા શ્રી કૃષ્ણજીએ, પાંડવ નિવાશ તે પુરમા કરેરે. ૧૯

**કડવું ૬૦ મું–રાગ સામેરી.**

પચાલ દેશે પાંડવ પ્રગટા, તે ચાલી સધળે ક્ષાતજી;
દૂત ગયા પર ભોમ્ય, તેણે માંડી કહી વાત. પાંડવ પ્રકટ્યા છે.
દ્રુપદ પુત્રીને વર્યા પ્રેમે, સાંભળ્યું સર્વ રાએજી;
મચ્છપાત કર્યો સહુ દેખતાં, તે પારથ કેહેવાએ. પાંડવ૦
વૃક્ષ કર લેઇ વીર હણ્યા તે, સહી પવનકુમારજી.
સભામધ્યે માંહે બેઠા સૌમ્ય પાસે, માદ્રી તન તે સાર. પાંડવ૦

વૃદ્ધ તે રાએ જુધિષ્ટિર, પાંચે ઓળખા અમો વીરજી;
આશચરજ મનમાં થયા સહુ, સ્વયંવરે બેઠા રણધીર. પાંડવ૦
વારણાવતમાં પ્રજાળ્યા કપટે, પાંચે પાંડુ કુમારજી,
તો વળી પ્રગટા કાંહા થકા, શુ ફરી ધર્યો અવતાર. પાંડવ૦
ધીક ધીક રાએ ધૃતરાષ્ટ્રને, ધીક પડો સરવ પ્રધાનજી,
ધીક કૃત પાપી પુરોચનનુ, એમ કેહે સરવ રાજાન. પાંડવ૦
શ્રી કૃષ્ણજીની કીપાથી, ઉગરા પાંચે જોધજી;
ધીક ધીક કૌરવ માત્રને, એહસું કરો ક્રોધ. પાંડવ૦
રાએ દુરજોધને સાંભળી, પાંડવ કુશલની વાતજી;
હીમ્મત થયો એમ પોહર સુધી, પછે બોલીયો વિક્ષાત. પાંડવ૦
અરે દૈવ તે ડાટજ વાળ્યો, મારૂ ચિતવ્યું થયુ ન વારૂજી;
કુલ સવારણ નામજ બોલ્યું. એમ થયું કંઈ ન સારૂ. પાંડવ૦
કોટિ પ્રપચ ભેદ કરીને, આણ્યો હુતો અતજી,
તે જીવતા તો આવીઆ, જો રાખ્યા શ્રી ભગવત. પાંડવ૦
કાંઈ પુરોચને કુડ રચ્યુ, મુજ સાથે સારોદ્ધારજી,
તે માટે રહ્યા એ જીવતા, બલવત તે કરતાર. પાંડવ૦
એમ સર્વે વિચારે, વાટે જતા તેણી વારજી,
દૈવનુ કરૂ ખરૂ નિશ્ચે, વ્રથા સર્વ અસાર. પાંડવ૦
ભસ્મ કીધા અગ્નીએ તેહેને, થયા દીન અપારીજી;
નામ નોહતુ મહી વિષે, તે વર્યા રાજ કુમારી. પાંડવ૦
ચિત ભગ થયો એહેવું વિચારે, ચાલ્યા હસ્તિનાપુર જાએજી;
ત્યારે દુશાશન એમ બોલીઓ, સાભળ દુરજોધન રાએ. પાંડવ૦
એ ક્ષત્રી રૂપે સભામા, ન વચ્યા શાના વીરજી;
કન્યા પામ્યા દ્રુપદની તે, પરાએ ક્ષત્ર શરીર. પાંડવ૦
નહીતર મારીને લેત કન્યા, જે બેઠા હતા ભૂપાલજી,
પણ દયા આણી વિપ્ર જાણી, ન આણ્યો કોણે કાલ. પાંડવ૦
પ્રાક્રમ કરવું કોકટ બાધવ, ભાએગ અદકુ જાણોજી,
ધીક બલ ધીક સેનને, દુશાશને માર્યો ટાણો. પાંડવ૦
વળી દુરજોધન કેહે પુરોચનથી, સર્વ વડ્ડુ કાજજી;
એ ગામ જો હોત મામો તો, પ્રાણ કરાવત લાજ. પાંડવ૦

ભાયગવાન બલીયા સદા છે,કહી એક પદ ન અડે અંગજી;
હાવે વલી શબલા થયા જે, પામ્યા દ્રુપદનો સંગ. પાંડવ૦
ભાઇઓ ભીમ પારથ પ્રાક્રમ, અધીક દીઠું આજજી;
કશાય કોપે તો અમરને, દેહ કરાવે ત્યાજ. પાંડવ૦
બહુ વિચારે વાટે જતાં, મન માહે ઝુરે રાએજી;
વિદુર આગલ આવીને, સેવક વધામણી ખાએ. પાંડવ૦
રાજપુત્રે દ્રુપદને ઘેર, મચ્છ વેધો પળમાંજી;
કીર્તિ માથે પરણ્યા કન્યા, હર્યા પ્રાણ બહુ બળમાં. પાંડવ૦
હરખ ધરતો આચરો, ધૃતરાષ્ટ્ર પાસે કાકોજી;
પ્રફુલીત વદન રટન છે સુદર, ઉલટ અગે ન આંકો. પાંડવ૦

વલણ.

ઉલટ અગ ન માએરે, એહેવી વિદુર વાણી ઓચરે;
પાંડવ પ્રકટયા એ વાયક, અધ ને શ્રવણે ધરે.

## કડવું ૬૧ મું–રાગ સામેરી.

વિદુર કેહે સુણ નીજ ભ્રાત, સત વાયક સારોદ્ધાર;
આજ વધામણીયા કહી ગયા, તેણે હરખ મંગલચાર. ૧
સકલ ભૂપતિ દેખતાં, પ્રાક્રમ કર્યુરે સુત અલબેલા;
ધંન કૌરવ વશને, મચ્છ વેધી પરણ્યા રંગીલા. ૨
એહેવું સુણતાં રાએ ધૃતરાષ્ટ્ર, હરખ પામ્યો મંન;
હાવે દ્રુપદની દશા ચઢી, જામાત્ર થયો મુજ તન. ૩
સકલ નરપતી દેખતાં, કેમ કર્યું આસુ પોણુ;
દુરજોધન ધન તુજવીના, એ કરે પ્રાક્રમ કોણ. ૪
આભ્રંણ નાના વિધ તણા, વધૃ કેરે કાજ,
વિદુરવસ્ત્ર પટકુલ લેઇ, તમો માંમાં જાઓ આજ. ૫
નગર સઘલું શણગારો, વાટ ચહુટાં જાણુ;
બહુનાર સોવણ કલશ લેઇને, સાંમી જાઓ નીરવાણુ. ૬
પ્રધાન સર્વ સાંપ્રદ થયા, સજી ભુખણુ સાર;
નાના મંગલ અરથે ચાલી, વિપ્ર કેરી નાર. ૭
વાજીત્ર વાજે શોભતાં, ને ઢોલ ડકા થાએ;
શીઘ્ર સામા પરવરો, એમ વાણી બોલ્યા રાએ. ૮

એહેવે દુરજોધન આવીઓ, નગર ગઢને દ્વાર;
શણગાર્યું સર્વ નગર દેખી, ચિત્ત ભરમ થયો તેણીવાર. ૯
એટલે તાંહાં બહુ નાર આવી, વિપ્ર કેરી જેહ;
વધામણું તેહેને હાથ દીઠું, રાજા વિચારે તેહ. ૧૦
એહેવે સમે શ્રવણે ઘોષ પડે, વાછંત્રનો નહીં પાર;
કટકસું સરવ મંત્રી આવ્યા, તે દીઠા રાજકુમાર. ૧૧
નગરજન સહુ વધાવે, જે જે શબ્દ મંગલ થાએ.
નીજ મંદીર આવી ઉતરે, જઇ બેઠા જાહાં છે રાએ. ૧૨
હરખસું વાણી કહી, જે પધારો મુજ તંન
આજ પ્રાક્રમ તમારૂં, શ્રવણે સુણી થયો પ્રશન. ૧૩
ધૃતરાષ્ટ્ર પુછે પુત્રને, પંચાલ નગરની પેર;
કોણ રાજા દેખતાં, તાંહાં કવણ દીઠા મેર. ૧૪
સરવ રાજા દેખતાં, તે કેમ કર્યો મત્સ્યપાત;
ગુરૂ દ્રોણની વિદ્યા ફલી, તે કેહે વિસ્તારી વાત. ૧૫
તું વર્યો દ્રુપદ પુત્રીને, તે સાંભળીને તંન;
બહુ દાંન આપ્યા વિપ્રને, સુણરે તું દુરજોધંન. ૧૬
દુરજોધન એહેવું સાંભળીને, રૂદયા બળે અપાર;
શું કરૂં એ પીતા છે, નહીતર મારત આ દ્વાર. ૧૭
ધૃતરાષ્ટ્ર કહે કાં ન બોલે, શી દુભણ ઉપજી તુજ;
સામગ્રી બહુ સાંપ્રદ કરવા, અવકાશ નોહોતો મુજ. ૧૮
નગર સઘલું સણગાર, મોકલી વિપ્રની નાર;
તુજ વધુ અર્થે વિદુર હસ્તે, મોકલીયા શણગાર. ૧૯
દુરજોધન મન પ્રજલો, પણ કાંઇ ન ચાલે પ્રાણ;
એહેવે શકુની બોલીઓ, ધૃતરાષ્ટ્ર પ્રત્યે વાણ. ૨૦
પાંડુ તન અરજુન વર્યો, દ્રુપદ કેરી જાત;
એ સાભલીને અંધ કેહે, હું ઘણો થયો રલીયાત. ૨૧

વલણ.

ઘણુ થયો રલીયાતરે, તવ વિદુર વાણી ઓચરે;
કહે સકલ સભાસું ધૃતરાષ્ટ્રને, તે રાએ શ્રવણે ધરે. ૨૨

## ઢાલ.

જેહ કપટ નામ તે નવ ચાલે, પાંડુ પુત્રસું રાએ;
તે માટે એ ફોકટ કરવો, જે તમો કહો છો ઉપાએ. ૨
અરે રાએજી મત તમારી, વિકલ થઇ છે આજ;
ઘણે ઠામે તમે કપટ કર્યું, પણ એ રાખ્યા મહારાજ. ૩
પ્રપંચ કરતાં એકો વાતનો, સ્વામી ન આવે સંચ;
દ્રુપદ લોભ્યો છે નહીં તો, કેમ ચાલે પ્રપંચ. ૪
ઘણું કહે ઘણું નવ થાએ, એક આવે છે મંન,
કપટ ધારે, ન કાર્ય સાધે, સુણ રાય દુરજોધંન. ૫
આપણ આગલ એ પાંચ જણ, કોહોજી કવણ માત્ર;
સહાય નોહોતી એહેને ત્યારે, રે ભાંગ્યાંતાં ગાત્ર. ૬
હવે સબલા થયા છે, દ્રુપદ કેરી સાહે;
કોટિ વિચાર કરો પણ, પાંડવ હાવે નહીં છતાએ. ૭
પ્રથમે સબલા કુંતી સુત, હાવે થઇ દ્રુપદની જોડ;
દુખ દેવા આપણ નહીં સમરથ, કાઢવો અનેરો તોડ. ૮
દ્રુપદીસું તમો કલેશ કરાવો, એ નવ આવે મંન;
આનંદે તેણે પાંચે વરીઆ, કુંતા કેરા તંન. ૯
જેણે કાપડી જાણી વરીઆ, તેણે જાણ્યા માહારાજ;
તે સ્નેહમાં કેમ ઓછપ આણે, એ કેહેવું ફોકટ કાજ. ૧૦
પંચાલપતિ મહારાજા મોટા, સદા સત્ય વચંન;
ધરમ ધોરીંધર નિરમલ બુદ્ધિ, દ્રુપદ કેરો તંન. ૧૧
તે માટે સહુ મન વિચારો, મહારે ન આવે ચિત્ત;
પરાઇ કરીને કુટી મારીએ, એ વાત ખરી વિપરિત. ૧૨
જેટલે શ્રીગોપાલ ન આવે, સામગ્રી ન પામે;
તેટલે આપણ હણીએ પાંડવને, દુખ સઘલાં વિરામે. ૧૩
પાંડવ દ્રુપદ કૃષ્ણજી મલશે, ત્યારે ન કીજે કાજ;
જેટલે સર્વ એક ચિત્ત ન થએ, તેટલે લીજે રાજ, ૧૪
અધિક સૈન્ય દ્રુપદના કરતાં, બલવંતા બહુ જોધ;
સંધી સામગ્રીએ છિયે પુરા, લડો કરીને ક્રોધ. ૧૫
આજ કાલ આપણે જઇને, કીજે જો પ્રાક્રમ;
સંગ્રામે ક્ષણ માત્રમાં, હણસું રાજા ધરમ. ૧૬

અરજુન ભીમ માદ્રી સુત હણતા, વાર ન લાગે લગાર
પ્રાક્રમ કીધે રામચદ્રજી, ફરીને પામ્યા નાર. ૧૭
પ્રાક્રમ પાખે ઇંદ્ર ન પામે, પ્રાક્રમ ક્ષત્રી ધર્મ,
પ્રાક્રમે સર્વે પાડવ હણીએ, એહેવો સુજે મર્મ ૧૮
અથવા વશ જીવતા આરે તો જે કરશુ તે થાશે,
પ્રાભા (!) વદે શૂ પેર પેરના, ફરી વનમા અટવાશે ૧૯

વલણ.

ફરી વન માહે જાશે ત્યારે નિષ્કટકી પ્રથ્વી થાશે
ભટ પ્રેમાનદ કેહે દુરજોધનની, ભવ તણી ભાવટ જાશે ૨૦

## કડવું ૬૪ મુ–રાગ રામગ્રી.

વલતી બોલ્યો દુરજોધનજી, અમ્રત સરખા કરણ વચનજી,
તુજ વીણ એહેવી કોણ વદે વાણજી, ધનધન જોદ્ધા કરણ સુજાણજી. ૧

ઢાલ.

કરણ પાખે મરણથી મોટુ, કોણ ઇચ્છે સગ્રામ
મત્રી સરવને ગમે છે, કીજીએ શીઘ્રે કામ ૨
ધ્રુતરાષ્ટ્ર વાણી વદે ત્યારે, કરણ માહા બલવત,
એહેની બુધે ચાલશો તો, શત્રુ પામશે અત ૩
ભિષ્મ આદે સભા સર્વને, પુછો સહુને આજ,
સરવને મને ગમે તો જઇ, શીઘ્રે કરજો કાજ ૪
અધ કેહે સહુને ગમે તો, કીજીએ એ વાત,
એહેવુ સાભળીને સભા માહે, બોલીઆ ભિષ્મ તાત ૫
અરે રાજા પાડવ સાથે, મ કરો જુદ્ધની વાત,
એહેને તો ગમતી નથી, અન્યાએ કરી ક્ષાત ૬
માહારે તમો ને પાડવ વચ્ચે, અતર નથી લગાર,
ધ્રુતરાષ્ટ્રના જેમ તમો તેમ, તે પાડુતણા એ કુમાર ૭
ગાધારી કુતા વચ્ચે માહારે ભેદ નહી મન,
પાચ પાડવ શત કૌરવ, સમાન છે રાજન્ન ૮
તમ તણી રક્ષા કરૂ તેમ, તેહેને રાખવા માહારાજ
તમ તણુ ચિત પ્રેરે તે અધમ કેરૂ કાજ ૯

### ઢાલ.

પક્ષ પાંડવનો કરે રે, રેહે તમારે પાસ;
આવે સમે અલગા રેહે તો, એહેની શી ધરવી આશ. ૩
પ્રધાનને પુછીએ તો, જો એક ચિત હોય;
આ સભા માંહાં નીરખતાં, એહેવો ન દીશે કોય. ૪
કોણુ કેશ વાયક તે, ગુરૂને અપાર સાલે રાગે;
ગાંગેવ વચન સાંભલીને, રૂદયા ફાટી જાગે. ૫
વિપ્ર વાણી સાંભલીને, ક્ષમા કીધી આજ,
અન્ય કો બોલ્યો હોયે, તો દેહ કરાવું નાજ. ૬
સરવ પુજનીક ભિષ્મ છે, પણ કપટ તુજ સગાત,
રેહે અહર્નિશ કૌરવ માંહે. પણ ભલે પાંડવ સાથ. ૭
એહેવાને પુછીને રાજા, જો કરશે રાજકાજ;
અલ્પ દિવસે જાણજે, તાહારૂં ભષ્ટ થાશે રાજ. ૮
પૂર્વે એક રાજા હતો, નામે તેહેનું સુકેશ;
બાણાવલી માંહે શીરોમણ, પશ્ચિમે જેહેનો દેશ. ૯
દલ અપરમીત સમૃદ્ધિ ઘણી, કેહેતાં ન આવે પાર;
તેણે રાજ ખોયું પુછતાં, પરધાનનો વિચાર. ૧૦
તેમ થાશે તાહારૂં. માટે મેહેલ મંત્રી પ્રેમ;
મન આવે તે કરો. જો ઇછો કુશલીખેમ. ૧૧
રાએ પુછે કરણને, મુહને કોહો માંડી વાત;
કેમ ખોયું રાજ તેણે, કોણ કહીએ તાત. ૧૨
રાધે વાણી ઓચરે, તે ત્રધબાહુનો તંન;
સુકેશ નામજ તેહેનું, થયો વૃધ અમે કૃતપન્ન. ૧૩
અપુત્ર રાજા હતો તે, ઝુરતો દિન ને રાત;
દાંન પુન્ય ઘણાં કર્યાં, પણ સંચ ન આવી વાત. ૧૪
પછે મંન વિચારી રાયેજી, તેણે કરી વિપ્રની સેવ;
સોમવ્રત તેણે કર્યું, પ્રશંન થયા માહાદેવ. ૧૫
ને વ્રત કરતાં રાયને, એક પુત્ર પ્રગટો જાણ;
સુંદરરૂપે સુંદર વાણે, જાણે કામનું પરમાણ. ૧૬
તવ રાય પુછે કરણને, તેણે કેમ કર્યો સોમવાર;
મુને ધરથકી માંડી કહો, ને વ્રતનો વિસ્તાર. ૧૭

કેમ વ્રત તેણે આચર્યુ, ને કેમ કરી વિપ્ર સેવ,
શી વિધે વ્રત તે કીયા કરી, કેમ પ્રશન થયા માહાદેવ. ૧૮
તારે કરણ કેહે શ્રાવણ મામે, સુકલ પક્ષે સોમવાર,
પ્રથમ તે દીન વ્રત માડીઉ, મન ધરી શ્રી ત્રિપુરાર. ૧૯
એક વિપ્ર સપત્નિસહ, પુજે ધરાવી શણગાર,
તે સરવ તેહેને સમરપે, જાણી ઉમા ને ત્રિપુરાર. ૨૦
શ્રી શભુજીનુ ધ્યાન ધરે, મન સાથે રાખી પ્રેમ,
અપવાશ કરે ને રયણી ભજે, જુગતે રાખી નેમ ૨૧
સપત ધાનનુ દાન કરે, ઉપર દક્ષણા સાર,
સ્ત્રી પુરૂપ બેહુ આચરે, સોમવ્રત નીરધાર. ૨૨
જે વિપ્રની પુજા કરે, તેહેનુ દાદીદ્ર ભાજે જાણુ,
ફરતા વિપ્રને તેડાવે, એહેવા રાએ ચતુરસુજાણુ. ૨૩

વલણ.

રાએ ચતુરસુજાણરે, વિપ્રની સેવા કરે,
સોમ વ્રતના કરણવાયક, રાય મન સાથે ધરે. ૨૪

કડવુ ૬૬ મું-રાગ રામગ્રી.

કરણ કેહે સુણ રાજા વાતજી, વિપ્ર સુત સુદર હુંતા બે ભ્રાતજી,
સાભલ બાધવ આપણી પેરજી, દાલીદ્ર ભાગે જો જઇએ રાએ ઘેરજી. ૧

ઢાલ.

રાએ ઘેર બેહુ આવીઆ, લઘુ ભ્રાત થએો સ્ત્રી રૂપ,
જેષ્ટ બાધવ સુરખ છે, તેણે પ્રારથો જઇ ભૂપ ૨
વેદ પાડે ભણે ચારે, દેખી અલૌકિક દેહ,
આ રૂપી ભલે પધારીઆ, મનથી પ્રકટો નેહ ૩
સ્વપત્નિ સાથે કો, વિપ્ર ન આવે ઘેર,
અચરજ થઇને વિચારે, શી હશે એ પેર. ૪
માહારે ભાગ્યે જોતા મલ્યા છે, તો કરૂ તેહેની સેવ,
બહુ આભુપણ ધરાવીઆ, જાણી ઉમિયા માહાદેવ ૫
પુરૂપ તે શ્રી સદાશિવ ને, દેવી રૂપે નાર,
પ્રેમ જુગતે કરી પુજા, રાજાએ નીરધાર. ૬

બહુ દાન દક્ષણા આપીને, વલાવ્યાં સોનૈયે ભરી;
નીજ મંદીર આવ્યા હરખસું, એક પુરખ ને એક સુંદરી. ૭
નારી ભાવ રાખીને આપણો, વદે બાંધવ સાથ;
પાસે જઇ બેસે સુંદરી, કહે સુણો માહારા નાથ. ૮
જેષ્ટ કેહેરે વદે કેવી, અણવિચારી વાત;
નારી રૂપ પરહરો, ને વેદ ભણો સાક્ષાત. ૯
તવ નારી ઇછે ભોગને, કેહે સ્વામી ભજો સંસાર;
કામીની આકલી થઇ વીહવલી, રીતુ દાન દો ભરથાર. ૧૦
અવેવ સઘલા સ્ત્રીના, દેખી પામ્યો શોક;
એ કામ તો નીપનું કીતકી, પણ હાસ્ય કરશે લોક. ૧૧
બાંધવ માહારો સ્ત્રી થયો, તે કહું કોહને આજ,
શણગાર ભુપણ સરવ લેઇ ગયો, જ્યાહા બેઠા મહારાજ. ૧૨
માહારે આંહાંનો ખપ નથી, તમો લો પાછું રાએ;
એહેવું કીજે રાએજી, બાંધવ સ્ત્રી ટલી જાએ. ૧૩
ઉદર અરથે બાંધવે, મોહીની રૂપે થયા વ્યાકુલ;
તે નારીનો નર થાય રહે રાએ, તજે એ સ્ત્રી પટકુળ. ૧૪
આજ પુરખ તેહેને ન કરો, તો તજું માહારા પ્રાણ;
એ હલા આપુ તુજને, તવ રાએ બોલ્યો વાણ. ૧૫
અરે પ્રભુજી સાંભલો, માહારો વાંક નથી લગાર;
મે પુજા કીધી પ્રેમથી, ઉમિયા શ્રી ત્રિપુરાર. ૧૬
માટે શિવ મોટા દેવ છે, તમો છેતરો કેમ જાએ;
સ્ત્રી ટલીને પુરખ તો થાએ, જો કીપા કરે શંભુ રાએ. ૧૭
તેણે વિપ્રે જઇને ધ્યાન ધરૂ, વિધ્યાચલ ગીરી માંહે;
કેટલે દાહડે કીપા કરી, શિવરાજ આવ્યા તાંહે. ૧૮
વ્રખભારૂઢ અરધાંગ ઉમિયા, ચતુરભુજ છે સાર;
જાંહાંનવી બેઠાં શીશમાં, ચદ્ર કલા છે નીરધાર. ૧૯
જ્યારે શ્રી શંભુનું રૂપ દીઠું, વીપ્રે જોણીવાર;
ચરણ લાગ્યો પ્રેમસું, સ્વામી કરો માહારી સાર. ૨૦
બાંધવને સ્ત્રી ટાલવા, તમ પાખે ન સમરથ કોએ;
જે માગો તે આજ આપું, પણ સ્ત્રી પુરખ ન હોએ. ૨૧

અમો બેહુ તમારા ગણ કરો, શિવ સમીપ રહેસુ સ્વામ;
તથાસ્તુ કહી પધાર્યા, શિવ પોતાનુ જે ધામ. ૨૨
પછે બેહુ શરીર મુકી ગયા, રહ્યા તે શંભુ શરણ,
રાએજી તે ગણ થયા, એમ વદે વાણી કરણ. ૨૩
અરે રાયે કેહેની મુક્તને, કેમ કર્યો વ્રત સોમવાર,
કરણ કેહે અપવાશ કરીને, જગતનું નીરધાર. ૨૪
એક ચિત્તે ધ્યાન ધર્નું, હૃદયામું ગણી પ્રેમ,
જલપાન કરવા રાયજી, મુક્યાએ જો નેમ. ૨૫
રાજા કેહે અતિ દોહેલું, એ જેણે તેણે નવ થાએ,
અન પાંન પાખે રેહેવું, જીવ પરવશ જાએ. ૨૬
નહીં ચાલે દેહ તો, એક પંથ છે મહારાજ,
સાત મુષ્ટિ તાંદુલ લઇને, અરચે કીજે સાજ. ૨૭
એ અરઘમાંથી અગ્ધ અર્પી, તેનું કરવુ ભોજન,
તેટલે દેહ રાખનાં, થાયે ઇશ પ્રસન. ૨૮

વલણ.

પ્રશંન થાએ ઇશ રે, એમ કરણ વદે વચન,
જીવ શિવનો ભેદ ટળના, પ્રકટ્યો પુત્ર પાવનરે. ૨૯

કડવું ૬૭ મું-રાગ

પુત્ર પ્રશવ થઓ, હરખા ગએજી,
દાન બહુ આપી, વિપ્રને લાગ્યા પાએજી. ૧

ઢાલ.

પાએ લાગી એમ કેહે, વિપ્રસુ અતિ ધરે વહાવ,
માહારે પુત્ર આવ્યો અતિ સુન્દર, ત્રુઠ્યા શ્રી ત્રિપુરારિ. ૨
તે પુત્ર થયો વરસ આઠનો, પછે પરણાવ્યો શુભ નાર,
મત્રીને કર સોપીને, રાએ ગયા શરણ જુગદાધાર. ૩
રાજઆસન પુત્ર બેઠો, અતિ સાંધુ જાણ,
મત્રીને ગમે તે કરે, પિતા વચન પ્રમાણ. ૪
સરવ કામ કરતા મત્રી થયો, સ્વામિ ધન ગજ નોખાર,
આગના માગી મત્રીની, વન ક્રીડા કરે કુમાર. ૫

તોહે સંતોખ નવ ચડે, પ્રધાન વિચારે મંન;
કહે અગયા કારણ પધારો, તમો નીસ પ્રતે રાજન. ૬
મંત્રી વાયક મન ધરીને, જાએ અગયા તન;
રાજ લોક યશ દે મંત્રીને, તવ રાજ પુત્ર ઝુરે મન. ૭
રાજકુઅરને ન ઓળખે, સરવ મંત્રીને હાથ.
એકાંત બેશી વિચારીયું, રાજસુતે નીજ મન શાથ. ૮
કાલ બેસું આમને, અગયા જાતું કોક,
જઇ બેઠો સભા માંહિ, તવ મંત્રી પામ્યો શોક. ૯
જાઓ અગયા વન વીખે, એ કરમ ચાલ્યુ જાએ,
મુજ વાયક પ્રમાણે કરો, મુને સોપીયા તમપિતાએ. ૧૦
રાજપુત્ર વાણી એમ વદે, સાભળ મંત્રી સુજાણ,
જાહા નીતિ મારગ થકી ચુકુ, ત્યારે વારજો નીરવાણ. ૧૧
તમો બેઠા સભા માંહે, કરો તમારૂં કામ,
પ્રજા રૂડી જુગતે પાળુ, જેમ પીતાનું રેહે નામ. ૧૨
ત્યારે કોપ મંત્રીને ચડ્યો, સર્વ લોક થયા રળિયાત;
પરં પિત્રાઇને જઇ મળ્યો, મન માહે ધડતો ધાટ. ૧૩
પરાણે કરાવ્યુ તે કને, તેને રાજ આપ્યું હાથ,
આજ સભા તાહારી માહે, આવી મળ્યો તેવો સાથ. ૧૪
કહુ છઉં હીત કારણ વાએક, ચેતજે રાજન;
પાંડવને આ રાજ આપશે, સંસ મુજ વચન. ૧૫
તુજ પુત્રને એ કાઢશે, કરીને રાજભ્રષ્ટ,
પાંડુ સુતસું પ્રેમ સહુને, તે દેખીએ છિયે દ્રષ્ટ. ૧૬
ભિષ્મ કહે ન કલેશ નિવરતે, એ કરે સૌનું હાસ;
કીતક જેવી વાણી વદે, તેનો નવ કરવો વિશ્વાસ. ૧૭
સારથી કેરો પુત્ર એ, કેહે જોડી જુગતે વાત;
દ્રોધા ચિત એહેનું કરે, ધીક ધીક તાહારી જાત. ૧૮
ગુર દ્રોણ કેહે ભિષ્મજી, સરવ વદે મિથ્યા વાણ,
પાંડવ સાથે સ્નેહ કરે, તેથી દુર થશે સૌ હાણ. ૧૯
તે અમારા અમો તેહેના, તાહારે સાંહાંની રીશ,
પાંડુ તન એ રાજ કરશે, જેહેની સાહે શ્રીજગદીશ. ૨૦

તે ધરમ રૂપ જુધિષ્ઠિર, ભીમ ને અરજુન,
નકુલ સેહેદેવ જુદ્ધ કરે, તાતા કોણ રાખે તન ૨૧

વલણ.

કોણ રાખે તનરે, સુ કહીએ આહા વળી વળી,
ભયાનક ભિષ્મ વાણી સુણી, કરણ રહ્યો મન પરજળીરે ૨૨

## કડવું ૬૮ મુ-રાગ ગોડી.

દ્રોણ ગુરૂ વાયક એમ બોલે, સુણો સભા જન મનરે
પાંડવસુ જે કો મન માહે, રાખશે વળી ગવરે ૧
શક્ર આદે સ્વર્ગવાસી, તે કો મહાન શૂરરે,
પારથ બાણે કરીને, ક્ષણુ માહે કરે તેહેને ચૂરરે ૨
તે પારથને કરણ જીતવા, ઇચ્છા કરે છે આજરે,
હાવે સહી જાણુ જે, દુરજોધન પામીઓ રાજરે ૩
છોરા આનીને તમે કુલ કૌરવનુ થશે શામરે
રાધેય સુત છે હીન પ્રાક્રમી, એ સુકાવ મામરે ૪
તાહરે પાંડવને પુરવ વેર, પણ અમારે બેઉ સમાનરે
માહારૂ વચન માનીને સ્નેહ કરો રાજનરે ૫
વદતા વિદુર એણીપેરે બોલે, સાભળ માહારા વીરરે,
પાંડુસુત વન ફરતા જાણી, નયણે આવે નીરરે ૬
એ પુત્ર તાહારા બાંધવ કેરા, તેહ તણૂ છે નામરે,
આપણુ કુલને ઘટે નહીં, જે વન માગે વિશ્રામરે ૭
મ્રત પાંડુ પામીઓ ત્યારે સોપ્યા તાહારે હાથરે,
તેહ કુઅર વન વન રઝળે, રેહે કુંતા માતા સાથરે ૮
એ પાચે બાંધવ વીર છે લડે લજ્જા તારી જાશેરે
કદાચીત જો કોપશે તો કૌરવ નિકંદન થાશેરે ૯
દ્રોણ તણા વાયક અતી રૂડા, તે તાહારે મન ન આવેરે
ભિષ્મ વાયક તુને ગમે નહીં, ને કરણ વિરોધ ઉપજાવેરે ૧૦
આદ અદાપ એ રક્ષણુ તાહારૂ, કરે છે ભિષ્મ તાતરે,
તે તુને ભુંડુ કેમ ચીતવે, કરણ કેહે છે ખોટી વાતરે ૧૧
લોભ માત્ર હદે નહીં, જુઠુ ન વદે વચનરે,
અડીત વાયક તુ રખે માને, મેંકુ મગ્ના એહેને મનરે ૧૨

મન સાથે વિચારી જોજો, એ આથે કેમ ચાલેરે;
ભીમસેન ગદા ગ્રેહે તો, કૌરવનું નામ ટાલેરે. ૧૩
અર્જુન સરખો અર્જુન છે, નથી સૂજે સગ્રામે અન્યરે;
ઇચ્છે તો અમરાવતી લેશે, હણી અમરરાજંનરે. ૧૪
ભીમ બાહુએ અયુત હસ્તિનું, બલ સદા તમો જાણોરે;
તોએ કરણને કહેરે રાજા, ઘરે ક્લેશ કાં આણોરે. ૧૫
નકુલ સેહેદેવ બલવંત પ્રાક્રમી, ધરમ સદા સતવંતરે;
કૃષ્ણ સરખા સાહેના કરતા, જે સ્વેસ્વરૂપ ભગવતરે. ૧૬
દ્રુપદ રાએ બલીયો અપરમીત, સેના તણો નહી સંદેહરે;
ધૃષ્ટદ્યુમ્ન સરખો જેહેને શાલક, તે હણશે કૌરવ સર્વેયરે. ૧૭
ન્યાવિકી સરખા શૂર પ્રાક્રમી, બલીઆ સદા ગુણવતરે;
તમો વિચારો મન વીખે, જેહેને રાખ્યા શ્રી ભગવંતરે. ૧૮
એ અસત માનો કે સાચુ, કૌરવવંશે વૈર ન હોયેરે;
હાવે મન વિચારી કરવું ઘટે તે, કરો તમો સરવે કોએરે. ૧૯
પાંડવ અર્થે સકલ જનને, પુછો માહારા ભ્રાતરે;
સૌ કહેશે તેડો તેડો જુગતે, થઇ મન રળિયાતરે. ૨૦
કરણ શકુની દુશાશન,ને દુરજોધન રાજાનું અભિમાનરે;
અસતવાદીનું અસત થાશે, પ્રજલે વિના માનરે. ૨૧
જનમપત્રી માંહાં આવું છે, કરે કુળ ધ્વંસ દુરજોધનરે;
ઉપાએ તો તેવો માંડ્યો છે તમો, જે છેડો કુંતી તંનરે. ૨૨
ધૃતરાષ્ટ્ર વાણી એમ વદે, વિદુર વીર સુજાણરે;
ભિષ્મ દ્રોણ ને તે કહ્યું તે, માહારે લેખે પ્રમાણરે. ૨૩
બેહુ સમાન પાંડવ ને કૌરવ, માહારે વસ્યા છે મંનરે;
તેડી લાવો પાંડવને, બેસાડો રાજ્યાસનરે. ૨૪
કુંતા વધૂ ને પાંચે પાંડવને, તેડી લાવો અવસ્યમેવરે;
વિદુર ભ્રાત તું જારે વેગે, પ્રમાણ કર તતખેવરે. ૨૫
એહેવું સુણીને સરવ સભાસદ, આનંદ પામ્યા મંનરે;
વિદુર કેહે માહારૂં ચિંતવ્યું થાશે, મુને મળશે દેવકીનંદનરે. ૨૬

વલણ.

મુને મળશે દેવકીનંદનરે, પાંડવ કુંતાજી સહીરે;
એવું સુણીને ચારે જનની, મસ્તકે જ્વાલા ગઇરે. ૨૭

### કડવું ૬૯ મું-રાગ સામેરી.

ધૃતરાષ્ટ્ર વાણી સુણી, વિદુર તત્પર થાએ;
સામગ્રી સાંપ્રદ કરી, પંચાલપુર ભણી જાએ. ૧
ત્યારે વાટે જાતો વિચારે, વિદુરજી મન સાથ;
આજ જનમ સફલ થશે, જે મળશે જાદવનાથ. ૨
પાંડુના તંન સતી સાથે, મળશે મુજને આજ;
કુંતાનું દરશન થશે, તે કીધા શ્રી મહારાજ. ૩
એમ વિચારતાં નગર પોહોંતા, મળ્યા દ્રુપદ રાજન;
અંન્યો અંન્ય ભેટીને પછે, આપ્યાં બહુવિધ માન. ૪
વળતા મળ્યા શ્રીકૃષ્ણને, પછે પાંડવ પાંચે વીર;
ચરણ લાગ્યો કૃષ્ણને, વિદુર ચક્ષે છુટ્યાં નીર. ૫
મળ્યો કુંતાજીને લળી લળી, ચરણ લાગ્યા પાંડવ સર્વ;
વિદુરજી કુશલ પુછે, તજીને મનનો ગર્વ. ૬
આભ્રણ સમર્પિયાં પાંડવને, નાના વિધનાં સાર;
રૂપ સુંદર પંચાલીને આપ્યાં, નાના વિધ શણગાર. ૭
રાજકુંઅર ધૃષ્ટધુમ્ન તેહેને, ભુષણનો નહીં પાર;
ચરણે લાગ્યો વિદુરજી, કુંતાને બહુ બહુ વાર. ૮
કૃષ્ણને પ્રણામ કરી, ઉચર્યો દ્રુપદ સાથ;
તમ સાથે સગપણ થયું, સુણી ભિસ્મ થયા રળિયાત. ૯
ગાંગેવ કેહે ધંન ધંન છો, દ્રુપદરાએ સુજાણ;
દ્રોણ મિત્ર તમારો તેણે, કહી ધન ધન વાણ. ૧૦
તેણે કહ્યું સરવ દેખતાં, કહ્યું એ છે મોટા રાએ;
જેહેને જેહેવું ઘટે, તેહેને તેહેવું થાએ. ૧૧
રાએ ધૃતરાષ્ટ્ર આનંદ પામ્યા, સુણી એહેવી ક્ષાત્ર;
ધંન ધંન વંશ દ્રુપદના, જેણે પાંડવ કર્યા જામાત્ર. ૧૨
ઘણા દિવસ થયા પાંડવને, મેં નથી દીઠા જાણ;
મળવાને મુજ મન તલપે, મેળવે પુરૂપ પુરાણ. ૧૩
મળવાને કુંતા દ્રુપદી, સહુ નગર કેરી નાર;
રાણી માત્ર તલપે મળવાને, જેમ મીન જળ આધાર. ૧૪
આગના આપો રાયજી તો, આવે માહારી સાથ;
નગર માંહે પધારે તો, અમો થાઉં રળિયાત. ૧૫

દ્રુપદ વળતો એમ કહે, હું શી કહું આજ પેર;
પાંડુ તનને કેમ કહું, જે જાઓ તમારે ઘેર. ૧૬
આંહાં બેઠા સાંભળે છે, શ્રીકૃષ્ણ ને બળીરામ;
એહ આપે આગના, તેહ કરીએ નિશ્ચે કામ. ૧૭
ત્યારે કૃષ્ણ કેહે રાએજી, તમો ટાળજ્યું આજે દુઃખ;
અહી એ રહીને શું કરે, સ્વઘર સમુ નહીં સુખ. ૧૮
વળતો દ્રુપદ વાણી ઓચરે, જે ગમે સારંગપાણ;
તે સહુને મન ગમ્યું, એમ બોલ્યો કરી પ્રણામ. ૧૯
પાંચાલ પતિ કહે દામોદર, તાહારા સેવક સર્વ સાર;
મનમાં આવે તે કરો, પ્રભુ છો વિશ્વાધાર. ૨૦
પછે કૃષ્ણની આગ્ના થકી, આગ્ના આપી રાએ,
વિદુર આનંદ્યા અતિ ઘણુ ને, ઉલટ અંગ ન માએ. ૨૧

વલણ.

ઉલટ અંગ ન માએ રે, સાથ સરવ સાંપ્રદ થયો;
નગર બહાર વળાવી કન્યા, ને રાએ પછે મંદીર ગઓ. ૨૨

કડવું ૭૦ મું–રાગ રામગ્રી.

દ્રુપદીને લેઈ પાંડવ જાએજી, કુંતા વિદુર ને બલ જદુરાએજી;
ધૃતરાષ્ટ્રને મન અતિશે પ્રેમજી, મને સંભારે કુશલી એમજી. ૧

ઢાલ.

કુસલ સાંભળી, રહે હળીમળી, હરખ પામ્યો રાએ;
ક્લેશ ગયોરે વિદુરજી, એમ કેહે જાદવ ત્યાંએ. ૨
હાસ્ય વિનોદ, મન ધરે મોદ, ચાલ્યાં સરવ કો જાએ;
જુધિષ્ઠિર કેહે રૂડું થાએ, તે પ્રતાપ વૈકુંઠરાએ. ૩
વિદુરે એક પત્ર લખીને, મોકલ્યું સેવક સાથ;
નીકટ સરવે આવિઆં, સંગે છે શ્રી જદુનાથ. ૪
એહેવું સુણીને ધૃતરાષ્ટ્રને મન, અતી આનંદ વ્યાપ્યો;
હયગજ રથ સાંપ્રદ કીધા, તવ કૌરવ સાથ કાંપ્યો. ૫
અસ્વત્થામા દ્રોણ ગુરૂ, વિકર્ણ કૃપ મુનિ સાર;
સકલ જન સામા આવીઆ, મન ધરી હરખ અપાર. ૬
તે મળ્યા સરવ પ્રેમસું, પુછે કુશલ સરવ જંન;
સહુ સાથે નગર માંહે, આવ્યા પાંડુ તંન. ૭

પાંડવ પાંચે, દેખી રાચે, હરખી વરણુ અઢાર;
નરનાર સરવ, આનદ ભર, વધાવે પાંડુ કુમાર. ૮
અનેક વામા, જુએ સામા, પ્રેમ પુર વધાવે;
દ્રૌપદી નિરાળી, કોકીલા વહાલી, તેમ તે મનભાવે. ૯
વિશ્વરંજની, ગર્વ ગંજની, સુંદરી છે સુજાણુ;
સર્વ વલ્લભ, દર્શક અભ્ર, છે કૃષ્ણ જેના પ્રાણ. ૧૦
કુબુદ્ધ કૌરવ, કરી અનસવ, સંભારે તરી સ્નેહ;
વંન વન વિલપે, અનેક કલ્પે, નિશ્ચે પામે છેહ. ૧૧
ધન દિવસ આ, પ્રભુ છે ત્યાં, જે હતું ધરમ દરશન;
પાંડવ પ્રતાપે, કરીને, નીરખીઆ અશરણુ શરણુ. ૧
એ જુધિષ્ટિરે, પ્રજા પાલી, પુત્ર પાલે જેમ માત;
સરવ સુખ પામે, કુડ વિરામે, એમ વદે ધર્મની ખ્યાત. ૧
ધૃતરાષ્ટ્રનું બહુ, ભલું છે સહુ, જેણે તેડયા પાંચે વીર;
આજ થકી આનદ નગરમાં, ઉપજાવશે રણધીર. ૧
અન્ન તપ દાન મહીમાં થશે, શત વરશ કરજો રાજ;
શોક દુખ નાસે, મૃગ ત્રાસે, તે સરવ થાજો લાજ. ૧
એમ વાટે વાણી સુવિખાણી, આવીયા રાજદ્વાર;
ધૃતરાષ્ટ્ર ભિષ્મ દ્રોણ કૃપાચારજ, પ્રણમ્યા ગુરૂ કુમાર. ૧
શ્રી કૃષ્ણ સાંનિધ્ય, સભા માંહે, બોલ્યો અંધ વચન;
વેગે જાઇ વિશરામ કરો, આપ આપને ભોવન. ૨
પ્રથમનાં ઘર ભર્યાં ભાદર, દુઃશાસન દુષ્ટ દેહ;
પ્રગટયા પાંડવ જાણીને, સઉ નાઠા સૌ ઘેહ. ૧
કૌરવે મદીર, સજ્યાતાં સુંદર, ત્યાં થઇ રહ્યાં જાતકાર,
તે ભુવન મુકીને ગયા, તાંહા રહ્યા પાંડુ કુમાર. ૧

કડવું ૭૧ મું-રાગ કેદારો.

મળવાને મરવકો આવે, જુધિષ્ટિરના મનમાંહી ભાવે,
લાવેરે નાની વસ્ત, અતી પ્રેમસુરે. ૧

ઢાલ.

આની પ્રેમે અરવકો, લાવે મલણું સુદર સાર;
કુતાને ગાધારી વધૂ જન, મળ્યો સહુ પરીવાર. ૨

એક દિવસ સભા માંહ બેઠા, ધૃતરાષ્ટ્ર ને ગાંગેવ;
દ્રોણાચારજ ને કરણ દુરજોધન, કૃપાચારજ મુનિ દેવ. ૩
તેણે સમે પાસે તેડીને, બોલ્યા રાએ વચંન;
દરપ ધરીને શ્રવણે ગ્રેહેવા, ઉભા ધરમ રાજંન. ૪
આ સર્વ પંચશત કુંઅરો, સરખા આહારે જાણ;
મત વચન હું કહું છઉ પુત્રો, સાહ્ય પુરૂષ પુરાણ. ૫
નિત કલેશ આ ઘરમાં થાયે, કલેશ નાશનું મૂલ;
કલેશ રાખ્યો તેને રાખ્યું, નિશ્ચે નિર્વંશ કુલ. ૬
કલેશ માટે નગર તજીએ, તજી સૌ વર્ગાએ અરણ;
કલેશ માટે પ્રેમ તજીએ, તજીએ કુટબનું શરણ. ૭
કલેશ માટે સર્વસ્વ તજીએ, નિત્ય કલેશ જાંહાં થાએ;
માહારૂં કહું જુધિષ્ટિર કુંઅર, આણો તું મન માંહે. ૮
નિત્યે વાધતું વિખ ગીરે, નિર્વંશ કુટબનુ જાણ;
ઇંદ્રપ્રસ્તમાં જઇ વશો, તમો પાંચે સુત નીરવાણ. ૯
હસ્તિનાપુર માંહે દુરજોધન, તેમ ઇંદ્રપ્રસ્તના નમે રાએ;
જો વાએક અંગી કરો, તો કલેશ બન્નનો જાએ. ૧૦
ઇંદ્રિપ્રસ્ત નગર, અતિ સુંદર, સમુદ્રવત ગંભીર;
સુરજ કોટસમ પ્રભા ઝળકે, એ સ્થાન સદા રણધીર. ૧૧
અતિ શોભાવંત નગર છે, વાડીકાનો નહીં પાર;
સદા કાલ ફલી ફુલી રહે, વનસ્પતિ બાર અઢાર. ૧૨
પુન્ય માર્ગી લોક વશે તાંહાં, મુનિ વિપ્ર કરે વેદ ધુન;
ક્ષત્રી વૈશ્ય ને શુદ્ર ઘણા, વસે ધર્મવંતા મુન્ય. ૧૩
આદ અનાદ એ નગર અનોપમ, અતિશે શોભા માનો;
દુઃખ શોક કેહેને નહીં વ્યાપે, સુખ સાગર ત્યાં જાણો. ૧૪
સતી શીરોમણ નાર બહુ, પતિ આગનામાં નવ ભેદ;
નાની લોક વસે છે તેહેમાં, મન માંહી નહીં ખેદ. ૧૫
પુષ્કર વન તડાગ મોટાં, સ્વર્ગ સમાન ભોવંન;
તમો તાંહાં રહી રાજ કરો, એમ વદે અધ વચંન. ૧૬
હું આવી તમ પાસે રહીશ, દુરજોધનનો કરી સાજ;
આપણે બે સાથે નવ ચાલે, ધર્મશીળ કરો રાજ. ૧૭

બહુ પાંડિસ નગર જન કરશે, તમો સુખીઆ થાશો;
ગાંગેવ કેહેરે કલેશ જશે, જો ઇંદ્રિપ્રસ્ત તમો જાશો. ૧૮
એહેવું સુણીને પુણ્યશ્લોક, બોલ્યા કરી પ્રણામ;
સત વાએક તમારૂં કરશું, તમે છો પિતાને ઠામ. ૧૯
ઇંદ્રિપ્રસ્ત છે અતિશે સુંદર, તેહેની નાહાની સીમ;
ત્યાં જાવાનું સુણીને ક્રોધ કરશે, કુંતા અર્જુન ભીમ. ૨૦
એહેવું સુણીને તતખણ બોલ્યા, સ્વામી શ્રી જુગદીશ;
વૃદ્ધતણાં વાએકને માનો, વેગે ચઢાવો શીશ. ૨૧
પ્રણામ કરીને રાએ જુધિષ્ટિર, મંદિર પોતે આવ્યા;
કુંતાને ચરણ લાગ્યા ને, સરવને વૃત્તક સુણાવ્યા. ૨૨
તે સુણીને વાયુકુંઅર બોલે, અંધ તણું એ કામ;
આપણને હસ્તિનાપુર થકી, સુકાવે છે ઠામ. ૨૩
અતિ ઉત્તમ નગર છે મોટું, તો દુરજોધન ત્યાહાં જાશે;
આંહાંથી જાઓ તમને કેહેશે, ફોકટ તે પસ્તાશે. ૨૪
આણ ફરે આંહાં કૌરવ કેરી, નચિતે કરશે રાજ;
અરણ્ય મધે વિશ્રામ કરીએ, ભોવન કીજે સાજ! ૨૫
ભીમ કેહ આવે જાઓ કેહેવા, લેઉં તેહેના પ્રાણ;
એહેવું સુણીને રાએ જુધિષ્ટિર, બોલ્યા મુખથી વાણ. ૨૬

### વલણ.

બોલ્યા મુખથી વાણરે, ભીમ એમ કાં કરે;
ધરમ વચન ધરમરાય કેહે, તુહુંને કહુ તે શ્રવણે ધરોરે. ૨૭

### કડવું ૭૨ મું–રાગ રામગ્રી.

વલતા બોલ્યા ધરમ રાજનજી, એ વાત ગમે છે ગંગા તંનજી,
મુજને કેહે સુત સાંભળ મારજી, ઇંદ્રિપ્રસ્ત જઇ વશો કુમારજી. ૧

### ઢાળ.

ઇંદ્રપ્રસ્તમાં જઇ વશો, તો કંલેશ પુરથી જાએ;
ત્યાહાં સુખી થાશો તમો, તે વાએક ગમ્યું જદુરાએ. ૨
કૃષ્ણ કેહે અંગી કરો, માટે મેં કહી વાત;
જે મન આવે તે કરો,એહેવું સુણી બેઠો ભીમ ભ્રાત. ૩

સરવ મળી આજ્ઞા લેઇ, ચાલ્યા ઇંદ્રપ્રસ્ત તે જ્યએ;
આનંદે સરવ જઇ પોહોંતા, સાથે વૈકુંઠ રાએ. ૪
ત્યાંહાં રાજ વરત્યું ધરમનું, સહુને હવું કલ્યાણ;
કુંતા ને પાંડવ પ્રત્યે, શ્રીકૃષ્ણ બોલ્યા વાણ. ૫
અરે વીરો આજથી, મુને સુખે આવશે નીંદ;
સ્વસ્થાનક પામ્યા પૂંઠ, આજ થઇને બેઠા ઇંદ. ૬
સુખે લીલા કરો બેઠા, કલેશ કાઇ નવ થાએ.
શ્રીકૃષ્ણ પ્રત્યે બોલીયા, તેણે સમે સુત વાએ. ૭
થોડે ઘણી કરી માનસુ, સ્વામી શ્રી જગદીશ;
આપણી ભામ થઇ કોરવી, આજ્ઞા ચઢાવી શીશ ' ૮
શ્રીકૃષ્ણ કેહેરે અર્જુનો, જ્યહા ફરશે અર્જુન ભીમ.
તે સરવ થામે જાણજો, રાએ જુધિષ્ઠિરની સીમ. ૯
તીલક કરીને આસને, બેસાડ્યા કૃષ્ણ સાર;
વિશ્વકરમા તેડીને, કરાવ્યો નગર વિસ્તાર. ૧૦
હસ્તિનાપુરથી અતિ ઘણી, શોભા કરી શ્રીકાર;
સ્વર્ગ પડ્યુ પૃથ્વી હેઠ, કાઇ કરતાં ન લાગી વાર. ૧૧
નૌતમ નગરની રચના જોઇ, સંતોષ્યા શ્રીકૃષ્ણદેવ;
આજ્ઞા માગી વિશ્વકર્મા, મદીર ગયો તતખેવ. ૧૨
રાજ બેઠા જુધિષ્ઠિર, થાયે નિત્ય મુક્તા પરજંન;
દેશ દેશથી રાએ મલવા, ઇંદ્રપ્રસ્તમાં આવે અનત. ૧૩
કૃષ્ણ બલીદેવ સાંચર્યા, કુંતાને કરી પ્રણામ;
દ્વારકામાં પધારીયા, પાંડવને પમાડી કામ. ૧૪
પ્રજા પાલે પ્રેમસું, ધન ધાન્યનો નહીં પાર,
જુધિષ્ઠિરના પુન્યથી, સુખી થઇ વરણ અઢાર. ૧૫
ધરમ કાજે પરાયણ, વિપ્રપ્ર જન સરવ લોક;
કુમત કો નવ આચરે, નહીં સંકટ કે શોક. ૧૬
પ્રાણી માત્ર સેવે વિષ્ણુને, આચરે રૂડાં કરમ;
મારગ ચાલે વેદનો, જ્યહા રાજ કરે છે ધરમ. ૧૭

વલણ.

રાજ કરે છે ધરમ રે, તાહાં નગર જન સુખી થયા;
પ્રેમાનંદ પ્રભુ પરમેશ્વરની, પ્રાણીમાત્રને મન વ્યાપી દયા. ૧૮

## કડવું ૭૩ મું-રાગ રામગ્રી.

એણીપેર બોલે પરીક્ષત તનજી, વિસ્તાર કરીને કોહો મુનિજનજી,
ઇંદ્રપ્રસ્તમાં બેઠા રાજજી, ત્યાર પુઠે શાં કીધાં કાજજી. ૧

ઢાલ.

કાજ શા કરતા હવા, તે કોહો વિસ્તારી વાત,
રૂખી કેહેરે સુણો રાજા, પાડવ કેરી ક્ષાત. ૨
પ્રજા પાલે રીત રૂડી, જેમ ઇંદ્ર પાલે દેવ,
એહેવુ નામ ચાલુ મહીતલે, માહારાજાનુ તતખેવ ૩
એક સમે રાજા સભા બેઠે, પોતે પુણ્યસ્લોક,
તેણે સમે શ્રીનારદ પધારીયા, રાયનો તજ્યો શોક. ૪
કનક આસન બેસાડી, પુજા કરી તેણી વાર,
આજ્ઞા આપી નારદે, પછે બેઠા પાડુ કુમાર. ૫
સેવક સાથે તેડાવીને, દ્રુપદી લગાડી પાએ.
નારદ કેહે સૌભાગ હજો, તાહારા સ્વામીની થીરતાએ. ૬
ભોગવો રાજ સુખભેર સદા, જાઓ રાણી ઘેર,
પ્રણામ કરીને તે ગઇ, રૂખી પુછે ધરમની પેર. ૭
તમો પાચે બલીઆ અપરમીત, વચે વનિતા એક,
તો કુશલ રેહેવુ દોહેલુ, હુ કરી કહુ વિવેક ૮
રાએ સાભળ કહુ તુજને, જો એક છતા બીજો જાય.
કા ઘડ પડે તાહા બેહુના, કા ચિત્તથી અળગા થાય. ૯
માનુભાવ મોટા તાપશી, જે ગેહે તજી ગયા વન ભણી,
તે અસ્ત્રી નારણ દેહ તજે, એમ વેદ સ્મૃતિ દે સાખો ઘણી. ૧૦
રાજ મુકે કુટબસું, તેણે અસ્ત્રી તજી નવ જાએ.
માટે પાચે જણ કુશલ રહો, એમ કરો ધરમ ઉપાયે ૧૧
ધરમ વવતા એમ કેહે, રૂખી તમારે પશાએ.
પાચે પાડુ પુત્રને, માહે માહે કલેશ ન થાએ. ૧૨
પ્રીત પરસ્પર બહુ છે, હદે સહુને પ્રેમ,
અકેક ઉપર દેહ તજે, એહેવો ધરે મન નેમ. ૧૩
ત્યારે નારદ કેહેરે રાએજી, સાભલો કહુ એક વાત.
સુદ ઉપસુદ બે દાનવ, બળિયા બંધે વિખ્યાત. ૧૪

સમાન વયનાં, રૂપ સરખા, ગુણવત બેહુ અપાર;
તે પ્રેમ ધરતા અન્યોઅન્ય, જેહેવો ન જાણે સમાર. ૧૫
તે નારી માટે બેહુ જણનાં, પડયાં રાએ શરીર,
ધરમ કેહે વિસ્તારી કહો, જે ક્ષાન બલીયા ધીર. ૧૬
નારદ કેહે સુંદ ઉપસુંદ, કરી મન વિચાર;
બ્રહ્માને જાઇ ઉપાસીયા, શ્રી વિંધાચલ મોઝાર. ૧૭
સમાન તપ બેહુ આચરે, ને ધ્યાન સરખુ મન,
તપથકી સરવ ખળભળ્યું, સ્વર્ગ મરત્યુ ત્રણ ભુવન. ૧૮
ત્યારે ધરમ કેહે સ્વામી, વિસ્તારીને કોહો મુન્ય,
ને નામ સુભટતણા બેહુ, તે બલીયા તન ૧૯
કોણ દેવને ઉપાસીયા, કોણે કર્યા ઉપદેશ,
તે વિસ્તારીને મુઝને, કોહો પ્રભુ દેવ દેવેશ. ૨૦

ધ્યાન લીધું આકર્ષી, ચતુરાનને તેણીવાર;
ચક્ષે જોઇ પ્રભુ દીઠા, હસપતિ તેણે ઠાર. ૭
ચરણે લાગ્યા બેહુ બાંધવ, માગ માગ કહે વચંન;
સ્વામી.દયા કીજે દીનને, જેમ ન પામે તન પતન. ૮
અમર રાક્ષસ માનશી, વલી ભૂત ને વૈતાલ,
પશુ પ્રાણી માનથી, અમારો ન થાએ કાલ. ૯
અંત અમને ન હોએ, એવી ઇચ્છા ઉપની તાત;
બ્રહ્માજી કેહે અંત પામે, નહોએ પ્રાણી જાત. ૧૦
જાણો તો વર પ્રારથો, હું આપું તે તતખેવ,
મન વિચારી બેહુ બાંધવ, ઓચરા અસ્વમેવ. ૧૧
અમો અન્યોઅન્યે મૃત્યુ હોએ,બીજે નહી ઉપાએ,
અસ્તુ કહીને હસપતિ, બ્રહ્મલોકે પલાએ. ૧૨
વરદાન પામ્યા જેટલે, પછે અસુર થયા બલવાન;
ધરમ મારગ ઉથાપીને, પાપાચરણમા એક ધ્યાન. ૧૩
ત્રૈલોક જેહેને વશ વરતે, ઙ્મે ચારે ખાણ,
અમર રાય ગયા બ્રહ્મસદન, પિતાસું બો'યા વાણ ૧૪
સ્વામી ધરમ મારગ ઉથાપીયો, ભેલી વરણ વરણ,
એ સાથે કો છતે નહીં, જુધ કરે પામે મરણ. ૧૫
પછે અમર બ્રહ્મા ગયા વૈકુંઠ, વિષ્ણુ કેરે શરણ,
ત્રાહે ત્રાહે અમો કર્યા એણે, સાભળો ગીરીધરણ. ૧૬
ધરમનો ઉચ્છેદ કીધો, રૂખી સ્વરનો નાશ,
બલ પ્રાક્રમ અતિ ઘણા,કોહોસુ ચાલે ન અવિનાશ. ૧૭
શ્રીવિષ્ણુ વળતા બોલીયા, જાઓ અમર નિજધામ,
મરવથા હું નિર્દીશ, એ અસુર કેરો ઠામ. ૧૮
પ્રણામ કરીને આચરા, બ્રહ્મા ઇંદ્ર ને દેવ,
વિષ્ણુએ મન વિમાસીયુ, મોહની થાઉં અસ્વમેવ. ૧૯

વલણ.

અસ્વમેવ મોહની થાઉં, વિચારે વિષ્ણુ રૂપે,
સુંદ ઉપસુંદને મારવા માટે, શણગાર આભ્રણ કેવા મનેરે. ૨૦

## કડવુ ૬૫ મું–રાગ વસંત.

વિષ્ણુએ માંડો રે, શણગાર કરવાને સહી,<br>
ચોળી ચરણા રે, પેહેર્યા મન ક્રોધ નહી     ૧<br>
પાએ નેપુરર, ઝમકે નાના રીતસુ,<br>
વિછિયા અણુવટરે, પેહેર્યા પ્રભુજી પ્રીતસુ     ૨<br>
કટીમેખળા રે, સોનાનુ નગ જડાવસુ,<br>
ઝુમણા ઝામણા રે, હાર પેહેરે મન ભાવન     ૩<br>
માળા મોતન રે, સુંદર મુગતાફલ તણી<br>
માદળિયા ઉરેરે, પેહેરે શ્રી ત્રીભોવન ધણી     ૪<br>
હાથે પોહોચીઆ રે જડીત ઝવેર શોભીએ,<br>
કર કંકણ રે, જોતા દષ્ટ ન થોભીએ     ૫<br>
ગોફણી હેમની રે, ચુડ ઝાઝરી હેમની<br>
ચુડો સોહેરે, કાંમણી મલપ્યા પ્રેમની     ૬<br>
બાજુબંધ રે, હાથે હથરોર અતિ ભના,<br>
કાને કુંડલરે, જડાવ મોડે વીરલા     ૭<br>
ઝાલ ઝમકે રે, ગાલ સાથે લાગી રહી<br>
ઉપર શ્રીફળા રે, મોગરડે શોભા વળી     ૮

હાથ માંહે રે, મોગરડા રાખી રહી;
દાનવ દષ્ટે રે, આગલ-ચાલી તાંનાં થઈ. ૧૫
જારે દીઠી રે, મોહની સુંદર રૂપની;
શાંત શુધ ગઇ રે, એહુ રાક્ષસ ભૂપની. ૧૬
વેગે આવ્યારે, એહવા સુંદરી સંગને;
કર એકેકરે, એહું વીરે શાહો રંગરે. ૧૭
સુંદર બોલેરે, મેહેલ ભ્રાત મહારી સુંદરી;
તહારી એ ભાભીરે, દષ્ટ કરીને મે વરી. ૧૮
માત ઠામરે, તાહારે એ અબલા થઇ;
શું વળગેરે, શુધ સરત તારી કાંહાં ગઇ? ૧૯
સુણતાં કોપ્યારે, ઉપસુંદ અની ઘણું,
સાહામુ નીહાલેરે,મુખ બાંઝું હું તેહ તણું. ૨૦
નહારી વએ નહીંરિ, તેણે કરી મન ભમી રેહે;
લઘુ વીરનીરે, સ્ત્રીને કો ભારજા કેહે? ૨૧
તું તો પીતારે, પુત્રી કરી એહેને જાણજે..
હું વરીઓરે, દઢ કરી મન આણજે. ૨૨
તારે ઉપસુંદનેરે, ક્રોધ બહુ વ્યાપો મનજે;
સુંદરીને પુછેરે, પછે વચન પ્રેમ થકો. ૨૩
કોહોને વરશોરે, કેહે સાચુ મુહુને સુંદરી,
એહેવું સુણતાંરે, નારી વાયક ઉચરી. ૨૪
સુંદર દીશેરે, બેઉ જોધા સરખા વલી;
જીતે તે વરવોરે, મ્હારે મન પોહોંચે રલી. ૨૫
એહેવું સુણતાંરે, જેષ્ટ ભ્રાત બોલ્યો તાહાં;
વહડવાડ સાંભલોરે, તે વિસ્તારી કહું આહાં. ૨૬

## કડવું ૭૬ મું-રાગ આશાવરી.

કાંઈ સુંદ વાણી ઓચરે, સાંભળ મહારા ભ્રાતરે;
કાઇ માતરે, સ્થાનેક તુ તેહેને જાણજેરે. ૧

### ઢાલ.

માત સ્થાનેક તુ જાણજે, એ મહારી છે નાર,
મેહેલ કર તું એહેનો, મુહને ક્રોધ ચહે અપાર. ૨

નદી નવાણું ને નગ નદ, અવની તળે આકાશ;
રાખી કોઇએ નવ શકે, પંખી પોપટ પાસ.
ભમતો ભમતો આગળે, પાછળ સિદ્ધ સુજાણ;
આવ્યો નગર ઉજ્જેણમાં, જ્યાં ગાંધર્વનું મસાણ.
સિદ્ધવડ શાખા શીખ છે, ગરવો વૃક્ષ ગંભીર;
હરસિદ્ધ હજુરી હાજરે, ક્ષીપ્રા ફેરે તીર.
મહાકાળેશ્વર મહા જતી, ગતિ મતિ ગુણવંત;
ચટક ચોરાશી લાખ ત્યાં, અદ્‌ભુત અખીલ અનત.
બાવન વીર બહુ પ્રાક્રમી, છપ્પન કોટી ચામુંડ;
ચૂડ મુંડ વધની ચોશટ વસે, ખડ્ગ ખપર કર દંડ.
અષ્ટ ભૈરવ છે મલપતા, કાસદ ઉભિયા ઇશ;
એ સિદ્ધવડની શોભા ઘણી, ધર્મ ધોરધર ધીશ.
ભૂચર ખેચર વતરી, જક્ષ વૈતાળ જ પીર;
મારણ મોહન કામના, પેગંબર બહુ પીર.
સોધી શીકોતેર સાકણી; ભૂતાવળની ભીત,
ચાચર દેવી ચોકમા, પુર પરમાણી પ્રીત.

ભુતાવળનો ભેય, તેજ બળીદાનો આપે,
રાજા કેરા ભેય, તે વચન થીર કરી થાપે,
પિત્રી કેરો ભેય જેહને, બ્રહ્મ ભોજન તરપતતણુ,
શામળ કહે સિદ્ધ શિર, ભેય વસે ઘોર ભાત ગાજે ઘણુ

## ચોપાઇ.

સિદ્ધ સાથી નાથી છુટીઓ, જાણ્યું રામ હવે રૂઠીઓ,
પોપટે વિચાર્યું પાસ, સહી હાથી નવ ઉડાય આકાશ
ચરવા જાઉં તો લે ચાંચમા, આ ઠામે નાવું આચમા,
ખાવું પીવુ ટૂંકો ટાઢ, કેમ વેઠાય રહેવું આ ઝાડ.
માનવ રૂપ મનથી માનીઓ, બ્રહ્માડ ચડાવ્યો છે પ્રાણીઓ,
સબ રૂપ પ્રતગ થઇ ભર્યો, કારણુ તેનો કોઇએ નવ કર્યો
ચતુર ચેલો રહ્યો સા સુખે, પુજ ગુરૂ તો દાઝયો દુખે,
કયા રહું કયા જાઉં કેમ કરૂ, હવે પ્રાણુ કેમ એનાં હરૂં.
મન માહે વિચારજ કરે, હિમ્મત મેહલે અર્થ ન સરે.

## દોહરા.

આળસ મરડી ઉઠીઓ, તરતીબ ધરેરી તેણુ,
પ્રવેશ કીધો પુર વિશે, ઇદ્રપુરી ઉજેણ
કૈલાશ દીઠુ કારણુ, વૈકુઠ પુરીનો વાસ,
રવિમડળ ઇદ્રાપુરી, તેજ પુજ પ્રકાશ
સભા સુર નાયક તણી, તેમા શોભે ઇંદ્ર,
ગ્રહ માહ શોભે રવિ, તારા માહે જેમ ચદ્ર
માન સરોવર હસ જેમ, નગમે નવાણુમા ગગ,
વિક્રમ શોભે એ વિધે, રાજા કરે છે રગ
આગમ નિગમના ગુણ ગણે, પડિત કરે પ્રમાણુ
અઢાર સહસ્ત્ર અતિ ઓપીતા, જોતિક વિધા જાણ
ન્યાય શાસ્ત્ર તો નિરણે, કરે, દે હજારો નિષ,
એવી સભામા આવીઓ, સકળ કળા ગુરુ સિદ્ધ
જોગી જણાય જટા થકી, વપુએ વરતીક વેસ
ઉપવિત થકી વિપ્ર હરી, અમીત દે આદેશ

તેજ પુંજ તરતીમનો, બોલે બાઝન બોલ,
ધર્મ લાભ કહી ઉભો રહ્યો, તનુમાં ભારે તોલ.
પ્રણામ કર્યો તે પુરપતી, ધ્યાન જોડ્યુ છે દષ્ટ,
એ કોઇ રૂપ અલૌકિકા, કાઇ એક દીસે કષ્ટ.
પુંજ હતો પશ્ચિમ દિસે, પુરપત પુરવ પાસ,
આશીરવાદ અદ્ભુત કહ્યો, હેત ધરીને હાશ.

**છપ્પય.**

પૂર્વે મુખ બેઠે પુન્ય, જ્યાંહાં ઉદે રવિ રાજા;
જગ વરતે જયકાર, જાણુ જશ મહિમા ઝાઝા;
પૂર્વે મુખ બેઠે પુન્ય, કહોવ કરે ત્યાં કાશી;
ઈંદ્ર લોક અધિપત્ય, વાસ વસ્યા તેજવાશી,
ગુણનિધ ગંગા ક્ષીપ્રા પૂર્વે વસે, વિશ્વનાથ શોભીત સદા,
શામળ કહે દેવ દૈવત પૂર્વ વસે, ઈશ કુળવંતા ના મેલે કદા

**ચોપાઇ.**

ત્યારે રાજા મનમા હરખ્યો, સિદ્ધ બોલ હૃદેમા વસ્યો,
માન ઉતારવા માડ્યું મુખ, ઉત્તર સામે બેઠો ભૂપ,
સિદ્ધે મનમા આણી સુજ, પ્રીતે આશિશ કહી અનૂપ.

**છપ્પય.**

અતિ સુંદર ઉત્તરા પથ, કુતર તારે બહારી,
અતિ ઉત્તમ ઉત્તરા પથ, કેદાર કાકણુ કતકારી,
અતિ સુંદર ઉત્તરા પથ, હિંને હિમાળો હાલે,
અતિ ઉત્તમ ઉત્તરા પથ, માન ગીરજાજી માહાલે,
અતિ શોભીત ઉત્તરા પથછે, સ્વર્ગ મારગ શોભીત સદા,
શામળ કહે રાય મતવાદી તર્યા, કુળવતા ન છોડે કદા

**ચોપાઇ.**

કહ્યાં વચન તે સુણીયા કરણ, ફરી બેઠો ચલાવી ચરણ
વચન સિદ્ધના મનમાં વસ્યા, પુરપત બેઠો પશ્ચિમ દશા.

**છપ્પય.**

પશ્ચિમ દીશ પવિત્ર, ધરણુ-ધોળા ધડધીશા,
કૈલાશથી પવિત્ર મહાન, વસ્યા ઉમિયાપતિ ઇશા,

પશ્ચિમ દિશ પવિત્ર, કનકનો મેરૂ શોહે,
રાત દિવસ ન જણાય, ઉદે રવિ અષ્ટગજ હોયે,
ચન્દ્રમા ઉદય છે બીજાનો, શીત પથ શોભીત સદા,
શામળ કહે સતવાદી પુરુષ, કુળવતા નવ છોડે કદા.

ચોપાઈ.

રાજા મુખ મરકીને હસ્યા, બેગ જઇને દક્ષણ દશા,
સાભળે સકળ સભા ગુણ ગજ, પુર પ્રાક્રમથી બોલ્યો પુજ.

છપ્પય.

દક્ષણ દિશા છે દિવ્ય, સકળ લોકથી તે સારી,
નીરખે નર્મદા નીર, ઓધાર પામે નરનારી,
. તારે તે દશ વિધ તાપ, ચતુર ચિત્ત ચિંતા નાશો;
મુગીપટ્ટણ માદી, પ્રગટે શાલિવાહન શાશો,
જોરાવર છત્ત જોખમ કરે, સત વચન સિંધુ સર્વદા,
શામળ ભટ કહે સૌજન સાભળો, નરપત ન્હાએ નર્મદા

દોહરો.

ચિત્તમા ચેત્યો રાયજી, ચમક્યો ચતુર સુજાણ,
ચેત્યો વેણ ચતુરાઇના, બોલના વાગ્યા બાણ.
સન્મુખ સિદ્ધભણી રહ્યો, કહી વાત કરજોડ,
પડિત સાચો પારખ્યો, મેલ્યો મનનો મોડ.
કો કહે દિયે દાખતુ, કો કહે અસત્ય એ વાત,
કો કહે ખીજ્યા ખાતથી, એમ વદે ઉત્પાત.
સિદ્ધ કહે રે રાયજી, પુછી પડિત રાજ,
જુઠો હોઉં તો રહજો, લેશ મા ધરશો લાજ.

છપ્પય.

ડગે મેરૂ ઘડમાન, ઉદો ઉદીયાચળ બાધે,
ડગે અસ્તાચળ આપ, ડગે વિધ્યાચળ વાધે,
ચળે મહિ મડળ ચિત્ત, આપ ઇશ ન ડોલે,
ચળે અરણવનુ નીર, આળ સતવાદી ન બોલે,
ચળે ધ્રુવ ને ચલે ધરણીધરા, અહ ગુણ તારા સર્વદા,
આ સિદ્ધ વચન ચળે નહિ, નરપત નડે તને નર્મદા.

એક દિવસ વિક્રમાજીતે, ભાંગ્યું એક અનાર;
ઝવેર તણો ઢગલો થયો, અલખત અપરમપાર.
ફળ એ તો દાડમતણું, ઝવેર ફલીને દામ;
અંધારે અજવાળું થયું, રાયની ગઇ છે હામ.
ભંડારી તેડયો ભૂપતિ, ફળ મેલ્યાં તે લાવ;
એકઠાં કીધાં અતિ ઘણાં, આપવા કારણ ભાવ.
દશ વિસ ચાળીસ સો બમે, ખટ મહિનાની ખોટ;
ભાગ્યાં ફળ અનારનાં, છે જુગતા જુગતી જોટ.
એક નંગ એક કોટીનું, અતિ તેજ અમુલ્ય;
કરામત કોણ કળી શકે, સુરજકાંત સમતુલ્ય.
રાયે રિદ્ધ દીઠી ઘણી, એકે ન પડી સુજ;
એકાંતે સિદ્ધ તેડીઓ, પ્રતાપવત તે પુજ.

### છપ્પય.

ઉપર જેનો હાથ, તેહને મહિપત માને;
ઉપર જેનો હાથ, સાથ તેનો સૌ વખાણે;
ઉપર જેનો હાથ, તેને વસ જગ સઉ વસે;
ઉપર જેનો હાથ, શુભ સકળ ગુણ સરતે;
આપે તે બાપો જગતનો, તેજ તરૂણવંત તોલ છે
શામળ કહે હાથ જેનો ઉપરે, તેનો ઉપર બોલ છે

### દોહરા.

સિદ્ધ આવ્યો મહિપત કને, અમો જાઉં છું આજ;
તું નવ રાખીશ ઓરતો, કહે સુજ સરખું કાજ.
પગે લાગ્યો પુરપતિ, ધરણ નમાવ્યું શીશ;
મહારાજ માગવા આવિયો, તમે અમારા ઇશ.
સિદ્ધ કહે શીઘ્રે કહો, જરૂર ન રાખીશ જાગ;
પથ વિખે હું પરવરૂં, મન ગમે તે માગ.
વચન દો વિક્રમ કહે, તો તો માગુ માન;
મસ વચન સિદ્ધે કહ્યુ, દેઉં જે કહે તે દાન.
પુરપત પુજ પ્રત્યે કહે, માગું છું હું આપ;
તારો ભાર માથે મને, કઇ એટલું કાપ.

કાઇક માગો મુજ ક્ને, તો ઓશીંગલ થાઉં,
અજર કરો એ વાતમા,' તો મારા સમ ખાઉં.
મુજ ક્હે પૃથ્વીપતિ, કહે તો માગી લેઉં,
વચન ગીરત જાએ નહિ, આણુજ વચમા દેઉં

## ચોપાઇ.

રાજાએ પ્રતિજ્ઞા કરી, વચન માહે આણ્યા શ્રીહરિ,
ઉપાડયો ચંડિનો પાઠ, ભર્યા સામા ડગલા આઠ
શિવજીના ઉતાર્યા ફુલ, શાલીગ્રામ ઉપાડયા થલ,
ગૌહત્યા બ્રહ્મહત્યા તણી, અડગ કરી સ્ત્રી હત્યાતણી
જે માગે તું સિદ્ધ સુજાણ, રાજ રિદ્ધ કે સોંપુ પ્રાણ,
મનાવુ તારૂં હું મન, ત્યાર પછે લેઉં જળ ને અન્ન
પુર પ્રતિજ્ઞા તો વિક્રમવીર, કરૂં કામ પછે પીઉં નીર.

## દોહરા.

સિદ્ધ કહે સાચુ કહ્યુ, મન માન્યુ માગી લેઉં,
સબ લાવો સિદ્ધવડ થકી, તો તો આશીશ દેઉં.
મશાણમાહે ભમતમા, માણે છે માહબ્રહ્મ,
તે આણી આપો મુને, તો રહે તારો ધરમ.
વિકટ વાત છે અટપટી, વિકટ કરવુ કામ,
વિકટ લાવવો વાટમા, વિકટ કર્યો છે ઠામ.
હુ કહુ તેમ તુ કરે, નથી મડદુ છે મરદ,
ભોળવશે તને 'ભ્રાંતમાં, દોણી'પાડે એક સરત.
બધન કરજે દસ દિશા, વહેંચજે બાકળા ખીર,
અતરમા ઇષ્ટ આરાધજે, ધનુર્વિદ્યાનો ધીર.
કરગરશે ને કલપશે, કરશે 'સમ પરપચ,
શામદામ ભેદ કરી, દેશે અદકી અચ.
બોલાવશે બહુ પ્રાક્રમે, જો કરશો હુંકાર,
પાછુ જઇને બેસશે, વડ ચડશે નિરધાર.
અચરત પામ્યો અધિપતિ, વિપ્રીત દિસે વાત,
જો સિદ્ધે નવ છલિયો, તે કરશે મુજ વાત

લખ્યા લેખ મટે નહિ, ઘટે નહિ તલ, તોય,
સિદ્ધ વચનથી સચરૂ, કરમ કરે તે હોય

છપ્પય.

વાદ વિવાદ વિખવાદ, પ્રેમ નિખાદ વન વામે,
પાણી પવન જગન, હુતાશન નર જે પ્રામે,
વિખ વેરી કઠોર, ભૂત પ્રેત વનતર જખે,
ચાડી ચાય કે ચોર, ગ્રહ ગુણ મારણ દખે
ઘાત વાદ ન ઉતપાત અતિ, ચતુર વિધ ઘાતિક ચાલ્ય છે,
શામળ કહે ઇષ્ટ આપણો, કરે ધરમ તો માહે થાય છે

ચોપાઇ.

ધીરજ સિદ્ધને દેઇ વરગ્યો, ક્રોધ ભય નન આણ્યો કરગ્યો,
શૂરપૂર થયો વિક્રમ ધીર, નિકટ વાટમા ચાલ્યો વીર
પ્રથમ પુછી હરસિદ્ધ માત, સ્તુતિ કરી કહી વિગતે વાત,
જશ રૂપી તું જશ માહરો, તોય આશરો છે તાહરો.
જુગત થકી ચાલ્યો તે જાણ, માણ્યો જઇ મોટગ મશાણ,
પ્રેમ વીર બાવન બોલીયા, અલ્યા કોણે પડદા ખોલીઆ ?
ધરમવત બોલ્યો ઘડ ધીર, એ છુ હુ તેપનમો વિર,
બહુ બાકલાનું દિધુ દાન, ચાલ્યો મહિપત મોટે માન
અતલી બળ જઇ આઘો અડચો, ચોકી ભૈરવ અવનિમા અડચો,
અલ્યા કોણ છે કોણ આવ્યો આહ્ય, કેમ ચાને મુજ આણની માહ્ય.
એ હું નવમો ભૈરવરાજ, આવ્યો છુ કરવા એક કાજ,
ચઉદ ચોકીઓ મુકી મામ, ગયો સિદ્ધવડ કેરે ઠામ
હૈડુ રાખ્યુ પોતાને હાથ, સ્પર્શ કર્યો તે શબની સાથ,
હા હા,હા કહીને શિષ્ય ઉઠીઓ, જાણે જમ કંકર છુટીઓ
ખાઉં કરી બોલ્યો બ્રહ્મ તન, બુબારવ બહુ વિધ બોનત,
સિદ્ધવડે ચોકીયાત જેટલા, બીહિવાને લાગ્યા તેટલા
કોઇ એક દર દેખાડી ભમે, કોઇ એક રૂપ આકાશે ભમે,
કોઇએક તાણી આવે તીર, ડગે નહિ મન વિક્રમ વીર.
મુડદા કેરાં માપ્યા નખ, શબ લીધુ ખાતેથી કખ,

શબ ઉપાડી નાખ્યુ હેઠ, વડપર વિક્રમ બેઠો વેઠ
સુરપતિ આવ્યો પૃથ્વી પાસ, શબ ઉડ્યુ પાછુ આકાશ,
હેઠે ઉતરે ને ઉપર ચઢે, મત્સ્ય પ્રતિમત્સ્ય સાથે જેમ વઢે
ગડમથન કરતા રજની ગઇ, પોહ ફાટયો ને ઉગ્યો રવિ,
પ્રભાત થયો કરે શી પેર, ગુણવત પાછો આવ્યો ઘેર
વિગત વાત ઠેકાણે થઇ, કથા સિદ્ધને આડી કહી,
નાખ્યુ હેઠ વાર દશ વિશ, પાછુ જઇ બેઠુ તે શિશ
સિદ્ધ કહે એક કામજ કરો, પાછા આજ રાતે પરવરો,
હેઠું નાખશો મા તમો તેહ, જ્વત ઝાઝુ તેની દેહ
વાસે બાધીને લાવજો, એવુ કામ કરિને આવજો,
આણુઓનેથી કારજ થશે, બોલશો તો તે નાશી જશે

## દોહરા.

બીજે દિન બહાદુર થઇ, પોત્યો થાવર દેહ,
વાસે બાધી ઉતર્યો, હેતે, આવ્યો હેર
ચાલ્યો વાટે ચતુર નર, શબ બોલ્યુ મુકી શરમ,
વાત કહુ તે સાભળો, તું છે રાજા ધરમ
તુ સત્યવાદી સનક્ષણો, ઓળખુ છું હુ આપ,
મારી વાત મન નવ ધરે, તો ગૌ માર્યાનુ પાપ
શમ તો શ્લોક સહિત કહે, રાજા સાભળે કરણ,
હુકારો દેતો નથી, અશરણ કેરો શરણ

## વાર્તા ૧ લી–ચોપાઇ.

એક લવણપુર લાખેણુ ગામ, દુરભગસગ નરપતનુ નામ
તેના ગામમા બ્રાહ્મણ એક, ન્યાય શાસ્ત્ર ભણે તે નેક
જ્ઞાન જ્યોતિષ વિદ્યાનુ ગણે, વિદ્યાર્થી ઘેર આવે ભણે,
વિપ્ર તણા અરભક દસ વિશ, એક ગુરૂના સઘળા શિષ્ય
તે ગામમા એક ભારે બ્રહ્મ, ગ્રહસ્થ રાજના પાલે શુભ ધર્મ,
કન્યા એક ઘેર કાડામણી સરદ પુનમસી સોહામણી
રૂડી રતી શામાની રીત એક વિદ્યાર્થિ પડિતશુ પ્રીત,
બ્યાલ નારી ને નરને નેહ, દિવ્ય દેવાશી એની દેહ

નર નારીને પુરણ પાઠ, જેવી પ્રીત પાણી ને મચ્છ
કુંકુમલોલ કન્યાનું નામ, અભયસર અર્ભક અવિધાન.
નજરે દેખી પાણી પીએ, તન મન ધનપર લાહો લીએ;
કુવરી કહે કુંવર શું કરણ, હાથ અરાડુ નહિ બીજે ચરણ;
કોડે કોટિ પ્રતિજ્ઞા કરૂં, વિસ વમા તુજને હું વરૂં.
મરો મરો ચેતાવું તાત, કરૂં આપ વિવાહની વાત;
પિતા પાસે માગીને લેઉં, તુજને દેહ આ મારો દેઉં.
ગામની બાગોળે બ્રાહ્મણ ભણે, ત્રિજું વાત કોઇએ નવ ગણે;
કુંકુમલોલ મનોહર મતિ, સતશીલ શિરોમણ મતી.
સત્વાદિ સત્ય કેરૂં રૂપ, અક્કલ તેની અતિ અનૂપ;
તે ગામમાં નાયિકણી એક, કુકુમલોલ શું તેને નેક.
બોલવા ચાલવાની અદકી પ્રિત, સખી સાહેલી સમની રીત,
પાણી પીવાની વાતો કરે, એક એકને દેખી મન હરે.

છપ્પય.

રામા માહે શુભ રૂપ, રામા પોતે દલ ડાહી;
નારી અક્કલ અનૂપ, નાર ન જાએ વાહી;
નારી માહે નવનિધ, નારમા બહુ ગુણ બુદ્ધિ;
નારી વડે નર હોય, નાર સકળ ગુણ શુદ્ધિ;
વળી કામન મોહન વશીકરણ, વિધિ ચરિત્ર ચૌતુરાં લહે;
બહુ ગુણ પણ બુદ્ધિ પાનીએ, વાત હ્રદેમા નવ રહે.

### દોહરા.

નાપિકણી કહે નાર સુણ, શા બોલે એ બોલ;
પિતા પરણાવે નહિ, કેમ રહે તારૂ તોલ.
કદાચ એ બ્રાહ્મણ મરે, રાજક દૈવિક થાય,
સારે તું કોને વરે, ચતુરાઇ શી ચઢાય.
કુંકુમ કહે સુણ કામની, આ દેહે કહુ આપ,
એ વિના જો દેહ ધરૂ, બ્રહ્મહત્યાદિક પાપ.
એમ હાસ્ય વિનોદમા, મેજે થઇ ગઇ વાત,
આગળ વળતુ શુ નિપન્યુ, જુવતી ભોળી જાત.
બીજો એક વિદ્યાર્થી, ભણતો રૂડી રીત,
નાપિકણી આવે નેહ ઘણો, પુરણ તેને પ્રીત
એમાન એક દિવસ મળ્યા નાપિકણી ને નરંગ,
માંડી વાત મહિમા કહી, રાચી રામા રંગ
કુકુમવતીએ કહ્યું મને, જો મરે અર્ભક આજ,
હું તે વેળા તે ઘડી, પ્રાણ કરૂ નિજ તાજ
તે વાત તો વિસારે પડી, ગયા દીન દશ વીશ,
એક દિવસ શુ નિપન્યુ, જુગત ઘડી જુગદીશ

### ચોપાઇ.

લક્ષણ જે નરસગે લહ્યું, તે અભયમરીયાને કહ્યું,
જુઓ સમ જુવતી ખાય છે, વનિતા આપણને વહાય છે
તુ કહે તો જોઇએ પારખુ, કંઈ કરીએ હસારત સારખુ,
કૌતક એક નવુ રમાડિયે, બામનિનું તોલ ભમાવીએ.
બાનક બુદ્ધ બાળકની જાણ, વિદ્યાર્થીએ માની વાણ,
હા ભાઈ કરોને ગમે એમ, પ્રેમદા કરો જોઇએ પ્રેમ.
જુવતીને જુદી પાડીએ, કૌતક એક એવુ કાઢીએ,
અભયસર છાનો રાખીએ, માહો માહે ભુકુ ભાખીયો.
લોટ માગવા સૌ કો જાય, ચતુરા પેવી ચિતમા ચાહ્ય,
કહો ભાઇ સર્વે આવો તમો,આજ અભયમર ન દેખુ અમો
ઘેર છે કે ગયો છે ગામ, પ્રશ્ન એક પુછ્યાનુ કામ
વિદ્યાર્થી બોલ્યા કરન બાર, ગ નિરાના જેમા દાર

ઠેકાણે મુખ ઠરાવી સુખે, થઈ ગળગળાં બોલે દુઃખે;
બાઈ અમારા સૌના ભોગ, કપરો કાઇએક એને રોગ.
વમન કર્યુંતું કાલે ઘેર, શું જાણીએ જે ગેનું ઝેર;
એમ દિવસ મેચારેક કહ્યું, લક્ષણવતિએ સાચું લહ્યું.
તે સતીએ તવ તજ્યું અન્ન, તન ધન સોપ્યું છે મન્ન;
કો આગળ નવ દુઃખ કહેવાય, કુપની છાંયા કુપમાં સમાય.
એમ કરતાં ગયા દિન સાત, ફરી વિદ્યાર્થીએ વિપરિત વાત,
રોવા સકળના માંડ્યું નત, ભભગનાગ તો પામ્યો અન્ત.
ઉલગત કરે ગામમાં ફરે, ડાટ તણી મગતાઇ કરે,
નાહિ નાહિ સૌ લોકે કર્યું, મકટ કાષ્ટનું તેણે બર્યું
નારી બરતાં જતી નીગ, નાબળી વાત ધરી નહીં ધીગ,
નાચા મોત સ્ત્રીએ જાણીઓ, નગ કાષ્ટે બાંધી આણીઓ.
નિસદેહ વિચાર્યું તે નાર, હવે શું છાનું રાખું કાર,
મહાગે એને છેડું પડે, તે તો કલંક કુળ બાપે ચડે.

સ્વામી જન્મ એ સાનનો, જે મન માને જોશ
બળવા દો મને બાપજી, શાને લો શિર દોષ
પાનકની પમલી ભરી, ઉતારૂ શિર ગાગ
પૂર્ણ દેખાડું પારખુ, મળ કરી બોલી બાળ
ગામ લોક ગરવા સહુ, કહે કરવા દો કામ,
કનક વર્જીત એ કામની, નિર્મળ એનું નામ
અવનિપર અવતારીએ, ચતુરા ચતુર સુજાણ,
ઢોલ ત્રંબક ગાજતે, માનની ગઈ મશાણ
સત મહત્વ ને લક્ષવા, જોવા ચાલ્યા લોક,
વિદ્યાર્થી વિસ્મે થયા, ફજેત થઈશુ ફોક
પરદેશી પરધરતીએ, પ્રીત પાપ કેમ થાય
સૌને દેશે શૂળીએ, જો જાણશે જુદા રાય
ચિંતા કરતે ચિતા રચી, સુવારી માંહે સ્વામ,
મુસ્તક લઇ તે માનુનિ, બેઠી ચઢી મશાણ
પુળા ખડકયા છે પાયમે, તરતિમ અનેખે કાષ્ટ,
અગન પ્રવેશ જો નવ કરે, હગ વિધાના હાટ

કર દિધિ લીધી કામની, ધીમાં બોળ્યા વાળ,
પુળા પરજ્વાળ્યા પલકમાં, ઝપાવી બહુ ઝાળ.
કોણે કલંક નવ જાણિયું, ઉત્પાત તણો અનોર;
કોણ કો આગળ કહી શકે, સૌ કો ચિત્તમાં ચોર.
ભટ્ટ કહે વિક્રમ સુણો, અધિપત પોતે આપ;
એ બે હત્યા શીર કો તણે, પ્રગટ્યું મોટું પાપ.
જો જાણો ને કહો નહિ, અધિપત આણે દિશ;
તે બ્રહ્મ સ્ત્રી હત્યા થઈ, તે તો તારે શીશ.
સત્યવાદી સલક્ષણો, ધર્મ ધોરધર ધીર,
છાનો ક્યમ રહે છત્રપતિ, વડહથ વિક્રમ વીર.
સત્યવાદી કહે રાય સુણો, કારજ ભુંડુ કીધ;
પાપણી પેલી નાપિકણી, તેણીએ હત્યા લીધ.

છપ્પય.

કરે નીચનો સગ, નીચની બુદ્ધિ આવે,
કરે નીચનો સગ, ગુણ સઘળા તે ગુમાવે.
કરે નીચનો સગ, નીચની ભાખા ભાખે,
કરે નીચનો સગ, નીચની રીતજ રાખે;
નીચ જન કામ નીચાં કરે, નીચ કહેવાયે ન ઉંચ જન;
શામળ કહે સગત નીચની, કદાપિ ન કરિયે કોઇક દન.

વાર્તા ૨ જી-દોહરો.

મહિપત જમ બોલ્યો મુખે, નાઠુ રાય તજી નેહ,
સિદ્ધવડને શરણે ગયુ, ચોટયુ થડ જઇ તેહ.
પ્રાતકાળે પુરપતિ, ગુણવત આવ્યો ઘેર;
બુદ્ધનિધાન બીજે દિવસ, પરઠી રૂડી પેર.
સિદ્ધને જઇ સતોખીઓ, ધારણ દીધી ધીર,
એ વસ્તુ આણી આપશુ; સાજે પીશુ નીર.
રાત પડે રાજા ગયો, રાયને લીધુ શીશ;
નરપત વળાયો નગરમાં, બુધવન બીજે દિશ.
બોલ્યું રાય બીજી વરાં, સાભળ સત્વાદી શૂર;
વાત સાંભળ વસુધાપતિ, હેતે મુજ-હજૂર.

બ્રાહ્મણ એક ભરતખંડમાં, બિમુખ નરને નાર,
પૂર્વ પુન્ય પ્રતાપથી, પુત્રજ પ્રગટ્યા ચાર
પુત્ર પ્રત્યે માતા કહે, ભણ્યા નહિ ભૂધર,
કન્યા કો દેશે નહિ, ઓશો નાતમાં નુર
ચેતા ચારે ચતુર નર, વિદ્યા કામ વિદેશ,
ભણવા કારણ બ્રાહ્મણે, પથ કર્યો પ્રવેશ
ઇશ્વર દેહરૂ અરણવે, પુજા તેની કીધ,
ચારે ચાલ્યા ચોદશા, શોભા કામે સિધ.
એક પૂરવ એક ઉત્તરે, દક્ષણ પશ્ચમ પાર,
વાયદો કીધો વરસનો, તે દેહરે તે ઠાર
કરમ અનુસારે કારમી, વિદ્યા ભણિયા વાણ,
મળ્યા એકઠા મલપતા, જુગત પોતાની જાણ
બેઠયા સૌ ભોજન કર્યાં રહ્યા શિવ દેરે રાત,
અરમપરસ એક વરસની, વિગતે કીધી વાત
જેજે જે વિદ્યા ભણ્યા, તે કરો જાહેરિ કામ,
પિતા આપણને પુછશે, ઠરાવ કરો આ ઠામ
એક કહે હુ તો ભણ્યો, વિદ્યા વારૂ સમસ્ત,
કલેવર કોઇ ઉભા કરૂં, જો જડે એક અસ્ત
બીજો કહે બુદ્ધિ થકી, ત્વચા માસનુ તોલ,
ત્રીજો કેહે સજીવન કરૂ, બહુ ગુણ બોલ્યો બોલ
ચોથો કહે હું તેહને, જો પમાડુ મત,
ચારે જણાએ કહ્યો, વિદ્યા કેરો વરત.
પ્રિતે જોઇએ પારખુ, સાચુ જુઠું જાણ,
સિદ્ધ મત્ર સાધિ જુઓ, પછે કર્યું પ્રમાણ
આણ્યો અસ્તનો કરકડો, કર્યું કલેવર એક,
રૂધિર માસ ત્વચા કરી, બીજે બુધ વિવેક
ત્રીજે તોલ મત્રે કરી, કર્યો સજીવન લાગ,
નવ ગજ નવ હાથનો, થયો વડગણ વેગે વાઘ
મુછ પુછ મહા મરડિયો, સાર્દુલ સવાયો શેર,
આળસ મરડી ઉઠીયો, લીધા ચારે ઘેર

ગોપો વીર તેણે રૂપગો, મંત્ર ભણીને મેલ.
નીરખીને હરખ્યા સહુ, ખરો દેખાડયો ખેલ.
એ તો બેહુ આચર્યું, બીજાએ કરી બુધ;
ખોળી લાવ્યો કરકટો, અસ્ત તણો એક સુધ.
કલેવર તેનું કર્યું, બીજે ત્વચા માંસ;
ત્રીજે સજીવન કર્યું, પદ્મનિ રૂપ રાશ્ય.
હાસંતી દેવાંગના, અંગના તે નવનિધ,
ઇંદ્રાણી હોય અવનની, રંભા રમા રીધ.
રન્નાદે કે રોહણી, ઉર્વશી દેહ આપ;
મણી રૂપ કે માનની, પુરણ હરિ પ્રતાપ.
હંસાગવની મોહિની, ચદ્રવદનીનાં ચહેન,
પદ્મની રૂપે પ્રેમદા, અદ્ભૂત રૂપે એન.
મોર કળા મૃગલોચની, મારે રૂપ રૂપબાણુ;
મિષ્ઠલંક અધર બિંદુ, ભાગની ઊગ્યો ભાણુ.
ચોથે વિદ્યા ચિંતવિ, તરુણી ઉપર તરત;
વનિતા તે વિદ્યા થકી, તુરત પામી મરત.
મોહ લાગ્યો જણુ ચારમે, જોઇ રામાનો રંગ;
થયા અનિમેષ આકળા, ધારણુ ન રહ્યું દંગ.
સ્ત્રી મારે ચારે જણે, શિવને સાંપ્યાં શીશ,
કમળ પુજા કોડે કરી, ગાંઠી દીધા ઇશ.
એટલે તુરતજ આવીયા, પારવતિ પુજા કાજ;
વિપરિત દેખી વિરમે થયાં, આ તે શું મહારાજ.
ગોઝારા ગુણુ છે નિધિ, જોવું ન ઘટે મુખ;
ઉત્પાત દેખી ઉમિયાજીને, દારૂણુ લાગ્યું દુઃખ.
કરે રૂદન ને હૈડું હણે, કરવા માંડયો કોપ;
શ્રાપ દેશું શિવજી તને, જ્યારે કરશું મોષ.
આપું હત્યા માહરી, એવી દીધી આંચ;
પ્રભુની પુજા કેમ કરે, ચૅાટી હત્યા પાંચ.
કળકળતી દીઠી કામની, હસિયા ભોળાનાથ;
વિમાન થકી ઊમિઆ તણો, હેતે ઝાલ્યો હાથ.

કહો તે કઇ કામની, છોડો હૃદાથી રીસ,
સમ ખાઈ સતોખિયા, ઊમિયાજીને ઇશ
જુગદિશ જાતો જુગતથી, પડયા મનુજ ને પાય,
તો તમ પાસે હુ રહું, શિવ શુ બોલ્યાં સાચ
એકવીશ ક્રોડ બ્રહ્માંડ તુ, રચે પલકમા એક,
એ પાયે ઉપજતા, વાર મ કરજો વિવેક
દમે અમર ઓગરિયુ, નિર્મળ સિન્ધુ નીર,
અગ્નિ કૂપ ઘટાવીઓ, શુદ્ધ થયા શરીર
નગ્ઉવન મ કુમ થયા, ચાર બાલવયા ભાત,
સ્નાનાદિ ઉઠયા સહુ, જશ પામ્યા નિજ ભ્રાત
પ્રેમદા ગીગ પદ્મની ઓપીત ઉજ્વલ અંગ,
ચારની કટે પાયમાં, શોભીત સુન્દર નગ
ઘેર આવ્યા તે ગુણુનિધિ, નમ્યા માતને ચરણ,*
વિનય વાત એક વરસની, કૌતુક સભળાવ્યુ કરણ
રામ કહે નય માનજો, એ કન્યા તો એક,
પુરુષ ચારમાં કોણુ પરણશે, પુરપત એ વિવેક
જાણો ને જો મહો નહિ, પરા હત્યાદિક પાપ,
પવિત્ર જાણી પુછીએ, એ વાચમો આપ
વેદ વચન વિક્રમ બો જેણે હણીયો વાઘ,
બીજા રહ્યા જોઇ બાપડા, તેહ બન્યો નહિ લાગ
વાઘ હણુત જણુ ચારને, પાપે ખુર્શન પ્રાણુ,
માર્યા તેની માતુની, ગાભન શાન સુજાણુ
અતરિક્ષ શબ ઉડી ગયુ, વડ પોહ્યુ વિખ્યાત,
ઘેર આવ્યો તે ગુણુનિધિ, કહી સિદ્ધને વાત
ચિન્તા કરીશ મા ચતુર નર, જો ચતુરાઇ ચાલ,
લાવુ આણી એહને, મ નવ આરે કાન
તોન એ બીજી વાતનુ, કહું કહેણ ઉલ્લાસ,

વિગત વાત એક કહું છું અમો, હુંકારો નવ દેશો તમો;
ગુણદેવી ગુણવંત છે ગામ, ઠાકોરસગ રાજાનું નામ.
મહા દાતા મહોટો મહિપતિ, છત્રપતિ ને બહુ છે છતિ;
અસ્વારી વૃખભ બહુ છે રથ, ગૃહસ્થ ઘરસુન ઘણેરા ગરથ.
ત્રિકમસગ એક તેને તન, મહા મનોહર નિર્મળ મન;
સતી સાધવી ઘરૂણી જેહ, દેવાંશી રાજાની દેહ.
તેને તો એક ઓરમાઇ ભાંત, વિપરિત કીધી તેણે વાત;
મળ્યો એક શત્રુને સાથ, હેંડે નહિ મુરખનું હાથ.
તે શત્રુને મમતજ ઘણી, સમરસગ શુભ ગુણનો ધણી;
ઓરમાઇનુ અમરમગ નામ, તે ગયો સમરગુણ ગામ.
સૈન્યા ચઢાવી તે આવીયો, લસ્કર લુંટ થઈ લાવીયો,
દગો દીધો કર્યો ઘાત વિશ્વાસ, વિટયુ ગામ કર્યો ઉત્પાત.
લુંટી લીધુ અરથ ને ગરથ, વટવાડ રાંડ કરી તે વ્યર્થ;
ગામ ધણી ગયો હારવા, જાણ્યુ દુશ્મન આવ્યો મારવા.
નરનારી પુત્ર ને વહુ, સમજીને નાઠાં તે મહુ;
ગુણ ડહાપણ મુક્યો ગરવ, સમૃદ્ધિ તેણે લીધી સરવ.
વણીક વેશ લિધા તન કરી, નાઠા સુત સ્વામી સુંદરી;

છપ્પય.

સકટ થકી કર પચ, વેગળી વાટે રહેવું,
અશ્વ થકી કર આડ, જાણ પુરૂષને જાવું;
ગજથી ગજ સેંહે પાચ, આચ થકી અધિકારી,
ગેર થકી કર લાખ, દુર જન અપરપારી;
ચોર થકી ચોગામ તજ, ચુગલ થકી તો ગામ સો,
દેશ તજજો દુરજન થકી, શામળ કહે શાણા દુર વસો.

પુત્ર વધુ ને નરને નાર, એકેક વસ્તરે એ રહે ચાર;
પશ્ચિમ દશા ભખર ભાવીયા, નાઠા નાઠા ત્યાં આવિયા.
ચંદ્રસેન નામે રજપુત, ગુણ રૂડે રૂડું ઘરસુત;
ચારે દુઃખીયાં તેણે ઠામ, મહિપત વચન બોલ્યો સુખધામ.
ક્યાં જાઓ છો ક્યાં રહો ઠામ, શી જાત ને શું છે નામ;
ત્યારે તે રાવતને જોય, ત્યાં અમને નવ જાણે કોય.
વિપત પેટ તણે કારણે, બહુ દુખે આવ્યા બારણે;

છપ્પય.

નવ કહિએ ત્યાં નામ, બાપડા કહી બોલાવે;
નવ કહીએ ત્યા નામ, જ્યાં ફોકટ ફજેતી ફેલાવે;
નવ કહીએ ત્યા નામ, જ્યા ચપાવે જનં ચરણ;
નવ કહીએ ત્યા નામ, વેચી ખાઇએ જ્યાં તરણ;
નામથી રાય પીડી રાક થશે, જો ઉંચ નીચ જાણીએ
નહિતર નીર ગમાવીએ નામ કહે, શામળ કહે શી મોટમ માણીએ

ચોપાઇ.

તેણે નામ તો નવ ભાખીયા, ચતુર જાણી ચાકર રાખીયાં;
મુસારો મોં માગ્યો લીધ, ચાકર તે હજુરી કીધ.
રાત પડે પહોડે જ્યા રાય, ત્યા એ ચાકર ચોકી ચાહ,
રહેવાને એક આપ્યો ઠામ, ગુણવંત જાણે બાધું ગામ.
દીકરો વહુ ધણીયાણી ધણી, પરસ્પરે ત્યા પ્રીત છે ઘણી;
ઠેરવ્યું એકઠું આપે અન્ન, એમ કરતાં ગયા બહુ દન્ન.
ચિત્ત ચકી કરે ચાકરી, બાધે નહિ કો શુ બાકરી;
એક દિવસ થઇ કૌતક વાત, શ્રાવણ માસ વેઠ છે વરસાદ.
રાત અધારી મહા ધનઘોર, જે વેળા ચઢે ચિત્ત ચોર;
ગાજે ઘન ચમકે વિજળી, વદ સાતેમ નિશા કાજળી.
મહીપત સુતો છે મેડીએ, ચાકર ઉભો છે ડોઢીએ;
સુતાં છે માનવ જાતો જાત, મેણધર માજમ છે મધરાત.
જાગૃત રૂડો છે રાજન, કૃત્રિમ સાદ સાંભળીયો કરણ.

દુઃખીયું કોણ છે દેશમાં, કે કો પામ્યું મરત;
એમ વિચારી અધિપતિ, તાકવા ઉઠયો તરત.
ધમકારો ચાકર તણો, દીઠો દાગણ માંહ;
ખાનું ખેડ્યું ખાંતશું, નર એક ઉભો ત્યાંહ.
કહે રે ભાઇ તું કોણ છે, ઘણી રાત છે ઘોર;
તે તો હું ચાકર રાવજો, ચિત્ત ન ધરશો ચોર.
શાબાસ સપુત સલક્ષણા, શાબાસ ચાકર ચિત્ત;
શાબાસ બાપક ગુણ લીધું, મહીપત કહે તું મિત.
રાત સમે રંડા રૂવે, કોણ દુઃખ કોણ પેર;
તે ખબર મુજને કહો, પછી પધારો ઘેર.
સલામ કરી સામદ વળ્યો, જોવા કારણ જાય;
એટલે તેની પુંઠ પરે. ત્યાં તે ચાલ્યો રાય.
આગળ પાછળ આવિયા, રોતી હતી જ્યાં રંડ;
ચાકર કહે ચતુરાં સુણો, પાળે શું પાખંડ?
રાત સમે કાં રોય છે, માનની દાખી મુખ;
સાચું કહે સલક્ષણી. દેહ પ્રગટ્યું શું દુઃખ.
રૂદન કરે જે કારણે, તે નવ કહે જો આપ;
તો આણ તને શિવની, પ્રલય કાળનું પાપ.
સાચું બોલી સુંદરી, રાયના ઘરની રિદ્ધ;
મહીપત ઘેર હું મહાલતી, સઘળા સુખની સિદ્ધ.
ખાતો પીતો ખરચતો. દેતો ઝાઝાં દાનઃ

દાન દે, કે પુન્ય કરે, કરે જશવતો જાગ.
મહિપત કેમે ઉગરે, લક્ષ્મી કહો તે લાગ
લક્ષ્મી કહે લાયક સુણો, સાચુ કહું આ દિશ,
એની વતી કો એક જન, શિવને સમરપે શીશ.
કાલે છે જન્માષ્ટમી, મધરાતે છે મેળ,
એ સાટે તે ઉગરે, ખરો કહું છુ ખેલ
બીજો ઉપાય એકે નહિ, જીવ્યાનો જરૂર,
શીશ સમરપે શિવને, નરપત ઉગરે નૂર.
જેમ બીજું જાણે નહિ, જાણે નહિ એ રાય,
ત્યારે અધિપતિ ઉગરે, કોણ એ પાડે કાય!
રામા તું રોતી રહે, દુઃખ મા ધર તું દેહ;
મહીપત એ મરશે નહિ, થારો તેં કહ્યુ તેહ.
સતોષી તે સુદરી, વળ્યો રાયને વાસ;
સરવ હકિકત સાંભળી, પુરપત હુતો પાસ.
આગળ આવ્યો અધિપતિ, માળે પોતે મહેલ,
કેડે કીંકર આવિયો, સુણી વાત જે સહેલ
પ્રણામ કર્યો પુરપતને, એ તો આળપપાળ,
તે રામા રોતી રહી, શુદ્ધ વિહોણી બાળ
ભેદ કસ્યો ભાગ્યો નહિ, વિગત ન કહી વાત,
ઉદે હવો અત અરૂણનો, પુરણ પુર પ્રભાત
આખો દિવસ આનદ કર્યો, નિશા ગઇ જવ જાન,
નારી આગળ નરે કહ્યુ, કહું તે ધરજો કાન
મોકલશે મને મહિપતી, પરઠીને પરદેશ,
રૂડી રીતે રહેજો સુખે, લોભ ન ધરશો લેશ.
નારીને કહી નિસર્યો, શિવ દેરે શોભત,
ધ્યાન ધરી બેઠો ધણી, આનદ ઘણો ઓપત.
પગલે પગલે પ્રેમદા, કથની કેડે જાય,
ચરચા જોવા ચીતની, ઠરી દેરાને માય
પુત્ર બેઠો તો બારણે, જાતી દીઠી માત,
પહોર રાતે ક્યાં પરવરે, એ તો વિપરિત વાત.

કુંવર પણ દેહેરે ગયો, જ્યાં શિવનો પ્રાસાદ,
પ્રેમદા કેડે પરવરી, આણી મન આલ્હાદ.
મળ્યા ચારે જણ એકઠા, આપ ઘરનાં એકાંત,
ભૂપત લા જોવા ગયો, ભાગવા મનની ભ્રાંત
નિશચરચાનરપત જુવે, બહારથી બુદ્ધનિધાન,
ચતુર ચાકર બોલીઓ, સાંભળરે સુલતાન.
શિવને શીશ સમરપુ અમો, તો ઉગરે અધીપત,
લાજ લુણની રાખીએ, એ તો ગુણની ગત.
પુત્ર કહે પિતા સુણો, એ તો મહારૂં કામ,
મજ ઉભે તમે મરો, તો તો રૂડે રામ.
બાપ કહે સુણ બેટડા, મેં કીધો છે કોલ,
તુજથી એ નવ ઉગરે, તન ખુવો મા તોલ.
કાઢી ખડગ કોરે ધર્યું, માઝમ છે મધનિશ,
શિવ શિવ કહી સમરપિયુ, શિવને માથે શિશ.
શામાને મતી થતુ, છેદુ પડે છે છેક,
આ સમે આ સ્થાનક મરી ? નારે વિચાર્યું નેક.
સ્વામી કેડે સુંદરી, સાસો કીધો સુત્ર,
સતવાદી સલક્ષણો, પાસે હુતો પુત્ર.
ધિક અવતાર એ માહરો, મરે પિતા ને માત,
પુર મધ્યે હું પરવરૂં, એ તો મહા ઉત્પાત.
એ તેમ ત્રીજો એહ તન, દેવ સમરપ્યો દેહ,
બુદ્ધનિધિ બાળા હતી, નર સંગે બહુ નેહ.
સગપણ કીધું સાસુએ, કીધું કુળ તારણ કાજ,

પડયા પાય પરશાળમા, જન્માષ્ટમીને નિશ,
ત્રિદશા કોટિ તેડિયા, ઓછવ કરવા ઇશ.
વરૂણ વાયુ કુબેરજી, અધિપત આપે ઇંદ્ર;
ગ્રહ શુણ તારા નક્ષત્ર નિધ, જોગ કારણ રવિ ચંદ્ર.
બ્રહ્મા વિષ્ણુ રૂદ્ર છે, સનક ને સા શેષ,
ચાચર ચોસઠ જોગણી, ઉમિયા મગ ઉપદેશ.
તાંડવનૃત તરતીબસુ, કરવા કારણ કોડ;
ઓછવ કરવા આવિયા, રાજમ શ્રીરણછોડ.
ઉમિયા કહે છે ઇશિને, સાભળીએ શિવ સાચ,
પરશાળમા કેમ પેશીએ, મરતક પડિયાં પાચ.
કોણે એ હત્યા કરી, કોણે કરી એ ઘાત,
ઇશ ઉમિયા આગળે, કહી વિતકની વાત.
આજ છે ઓછવ આપણો, લાડ કરે સૌ લોક;
ગરીબ કગાલ માનવી, મમાવો એનો શોક.
બ્રહ્માંડ બધુ ભાગો ઘડો, ચૌદ લોકનો ભાર,
જીવ પાચે જીવાડતા, શી વિશ્વંભર વાર ?
શાખ પુરી સૌ દેવતા, માન્યુ શ્રી મહારાજ,
જન્માષ્ટમીનો દિવસ શુભ; કરો પુજાનું કાજ.
હેત થકી ત્યાં હર હસ્યા, શેષ હતા ને સાથ,
આળસ મરડી ઉઠીયા. હેને ફેરવ્યો હાથ.

મારો હાથ શીર નમ તણે, અજીત કહેવાશો આપ;
ભક્તિ મુક્તિ સંપત્તિ, પરમેશ્વરી પ્રતાપ.
પાએ લાગીને પરવર્યાં, પામ્યાં જીવતદાન,
મંદિર આવ્યાં મલપતાં, મહાદેવ તણાં બહુ માન.
ગામ નામ પૂછયું સહુ, થયા આપ અસ્વાર;
પલકમાં પોહ્યાં પુર વિષે, ક્ષણ ન લાગી વાર.
ડંકો દીધો દેશપર, જીત્યો શત્રુ જાણ;
પુરપતિ પોતે તે થયો, આપ વરતાવી આણ.
આપ આપણે મંદિર ગયાં, ભોગવ્યાં રિદ્ધ સિદ્ધ રાજ.
સુખ ભોગવે સ્વર્ગના, કાજ કર્યાં સહુ તાજ.
શબ કહે સુણ રાયજી, ન રહી તેને નુન્ય.
પ્રાણ આવ્યો પાછો જણે, પ્રગટયું કોનું પુન્ય.
કોણ પુણ્યે જીવ્યા સહુ, પ્રગટી પાર્વતી પ્રિત;
પાંચ પદારથ પામીઆ, રાજમ રૂડી રીત.
જાણો ને જો કહો નહિ, તો બ્રહ્મહત્યાદિક પાપ;
પાંચે હત્યા લાગશે, શિવજી કેરો શ્રાપ.
છાનો કેમ રહે છત્રપતિ, જશવાદી જે સુર,
સાચું બોલ્યો સલક્ષણો, પરમારથનું પૂર.
એમાં તે સદેહ શો, સોંપ્યુ રાયે શીશ;
એને પુન્યે પ્રગટીઆં, ઉમયા સહિત સાંઇશ.
ચાકર હક ચાકરે કર્યો, પુત્ર હક કર્યો પુત્ર;
સતીનો હક સતીએ કર્યો, એ તો અખે ઘરસુત્ર.
જો રાજા હોય જીવતો, તો ચાકર લખ ક્રોડ;
સેવક કાજ સ્વામી મરે, તે જવવો જુગ જોડ.
એ પુણ્યે ઉમિયા આવિયાં, જીવજ જીવ્યા પાચ,
રાજ રિદ્ધ ને સ્વર્ગ સુખ, આવી ન ઉની આચ.
ઉડયું શબ આકાશમા, ચોંટયું વડ છે જ્યાંહ
પ્રાતમકાળે પુરપતિ, આવ્યો મંદિર માંહ.
ખબર કીધી તે સિદ્ધને, લેશ ધરો મા લાજ,
જળ લેશું સુખ જયાહરે, કરશું તારૂં કાજ.

ચોથી વાતની ચાતુરી, વિધા બુદ્ધ વિલાસ,
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, કહે કવિ શામળદાસ

## વાર્તા ૪ થી-દોહરા.

આરાધન અનપુરણા, નાહાના ભટ ગુરૂ નિધ,
રખીદાસ પરતાપથી, શોભે ગ્રંથ એ સિદ્ધ
સસ્કૃતમાથી શોધીયુ, પ્રાકૃતમા પુરાણ,
રખીદાસ રૂદે ધરે, કથ્યુ શામળ સુજાણ
પર પ્રાક્રમ પગ્મારથી, ધીરજ કરી ધર્મ,
સાખી સમસ્યા સમજણા, કુડુ નહિ એ કર્મ
શાણા સમજુ સતવાદિયા ભાવિક રૂડા ભક્ત,
પુરણ વ્હાલુ પુન્યસ્તને, નણે બાધુ જક્ત
હૃદય રીઝે રાણાતણા, સતવાદી શોહત,
ગ્નાની ગનીત થાએ સદા માની ચણા મોહત
નિંદીક નમેરા નારકી, નિર્ગુણ નિર્ધ નિગોર,
મૂઢ મુરખ મમતા કરે, જેના ચિત્ત ચાડી ને ચોર
ચરિત એ શ્રી રામનુ, ક્રોડવસા કહેવાય,
પાતિક કોટીક જન્મના, પનક પ્રલ થાય
બીજુ ચરિત વિક્રમતણુ, જે પરમારથ પુન્ય,
અમ્રત ચોખુ દન રાખિયુ, તેને શી રહી નુન્ય ?
ભટ મ્હોટો જગતે મળ્યો, સતવાદી કહે શૂર
દાતા મહોટા દેવથી, નારાયણનું નુર
દાતા તો બળીરાય હુવો, શોભ્યો શ્રીમત સાથ,
વિશ્વભર વામન થઈ, હેતે ઓડ્યો હાથ

બીજી રાતે નિસર્યાં, ચચળ ચતુર સુજાણ;
સિદ્ધ પ્રતાપે સિદ્ધવડે, આણ્યો જઇ મશાણ.
ચેટક ચોરાશી ચટપટે, હણકારે ભોમિ ભડત,
કાયર નો કપી પડે, ધમકારે ધરા ધડત.
બાવન વિર બળવત બહુ, ભૂતાવળ ભયકાર;
પિશાચ પ્રેત પ્રત્યક્ષ પુર, જક્ષ કિન્નર ઝાતકાર.
ભડકા ઉડે ભૂતના, વરુવા બોલે વીર;
નાદ ઉતારે નરેંદ્રના, ધારણ નવ રહે ધીર.
વિક્રમ વિરનો વિર છે, દેવ તણો છે દેવ,
સિદ્ધ તણો એ સિદ્ધ છે, સાચો મત ગુર એવ.
લજ્યા કોણ લોપી શકે, હરસિદ્ધ તણો વડ હાથ,
માથે શિવ મહાકાળ છે, શોભે સિદ્ધવડ સાથ.
ચડયો વડપર અધિપતિ, બોલ્યો તે શબ બોલ,
સાભળી રાય સલક્ષણા, ત્રોદશ તહારૂ તોલ.

ગુણકા એક ગુણની ભંડાર, આકારરૂપ અતિ અપરંપાર;
તાંડવ નૃત્ય અતિ તાતાં રંગ, શોભા સઘળી તેને સંગ.
નાટક રંગ તણાં જે તાન, અર્થકાંતિ જાણે અનુમાને;
હાવભાવ કટાક્ષો કરે, મહામુની કેરાં મનડાં હરે.
તાળ કાંસા તંબૂરાં તંત્ર, જુવતિ જુગતથી વગાડે જંત્ર;
કરે નાચ નારી નવરંગ, અદ્ભૂત અકલ અરચિ અતિ અંગ.
કરે ફુદડી માને માન, સંગીત શાસ્ત્ર તરતીબે તાન;
ઢોલ મૃદંગ ત્રવેણી તાય, નાચે નરતકી નૌતમ નાચ;
દીવાનખાને જુવે જોખ, રાજદરબાર રાજાને રોખ.
સભા મધ્યે જે સામંદ શૂર, નિહાળે નારી કેરું રૂપ;
પંડિત ડાહ્યા પુર પ્રધાન, ચારણ ભાટ બ્રાહ્મણ દે માન.
છત્રિસે રાજકુળીનાં રૂપ, ભાંમનીનું નૃત્ય જુવે છે ભૂપ;
વર્ણ અઢાર નગરનાં લોક, નૈરખે હરખે સમાવે શોક.
કામની કટાક્ષ રાજનસું કરે, તન મન ધન મહિપતનું હરે;
આપ અંગ દેખાડે ઊર, નખેત્ર નાર કે નૌતમ નૂર.
જળભરવા જુવતી જાય છે; તેને જોવા ઇચ્છા થાય છે;

સ્વામી સાથે સહગમન, કરતું પરલોક કાજ
માટે વાત તો નહિ કહું, મહિપત સુણ મહારાજ.
બે મહિનાની બાળકી, તેર માસનો તંન;
મુક્યાં બેઊ તાહરે, મહિપત સાંભળ મંન.
એક બાળક બ્રાહ્મણ તણો, બે એ મારાં બાળ;
ઉછેરજે તું અધિપતિ, કરજે તું પ્રતિપાળ.
એક દીકરો ને દીકરી, પરણશે રૂડી પેર;
એક લગ્ન ને એક ઘડી, ઘણાં હેતથી ઘેર.
જે વર આવે કન્યા તણો, તેને પુછજે વાત;
સંદેહ તારો ભાંગશે, વાણી વેદ વિખ્યાત.
તેર મહિનાનો તંન છે, તેને વહુ આવે જેહ;
ચોથે મંગળ તાહારૂં, મનાવશે મન તેહ.
એ બ્રાહ્મણીનો છોકરો, પરણશે તેને દંન;
તેની વહુને પુછજે, ભાગશે સંદેહ મંન.
એ વાતમાં સંદેહ નહિ, સત્ય વાતમાં સંચ;
એક વરસને અંતરે, બીજાં વરસ પંચ.
ખાઓ પીઓ ખુબી કરો, ઉછેરો અર્ભક ત્રણ;
કથા એહ સંભળાવશે, કોડે સાંભળો કરણ.
રાજાએ રાય રીઝવ્યો, સંતોષ્યો સાક્ષાત;
એટલે કામનીના કંથની, વરતી આવી વાત.
સહગમન કીધું સુંદરી, અચરત પામ્યો રાય;
પ્રતિપાળ કરી પેલા પુત્રની, વૃક્ષતણી જેમ છાય.
ધાવ રાખી ધવરાવિયાં, ખાનપાન સનમાન;
કીધાં વરસજ પાંચનાં, દીધાં જીવતદાન.
વસ્ત્ર આભુષણ અતિ ઘણાં, મંદિર આપ્યો મહેલ;
માન જેને મહિપતીતણું, તેને સઘળે સહેલ.

વિવેક વરઘોડાં તણો, શોભા અપરમપાર;
નીતમ ભોજન નાતને, શોભા સઘળી સાર.
લગન-શોભા લાખેનું, ચોરી બાંધી થંભ-ચાર;
મંગળ ફેરા ફેરવ્યા, આરોગ્યાં કંસાર.
પહેલા મંગળ ચોથા તણી, શોભા સહુએ સાથ;
પાગે લાગ્યો પુરપતી, હેતે ઝાલ્યો હાથ.
કહો બાઇ તમે કન્યકા, અધિપત પુછે એકાંત;
હું જે કાંઇ સમજ્યો નહિ, ભામનીઓની ભ્રાંત;
નારી કહે નરપતિ, શી પુછે વિગત વાત;
આ ચોરીમાં વર વર્‍યે, હું તો તેની માત.
મારી કેડે એ હતો, બેડું હતું મુજ શીશ;
કર્યો હતો જે વાયદો, તેહ થયો આ દિશ.
મારૂં વિગત મેં કહ્યું, વળી કહીશું વા'ણ;
પરણે વણિકની દીકરી, જાઓ જલદી નિરવાણ.
સંદેહ તારો ભાંગશે, પુછીને તે પેર;
તે કહે તે મનમાં અહિ, આવજો મારે ઘેર.
રીઝ્યો મનમાં રાયજી, ગયો વણીકને વાસ;
તે વર કન્યાને પુછીયું, પુરણ પ્રીત પ્રકાશ.

ત્યારે બાળક બોલીઓ, નરપતસુ આણી નેહ,
મોહોલે બેઠી માનની, મતી થઇતી તેહ.
એ તો માહરી માવડી, હું તે તેનો પુત્ર,
ફરી ફરી પુછે કશુ, એ સાચો અક્ષર સુત્ર
મોહ પામ્યો એ મહિપતી, ભાગી નહિ મન ભ્રાત,
બેગ વિપ્રની બીજી મળી, એ બે તેડયા એકાંત
તમે અપ્સરા એ સલક્ષણી, પંચશ ભવની પ્રીત,
તમે સમજ્યાં હું સમજ્યો નહિ, તે કહો રૂડી રીત
તે બે બાળકી બોલીયો, શી વિપરીત પુછે વાત,
ગુણકા ઘેર રાખી તમો, તે તો તહારી માત.
તુ તો તેનો દીકરો, એ જનુની જોય,
તે નાચ કરતીતી નરતકી, તે કળી ન શકે કોય
રીઝતાતા તમે રાયજી, જોઇ તે માનો રંગ,
જેના અમે ઉભા રહ્યા, માહેલી એ મગ
તે દહાડે કહીએ તને, તો માનો નહિ મહારાજ,
સહુએને દો શુળીએ, લોપો અમારી લાજ.
આ દૃષ્ટે દીઠુ તમે, તનયા તાત ને તન,
પિતા પુત્રીને પરણીયા, માન્યુ તહારૂ મન
પડ્યો ધ્રાશકો પેટમા, દીઠુ પોતે દૃષ્ટ,
જાર કર્યું એ જનુનીશુ, મ્હારા પમાડુ કષ્ટ.
કરજોડીને કરગર્યો, મોટા છો મુજ માત,
તમે તે દહાડે કેમ લહી, પેના ભવની વાત
થયુ થાય ને જે થશે, ભૂત ભવિષ્ય વરતમાન,
જુગત કેમ જાણી તમો, એનડ રૂડે જ્ઞાન
વનિતા કહે વિશ્વપતિ, એ દવ થકી મ્હુ એન,
અમો એક પિતાની પુત્રીઓ, ત્રણે મા જણી બેન
શિવ પુજન કરતા અમો, પ્રથ ઘણેરી રિદ્ધ,
તેના પુન્ય પ્રતાપથી, શિવ કીરપા થઈ સિદ્ધ
એકે જાર વિધા કરી, તે તો તાહારી માન,
બીજે ભવ ગુણકા થઇ, વાણી વદે વિખ્યાત

શીવ પુજન પ્રતાપથી, તું તો રાજ મહારાજ;
અમે તો તહારી મારીઓ, કહેતાં આવે લાજ.
એક દીકરી વણીકની, બીજી વિપ્રની હોય;
ત્રીજી ગુણકા અવતરી, કળી ન શકે કોય.
અમે ત્રણે શિવ પુજન કર્યાં, કથા સાંભળી કરણ;
વિમાને બેસી જશું, શિવજી કેરે શરણ.
એ વાત રાખો અહીં, ન ધરો ત્રીજે કાન,
આપ આપણે મદિર ગયાં, મહિપત સાસુ માન.

છપ્પય.

નારી છે અતિ નીચ, ન રહે પોતાને ધર્મે,
નારી છે અતિ નીચ, કલક ચઢાવે કુકર્મે;
નારી છે અતિ નીચ, પતિવ્રતપણું નવ પ્રીછે;
નારી છે અતિ નીચ, અન્ય નરને નિત્ય ઇચ્છે,
નીચમાં નીચ છે નારીએ, પરનરસું જારી રમે;
શામળ કહે નારી સર્વને, નરકમેં જાવું ગમે.

દોહરા.

હૃદે વિચાર્યું રાયજી, ધિક ધિક મુજ અવતાર,
જનની સાથે જારી રમ્યો, એ અધરમ અપાર.
પડિત તેડી પુછીયું, જુગત કરીને જોય;
એવાં પાપ છુટે કહિ, નિર્મળ થાય નિર્દોષ.
કોરાવિષે પિપળ લાકડાં, ભરિયે માહે ગણગોર;
પાવક માહે પેશીએ, અગ દહન અંકોર.
ઉપાય એક બીજો કહું, દીવ્ય વચનથી શીશ;
શીવજી દેહરે જપ કરી, આપ સમરપે શીશ.
ચેત્યો રાજા ચિતમા, તનથી લૈરવ જાય;
સોંપ્યું સરવે પુત્રને, રિદ્ધ સિદ્ધ રૂડું રાજ.
કોને વાત કહી નહિ, આણે મન હુલાસ;
અધિપતિ પોતે એકલો, પોહોત્યો શિવની પાસ
શિવને શીશ સમરપિયુ, એક ન રાખી ન્યુન્ય,
પુરણ પાપ પરજાળીયું, પ્રગટયુ પ્રૌઢુ પુન્ય.

કન્યા બે કોડામણી, વણીક વિપ્રની નાર;
જાતિ સ્મરણ તેહને, વપુએ કર્યો વિચાર.
પહેલે દિવસ પરણે થયો, રાતો ચુડો રંગ;
માનનીએ મન જાણીયું, ભૂપત દેહનો ભંગ.
આપણે જે એને કર્યું, ચેતાવ્યો આ દિશ;
શિશ સમરપીયું ઇશને, દસા આપણે શિશ.
બાળા બેઉ એ બાળકી, શિવ દેહરે સોહંત;
કમળ પુજન કોડે કર્યું, મન સિદ્ધ મોહંત.
પર્વ અર્ધોદય પૂન્યનું, પડી એક રાતજ પહોર;
પુન્ન કરવા શુણકા ગઇ, શિવ દેહરાને ઠોર.
મસ્તક દીઠું મહિપતતણું, જુવતી જાણે જોગ;
શિશ સમરપ્યું સુંદરી, લેજો ભવાની ભોગ.
ચાર જણ પડીયાં ચોકમાં, માણી તવ મધરાત;
ઉમિયા અંતરિક્ષથી ઉતર્યાં, જગત જનેતા માત.
સરજક પાલક સંહારણી, કોટી અરૂણુંદા ધામ;
પ્રજાપતી પાલણ પોખણી, વ્યાપક ઠામો ઠામ.
તેંત્રીસ કોડ સાથે સહુ, અઠયાશી સહસ્ત્ર રૂખેણ;
ગાંધર્વ બોહોતેર કોટિધા, શોભા સંચ સુખેણ.
ગીરજા સાથે ગુણ નીધિ, માગવા કારણ મેલ;
અર્ધોદય પર્વ અતિ રમણ, ખરો પુન્યનો ખેલ.
વિમાન આવ્યાં વૈકુંઠથી, બ્રહ્મા વિષ્ણુ સોમ;
પુષ્પ વૃષ્ટિ દેવે કરી, વખાણ કરે સઉ વ્યોમ.
પાર્વતિ કહે પરમેશ્વર, દેવાધી દેવ દાતાર;
એ માનવી કેમ મસ્તક પડયાં, ચંદ્ર જેવાં ચાર.
મહાદેવ કહે સુણ માનનિ, પેલા ભવની વાત;

માડી સહુ મહિમા કહ્યો, ઉપજ નિપજનો આક,
સૌ સૌને દુ ખે મરે, સા મો આપણો વાક ૨૦
પાર્વતિ કહે આજે પર્વ છે, અર્ધોદય આ દીશ,
માગ્યુ આપો મુજને, ઉચરીને ઇશ
જગત જનેતા છો તમો, સકળ સૃષ્ટીનું બીજ,
એટલું કામ તમે કરો, જો હોય હ્દીએ રીઝ
શિવાનુ વચન શીરપર ધર્યું, ક્ષણુ નવ લાગી વાર
અમૃત સર્વે ઉઠીઆ, ચતુર પડ્યા તે ચાર
વરદાન આપ્યુ વિશ્વભરિ, જાતી સ્મરણ હોય
અનખત ઇંદ્રની ભોગવો, ગાજી ન શકે કોય
અંત કાળે વિમાનમા, પધારજો વૈકુંઠ પેર
એમ કહી ચારે જણા, ગણુ પોહોચાડયા ઘેર
કોઇએ પેર પ્રીછી નહિ, ન રહ્યો અધ અંધેર,
ચારે દેનારી થયા, જગત માતનુ જોર
શબ કહે સતવાદીઆ વડહથ વિક્રમ વીર
સાચુ બોલ સનક્ષણુ ધર્મ ધોરધર ધીર
એ ચારમા અધિક પુન્ય કૃત કોનું કહેવાય,
એ બે કન્યા ચેલકો, કે ગુણકા કે રાય
જે પુન્યે જીવતા થયા, તરત ટળી ગઇ ઘાત
એ ચારેમા અદકુ કીધું, વિસ્તારી કહો વાત
સાચુ જાણો ને કહો નહિ, અમ સાભળતા આપ
તો એની હત્યા તુને, પુરપત તુજને પાપ
વિક્રમ વાણી બોલીઓ અક્કનો અધિકાર,
ઘણુ પુન્ય ગુણકા તણુ જેણે જીવ્યા ચાર
જુવતી હતી બે જાણુતી, જે પરણી નિજ બાળ
તેમણે વાત કહ્યા પછી, ખરો જણાવો ખ્યાલ
મહિપત તે માટે મુવો, જાણીને મન જોગ
કામનીઓ બે કળકળી, ભામની તજીઆ ભોગ
ગુણુકા નોતી જાણુતી, નોતુ એને જ્ઞાન,
પ્રિત માટે પડ પાડીઓ, અદકુ એને માન

ગુણકાને શી પ્રિતડી, ગુણકાને શો શોક;
જ્ઞાન કીધું ગુણકા વિષે, લાખ કહે જો લોક.
ધન આપે તે એનો ધણી, પ્રીત દેખાડે પત;
તેમાં નિંદા નવ કરે, શોધે નહિ કો સત.
ગુણકામાં તો ગુણ નહિ, ગુણકાને શી લાજ;
ગુણકાને શી પ્રિતડી, કરે દ્રવ્ય દેખી કાજ.
તે ગુણકાએ ગુણ ગ્રહ્યો, શિવને સમરપ્યું શીશ;
એ પુન્યે ચાર ઉડીઆં, અંતર રીઝ્યા ઇશ.
વિક્રમસેન વાણી વદે, વેદ વચન વિલાસ;
રાજ ચોટયુ જઇ સિદ્ધવડે, કહે કવી શામળદાસ.

## વાર્તા ૫ મી—ચોપાઇ.

શ્રી ગણપત કેરા ગુણ ગાઉં, પ્રતાપ દેખાડી પ્રસન્ન થાઉં;
પુજું શ્રી ગણપતના પાય, પવિત્ર ગ્રંથ એ પુરો થાય.
પાંચમી કથા પુરણ પવિત્ર, ચતુર વિક્રમસેન ચરિત્ર;
સિદ્ધવડેથી ઉતારી રાય, પાડે બાંધ્યું વીર વડહય.
ચેલો ચતુરાઇ ત્યારે કરે, નરપત નેહે હૃદયમાં ધરે;
ઉત્તરપંથ માંહે એક ગામ, વાઘસિંગ નરપતનું નામ.
શ્રી મોટો રાજા સુખ ધામ, કુળ તારણ કરે સહુ કામ;
એક પુત્ર ને પુત્રી એક, વિનતા તણો વારૂ વિવેક.
રૂપવંતી ગુણવંતી ઘણું, તોલ વખાણ કહું તેહ તણું;
મહા મનોહર રૂડે રૂપ, ભામની ભોગ સકળ શુભ ભૂપ.
શામારૂપ સલક્ષણ સાર, રૂપ રૂપનો તે અંબાર;
એટાતાં માત પિતા ને ભ્રાત, વિવાહની વિખાણી વાત.
બત્રીશ લક્ષણ બુદ્ધિ નિધાન, એવો વર જોઇએ અનુમાન;
વિદ્યા ઝાઝી હોય વિવેક, ખોડ ન હોય જેમાં કો એક.
તે સાથે વિવાહ કીજીએ, કન્યાદાન કોડે દીજીએ;
ચિંતારૂપી સાગરમાં પડયા, વર ખોળવા સૌકો અડયા.
એક વર કાકો લાવીયો, ઘેર સાથે તેડી આણીઓ;
બીજો વર લાવ્યો એક વીર, તે પણ ધનુર્વિદ્યાનો ધીર.

ત્રીજાએ ત્રીજે વર લીધ, રાજાનો આજ્ઞા જે સિદ્ધ,
ચોથો વર તેડાવ્યો તાત, કન્યા એક ને વિપરિત વાત.
ચારે વરનાં કહું વિવેક, ઘરમાં તો કન્યા છે એક,
સભા મધ્યે તેડાવ્યા સાર, કરીએ પરીક્ષા લીજીએ પાર.
સરખાં આસન સરખાં રૂપ, સરખા વૈભવ સરખા ભૂપ.
સરખાં કુળ ને સરખો વેશ, સરખાં ગામ ને સરખો દેશ.
પ્રધાન કહે પરીક્ષા લીજીએ, અદકાને કન્યા દીજીએ.

## દોહરા.

પુછયું પ્રધાને પ્રીતથી, શી વિદ્યા વિવેક,
પુછી તમ પ્રકાશીત કરો, અકલ વખાણું એક
એક કહે સુણ અધિપતિ, મારી વિદ્યા પ્રમાણ,
પચાસ ક્રોડી પૃથ્વી વિષે, ચંદ્ર સુરજની આણ
બેઠો રહું તુજ બારણે, કહું પરદેશની પેર;
જોતે ગમે તે પારખ, ગુણવંત તારે ઘેર.
લક્ષ પરલક્ષ જ્યાંહા, ચોખુટે ચોદેશ,
જોઉં દ્રષ્ટ જુગતે કરી, પૃથ્વીપર મમ પ્રવેશ.
બુદ્ધિનિધિ બીજો કહે, ચિત્તમા જેટલુ ચાહુ;
એક ઘડી એક પલમા, લખ જોજનપર જાઉં.
અંતરિક્ષ ઉડુ આકાશમાં, મનથી મનીમાને જોર,
પવન પાવડી ગોટિકા, આગિયાની એક કોર.
ત્રીજો કહે વિગત વેદ છે, ઝાઝું મનમા જોર,
અતલીબળ અદકો અધિક, આભ સમ અકોર.
વર વીર પેગબરો, ભૂત પ્રેત કે જક્ષ,
દૈત દાનવ કે માનવી, સૌ પમાડુ કષ્ટ.
ચોથે કહ્યું હું ચતુર નર, આચરે કોણ અન્યાય,
વદાણે વિચારી એકને, પરણાવે કન્યાય.
જમાડયા જુગતે કરી, હરખ સઉને હોય,
કૌતક એક રાતે થયુ, કળી શકે નહિ કોય.
કદર્પ જેવી કામની, રામા રૂપ નિધાન,
પકજ વરણી પદ્મિની, અરૂણ તેજ અભિધાન.

મૃતક પ્રત્યે મહિપત કહે ગો એમા સદેહ,
મતાવી જેણે બાળકી, તનયા વરિયો તેહ
જાણ્યા કે જાએ મહુ, જોર થયો ઝુઝંત,
ધન કાદે તદા ખરો, પેર તે ની પુત
પરથમ જેણે પારણી, તે પામ્યો કન્યાય
બીજા ધન બાધી ગયા, આચરે કેમ અન્યાય
શાસાસ મ્હી શબ ઉડી ગયુ, સિદ્ધવડે શોભંત,
પાછો વળિયો પુરપતિ, લાજ ન ધરી તવ પથ
સમાચાર ક્યો સિદ્ધને, ધીરજ રાખો ધિર,
કહ્યુ તે આણી આપશુ, ત્યારે પીશુ નિર
એમ અનેક પ્રકારની, વિદ્યા નાણી વિનાસ,
પાચ થઇ પચ્ચીસમા, કહે કવિ શામળદાસ

## વાર્ત્તા ૬ ઠ્ઠી–ચોપાઈ.

શ્રી મુખે સેવુ મરસ્વતિ, મયા કરી આપો શુભ મતિ
દુદાળો દુ ખ ભજન દેવ, સુર સનકાદિક કરે તુજ સેવ
તેંત્રીસ ક્રોડ પહેલો પુજાય, શુદ્ધ બુદ્ધ રિદ્ધિનો તુ રાય
શ્રી વિધીપુર નગરનુ નામ, ગગા સગ રાજાનુ ઠામ
સત્યવાદી રાજા શુભ રૂપ, ભોગ સમળ ભોગીનો ભુપ
અમત્ય અન્યા તનથી તાજ, રામ સરીખુ ચલવે રાજ
દીકરી એક તેને ઘેર ડાહી, લક્ષણ રૂડે લાડકવાઈ
બત્રીમ લક્ષણ બુદ્ધિનિધાન, ઇદ્રકુવરી છે તેનુ નામ
તે બેઉ તણો જે બાપ, કાઇએક પૂન જન્મનુ પાપ

### છપ્પય.

પાપે પાપની બુદ્ધ, પાપ દલિદ્ર અતિ આણે
પાપે મિત્ર કુમિત્ર, પાપ જુગત નર જાણે
પાપે કુળ કનક, પાપે પુન્ય પનાએ
પાપે વગ્લે વસ, પાપે મહ અવગુણ ગાએ
એ પાપે ધરમ ધારે નહિ, પાપ ભગાવે ભોગને
શામળ કહે પાપે પામશે, રક્તપિત્તાદિક રોગને

## દોહરા.

રાજા તે રોગે ર્હ્યો, પેટમા પ્રૌઢજ પીડ,
ઉન્ર વિકાર અન્કો હુવો, કરોડ વિંછીની કીડ
ખાનપાન નિંદ્રા તજી, તજી સુખ સારણુ સેજ
જ્યા મજ્જન મહોદગ, તજ્યા હરખ હિત હેજ
એક વાત ન ઉચ્ચરે, રોમરોમ પ્રગટે લાય
દાતા દુખ પામે ઘણુ, રડે રજન રાય
કો કહે ઉન્રે ઓફરી, કો કહે પાણુનિ પેટ
કો કહે હિંગોળો ગુલ્મ છે નિશ્ચે ન પડે નેટ
પડિત તેડયા પુરતણા પરીક્ષક મર્મ પુરાણ
જોશી તેડયા જુગતથી, શાસ્ત્ર સકળ ગુણ જાણ
વૈદ તેડયા સધા વિશ્વના, ગારુડિ ને ગુણીજન
પુછયું મટાડવા પુરપતિ, જુવા ઘણા જૂગત
મારણ માઇ સુજે નહિ, લક્ષધા પુછે લોક
એકેથી અર્થ સર્યો નહિ, ફા ફા માર્યા ફોક
પ્રશ્ન કરી પડિત વદે, વિદ્યા કેરી રીત
આદાન નિદાન પ્રથમ કરો, પછે પ્રિછીએ પ્રિત
રોગથી છોડાવી પુરપની, પૂર્વ જન્મનુ પાપ
પુન્ય કર્યુ તે ઉપરે, અટકી સુદ્ધે આપ
આદાન નિદાન અનેક કર્યા, એકે ન રાખી ન્યુન
અમલ એ જાએ નહિ, ઉગે ન ઉંડુ પુન્ય
શિવ પુજન કરાવીઆ કરાવ્યા શક્તિ પાઠ
કરાવ્યા હોમ મહારુદ્રના, સ્નાન કરીને ઠાઠ
કરાવ્યા દેવળ દેહરા, કરાવ્યા નીર નવાણ
કરાવ્યા વિસામા વાડીઓ, ધરમશાળા શુભ જાણ
તે રાય હતો અપુત્રવો, હતી પુત્રી ઘેર એક
જીવ થકી વહાલી ઘણી, શી કહુ વાત વિવેક
કુડી ફેરવી દેશમા, પડો વજડાવ્યો પુર માહ્ય
* રોગ ટાળે રાજા તણો, તો તે આવે આહ

રીઝ આપું રાજા કહે, વળી સોંપું ઘરસુત્ર;
પરણાવું પ્રિતે કરી, પેટ તણી જે પુત્ર.
જેમાં જે વિદ્યા હતી, જાહેર કીધો જોર;
કંચન જેવી કાયા કરે, એવો નહિ અંકોર.
ચાર વૈદ તો ચતુર નર, વૈદક શાસ્ત્ર વિવેક;
હોડ ચડી હાંકી કહ્યું, નરપત આગળ નેક.
એક કહે સુણુ અધિપતિ, વિદ્યા મુજમાં વર્ત;
નાડી પરીક્ષા તેહથી, રોગ પારખું તર્ત.
નવ નાડ ને કોઠા તણી, વખાણી જાણું વાત;
ઓર્શીગળ ચાઉં એટલો, રોગ પરીક્ષા ખ્યાત.
બીજો કહે બુદ્ધનિદ્ધ હું, અદકું મુજમાં જોર;
એવો કો એક નહિ, ટકે તરતીએ તોર.
ઔષધ હોય જે રોગપર, નેહ બતાવી દેઉં;
કરાર કરૂં એક પલકમાં, પરહણું હોય તે લેઉં.
ત્રીજો કહે તરતીબશું, જે તાકું નીજ તન;
અઢાર ભાર જે વનસ્પતિ, જાણું તે મમ મન.
અઢાર ભારને ઓળખું, નદી પર્વત ને પહાડ;
ધરતીતલમાં નીપજે, હરાર કરૂં તે હાર.
શોધો ભાર અઢારનો, તે સહુ આણું સેન;
પલકમાં ભેઢા કરૂં, આણી આપું હેન.
ચોથો કહે હું ચતુર નર, વૈદ વિદ્યામાં શાખ;
હું ઔષધ જાણું કેળવી, પકવું રૂડા પાક.
કેલવી શુદ્ધ ઔષધ કરૂં, રૂડી જાણું રીત;
શોધું સમ ભાગે કરી, પુરણ આણી પ્રીત.
રાજા મન રીઝ્યો ઘણું, વૈદે કર્યો વિચાર;
જે કહો તે અમે કીજીએ, ક્ષણું ન લગાડો વાર.

બુદ્ધિયફી બીજે કહ્યુ, ગરવા કહાડયા ગ્રંથ,
રાય ઉનન આશા ખરી, જોવા માડયો પંથ.
પાકી ચીકણુ પર્વત વિશે, વણુ વાવે ઉગત,
પાકી સાખ પૃથ્વી પડે, તે તડકે સુક્ત
તે ચીકણી ચિંતા મટે, લોહી ગોળો ગળી જાય,
મગાવો ચીકણુ મહિપતી, ઉડી બેઠા થાય
ને કામ ત્રીજે કર્યું, સમર્યાં સઘળા વૃક્ષ.
ધનવતરી પોતે ઘણો, દેખે લોકા પક્ષ
ચીકણુ આણી વડી એકમા, પાકી સુકી પ્રીત,
જેમા ખાય ઉદર ભરે, રાજામા રી રીત।
ચોથો કહે ચતા ટળી, મારણુ વ્યાધી મેલ
બીજા શુ જાણે બાપડા, ખરા ઉદરના ખેલ
પુટ પાચ દીધા તેહને, ખરસાણી ખરીના દુધ,
સાત દીધા પુટ શુક્રેરના, બહુ ગુણુ જેમા શુદ્ધ
આઠ પુટ ઉમરા તણા, નવ પુટ નાગર વેલ,
દસ પુટ દીધા દુધના, માખણુ ગાયના મેન*
એક પુટ અજા દુધ ને, દુષ્કર પુટ અરાડ,
પકવ્યુ ઘેનુ પય વિષે, ક્ષણુ ન લાગી વાર
કલશ મેલ્યા મહાભારમાં, વૈદ વિધાની વાત,
પકાવ્યુ ત્રણ કાળમા, રોબાવ્યુ દીન સાત
લોહી ગોળો ગળી ગયો, સાત દિવસ જળ ખાય,
ગંગા કરે ગંગાઅંતશુ, પાણી માહે પાય
કંચન જેવી કાયા થઇ, શીતળ થયુ શરીર,
પુન્ય કર્યું તે ઉગીયુ, ધરમ ઉપર તે ધીર
ચતુર નર ચુકયો નહિ, નારાયણુ શુ નેહ.
એની પરણાવી વૈદને, દેન દેવાંગી દેહ
રાજ સોપ્યુ ત્યા રીજશુ, જે થયો જામાત્ર,
બાકી ગયા તે કાશીએ, જોગ કરવા તે જાત.
વિદ્યા મોટી સરવથી, વિધા મોટુ રતન,
વિધા તત્વ વિવેકનુ, કરવુ ઝાઝુ જતન

* ગાયુ

કામ બીજાનું પછી કરૂં, નવ કરૂં હું વિલાસ;
છઠ્ઠી વાત સુણી છત્રપતિ, કહે કવિ શામળદાસ.
શ્રોતા વક્તા સમજનતા, કહે કવિતા કરજોડ;
શામળ ભટ કહે બોલજો, જે જે શ્રી રણછોડ.

## વાર્ત્તા ૭ મી–ચોપાઇ.

શ્રી ગણપતને પ્રણામ કીજીએ, અષ્ટમા સિદ્ધ નવનિદ્ધ લીજીએ;
સાચી મોટી દેવી શારદા, અક્કલતણી અરણવ અરબદા.
સાતમે દિવસ સત્સ્વરૂપ, ભરતખંડ બાધાનો ભૂપ;
નવમો ભવ તેપનમો વિર, તેરમો મઘવા લાયક ગંભીર.
દસમો નાથ પચાશીમો સિદ્ધ, તોહોતેર ગુણ સમો એ નિદ્ધ;
સત્તરમી કળા પાંસઠગો પતિ, આઠમો અરણવ નવમો જતી.
એકવિસમો વસા,સાડત્રીસમો રાગ,ઓગણીસમો ભાર, તેત્રીસમો લાગ;
પાંસઠમો ઇંદ્ર, પાંચમો દેવ, પંદરમું રત્ન ભણે કો ભેદ.
છઠ્ઠા પાંડવ દુજો કરણ, અવિચલ વરણ અશરણનો શરણ;
વિષ્ણુનો ભગત શિવજીનો સેવ, સક્ર ઉપાશી દૈવત દેવ.
આણી ભાલ માનવમાં સરવ, ગુણ જીત્યો સક્ર કેરો ગરવ;
એવા ધીર વિના કોણ જાય, પલક એકમાં પ્રસ્ને થાય.
ક્ષીપ્રા ત્રટ નદીને ભેટ, ગાંધરવીયા મસાણે પોતગો ઠેક;
છોડયું શબ નાંગે બાંધિયું, સ્નેહ વિધાને શબ સાંધીયું.
હિંડો ઉતરી ચાલ્યો જેમ, તે વેળા શબ બોલ્યું તેમ;
મહારાજા રાજ રાજેશ્વર રૂપ, ભારે સવાયાં છો વિક્રમ ભૂપ.
કહું વાત તે ધરજો કાન, એક ચિત્ત અંતર અનુમાન;
તેહ વાતનું કરજો તોલ, દેહેવટ ઘટે તે બોલજો બોલ.
એક રાજ નગરી અનૂપ, ભરતરાય છે ત્યાંનો ભૂપ;
રૂડું રાજ ને રૂડું ગામ, સ્વામિ સરવનો સુખનું ધામ.
તે ગામમાં એક છે રજપુત, તેનું તો રૂડું ઘર સુત;
દયાના ધણીયાણી તેની ડાહી, તે કોની નવ જાએ વાહી.
જોરાવર પોતે જાતમાં, નાયક કહેવાએ નાતમાં;
તેને ઘેર કન્યા છે એક, લાડબાઇ ને વપુ વિવેક.

કાલ નાદ ચાલ નાદ, એક ચિત્તે રહે તરત;
વાગે તિર કપાળમાં, તો તો પામે મરત.
એમ તીર નિત મંદિરીએ, વિંધે કાનનો વેહ;
સ્ત્રી જાણે આંખ ફુટશે, દુર્બળ થાશે દેહ.
તાણી તીર નાખ્યા પછે, પુછે વારૂ વાત;
કોણ ભલો કહે કામની, 'રાજ ભલા વિખ્યાત'.
મરવા જેવી થઇ માનની, મળવા આવી માત;
તવ દીકરીએ માંડી કહી, વિતક કરમની વાત.
સુખ છે સરગના જેટલું, ખાવું પીવું ખાંત;
દુઃખના તો છે ડુંગરા, ભાંગી સરવે ભ્રાંત.
કોઇ એક દિન ચુકી જશે, "તીર મુકતાં તરત;
આંખ કે હૈડું ફુટશે, વગર મોતનું છે મૂરત.
માત કહે મતિહીણ છે, કહું તે કર એક કામ;
કોણ ભલા તને પુછશે, ત્યારે કહેજે નામ.
ભલા ભલા છે ભૂપરે, એક એકથી એક;
મલને કોઇ અતિમલ મળે, વસુધા માંહી વિવેક.
નર નરમાશો નપુંશકો, અકર્મી હોય અનંધ;
તે ઘરની ઘરૂણી પરે, શુરપણું દાખંત.
બળ દેખાડે બળવંતને, તે બહાદુર કહેવાય;
નહીંતર પોંહરી કાંચળી, રાંડોનો તે રાય.
શીખવી ગઇ તે માવડી, શીખી સરવે સાર;
બીજે દિન બળવંત થઇ, નાખ્યો તીર ભરતાર.
કોણ ભલા જવ પુછીયું, નારી બોલી નેટ;
ભલાભલા ભરતખંડમાં, વિખાણ કરૂં તે કેટ.

વૃષભ માટે વાત જોતર્યા, નાથો જાગે નાગ
ઊભો થઇ જોતા રહ્યો, દીઠા લાયક લાગ.
પાસે બેઠો પથીએ, આવી ખેડુત નાર,
ભાત લાવી તે ભામની, ને મુખ કર્યો ઉચ્ચાર.
આ ખાવું ખાજો ઉમર્યા, મ્હારે તો છે કામ,
જો પેતો રીસાવશે, મારે તુજને હામ
ગોરડી તેને ઘેર ગઇ, એમ કહીને આપ.
નાથ એ છોડી મુક્યા, છોડી મુક્યા સાપ
સાપ તો નાઠા રાફડે, વાઘ નાઠા રણમાહ,
ખેડુત ખાવા કારણે, તરતજ બેઠો ત્યાંહ
પથીસુ બોલ્યો પ્રિતથી, ભાઇ ભુખ્યા હો તો ખાવ,
સુખ દુઃખ વિગત વારતા, કર્તુંગ તહારા કહાવ
પુછી વાત તે પથીએ, છોડ્યા વાઘ ને સાપ,
એ તારા પાલેન છે, એ તો સદેહ વાત.
નારે ભાઇ પાળ્યા નથી, મેં ઝાલ્યાના પરભાત,
મધ્યાહ્ન સુધી તે બેડીયા, એ છે સાચી વાત
જગી ભાત હવડા જશુ, ઝાલીશુ બીજા ઘેર,
સાંજ સુધી તે ખેડશુ, પ્રભાતે જુજવી પેર
પાએ લાગો પથીઓ, તુ જોરાવર જાણુ,
માન મુકશુ તજ આગજે, જોઉ છુ મે પાણ
હળખેડુ ત્યારે હસ્યો, મારા દુઃખની પેર
દુઃખ દેખાડુ મ્હારૂં, જો આવે મજ ઘેર
વળી વાઘ બીજા આણીઆ, સાથે સાકળીયા સાપ,
બે પહોર તેને બેડીયા મુકી દીધા રાત
પથી તેડીને પરવર્યો, આવ્યો મદિર માહ,
એક જુવતી બીજો જાર જન, તરતીમ કરે છે સાહ
પથી કહે મિત્ર સુણો, હુ તાણી નાખુ તીર,
પ્રાણે કરૂં પતકમા, સાચુ સિદ્ધ શરીર.
એટલે પેસો બોનીઓ, જુવતી કેરો જાર,
નવસેં નવાણુ નાખ્યા તુ, માર ગમે તે માર

, મુજને કાંઇ વાગે નહિ, મ્હારે મન તો લ;
કાલ સવારે તુજને, ચઢાવીશ ગેરટે શૂલ.
જ્યાં ગમે ત્યાં નાસજે, જ્યા ગમે ત્યાં ચાલ;
સવા પહોરમાં તુજને, મારી નાખું કાલ.
સુણતા અગીયારા ગણ્યા, શ્વામ ભરાણો જાય;
નાઠો છેક નિર્માલ્ય થઈ, શુણુ ઇશ્વરના ગાય.
સવા પહોર મ્હેંજે થયો, એટલે બોલ્યો જાર;
ખબરદાર મારૂ ચામો, આવ્યો આણે હાર.
ઝુમ પાડીને બાપડો, પગે લાગતો પીત;
એક રાયકો બોલીયો, રેહરેહ રાંડના રીછ.
શરણે આવ સલક્ષણા, નવ લેવા દઉં નામ,
જે આવે છે તુજ કને, કેહુ તેનો હામ.
પાછો વળ્યો જાર નર, હારીને મન હોડ;
રબારી સાથે ચાલે નહિ, નવ પોહોંચ્યા તેના કોડ.
રાયકા પાસે પથી રહ્યો, કહે વિગતની વાત;
પોતાને ઘેર તેડી ગયો, રાખ્યો તેને રાત.
એક એકથી અધિક જન, બળવંત બહાદુર શેર,
ભલા ભલેગ એકથી, ગોટમ ફેરી મહેર.
જોરાવર આપણુ ઘણા, એક એકથી એક,
રળી લાવીએ રિદ્ધ ઘણી, વિચાર કર્યો વિવેક.
ભાગ્યો સદેહ મન તણો, તેડ્યો રબારી સાથ
તેડ્યો જાર જુવની તણો, ખેડુ જબરો આપ.

ચોપાઇ.

એક નગરમાં ચારે ગયા, ચૌટે જઇને વાસો રહ્યા;
ચારે જણ ત્યાં કરે વિચાર, તે દીઠી નવલખણી નાર.
પરદેશી પથી છે એહ, દેવાંશી સરખી છે દેહ,
ભાગ્યશાળી સરખાં છે ભૂપ, રાજવીર સરખાં છે રૂપ.
છેતરીને હરાવું હોડ, એના મનના પોહોચાડું કોડ
તે ચારેને તેડી ગઇ, પ્રિત દેખાડી પોતાની થઈ.
શુણુ વચન કહ્યાં છે ઘણાં, લખ્યાં કરાવ્યાં ચ.રે તણાં;
હું પુછું તે કહેજો વાત, રમો જમો ને રહોજી રાત.

કદાચ પુછ્યું ન કહો તમો, નાક કાન છેદીશું અમો;
શામ દમ ને ભેદે કરી, લખા કરાવ્યાં તે સુંદરી.

દોહરો.

આવ દીઠી અચુ સાંભળી, અણુવિતિ આણુ કેણુ,
ચારે વાત મુજને કહો, ઉત્તર આપો એણુ
ચાર વિચારીને રહ્યા, વદી ના શકયા મુખ વાક,
ચારેના શિર છેદશે, કાન સાહીને નાક.
એક કહે પછે થઇ રહે, ચારે જુજવી વાત;
હવડા કામ કહુ તે કરો, પ્રિત થકી પ્રભાત
નવ વખાણી ગઇ કામમા, ન્હ્યા એકલો નાવ,
એક એ'નો ચતુરનર ગામ પાટણે જાવ.
ગાડુ જાય છે ગાદરે, ઉપર આરિયુ હોય,
શોભે મણુ એક સહસ્ત્રનું, કળી શકે ન કોય
દે છે લોક અભ્યપધા, કાપી કાપી મન કોડ,
તે નાઇ આના આરિયુ, જન ગમે તો જોડ.
સ્વામિ સધળ સચરયો, પૂર્વ દસે તે પળાય,
ઝટપટ ચાલ્યો નિસરી, હા ના નવ કહેવાય.
પછે આવી નારી પુછે, ક્યા ગયા મમ પ્રાણુ,
કહો તમે તે વાર્તા, નહીંતર થાશે હાણુ.
બીજો કહે એક બાળકી, આવી હુતી આહ,
માન કરી એક આખની, સ્વામી ચા પો લાહ
ઓ આ ગેરીમા ગયા, આગમ મોંડી ઉદ,
રીસ કરી રામા ગઇ પ્રમદા કેરી મુદ.
એટલે કથજ આવીઓ, નથી ગાલ્લુ નામ,
જોતાં તો જડીયુ નહિ મહારી કયા ગઈ શામ.
ધુરુવ આવ્યો તો પાતળો, વરણાગીયો વિશેક,
તજ સ્ત્રીને તેડી ગયો, જાણુકી વિનડી નેક.
પૂર્વ દીશા ગઇ પ્રેમદા, ઓ હવડા પેસે પથ,
ને પુઠે જોવા ગયો, કામની કરો કંથ.
ધણી ધણીયાણી બે મળ્યા, પરોરેક ચઢતે દીશ,
અન્યોન્ય અતિ આકળા, હૃદયા માહે રીસ

રે કુડા કથડા, કયા ગયો કુણુ દાર,
કયાથી આવ્યો એકલો, કયા ગઇ નમેરી નાર.
ત્યારે તે તો બોલીઓ, પુરુષ પોતાને પેગ,
કહે રે રંડી કયાં ગઇ, કોણુ પુરુષને ઘેર.
એક એકને મહેણુાં કહ્યા, એક એકનો કહાડયો વાંક,
વઢી પડયા બે વાટમા, અતિશે આડે આંક.
એક એકને વળગી પડયા, એક એકના કાઢયા વસ્ત્ર,
ઘાલે ગોદા એક એકને, મારે હસ્ત ને વસ્ત.
વિચારી વગાથી રહ્યા, પ્રિછો કાઇ એહ પાર,
ઠગે ઠગવિદ્યા કરી, જો ઉતર્યા છે દ્વાર.
સ્નેહે કરીને સમઝ્યા, મનમા કર્યા વિચાર;
સરોવર તીર નાહાના ગયા, તે નરને તે નાર
કચરાળા કપડા થયા, વેણુ વાગ્યા અંગ,
તે નાહવા ધોવા ગયાં, સ્ત્રીને સ્વામી સંગ
ત્યા તે સ્ત્રીની માવડી, આવી જોવા વાર,
ત્યારે દીઠા ચતુર નર, બેઠા બારે ઘાટ.
કયા ગઇ મારી દીકરી, કયા ગયો જમાન,
જાણુતા હો તો કહો મુને, પુરા દીસો પાત્ર
ઠેકાણે મુખ રાખીસુ, બોલ્યો એકજ બોલ,
બાઇ કહેવા સરખુ છે નહિ, કહેતા ઉતરે તોલ.
નાહાવા કારણુ નદીએ ગયા, છે કળકળતા તાન,
સ્નાન આવ્યુ કોઇ સ્નેહનું, માનની સાચુ માન
તેનો પતિ પરદેશડે, બાઇયે વિચાર્યું તર્ત,
કાગળ આવ્યો તેહનો, મારી પામીયો મર્ત
આક્રંદ કરતી એકલી, ગઇ સરોવર સાર,
દીકરી જમાન દીઠ સાહા, ભીના વસ્ત્ર અપાર.
રૂદન કરતી રામા ગઇ, કરે પીંડા શીર પ્રહાર,
પેના કથ ને કામની, મનમા કરે વિચાર.
સ્નાન આવ્યું સ્વામી તણુ, માટે કરે રુદન,
તે માટે તેણે કર્યું, મુખ ઢાકી આક્રંદ.

સગાં સહોદર સહુ મળ્યાં, કીધું ચુડી કર્મ;
લોકાચાર સર્વે કર્યો, જે નાત જાતનો ધર્મ.
સહુ સહુને ઠામે ગયાં, ઘેર આવ્યાં એ ત્રણ,
ધણી ધણીયાણી સાસુ તણી, કરતુક કહેવા કર્ણ.
માતા કહે પુત્રી સુણો, કહો કાગળની વાત;
કીએ ગામ કીયા દેશમાં, મૃત પામ્યો તુજ તાત.
દેઉ શું બોયે માવડી, અમે શું જાણું પેર;
પત્ર મારા પિતા તણો, આવ્યો હશે તુજ ઘેર.
તેણે તું કળકળી ઉઠી, ગેતી કુટતી પેટ,
આવી સરોવર સ્નાનને, અમે નાહાતતાં નેટ.
અમે તો ત્યારે જાણીયું, તમે કહ્યું જય જાણ;
બાકી કાંઈ જાણુ નહિ, છે ઈશ્વરની આણ.
માત કહે મરે તુ દીકરી, મરો તમો જમાત્ર;
હું તો કાંઈ નથી જાણતી, હસાવ્યાં પ્રાણી માત્ર.
તમે વસ્ત્રજ સુકાવીયા, નાહાતાતાં જય નીર,
રડે રડા તેમ હું રડી, એહ સરોવર તીર.
ચાર બોલ્યા તે ચતુર નર, સુકાવ્યું મન માન;
કહી વાત તમો સાંભળી, છેદુ નાક ને કાન.
અણદીઠી અપુ સાંભળી, અણવીતી અણ કેણ;
સંભળાવી તે સમજ્યા, આડે હરખ્યાં હેણ.

ચાર ભાગ ચારે જણે, વેંચી લીધો માલ;
કન્યા એ આભથી રહી, ચતુરનો શો ચાલ.
ચારે વાત ચારે જણે, કહ્યાં વચનનાં કેણ;
ચતુરાને એ ચારમાં, માર્યાં કોણનાં વેણ.
મરનગ કહે સુણ મહિપતિ, વીર કહે સુજાણ;
પરણી કોણે પક્ષીની, પંચે કરી પ્રમાણ.
જો જાણો ને કહો નહિ, તો શીવકુ કેરા શ્રાપ;
બ્રહ્મહત્યા ગૌહત્યા લાગી, બાળ હત્યાદિક પાપ.
સતવાદી કહે રાય સુણો, પ્રથમ કહી જેણે વાત;
ચારીયું લેવા મોકલ્યો, તે વરીઓ સાક્ષાત.
વળતું તો સર્વે નિપજે, એક કેડેથી એક;
પ્રથમ મોહો લીધુ જેમણે, તેનો વડો વિવેક.
સાબાશ કહી રાય ઉઠીયુ, ગયું ગાંધરવ મસાણ;
ઘેર આવ્યો તે ગુણ નિધિ, વિક્રમવીર સુજાણ.
સિદ્ધ આગળ સર્વે કહી, વિગત કેરી વાત;
શામળભટ કહે શોભતું, દિવસસમંતર સાત.
ધીરજ રાખ જરૂર તું, વાચા દે વિક્રમ વીર;
કહ્યું તે આણી આપશું, ત્યારે પીશું નીર.
નિદ્રા તો ત્યારે કરું, જ્યારે કરું તમ કાજ;
બીજા દિવસની રાત્રિએ, સાધ્યો શ્રી મહારાજ.
કામ એવાં નિત્યે કોટિધા, વારૂ લીલ વિલાસ;
સમ કથા પૂરણ થઇ, કહે કવિ શામળદાસ.

રાજ ચલાવે રૂડી રીત, પ્રજા ઉપર આદરેરી પ્રીત
હાથી ઘોડા અનખત ઘણી, મહીપત મવળાકેરો મણી.
અસલ અન્યાય તનથી તાજ, રામ સરીખુ ચલાવે રાજ,
મહિપતિએ કીધો એક મહેલ, ને આગળ ઈંદ્રાસન સહેલ.
મન્દિર મેડીને માળિયા, જુગત થકી રૂડા જાળિયા,
પરમાર પટશાળા પાર, હયશાળા રથશાળા ચાર.
ગજશાળા દેવશાળા ઠામ, કીધા એવા મોટીક કામ.
એટલે મરથાનું મહૂર્ત લીધ, મોટે નામ પુજાનો કીધ
પહોડયો છે રાજા પ્રૌઢ પલંગ, મતીયાગરી માનીની સંગ,
ગેથી રાજ્ય ઉઠયો મધગત, માને સાભળી વિપરિત વાત
પડુ પડુ પડુ ત્રણ વેળા કહ્યુ, અચરજ તે રાજાએ લહ્યુ,
નવા મહેલ કીધા સુખ કામ, શુ પડશે તે એણે ઠામ.
એમ વિચારી છાનો રહ્યો, એટલે શબ્દ એક બીજો થયો,
હમણા પડુ કે વળતો પડુ, જેમ તેમ એકવાર તો નડુ
કહેતો વૃદ્ધ'કાવે ચિત્ત ચહડુ, કહે તો બાળપણામા પડુ,
સમજ્યો રાજા સમજી નાર, પડે પનોતી અપરમપાર
કહે છે વામા દિન અતિ ઘણા, પડે વિપત એમા શી મણા

## દોહરા.

રાજા બોલ્યો રીસમા, પડવાની આ પેર,
વળતી પડીને શુ કરીશ, વૃદ્ધાપણામા વેર
અરૂણ ઉદે તે ઉઠીઓ જોષીને પુછયા જેવા,
ગુણકાર ગુણકે કહ્યુ, માગ છે ગ્રહ દોષ
એવી પનોતી લોહમા, એવો બારમો ગ્રહ,
ક્રુડો કહે તુ આઠમો, ચોથો ક્રુરનો ચાહ
ટાળી કોઈની નવ ટળે, રૂડી બુડી રેખ,
ભોગવ્યા વિણ છુટકો નથી, લખ્યા વેતાટે લેખ
પાઠ પુજા ને પુન્ય કર્યાં, કર્યાં બહુભાવ દાન,
જપ તપ સત સાધન કર્યાં, માગણ પામ્યા માન
પુડરીક પાડુ દેશનો, જન્મનાકુ છે ક્રેર,
નવકર વાને આવીયો તેણ ગ્રહનો ક્રુ

કટક કારમાં ચાંદે ચદયા રણુથળ રોપ્યો જગ;
ઘેરાણું લશ્કર ગામનું, આમદ ન ર્હ્યો સગ.
નાગે સાથી મહિપતી, માળ્યો મેહોલની માંય,
સાયર નીર મલીઆગરી, ત્રણે હુતા સાહ.
ત્રાગી નાઠી ઝુંટિયા, ચતુર ઘરના ચાર,
ભેળાણી ભોમી ગામની, લાક્ નૃ લાગી વાર.
પુષ્પત તો પુંડરિક થયો, ગયો ખજ્નને હાથ,
અડવાણે પગે એકલા, ચાલ્યાં વાટે માથ.
બાવીસ જોજન બાપડાં, ભુખ તરસ ને દુ ખ,
વસ્ત્ર વિના વનમા ફર્યાં, મધણુ તજ્યુ સુખ.
નદી આવી ત્યા નર્મદા, ઉતરવુ પેલે તીર,
કાંડે બેસાડયા કુવર બે, સાયર બીજે નીર.
લીધી મલીયાગરી પીઠ્યે, ચાલ્યો પાણી માટે,
મુકી બીજે તીરડે, પાછો ફર્યો ત્યાંહ.
માતુની મુકી મહિપતિ, ભમરામા પડ્યો ભૂપ,
ગત્યો મધર તે ગુણનિધિ, રૂડો રઢિયાળો રૂપ.
એક તીરે પુત્રો રહ્યા, બીજે તીરે નાર;
કળી શકે નવ દૈવ ગતિ, તુટી ગયો સંસાર.
વનિતા વાટ જોતી રહી, નાવ્યો પતિ કે પુત્ર;
કયા રહું ને હું કયા જઉં, કયા સોધુ ઘર સુત્ર.
એટલે એક વણઝારડો, નાયક નરપતિઓ નામ,

ભુખ તરસ તડકો સાહા, તરફડે દેખી તાપ,
વડ હેઠે જઈ વીરમ્યા, અરભક એકલા આપ.
નીર વિના તે નીરનુ, સુકાણુ સઘ શરીર,
બધવને બેસાડીને, ગયો સાયર વીર.
નીર સુતો સોડ તાણીને, નિસર્યો નમેરો નાગ,
ડસ્યો અગુડે અદીઠડે, પ્રાણ પલાડ્યા પાગ
ઝેર ચઢ્યુ કોઈ જુગતનું, તે વેળામાં તરત,
પુરવ જન્મના સબંધથી, બાળક પામ્યો મ્રત.
સાયર સા જળ લાવીઓ, દીઠી રુધિરની રેલ,
દાવાનળ દુખ દેહમા, બાંધવ કેરો બેલ
ખાંધે લીધો તે વીરને, રૂદન કરે તે રાન,
વિલાપ કર્યા વનમા ઘણા, કોણ સાભળે કાન?
જોજન ચારે ગામ છે, નરવાહન નરપત નામ,
અરભક આપે એકલો, આવ્યો છે તે ઠામ
શાહુકાર એક, શીરોમણી, લખપતિ કહે સહુ લોક,
એની દુકાને ઉભો રહ્યો, સપૂત તણે મન શોક.
પોંહચી એક પાસે હતી, નીતમ કોરીના નગ,
અમુલખ અવની વિષે, ગોભિત રૂડે રગ.
સોપી તે શાહુકારને, લીધા સુખડ કાષ્ઠ,
ગાડુ ભરાવી સા ગયો, દેવે વાળ્યો દાટ
કૌતક એક કાગસુ હતુ, વૃક્ષ ઉપર તે વરત,
માળો હતો સા ગરૂડનો, જ્યા બાંધ્યુ હતુ મરત
ગરૂડ આવ્યો ધન ગાજતો, માણ્યો માળા માંહ,
બાંધ્યો દીઠો બાપડો, અનક નો નગી ત્યાંહ
જેમાંથી અમ્રત કાઢીયુ, બાંને સિંચ્યુ ખગરાય,
ઇશ્વરની આજ્ઞા થકી, ઉઠી બેઠો થાય
પગે લાગ્યો પખી તણે, જોડી ને બે હથ,
કહી વિગતની વારતા, શ્રીમત થયો સનાથ
ઓસડ આપ્યુ અધિક એક, પૈચશે મનના કોડ,
ચોળ્યાથી ચિંતા ટળે, જાય રગતપીત રોગ

## દોહરા.

એવા પ્રારંભ જે કરો, ધરો સિંહાસન પાય,
નહિંતર અક્ષતચંદન વડે, નિત્ય કરો પૂજાય.
ભોજે પાડ ગાડયો ઘણો, ઘણો મુકયો મન ગર્વ,
પુન્ય ન મારૂ એ પ્રભુ, દાન કરે તે સર્વ.
કાળીદાસ ને માઘ છે, પંડીત બે મેહેરાણ,
મમ્યટ પ્રમાણે સંસ્કૃતે, તિને કર્યું પુરાણ
ભોજપ્રબંધ છે ભારતે, નિમેખ ન રાખી નુન્ય,
વખાણ્યો વિક્રમસેનને, વખાણ્યું વિક્રમ પુન્ય.
સંસ્કૃતમાંથી શોધીશુ, શામળભટ કવિરાજ,
વિક્રમચરિત્ર તે વર્ણવ્યુ, કર્યું પરમારથ કાજ.
ગુર્જર દેશ ગરવો ઘણો, અમદાવાદ અનૂપ,
મહાલક્ષ્મી વાસો વસે, જ્યાં રહે રૂડા ભૂપ
શ્રીગોડ માળવી વિપ્ર શુભ, વિરેશ્વરનો તન,
પંડીત વડેરો પ્રેમજી, મહાદેવ ઉપર મન
આણંદબાઇનો અર્ભકો, લીલાબા કેરો ભ્રાત,
પિતા પુરૂષોત્તમતણો, ઇષ્ટ અન્નપુરણા માત.

ગાય શિખે ને સાભળે પુરણ મન પ્રસન્ન,
ચાદ્રાયનવ્રત ચારનું, નગી રેવા દર્શન
પ્રથ્વી પ્રદક્ષણા જે કરે, અડસઠ તીરથ નાય,
પરમારથ રસ સાભળે વિક્રમનો જશ ગાય
નિત ગૌ દાન ઘણા કરે, ગૌનત ના'એ ગંગ
પુષ્કર પુન્ય ઘણા કરે રાખે એવો રંગ
સમનારૂ એકાદશી શિવરાત્રિ વ્રત ત્રણ
એ પુન્ય પ્રીતે પામશે કથા સુણે જે કર્ણ
પ્રીત ઘણી પુન્યવતને સુમને મન તો માન
દાતાને ચિંતામણી ભોગી જનને ભાન
પંડિતને તો પ્રીત છે ગુણહિણ ન ગમે ગીત
ડાહ્યાનું તો દિલ હસે ચાતુર રિઝે ચિત્ત
મુરખ જન મમતા કરે, ભણ્યા ગણ્યાનો ભાવ
તરણ તારણ પરમારથ છે, ભવજળ તરવા નાવ

### ચોપાઇ.

પુન્યે પુરા શૂરા મતી પુન્યે રૂડી રેખા રતી
પુન્યે દાતા પુન્યે માન પુન્ય કરે પરમારથ કાજ
પુન્યે પુત્ર પુન્યે પરિવાર, પુન્યે પામે સંકુળની નાર
પુન્યે પુજા પુન્યે પુત્ર પુન્ય વિના સર્વે સુખસુત્ર
વિક્રમેને કામ મન ધર્યાં કરોડો પુન્ય પ્રતાપે કર્યાં
પુન્યેં વિના વિદ્યા તેં નાઠ પુન્ય વિના ઠગ વિદ્યા ઠાઠ
પુન્ય ભણે સૌ રૂડે રૂપ, પુન્ય વિના પડ્યુ ડહાપણ કુપ
ગાતા સુણતા સુખદા મંત્ર, વઝા નારી પામે પુત્ર
નિર્ધન જન તે પામે ધન અન્નપુરણાજી પુરે અન્ન
બ્રહ્મ તેજ બ્રાહ્મણ પામશે સુખ દુખ સઘળા વામશે
ક્ષત્રી જન તે પામે શૂર નારી નિર્મળ પામે નૂર

### દોહરા.

સિંહાસન બત્રિશની, કથા કહી કરજોડ
શ્રોતા વક્તા સાભળો, રચ ન હેશો ખોડ

જંઘા કોમળકદળી પાય, એ૦ જેમા મુનિઓના મન લલચાય, મહા૦
કર આનદકકણ પાણુ, એ૦ શખ ચક્ર ગદા અબુજ જાણુ, મહા૦
ચરણે ચિન્હ પડયું અજુગ્ત, એ૦ ધ્વજ ચર્મ ને પદ અકુશ મહા૦
માતા દેખી થયા વિસ્મૃદ્દ, એ૦ જવ ઓળખ્યા ગરુડારુઢ, મહા૦
પ્રભુ ભાગીએ મનની ભ્રાત, એ૦ રઘુલાલ ખેલવાની ખાત, મહા૦
તતક્ષણ થયા પ્રભુ લઘુરૂપ, એ૦ ધણી ભાલણના સુરભૂપ, મહા૦

## પદ ૨ જુ.

કરે સ્તુતિ કૌશલ્યા માત, આગે તપ તપ્યા વિખ્યાત,
જે પૂરણ પ્રેમ અખડ, સચરાચર નમળ બ્રહ્માડ પ્રભુ નમુ નમુ
જે ભૂમિતણા ભૂપાળ એમ માનું હુ નાનુ બાળ,
તારી માયાએ ભુલે બ્રહ્માય, ગુણ નેતિ નેતિ કરી ગાય પ્રભુ૦
શિવ સનકાદિક ધ્યાનમા ધ્યાય, જેની માયામા સહુ ભુલાય,
સુને અચરજ અદકુ થાય, મુખડુ જોઇ મનડુ હરખાય પ્રભુ૦
વિશ્વભર તને શુ ધવાડુ જગતકર્ત્તાને શુ રે રમાડુ,
માતા બ્રમાકાર થઇ જ્યારે, મે'લી વૈષ્ણવી માયા ત્યારે પ્રભુ૦
* * * * * *
ઉઆ ઉઆ સુણતા જાગી, ધણી ભાલણની ભ્રાતિ ભાગી, પ્રભુ૦

## પદ ૩ જુ.

રાજા દેને વધાઈ, પ્રભુ પ્રગટયા છે ઘરમાઇ ટેક
તતક્ષણ ત્રબાળુ વાગ્યા, ઘડિયાળા ઘણઘણાય
ચરણ ચોપે ચતુરા, કર મોતી થાલે વધાય રાજા૦
ધીનક્ત ધીનકિત મૃદગ બાજે, ગુણમા કરતી ગાન,
કનકપાત્રમા ઘૃત ભરીને, આપ્યા ભૂમિદાન રાજા૦
કુકુમકેરા પૂર્યા સાથિયા, આગણે કેળના યલ,
તરીઆ તોરણ બાધ્યા બારણે, થઇ રહ્યો નાદારભ રાજા૦
નવપલ્લવ ફળી રહી પૃથ્વી, દિનકર તેજ અપાર,
સુત સનકાદિક ઓર બ્રહ્માદિક, વેદ વદે મુખ ચાર રાજા૦
પવન પાવક અતિ ઉજ્વળ, દિનકરતેજ અપાર,
સુર કારણસારૂ અવતરિયા, હરવા ભૂમિ ભાર. રાજા૦

જોષા જોષી જુગતે તેડ્યા, જન્માક્ષર જોવરાય;
પળમાં પરાક્રમ એવું ભાસે, તત્ક્ષણ ત્રિભુવન રાય.
ભૂપતિ કે'છે જુઓ વળી, નિરમો એવું નામ;
રોમ રોમ વ્યાપી રહ્યો છે, મહારાજીવલોચન રામ.
રૈયત સહુકો જોવા આવે, દશરથજીને દ્વાર;
દેછે આદર વેંચે સાકર, શણગાર્યાં સહુ બાળ.
નગરનિવાસી જોવા આવ્યાં, નાનાં મોટાં વૃદ્ધ બાળ;
એ સુત બાળક સબ જુગ પાળક, બાલણ ભવહરનાર.

### પદ ૪ શું.

હેલી હીંડો હીંડો મારા લાડકડા લઘુ વેશ, રૂડા રામને તેડે
કાળો છે પણ કળ્યો ન જાય, નીતમ નવલે રંગ;
નીલમણિશો શોભે છે રાઘવ, કૌશલ્યા ઓછંગ
બંદીજન બિરદાવળીએ બોલે, જાચક જે જે વાણ;
લુણ ઉતારે માવડી, ત્યાં દશરથ દે છે દાન.
મહીમંડળના મુનિ સૌ આવ્યા, પ્રભુને નામે પાગ;
રામે તો તપ પૂરણ કીધાં, આપી અનઘનું ભાગ્ય.
મુખડું જોતામાં મોહ પામે, મનડું ગળ્યું અમારૂં;
સર્વે કળાએ શોભે શ્રીવર, કોટિ કામ ઓવારૂં.
માનનીઓ મોતીએ વધાવે, સજીને શણગાર;
બાલણપ્રભુ રઘુનાથ મહારો, મુક્તિનો દાતાર.

### પદ ૫ મું.

એવા દશરથના બાળ, લાલ પારણે ઝુલે;
શામસ્વરૂપ દેખીને, મહારૂં અંગડુ ફૂલે.
મૈયા ઢળકતી ઢળકતી તાણે દોરી,
રહ્યા સુત સનકાદિક કર જોડી.
હવે મૈયા હાલરૂં ગાશે ને મનમાંથી હસે,
વળી શેષને શારદા અહેવા ધસે.
મૈયા હાલો હાલો મુખે હાલ કહે,
વળી શ્રુતિ ને વેદ જેને કઈ રહે.
અડપડિયાળા આંખડી મીંચીને ઉઘાડે,
બાળક બહાર કાઢીને મૈયા ચોટાડે.

બાંહે બાજુબંધ બેરખામાં સોનાની સાંકળ;
વીંટીએ જડિયા હીરા જેમ તારામંડળ. મૈયા૦
કટિ ત્રાટી કંદોરે ઘૂઘરીના ઘોર;
ફેરી પેરી ઝાંઝરી ને પાની રાતીચોળ. મૈયા૦
રાજનીતિનાં રમકડાં એ ગાગે ધનુષ્ય ચાપ;
ભાલણના પ્રભુ તારી ગહન ગતિ અમાપ. મૈયા૦

### પદ ૧૧ મું.

બાઇ કોઇ બતાવે રામ લાલા. ટેક.
મેં તો કેડેથી ઉતાર્યો, કશું કામ પડ્યું;
મારી નજર ચૂકી ને રૂડું રતન રડ્યું. બાઇ૦
હાં હાં ઉંડો અનુચર જુઓ પાણી પીજે પછી;
બાઇ બ્રહ્માંડે ભરાણો એને ખમા ખગીત. બાઇ૦
મુનિ વસિષ્ઠ વેદમાંથી કરે મન વિચાર;
બાઇ રોમ રોમ એ રામ રમે સકળ સંસાર; બાઇ૦
હાં હાં ઉંડો અનુચર જુઓ, જઇ ચારે દેશ;
બાઇ રામ તારો શોધે વળી શેષ ને મહેશ; બાઇ૦
રાજા રાતા તાતા થાયે, ને કરે સરજૂમાં શોધ;
ભાલણપ્રભુ રઘુનાથ ભરાણા, કૌશલ્યાની ગોદ. બાઇ૦

પદ ૨૩ મું.

પ્રીતે પાડે કૌશલ્યાજી મોર, રઘુબા મારો ક્યા રે રમે,
મારો કોમળ બાળ કિશોર, રઘુબા મારો ક્યા રે રમે.

નથી લાડકડો લક્ષ્મણ સંગ, રઘુબા૦ આનંદમાં ઉવાડે અંગ, રઘુબા૦
માતા શોધી વળ્યા ધામોધામ, રઘુબા૦ છપ્યા ભગતના ભીતર રામ, રઘુબા૦
દેશ દેશ દોડાવોને ભૂપ, રઘુબા૦ શકે હરિ ગયા બારે ભૂપ, રઘુબા૦
જેને હોય કુવારી કન્યાય, રઘુબા૦ પ્રીત કારણ પરપંચ થાય, રઘુબા૦
કોઇ શોધે રે શિવજીના મન, રઘુબા૦ જેને લગન લાગ્યાં નિશદિન, રઘુબા૦
મૈયા ઊભી થાય ને હજે ધરણુ, રઘુબા૦ ઋષિનાહૃદયમા ખુચ્યા ચરણુ, રઘુબા૦
ગઇ મિથુલા તે મેહેલ માય, રઘુબા૦ પોહોડ્યા પારણે પુરૂપપુરાણ, રઘુબા૦
મહા નિદ્રામા છે મારો નાથ, રઘુબા૦ ધણીઆપણના સુખ માય, રઘુબા૦

પદ ૨૪ મું.

મૈયા કાય કરો ચિંતાય, ઝૂલે પારણે રાઘવરાય,
પોઢ્યો પારણે રાઘવરાય—મૈયા૦

પારણે પોઢ્યા પુરૂપપુરાણ, જાણિયે કોટિ ઊગ્યા ભાણ. મૈયા૦
દામ્યા નીચે લક્ષ્મણે છેક, જાણે નારાયણ પર શેષ. મૈયા૦
શોભે શિથિલ થઇ છે વેણુ, કુંકુમ ખરી પડ્યા છે નેણુ. મૈયા૦
નાસિકા નિદ્રામા ભરપૂર, વેગી વિધિ રહ્યા જેમ દૂર. મૈયા૦
કૌસ્તુભ ધૂલરૂ ખુચ્યું બાલ્ય, જાણીએ ભેટયા ચારે માય. મૈયા૦
દુમાવો સુધી રહ્યો જેમ ચરણુ, કમળા ચાંપતી હોય જેમ ચરણુ. મૈયા૦
કરિ કદોરો ખુચ્યો એલ, જાણીએ વિરચીએ પાડી વેલ મૈયા૦
ઉ ઘાડી અડપડિયાળી નેણુ, બાપણુ ભવ ભવ ભજશે વેણુ. મૈયા૦

# નાકર.

આ કવિ સં. ૧૫૩૨માં હયાત હતો. એ ઘણું કરીને વડોદરા તાબે બ્રાહ્મણ ગામનો રહીશ ન્નાતે વણિક હતો. એનાં વિરાટપર્વ, હરિશ્ચંદ્રાખ્યાન, ઓખાહરણ, શિવ વિવાહ મૃગાખ્યાન તથા પરચુરણ પદો પ્રસિદ્ધ છે.

## હરિશ્ચન્દ્રાખ્યાન.

કડવું ૧ લુ–રાગ રામગ્રી.

સરસ્વતીકેરા પૂજુ પાયજી, શારદામાતા કરો પસાયજી;
ગણપતિ ગુણનિધી ગુણભંડારજી, સેવક જનની કરજો સારજી.

ઢાળ.

કરો સેવકની સારસ્વામી, નિર્મળ તમારૂ નામ,
નિર્મળ વાણી આપીએ, સુધબુધ કેરા ઠામ.
ઉમયાને અંગે ઉપન્યો, વરતીયો જયજયકાર,
સૂરમર્વ સેવા કરે, સુર ગર્વનો પ્રતિહાર
કપૂરે કરૂ આરતી, સિંદુરે કરૂ શણગાર,
એકદંતો સુંદાળો, મોદીક વલ્લભ અહાર.

વલણ.

મોદીક વલ્લભ અહાર સ્વામિ, પાયે લાગી પ્રણમું,
દ્રોમતિ માતા શારદા, સરસ્વત સ્વામને નમુ.

કડવું ૨ જું–રાગ રામગ્રી.

નગર અજોધ્યા સુંદર વાસજી, રાજ તે પહોંચે પ્રજા નિવાસજી
ત્રસગરાયનો કુંવર નિર્વાણજી, હરિશ્ચંદ્રની વર્તે આણજી

ઢાળ.

આણુ વર્તે હરિશ્ચન્દ્રની, અમત્ય ન ભાખે જ્યાહે;
પુણ્યે પુણ્યવત આગળો, વસે અજોધા માહે.
ધન્ય ધન્ય છે તે ધર્ણને, મોટી અસભવ વાત.
એક વાર સા વાને કરશણુ, લણે છે વાર સાત.
ધન્ય ધન્ય દેશના માનવી, જીવિતવ્ય તેના ધન્ય,
અર મોટુ એ કહું ન મરે, પિતા પેહેલાં તન
જૂઠો જુહારી ચોર ચરપટ, ચિત્તે લપટ જેહ;
ચક્ર આવે હરિશ્ચન્દ્રનું, મધ્ય શીશ છેદે તેહ.

વલણ.

સત્યવ્રત સર્વકો પાળે, વહાલે મન શુ ધર્મશુ,
આશ પહોચે સર્વની, વાઘ ધેનુ મળી રહે પશુ

કડવું ૩ જું-રાગ દેશાખ.

વિશ્વામિત્રે તપ માડીયો, લક્ષ્મીને વશ આણુવા,
રૂદન કરે લક્ષ્મી ઘણું, અરણ્યમા રહી જાણુવા.

ઢાળ.

અરણ્યમા સતિ એકલા, રૂદન કરે છે અપાર,
હરિશ્ચદ્ર રાજા સાભળી, રોતી તે શ્રવણે નાર.
મૃગયાથી વનમા ત્યા ગયો, જ્યા રડે લક્ષ્મીનાર,
રાજા તે લાગ્યો પૂછવા, રડતી રહેરે કુમાર;
કોણે તુજને દુઃખ દીધુ, કોણે દેખાડયા હાથ,
કોણુ એવો વસે પૃથ્વી, તેને કરૂ ઉપઘાત.

વલણ.

કોણે કર્યા ઉપઘાત તુજને, એમ રાજા લાગ્યો પૂછવા,
રાય વિશ્વામિત્રે તપ માડયો, તે હુ લક્ષ્મીને વશ આણુવા.

કડવું ૪ થુ-રાગ રામગ્રી.

રોષે ભરીયો રાજા જાયજી, તપ જ્યા કરે છે મહા રૂષીરાયજી.

ઢાળ.

નીન્દ્ર જાઇને જગાડીયો, ને ઉપાડયા તહા રૂક્ષ,
તે રૂષીને બેઠા થયો, મનમા આણીને દુઃખ.

ત્યાં વિશ્વામિત્ર ક્રોધે વદે, હું દઇશ તુજને શાપ;
મારૂં તપ ખંડન કાં કર્યું, મુને જગાડયો શા માટ.
વળતો તે રાજા બોલીયો, સાંભળો વિશ્વામિત્ર;
અબળા સાથે બળ કરે, તું ગાધીરાયનો પુત્ર.
તારે જે જોઇએ તે લે વિચારી, માગતાં આપું તેહ;
રૂપીરાજ વળતો બોલીયો, રાય વચન પાળજો એહ.

વલણ.

પાળજો સત્ય વચન તારૂં, રૂપીરાજ એમ બોલીયો;
તત્ક્ષણ ત્યાંથી તપ તજીને, બ્રહ્મ સદનમાં આવીયો

## કડવું ૫ મું–રાગ આશાવરી.

બ્રહ્મસદનમાં બ્રાહ્મણનો નીવાસજી;
નિવાસ રહે તેત્રીસ કોડ સભાં મળીરે.
વિશ્વામિત્ર તે ત્યાં ગયા, જ્યાં નારદ તુંબર વાયરે;
સુખ થાયરે, નારદ ઋષીને જઇ મળ્યારે.
નારદઋષિ ત્યાં ગાન કરતા, અવર મોટા શ્રેષ્ઠ;
સભા સર્વ સન્માન દીધું, મુનિજન પરસ્પરે ભેટ.
આવીને ઉભા રહ્યા, સુરી નર કરે પ્રણામ;
શે વિશેષે આવીયા, સ્વામિ કહો મુજને કામ.
આવીઆ પીલાપીંજર, જહાં પૂછ્યા ઋષીજન;
હરીશ્ચન્દ્રને ઘેર ગયા હતા, ત્યાં પૂછ્યા રાજન.
ત્યાં ગુરૂ વસિષ્ઠ સભા વિષેથી, બોલીયા રૂષી એહ;
*મૃત્યુ લોકમાં સુઇ અવતરે, હરિશ્ચન્દ્ર અતિથિ તેહ.*
છાસિક ને વળી સત્યવાદી, એવો નથી ત્રૈલોક;
વસિષ્ઠે વખાણ કાધું, વિશ્વામિત્ર પામ્યો શોક.

વલણ.

અતિ શોક આણી બોલીયો, વિશ્વામિત્રે પણ નાંખીયું;
સાંભળો તમો ગુરૂ તેના, હરિશ્ચન્દ્રને હું જઇ છળું.

## કડવું ૬ ઠું-રાગ આશાવરી.

કાંઈ બોલે છે વસિષ્ઠરે, તું સાંભળ વિશ્વામિત્રરે,
હાથ મેં મેલ્યો તે હોડનોરે
ત્યારે વિશ્વામિત્ર કહે, દશ સહસ્રતણું તપ હારૂંરે,
વચન મારૂં એહ યજમાન તારાને છળુરે

ઢાળ.

અલ્યા નહી છળાય યજમાન મારો, એમ બોલ્યા વસિષ્ઠ,
ગુરૂએ રાજાને ત્યાં કહાવીયું, તું રખે છાંડે સત્ય
દશ સહસ્ર વર્ષનું તપ હારૂં, એવી તે પાડી હોડ,
મેં વખાણ કીધું તમતણું, દેખતા તેત્રીશ ક્રોડ
વખાણ કરતા વિષ થયું, એમ બોલીયા ઋષી બઈ,
યજમાન તારો નવ છળું તો, કુળ ગાધી કેરૂં રદ

વલણ.

ગાધીરાજા પુત્ર સાથે, વિવાદ લાગ્યો અતિ ઘણો,
હવે હું તો જાઉં છું, સત્ય મા છાંડીશ આપણો

## કડવું ૭ મું-રાગ સારંગ.

બ્રહ્મ સદનથી વિશ્વામિત્ર ગયા, નારદને મંદિર આવીયા,
સાંભળીયે નારદ મુનીજન, સંતોષ્યું તેં મારૂં મન

ઢાળ.

કેણ પ્રકારે હરિશ્ચન્દ્ર છળ પડે, મને નારદ કરો ઉપદેશ,
વળતા તે નારદ બોલીયા, તમે ધરો સુહરનો વેશ
એની રમ્ય વાડી લાખો મોડી, જેમ રાજાને ચડે કોપ,
વિશ્વામિત્ર ચાલ્યા સુહર રૂપે, ધરી વપનીત રૂપ
વાડીમાં તે આવર્યો, જઈ આડીયો વણુસાડ,
ચોદિશે હિંડે ઘુરકતો, મોડીયા મોટા ઝાડ
ડમરો ને મરવો મોગરો, ચંપક વૃક્ષ ત્યાં ક્રોડ
વેલી વાલો વલસડી, માહે કદમ કેરા છોડ
ગુલાબ સુંદર કેવડો, ને સેવંતી અતિ ઝાર,
આક ધતુરો અગથીઓ, જેણે પૂજીએ ત્રિપુરાર
મુચકંદ મંદાર પારીજાતક, જાઈ શ્રીફળી નહીં પાર,
આંબા દાડમ રમ્ય તુલસી, માલતી શ્રીકાર

ત્યાં વિશ્વામિત્ર ક્રોધે વદે, હું દઇશ તુજને શાપ;
મારૂં તપ ખંડન કાં કર્યું, મુને જગાડયો શા માટ.
વળતો તે રાજા બોલીયો, સાંભળો વિશ્વામિત્ર;
અબળા સાથે બળ કરે, તું ગાધીરાયનો પુત્ર.
તારે જે જોઇએ તે લે વિચારી, માગતાં આપું તેહ;
રૂષીરાજ વળતો બોલીયો, રાય વચન પાળજે એહ.

વલણ.

પાળજે સત્ય વચન તારૂં, રૂષીરાજ એમ બોલીયો;
તત્ક્ષણ ત્યાંથી તપ તજીને, બ્રહ્મ સદનમાં આવીયો

કડવું ૫ મું-રાગ આશાવરી.

બ્રહ્મસદનમાં બ્રાહ્મણનો નીવાસજી;
નિવાસ રહે તેત્રીસ ક્રોડ સભાં મળીરે.
વિશ્વામિત્ર તે ત્યાં ગયા, જ્યાં નારદ તુંબર વાયરે;
સુખ થાયરે, નારદ ઋષીને જઇ મળ્યારે.
નારદઋષિ ત્યાં ગાન કરતા, અવર મોટા શ્રેષ્ઠ;
સભા સર્વે સન્માન દીધું, મુનિજન પરસ્પરે ભેટ.
આવીને ઉભા રહ્યા, સુરી નર કરે પ્રણામ;
ને વિશેષે આવીયા, સ્વામિ કહો મુજને કામ.
આવીઆ પીલાપીંજર, જહાં પૂછ્યા ઋષીજન;
હરીશ્ચન્દ્રને ઘેર ગયા હતા, ત્યાં પૂછ્યા રાજન.
ત્યાં ગુરૂ વસિષ્ઠ સભા વિષેથી, બોલીયા રૂષી એહ;
મૃત્યુ લોકમાં થઇ અવતરે, હરિશ્ચન્દ્ર સતિયો તેહ.
ધાર્મિક ને વળી સત્યવાદી, એવો નથી ત્રૈલોક;
વસિષ્ઠે વખાણ કીધું, વિશ્વામિત્ર પામ્યો ગોક.

વલણ.

અતિ શોક આણી બોલીયો, વિશ્વામિત્રે પણ નાંખીયું;
સાંભળો તમો ગુરૂ તેના, હરિશ્ચન્દ્રને હું જઇ છળું.

## કડવું ૬ ઠું–રાગ આશાવરી.

કાંઇ બોલે છે વસિષ્ઠરે, તું સાંભળ વિશ્વામિત્રરે;
હાથ મેં મેલ્યો તે હોડનોરે.
ત્યારે વિશ્વામિત્ર કહે, દશ સહસ્ત્રતણું તપ હારૂંરે;
વચન મારૂં એહ, જજમાન તારાને છળુંરે.

### ઢાળ.

અહલ્યા નહીં છળાય યજમાન મારો, એમ બોલ્યા વસિ
ગુરૂએ રાજાને ત્યાં કહાવીયું, તું રખે છાંડે સત્ય.
દશ સહસ્ત્ર વર્ષનું તપ હારૂં, એવી તે પાડી હોડ;
મેં વખાણ કીધું તમતણું, દેખતાં તેત્રીશ ક્રોડ.
વખાણ કરતાં વિષ થયું, એમ બોલીયા ઋષી બઇ;
યજમાન તારો નવ છળું તો, કુળ ગાંધી દેઉં રદ.

### વલણ.

ાધીરાજા પુત્ર સાથે, વિવાદ લાગ્યો અતિ ઘણો
ાવે હું તો જાઉં છું, સત્ય મા છાંડીશ આપણો

## કડવું ૭ મું–રાગ સારંગ.

ાહ્મ સદનથી વિશ્વામિત્ર ગયા, નારદને મંદિર આવીયા
ાંભળીયે નારદ મુનીજન, સંતોષ્યું તે મારૂં મન

### ઢાળ.

ાણ પ્રકારે હરિશ્ચન્દ્ર છળ પડે, મને નારદ કરો ઉપદેશ;
ાળતા તે નારદ બોલીયા, તમે ધરો સુહરનો વેશ.
ાની રમ્ય વાડી લાખો મોડી, જેમ રાજાને ચડે કોપ;
વેશ્વામિત્ર ચાલ્યા સુહર રૂપે, ધરી વપનીત રૂપ.
ાડીમાં તે સાંચર્યાં, જઇ માંડીયો વણસાડ;
ચોદિશે હિંડે ધુરકતો, મોડીયાં મોટાં ઝાડ.
ાંમરો ને મરવો મોગરો, ચંપક વૃક્ષ ત્યાં ક્રોડ;
વેલી વાલો વલસડી, માંહે કદમ કેરા છોડ.
ગુલાબ સુંદર કેવડો, ને સેવંત્રી અતિ સાર;
આક ધંતુરો અગથીઓ, જેણે પૂજીએ ત્રિપુરાર.
મુચકંદ મંદાર પારીજાતક, જાઈ શ્રીફળી નહીં પાર;
આંબા દાડમ રમ્ય તુલસી, માલતી શ્રીકાર.

ત્યાં વિશ્વામિત્ર ક્રોધે વદે, હું દઇશ તુજને શાપ;
મારૂં તપ ખંડન કાં કર્યું, મુને જગાડયો શા માટ.
વળતો તે રાજા બોલીયો, સાંભળો વિશ્વામિત્ર;
અબળા સાથે બળ કરે, તું ગાધીરાયનો પુત્ર.
તારે જે જોઇએ તે લે વિચારી, માગતાં આપું તેહ;
રૂખીરાજ વળતો બોલીયો, રાય વચન પાળજો એહ.

વલણ.

પાળજો સત્ય વચન તારૂં, રૂપીરાજ એમ બોલીયો;
તત્ક્ષણ ત્યાંથી તપ તજીને, બ્રહ્મ સદનમાં આવીયો

કડવું ૫ મું-રાગ આશાવરી.

બ્રહ્મસદનમાં બ્રાહ્મણનો નીવાસજી;
નિવાસ રહે તેત્રીસ ક્રોડ સભાં મળીરે.
વિશ્વામિત્ર તે ત્યાં ગયા, જ્યાં નારદ તુંબર વાયરે;
સુખ થાયરે, નારદ ઋષીને જઇ મલ્યારે.
નારદઋષિ ત્યાં ગાન કરતા, અવર મોટા શ્રેષ્ટ;
સભા સર્વે સન્માન દીધું, મુનિજન પરસ્પરે ભેટ.
આવીને ઉભા રહ્યા, સુરી નર કરે પ્રણામ;
શે વિષેશે આવીયા, સ્વામિ કહો મુજને કામ.
આવીઆ પીલાપીંજર, જહાં પૂછીઆ ઋષીજન;
હરીશ્ચન્દ્રને ઘેર ગયા હતા, ત્યાં પૂછીઆ રાજન.
ત્યાં ગુરૂ વસિષ્ટ સભા વિષેથી, બોલીયા રૂષી એહ;
મૃત્યુ લોકમાં થઇ અવતરે, હરિશ્ચન્દ્ર સતિયો તેહ.
છાસિક ને વળી સત્યવાદી, એવો નથી ત્રૈલોક;
વસિષ્ટે વખાણ કીધું, વિશ્વામિત્ર પામ્યો શોક.

વલણ.

અતિ શોક આણી બોલીયો, વિશ્વામિત્રે પણ નાંખ
સાંભળો તમો ગુરૂ તેના, હરિશ્ચન્દ્રને હું જઇ છ

## કડવું ૬ ઠું-રાગ. આશાવરી.

કાંઇ બોલે છે વસિષ્ટરે, તું સાંભળ વિશ્વામિત્રરે;
હાથ મેં મેલ્યો તે હોડનોરે.
ત્યારે વિશ્વામિત્ર કહે, દશ સહસ્ત્રતણું તપ હારૂંરે;
વચન મારૂં જોહ, યજમાન તારાને છળુંરે.

### ઢાળ.

અલ્યા નહીં છળાય યજમાન મારો, એમ બોલ્યા વસિ
ગુરૂએ રાજાને ત્યાં કહાવીયું, તું રખે છાંડે સત્ય.
દશ સહસ્ર વર્ષનું તપ હારૂં, એવી તે પાડી હોડ;
મેં વખાણ કીધું તમતણું, દેખતાં તેત્રીશ ક્રોડ.
વખાણ કરતાં વિષ ચર્યું, એમ બોલીયા ઋષી અર્દ;
યજમાન તારો નવ છળું તો, કુળ ગાધી કેરૂં રદ.

### વલણ.

ગાધીરાજા પુત્ર સાથે; વિવાદ લાગ્યો અતિ ઘણો
હવે હું તો જાઉં છું, સત્ય મા છાંડીશ આપણો.

## કડવું ૭ મું-રાગ સારંગ.

બ્રહ્મ સદનથી વિશ્વામિત્ર ગયા, નારદને મંદિર આવીયા;
સાંભળીયે નારદ મુનીજન, સંતોષ્યું તેં મારૂં મન.

વલણ

બહુ પાર તેનો નવ લહું, વાડી સૌ મોડી કરી,
એક વૃક્ષ ચોપો રાખીઓ, ત્યા શુમ્ર બેઠો ઘર કરી

કડવુ ૮ મું-રાગ આશાવરી.

દ્રાક્ષ ચારોળી માહે, ખજૂર કેરા ઝાડરે,
શેરડી મધળી, સુવરે મોડીરે
બીજોરી નાગી જમીરી, માહે નારગીના છોડરે,
કોડ વૃક્ષ ભાગ્યા લીંબોઇનારે

ઢાળ.

પાર નહીં પાડલતણો માહે સદાફળ ને સાર,
નાળીએર ફોફલ ફાફલી, જલવાઆનો નહીં પાર
ફણસ ફારસી મીરલી માહે, દ્રાક્ષ ચઢી ત્યા સોટ,
રાયણી જાબુ અતિ ઉત્તમ, તે ભાજ્યા કોડાન કોડ
કરમદી પીતુ આમલી, આબાનો નહિ પાર,
વનસ્પતિ ભાજી સહી, તેનો ન જાણુ પાર
એક ચપક રાખીઓ, ત્યા ભૂડ બેઠો ઘર કરી,
રાયને ત્યા જાણુ કરવા, આવીયો માળી મન ધરી

કડવું ૯ મુ-રાગ આશાવરી.

આવીયો માળી વાડીને જોવારે, નાખ્યારે ઉપાડી એમ એમ છોડવારે,
કાઇ બીધો માળી ગયો સુધ કહેવારે, નહીં રહેવા દીઠું ઝાડ એક છોડનેરે

ઢાળ.

માળી તે રાત્રે આવીયો, સાભળો રાજા વાત,
વાડી માહે સુવર પેઠો, કર્યો વૃક્ષને ઉપઘાત
એવા તે વાયક સાભળી, ને કોપીયો હરિશ્ચન્દ્ર રાય,
સુરજવશી આવીયો, તે શીઘ્રે વાડી જાય
બહુ સુભટ ઘોડા પાખર્યા, પાયરો લીધો કેડ,
આવીને ઉભા રહ્યા, વાડીએ ઘાલ્યો ઘેર
સૌ સાથે રાજા બંધન બોલ્યો, જશે જેના ઘોડા હેઠ,
તે સુહરને મારે નહીં, તે પડે ખરને પેટ
સમર્થ સુહર નીસર્યો, રાયના રેવત હેઠ,
પાયક સેના સર્વ મૂકી, રાય એકલા ધાયા કેડ

### વલણ.

એકલા ધાયા કેડે રાજા, ત્યા કોઇ ન મળે સાથરે,
ભુડ તે પૂઠે પરવર્યા, તા મમીનો* શો સાથરે

### કડવુ ૧૦ મુ-રાગ ધન્યાશ્રી.

સમર્થ સુહર માર્યો, રાયજી કેડે ધાયરે,
રાજા બાણુ મૂકે બહુ, સુહર ચૂકવીને જાયરે
એમ કરતા આઘા ગયા, આવ્યો નદીતણો સુદેશરે,
સુહર રૂપ ત્યા પાલટયુ લીધો વિપ્ર કેરો વેશરે
રૂપી પ્રતે રાજા બોલીયો, સ્વામી ભુડની કહો ભાળરે,
વળતી તે બ્રાહ્મણ બોલીયો,રાય શુ,લનો આળપપાળરે
સાવજા શુ મારતા હીંડો, હઇડે ધરો કઇ જ્ઞાનરે,
આવુ રૂડુ તીરથ મળ્યુ, રાજા કરો ત્યા સ્નાનરે
એ વિપ્ર વચનને માનીયુ, ને દીઠો ઉત્તમ ઠામરે,
સ્નાન કરી ઉભા રહ્યા સ્વામી લીજીએ કઇ દાનરે
વળતી તે બ્રાહ્મણ બોલીયો, તુ સત્યવાદી રાયરે
આ બે બાળક છે માહરા,તેનો કીજીએ વીહીવાયરે
વળતી તે રાજા બોલીયો, સ્વામિ જે કહો તે સત્યરે
અમો જે જોઇએ તે ખર્ચશુ સ્વામિ ભણોની સ્વસ્તરે
ત્યા ચોવેદની ચોહોરી રચી વરતીયા મગળ ચારરે,
બાળક બેઉ પરણાવીયા તેનો કર્યો શુભ વેહેવારરે

### વલણ.

કર્યા શુભ વેહેવાર રાજા મનને આનદ ઘણો
પછી દાન આપે છે ત્યા રાજા, વિસ્તાર કહુ છુ તે તણો

### કડવુ ૧૧ મુ-રાગ ભૂપાળ.

પહેલું મગળ વરતીયુ, આપીયા તેજી તોખાર
ત્યા બીજે મગળ આપતા, હસ્તી બના શ્રીકાર

* સેવા કરનારો

ત્યાં ત્રીજું મંગળ વરતીયુ, કુંચી સહિત ભંડાર;
ચોથે મંગળે આપીયાં, પૃથ્વી સકલ વિસ્તાર.
ત્યાં પંચ શબ્દ વાજીત્ર વાજે, કામની નારી ગાય;
ત્યાં વર કન્યા કંસાર ખાયે, રાય હૈડે હરખ ન માય.

વલણ.

આનંદ રાજાને થયો, બાળક બેઉ પરણાવીયાં;
પછી ચાલ્યા નગ્ર વિષે, ત્યાં વિપ્ર સાથે આવીયા.

**કડવું ૧૨ મું-રાગ ધન્યાશ્રી.**

વળતી બ્રાહ્મણ બોલીયો, રે તું છે સત્યવાદી રાય,
તારે તોલે કો ન આવે, વારૂ તે કર્યો વિહિવાય.
મેં જે માગ્યું તે આપીયુ, આપ્યા હય ગજ રથ ભંડાર;
આપીઆ મેગલ હાથીયા, આપ્યા તેં તોખાર.
તે સર્વ વર કન્યાતણું, તેમાં મારૂં નહીં લગાર;
હું તો બ્રાહ્મણ રહ્યો અળગો, આશાબંધ અપાર.
મનમાં વિચારી જુઓ રાજા, એમ કહેતો જોડી હસ્ત;
ફરી રાજાએ ઉદક લીધું, સ્વામિ ભણોની સ્વસ્ત.
સવાભાર સુવર્ણ આપશું, આવો અમારે ગામ;
મારે અન્ન ઉદકની આખડી, આપશું મારા સ્વામ.
વલતી તે વિપ્ર રાજા બોલીઓ, તુરી પલાણોની રાય;
પાળા તમે નથી ચાલીયા, દુઃખ સહે તમારા પાય.
પછી રાજા બોલીયા, એ ન હોય અમારો ધર્મ;
તુરી તેવારે પલાણશું, જ્યારે આપીશું સુવર્ણ.

એવે રાજા મંદિર આવ્યા, આનંદ જયજયકાર;
ઘેર ઘેર ગોડી ઉછળે, સાથીઆ તોરણ બાર.
દૂધે ઉમર પખાળ્યા, ચંદને પછાંટી વાટ;
મોતીડે, દીયે વધામણાં, નયણે દેખી નાથ.
રોહીદાસ કુંવર બોલીઓ, દેઈ આલીંગન તાત;
આટલા દિવસ ક્યાં હતા, પિતાજી કહોની વાત.
તારા રાણી જળપાત્ર લાવ્યાં તે, દેવાને આચમન;
ઉદક ભોમિ અરોપીઉં, એને વિમાસણ મન.
તવ પૂત્ર રાણી વિચારે, મનને ધરે સંદેહ;
કાંઇ બંધન પ્રગટયું રાયને, વાત વિચારી તેહ.
ગૌહત્યા, બાળહત્યા, કે બ્રહ્મહત્યા ચડી;
કે ચડી તમને સ્ત્રીની હત્યા, સ્વામિ કાં રહ્યા સાંસે પડી.

રોહીતાશ્વ કુંવર આવીઓ, ઉભો રહ્યો વિપ્ર પ્રાસથી,
અમે અશ્વ ચઢાવીઆ, અકુવાણા છીં વીદુરથી.
રોહિતાશ્વ કુંવર બોલીયો, ઊભો રહ્યો શીર નામી,
ઉતારી આપી મોજડી, તમે. પેહેરો મારા સ્વામી.
કુંવર એણીપેરે બોલીયો, પરિવારને લેઈ કરી,
તે રાન વગડે નીસર્યાં, મુખથી વદે ત્યા શ્રીહરી

કડવુ ૧૮ મું–રાગ રામગ્રી.

ચાલતા અડવણ પાગે, એવે વીપ્ર સ્વર્ગે જાયજી,
જઇ કરી સુરજને કહે, સુણો સ્વામી ઉપાયજી.
સુણો કસ્યપના તન, કહુ એક ઉપાયજી,
કહ્યું કરો તમે માહરૂ, નહીં તો શાપ ભોગવવો કાયજી,

ઢાળ.

શાપ દેશુ તમને, જો કહ્યુ અમારૂ નહીં કરો,
સત્ય છોડે ત્રણે જણુ, તે વાણી મારીને વરો
છળ પડે તે પેર કરવી, સુણો આદિત્ય રાય,
* * * * * *
બારે આદિત્ય શીર તપોને, પાડો વજ્ર મય આગ
છાસીક રાજા સત્ય ચૂકે, દવ બળે દાઝે પાગ,
દક્ષિણ વામ દોડે ટળવળે, જાણે કો જલ ચોપડે.
વાટે વેર્યાં છે ગોખરૂ, પગે તે પેરપેર નડે.
ગોખરૂ ભાગે, પગે દાઝે, સુરજ વશી જાય,
પાળા નથી તે કહીંએ ચાલ્યા, સત્યવાદી રાય

વલણ.

સત્યવાદી રાયને, ભોગ પેરપેરના નડે,
વિશ્વામિત્રે કેડ લીધી, પણ રાજા છળતા નહીં પડે

કડવુ ૧૯ મુ–રાગ રામગ્રી.

બળી વિમાસે વિશ્વામિત્રજી, કેઇ પેરે છળ પડે હરિશ્ચંદ્ર ચિત્તજી

ઢાળ.

કોણ પ્રકારે છળ પડે, એમ વિચારે રૂષિ જ્યાહે,
રાન વગડે અતરે તે, પરવશ છે સાહે

ટાઢાં પાણી અને નિર્મળ, કપુર કેરો વાસે,
ધર્મરાયની પર્વ છે, તે તમને પાણી પાશે.
પાણી અમે કેમ પીજીએ, વિપ્રના દેવાં રણ,
નળતી પરબીયો બોલીયો, અહીંઆ દેખે છે કોણ.
પછી રાજા એણીપેર બોલીયા, બાઇ ન હોય એ મારો ધર્મ,
ઉદક સારે પાન કરશુ, આપશુ સુવર્ણ.
એમ કહીને ચાલીયા તે, સુરજવશી રાય,
સતિ ને રોહિતાશ્વ કુવર, આવીઆ તે જગાય
તે પ્રત્યે પરબીયો બોલીયો, બાઇ કેની તે કમ,
આગળથી જે સાચર્યો, તે સગો લાગ્યો તમ.
રોહિતાશ્વ કુવર બોલીયો, બાઈ તે તો મારો તાત,
સુરજવશી રાય કહીએ ને, આએ મારી માત.
તરસ્યો દિવસ ઘણાનો, તેણે ઘણુ પીધુ નીર,
રોહિતાશ્વ કહે જળ નહીં પીએ, તેપે તજે શરીર.
બાઈ બાળક તે તરસ્યો હશે, તેને પાણી પાઓ,
કુવર કહે જળ જો પીઉં તો, છળ પડે હરિશ્ચદ્ર રાય

વલણ.

કુવર એણી પેરે બોલીયો, સાભળ પરબીયા વાત,
રાજા પાણી નવ પીએ, માનજે સત્ય સાક્ષાત.

## કડવુ ૨૦ મુ–રાગ આંદોલ ગોડી.

વલી વિશ્વામિત્ર વિમાસે મન માયરે,
કોયે પ્રકારે રાજા છળ પડેરે
તે વિમાસે મનમા રૂપી, એક કલ્પ વૃક્ષ કારમો કીધો,
સત્ય મૂકશે થાવા સુખીરે

દામ નથ ત્યા કહે એમ માય, તમારે પાસે રાખો રાય,
જૂઓ કુવર બોલાવે માય, એણીપેરે બોલ્યા હરિશ્ચન્દ્ર રાય.
કુવર તમે ઘેર પેરે નહો, નિરાસ થઇને ભોગી પડો,
વિલાપ કરે છે તારાં માય, લઇ કંઠગે નાંખે વાય.
બ્રાહ્મણ બોલ્યો દુઃખ મુકો તમો, એ બાળકને લઇશું અમો,
ચંદી લાવને નિત્ય પાતરી, હવિષ્યાન્ન જમશે પ્રીત ધરી.
પાબાર સુવર્ણ તે દઇ, બ્રાહ્મણ ચાલ્યો તે બનેને લઇ,
રાજા ભણે સાંભળ ઋષીજન, પોણોભાર છુટયા સુવર્ણ.
એણેપેરે બોલ્યા હરિશ્ચન્દ્ર રાય, ઘરાક મારૂં લેવા જાય;
રાજા વચને જાતો થયો, દુદાલ નામીકને ઘેર ગયો.
દુદાલ નામીક સાંભળ વાત, તારે ઘેર છે ધનની ખ્યાત;
રૂપી પ્રત્યે અનામીક ભણે, પ્રસાદ હરિશ્ચંદ્ર રાજા તણે.
દ્રવ્ય જોઇએ તો છે ઘણું, તે પુણ્ય સૂરજવંશી તણું,
એક અપાવું તુજને દામ, જાળવને મસાણુ માગશે ગરાસ.
રૂપી ને અનામીક જોવા જાય, દીઠે રાયને આશ્ચર્ય થાય;
એ કો દીસે મોટો રાજન, નહીં જાળવાશે મારૂં મસાણ.
શું વિચારો છો કહું અમો, સુખે વસુ ત્યા દેજો તમો;
બ્રાહ્મણનો છોડાવો પાસ, હમે રહેશું તમ ઘેર દાસ.
અર્ધ ભાર તે સુવર્ણ દઇ, અનામિક ચાલ્યો રાજાને લઇ,
રાજા ભણે સુણો બ્રાહ્મણ, સવાભાર છુટયો સુવર્ણ.

## કડવુ ૨૨ મું-રાગ સામેરી.

છાશીક ને વગી સત્યવાદી, સૂરજવંશી રાય,
અનામીક પેઠો ઝાંપડો, તેને ઘેર વેચાય.
બળતી તે બોલ્યો ઝાપડો, સુણુ મસાણુ ખળી દાસ,
વેહેલા જાઓ મસાણુ માહે, માગો આપજો ગરાસ.
રીતભાગ જે આપણી, તુ રહે દીવસ ને રાત
અધર્મ તું તા લેશ મા, કોની માં કરશો વાત
એકમાણુ લેજો સાથવો, ઉપર પૂળી એક અસગાર,*
એટલામા વાસ મૂકજે ને, મૂકજે સૌ આસ

* ગોળી

એટલે પાણી ફેરવે તેને મે આપે ભાગવાન,
તેને ગરાસ આપજે મ રેથી, એ વચન મારૂ માન
વિશ્વામિત્ર અતિત થઇને, આવ્યો ત્યા સમશાન,
ભિક્ષા માગી રહ્યો ઉભો, મન વિમાસે રાજાન
તેને મંદેથી અન આપીયુ, અર્ધ રાખીયુ રાય
એમ અર્ધ આપે નિત્યે રાજા, દુર્બળ શરીરે થાય

### વલણ.

કર્મ તો પેર પેર નડે, બ્રાહ્મણ ત્યા પરાક્રમ કરે,
વિશ્વામિત્રે કેડ લીની નોએ ત્યા છળ નહિ પડે

### કડવુ ૭૩ સુ-રાગ સામેરી.

રાય તેડાવ્યો ઝાપડો સુણ મસાણુ ખબીદાસ,
આવીને ઉભો રહ્યો, સ્વામિ દીઠઓ કઇ આશ
તે દીને દીઠો દુમતો, હુંને સાધુઓ ન આપે રોર,
કે ગારડી તેં આવરી, કા ભૂખે બાળે પેટ
આગે તે લેતો એક માણુ હવે લેજે માણા બેય
પૂગી બે અગગાર તેજે, રખે ભૂખ્યો રહેતો તેય
રોશમાથી રૂપી બોલે, એમ ભણે વિશ્વામિત્ર
ઝાપડા તુજને નાઇ નહુ તો, નહીં ગાધી કેરો પુત્ર

### વલણ.

ગાધી કેરો પુત્ર જો, એમ રૂપીજી બોલીયા
વિશ્વામિત્રે રાજા વિમાર્યા પછી ઝાપડા પુંઠે ચાલીયા

### કડવુ ૭૪ સુ-રાગ સામેરી.

નાહાવાને મેલો ઝાપડો તે તેન ધાતી શીશ,
દુભ કુભ ખાલી કર્યા, ત્યા જળ નહીં મહા રીશ
વેગે વિશ્વામિત્ર ચાલ્યા, ગયા હરિશ્ચંદ્ર કેરે પાસ,
નહાવાને મેલો ઝાપડો, હુંને શીદ રાખે દાસ
વળતી તે બ્રાહ્મણ બોલીયો, તારો સ્વામિ કરે છે રીશ,
પાણી ગીધુગે જોગ નથી, ને તેન ચાને શીશ

વચન એવુ સાભળી, સૂર્યવંશી રાજાય,
કુભ લીધો હાથમા, ગગ નીર લેવા જાય.
મર્ક સુધિ કુભ ભરીયો, ત્યા ચડાવે તે કોણ,
વિશ્વામિત્રે ભાર મુકયો, રાખવા પોતાનું પોણ

વલણ.

રાખના પોતાનુ પોણ, રૂપીએ ઉપાય કીધો અતિઘણો,
ભાર મકયો ફ્રડી એકનો, પણ ઉપાય જોતો સત્ય તણો.

કડવુ ૨૫ મુ-રાગ ધન્યાશ્રી.

રોહિતાશ્વ એને આવીયો, ત્યા પૂત નીચુ જોય,
રાજાને નયણે નીરખીયો, એ સરજવંશી હોય
રોહીતાશ્વ પ્રત્યે રાય બોલીયા, ભાઇ ઘડુલો ચડાવીયે,
સ્વામિ હુ તો વિપ્ર ઘેર છુ, આભડુ કેમ આવીએ
રોહિતાશ્વ વળતો બોલીયો, તાતજી કીજે એમ,
ડબકી તે દીજે નીરમા, કુભ આવે મસ્તક તેમ
મસ્તકે કુભ આવીયો, તે ભેદ કહ્યો રોહિતાશ્વ,
રાય નીર ભરીને સાચર્યો, હઇડે ઘણો ઉલ્હાસ.
પછી રોષમા રૂપી બોલીયા, એમ ભણે વિશ્વામિત્ર,
કુવર તુજને નવ નડું.તો, નહી ગાધીનો તન.

તેવ તેવડાં બાળક આવી, જોવા લાગ્યાં નાડ;
એને સગુ સબંધી કો નથી, જે કરે એની વાર.
તે ફૂલ માળી લાવીયો, સાંભળ પુત્રની માય,
તારો પુત્ર સર્પે ડસીયો, ને પડયો વાડીમાંય.
વળતી મતિ એમ બોલીયા, હવડાં મા લેશો નામ,
ઘરમા તે બ્રાહ્મણ જમે છે, વણસે તે સઘળુ કામ.

વલણ.

વણસે મારૂ કામરે, તારા તે એણી પેરે બોલીયાં,
વિપ્રને શુદ્ધ આચમન હવાં, પછી સતી તારા લા ગયા.

કડવુ ૨૭ મું-રાગ વેરાડી.

બ્રાહ્મણ સી સંતોષીયા, પછી તારા સાથી જાય,
નયણે તે આસુ પડે, રૂદન કરે વનમાય –કુવર મુખ બોલીયે-ટેક.
રાણી આવીને ઉભી રહી, સતિ ભણે કાઇ શાપ,
પેરપેર દીઠે પેખતી, મનમા કરે વિલાપ. કુંવર૦
ક્રમ ગયો ને વદન હસતુ, આતા કહો મને માય,
હું પારણેં પોઢાડતી, મુખ ચુબન દેતી બાય. કુંવર૦
માડીના લાડણુ કુવર મારા, હું વિદેશે વિશ્રામ;
બોલડા દેરે બાલવા, તુને કરાવુ પયપાન. કુંવર૦
વાણીને તારી નિર્મળી, શ્રવણ તે પોયણપાન;
નાસીકા તારી શોભતી, તું કેમ સુતો વન રાન કુંવર૦
પાતળી પોળી પારસતી, અમૃત આગા ઘોળી,
કનકકચોળે ઘી મેલુ, તે તુ નાખી દે કા ઢોળી. કુંવર૦
ઢાલીએ તળાઇએ પોઢતો, ને ખૂચતા પરશેમ,
દોહલા મારા નાનડા, તું કેમ પોઢયો ભોમ કુંવર૦
એક દુ:ખ છે મુજને સ્વામિ કેરૂ, બીજું પુત્ર થયો પતન,

વિશ્વામિત્ર વેગે ચાલીયો, મેહ વાત સાંભળ આપ;
કહ્યું માર્‌ નહીં કરે, તો દઈશ તુજને શાપ. સતિશળ૦
ત્યારે મેહ તમે જઈને વરસો, વરસો મૂશળધાર;
પૂર જેમ આવે નદી, સત્ય છાંડે જેમ નાર. સતિશળ૦
ત્યારે મેઘ ત્યાં જઇ ચડ્યા, વાયુ વસમા વાય;
પાવકને ત્યાં બોલાવ્યો, ત્યાં આવ્યા હરિશ્ચંદરાય સતિશળ૦
આવીને ત્યાં બોલીયા, તું કાંયુ કરે એ કામ;
રીન આપોની રાવલી, જે લાગે મારો દામ સતિશળ૦
તારા સતિ ત્યા બોલીયાં, મારી ગાંઠે નહીં કંઇ દામ,
ચીર અર્ધુ આપ્યું ફાડી, એટલે તારો કરો કામ. સતિશળ
પછી પૂર ત્યા આવી નદી, શબ તણાઇ જાય;
અધ બળ્યુ સતિએ કાઢીયું, નિશા રહી દેરામાંય. સતિશળ
તવ વિશ્વામિત્રે છળ કરી, કીધો એક ઉપાય;
કુવર રાય ચિત્રસેનનો, ત્યાં હર્યો વિશ્વામિત્ર રાય. સતિશળ
નગ્ર લોક જોવાને ધસમસ્યા, જઇ રહ્યા દેરામાંય;
ત્યાં શબ લઇને સતિ બેઠી, દીઠી દેરામાંય. સતિશળ
તે સતિ બાંધી પછોવાઇએ, મારતા લાવ્યા કાળ;
રડા તુ શીકોતરી, તે ખાધો મારો બાળ. સતિશળ

## કડવુ ૨૯ મું-રાગ આંદોલ ગોડી.

સ્વામિજી સતિને બાંધી બધરે, મારવાને આગળ ઉભી કરીરે;
રાજાજી તેડાવ્યો ઝાંપડો, માહારરે, ખડગ લેઇ તે ઉભો રહ્યોરે.

### ઢાળ.

ખડ્ગ લઇ આગળ રહ્યો, ઇસકારી મેલ્યા શ્વાન;
શ્વાન તે સુંધે નહીં, નહીં લે સતીનું નામ.
અનામિક ઉભો રહ્યો, નહીં મેલે ઉપર ઘાય;
પ્રથમે તે મારું ઝાંપડો, બોલ્યો ચિત્રસેનરાય.
વિશ્વામિત્ર વેહેયો આવ્યાં, ગયો ઝાંપડાને પાસ;
કાકોર તારો મારીયા, તે મીઠ રાખ્યો દાસ.
અનામીક તે ઝાંપડાનો, સ્વામિ કહીએ જેહ;
તેને દયા આવી નારની, હાથ ન ચાલે તેહ.

હરિશ્ચન્દ્ર વળતા ચાલીયા, આણીને મનમા દ્વેશ,
અબળા હું તુજને કહુ છુ, તુને આ ઘડી મારેશ
નગરી ને વિનતા વિનવે, મારે બીજો નથી નરેન્દ્ર,
જે માનવ આવીયા, તે સ્વામીયે હરિશ્ચન્દ્ર
એણી પેરે બોલી અબળા, સ્વામિ મારો રખે કરેશ,
તારે હાથે હુ જો મરૂ, તો વૈકુંઠધામ વસેશ
હકાર કરે તે આવીયો એને મારશુ અમે શામ,
ખડ્ગ લીધુ હાથમા એ અમારા કામ
પ્રેમદા પેગંબર પ્રીછને, નાગ નાથજી અવિધાગ,
આરોગ્ય હરો સ્વામી માગ, તો તમને ઘણી નાર
જીત્યું ફળ મા હારશો, સ્વામી લગારેકનુ કામ,
ચટ દઇ શરીર કાપશો, પામશુ ઉત્તમ ઠામ
ખડ્ગ લીધુ હાથમા, તવ રીધે નામ્યુ શીશ,
આવીને ઉભા રહ્યા, સમર્થ શ્રી જુગદીશ
માગ વર હરિશ્ચન્દ્ર રાજા, બોલ્યા વૈકુંઠરાય,
કુંવર તારો તેડને, તુજને દીસે દેખાય
બોલાવતા રોહીતાશ્વ આવ્યો, હઇડે હરખ અપાર
ચર્ણે લાગ્યો પ્રભુજીને, જય જીવન જુગઆધાર

## કડવુ ૩૦ મુ રાગ મેઘ મલ્હાર.

માગ માગ વરદાન રાજા, એમ કહે શ્રી અવિનાશ,
હરિશ્ચન્દ્ર તારાલોચની, ત્રીજો સૂત રોહિતાશ્વ
માગ રાજા ઇચ્છા હોય તે બોલીયા અવિનાશ,
પ્રભુ અમો તારા ચરણ પામ્યા પહોંની અમારી આશ
વસિષ્ઠ ગુરૂ મન હર્ષ પામ્યા, વિશ્વામિત્ર અતિ આનંદ
ધન્ય ધન્ય રાજા ધૈર્ય તારૂ, ધન્ય રાય હરિશ્ચન્દ્ર
ધન્ય તારાલોચની ને, ધન્ય તે રોહિતાશ્વ
ધન્ય સૂર્યવંશી કુળ વિષે, ધન્ય ધન્ય તારો નામ
વિષ્ણુ તૂઠ્યા ઇશે તૂઠયા, પુષ્પની વૃષ્ટી હોય
હરિશ્ચન્દ્ર પુરી જે માળજે વૈકુંઠ પામે સોય
એકે મને જે શ્રવણે ધરે, દઢ રાખી મન વિશ્વાસ
પુત્ર વિજોગ ન હોય તો ઉદ્ધારે શ્રી અવિનાશ
દિશાવાળ કુળ અવતર્યો વિરક્ષેત્રમા વાસ
વીરમનો સુત વિનવે, નાકર હરીનો દાસ

### ચોપાઇ.

રામગ્રી દેશાખ ને આશાવરી, ગોડી ભૂપાલ ને ધન્યાશરી
રામકલી વેરાડી શાખ, આમેરી મોરવીનો જોગ,
મનાર આદોન ગોડી ને મેન, મારવી એવો વીવેક
રાગ તે સુ ર કડવા બ ત્રીશ, શ્લોક બમેં ઉપર ગનીશ
સવત પદર બોતર અભ્યાસ, શુદ્ધાષ્ટમી ભાદરવો માસ
દશને ગયાતા ઉમરેઠ જાણી ત્યા કથા માડી જોડશી
અજ્ઞાને કીધો અભ્યાસ કહે નાકર છઉ હરીનો દાસ

# પોઠા.

## સુધન્વા આખ્યાન.

### કડવુ ૧ લુ–રાગ કેદારો

પ્રથમે શારદા વર્ણુંવુ ને, માન માગુ માત,
તુ વરદ વરદાઇની, શુભ મતિ આપો માત
શ્રી ગુરૂને ચર્ણે નમુ, ગણપતીને લાગુ પાય,
સર્વ સિદ્ધિ પામીએ, એ ગ્રથ પૂરણ થાય
વાગવાદની સરસ્વતી તુજને નમુ કરજોડ,
વિનતી કરૂ સૌ કવેશ્વરની, કોઇ મા દેશો ખોડ
અશ્વમેધની કથા કહુ, સત્ય હીરોમણ જેહ,
જુધિષ્ટિરે જે જગ્ન કીધો વિસ્તારી કહુ તેહ
જૈમુની ત્યા વાણી વદે, જન્મેજય સુણીએ વાત
પ્રભુજ તમને જે મહિમા સર્વ જગતમા ખ્યાત
શ્રી વ્યાસના ઉપદેશથી, ત્યા અશ્વમેધ આરભ
પાચે વીર છે પ્રાક્રમી, અર્જુન ભારથ થભ
ચદીવનથી અશ્વ ચાલ્યો, હસ્તીનાજને રાજ,
ચપાવતી નગ્રી ભણી ગઢ કચણ સેતુપાજ
દિન દિન પ્રતે પ્રાક્રમ ઘણા તે કૃપા શ્રી કૃષ્ણજી તણી,
અર્જુનના જે સારથી તે પોતે શ્રી ત્રિભુવન ધણી
અશોક મત્રે કહુ કથા, વિસ્તારતા વાધે ઘણી
કહે પોઠ કઇ નવ વહુ એ કૃપા શ્રી કેશવતણી
તે નગ્ર ધર્મ શુ વર્ણવુ સુખે રમતા એક,
પ્રજા સહુ સ્વધર્મ પાળે, વર્ણ અવર્ણ વિવેક
એક પતિવ્રત નારી ભજે રાજા પ્રજાને નહીં વચ,
સત્યવતી સ્ત્રી રાણીની, પુત્ર પવિત્ર છે પચ
સુધન્વા સુરથ સુશામ, મગલ સુદર્શન ધીર
પ્રધાન પ્રેરક રાયના, શખ લખીત બે વીર

નર નારાયણ એ સિદ્ધાંત, અગ્ની દીપતણું દ્રષ્ટાંત;
નર નારાયણ સાથે જોડ, મુજને મળવાના છે કોડ.
છતી અર્જુનને અહીં તેડ, કૃષ્ણ ન મુકે તેની કેડ;
છાયાતરૂ અળગાં નહીં થાય, નરમાદા મોતી વછ ગાય.
દુર્લભ દર્શન અભેઃ અછેદ, જેનો પાર ન પામે વેદ;
સહજ અહ્યાશી સુર તેત્રીશ, ન લહે શેષ, વીરચી ઇશ.
જેણે સર્જ્યાં ચૌદભુવન, તે દેખાડો દર્શન તન;
જશ તીલક અક્ષર આરતી, પુત્ર પામજો કમલાપતી.
ચર્ણે નમી ચાલ્યો હરીદાસ, ભગની કુવલયાને અવાસ;
લલીત વચન બોલી શુણ ભ્રાત, અર્જુન સાથ આવ્યા જુગતાત
તું લ મુજને અહીંઆં આણ, પામુ દર્શન પુરૂષ પુરાણ;
બાંધ રખે ા.મો રણ ક્ષાણ, સ્વસુર પક્ષ કહેશે કુલ હીણ.
કહે સુધન્વા સુણ સહોદરી, રણ ાજય થઇ નાખું ફરી;
ઇષ્ટ કૃષ્ણ મારે નીરધાર, હરીદીપાથી પામુ પાર.
શોભા પામીશ જશ વિખ્યાત, ગરી શેશ પધાર્યા ભ્રાત;
ત્રીજી પોળે સ્ત્રી પ્રભાવતી, જાણે મનમથ પામી રતી.
જોઇ સ્વામીને થઇ રળીયાત, સ્વામી જશ ત્રૈલોકે વિખ્યાત;
દીન વચન જેમ કદલી નમી, આજ કાલ રતી સોળમી.
હે સ્વામી દીજે રતુદાન, સમ્યક્ફલ પામુ સંતાન;
આગે સુત છે નામ વિવેક, બીજું પ્રત્યક્ષ આપોની એક.
કહે સુધન્વા સુણ કામની, કાળ વિનાશું ઋતુ કામની.
પહેર્યાં કવચ સામા જુગદીશ, રાગે તણી છે વંકટ રીસ.
તે રણમાં સાનીધ ગોપાળ, વરશે વાંગના વરમાળ;
પતિવ્રતા ધર્મ પાળો પતિ, વચન વિવેક ત્યાં જ્યાં સતી.
એકાદશી, સ્ત્રી શોડશદિન, સારી શ્રાદ્ધ કરવું ભોજન;

તવ સ્રીને દીધુ ઋતુદાન, નહે વ્યાકુળી માગે માન,
સ્વામિ રણુ જગ કરી આવજો, નર નારાયણને લાવજો.
કરી આજ્ઞા શુદ્ધ નવ રાય, પેહેરી કવચ સુધન્વા જાય,
નારી શુકન આગળ અભિરામ, હરખ નનન મુખ શાશીગ્રામ
મુક્તાફળ ભરી લ્યા થાળ, કમળ વદન હરી અર્ઘ્ય ભાલ,
કુચ કચન ઘટ અમૃત માહે, કલ્પ દ્રુમ રૂપણી શીર છાયે
મુદ્રા રત્ન કરી આરતી, શુભ દર્શન પધરાવ્યા પતી,

વલણ.

પતીને પધરાવીયા, તે સૈન્યમા દીઠો નહી,
હસધ્વજ કોપે ચડ્યો, શખ લીખીત બોલ્યા મહી

કડવુ ૩ જું-પૂર્વછાયા.

હસધ્વજ રાજા કહે, પ્રાણુ કોણુ આવ્યા જોધ,
જ્યેષ્ટ પુત્ર દીસે નહીં, પ્રધાન કહો પ્રતિબોધ
શખ લીખીત કહે ત્યતે, ધર્મ નહી પાખડ,
પોતાના અવગુણ ઢાંકીયે, પન્ને દીજે દડ.
નગ્ન મર્વ પરદલ ચડ્યું, ત્રૈલોક્ય પામ્યુ ત્રાસ,
તમ પુત્ર નારી રંગ રહે, તે પામ્યો ભોગવિલાસ

ચોપાઈ.

જાઓ રાજન કહે જોદ્ધાતણા, પ્રથમ આયુધ લેજો તે તણા,
બાધી કેશ અહી કાઢજો, જાય પ્રાણુ તેમ પછાડજો.
સુધન્વા ગ્રથ એમે જેમ, દુ:ખ દેવા જન આવ્યા તેમ,
ઉતર્યો રથથી દીવી આણ, તસ્કર ગત કીધી નીરવાણ.
દીઠો પુત્ર ત્યે કીધો કોપ, પિતાએ વચન કહ્યા અનોપ,
મહાઅપર નમલો કેમ જાય, શખ લીખીતને પૂછ્યો ન્યાય.
પ્રધાન રીસે ઉઠ્યા વહી, પગની જ્વાળા મસ્તક ચડી,
કહ્યા દ્રષ્ટાત તણા ત્રૈલોક, સમે માહે આવ્યો એક શ્લોક.

શ્લોક.

*कलानिहुरुत वन्हाशन् भ्रातो स्नेह महन्मम ।
छिन्नबाहुजग चैव, वसता गमनी केवल ॥

* આ શ્લોકનો ભાવ સમજતો નથી તેમ તેના અસલ પદો પામ્યા છે ક, તેનુ મૂળ શોધવુ એ બહુજ કઠિન કામ છે

### ચોપાઇ.

હે પુત્ર સત્ય સાંભળો સહી, સત્ય સમુ કંઈ બીજુ નહીં;
દશરથ વચને રામ વનવાસ, હરિશ્ચંદ્રે વેચ્યો રોહીદાસ.
જમદગ્ની ક્ષણુ રીસ્યા થકા, કર્ણુગમે મારી રેણુકા;
દધિચે અસ્થિ આપ્યાં જેહ, સત્ય શખવા કારણુ તેહ
હું અપરાધી કહ્યો નવ જાય, કેશ લહીને લાગે પાય;
સ્તવન કરે. જોડી બે પાણુ, કર્મ સાક્ષીનું શ્રી જાણુ.
નિર્ણય સત્ય કર્યો જે સાર, નાંખો કઢાગા શો વિચાર;
સુધન્વાએ આણ્યો સતોષ, જોવાને મળીયુ ત્રૈલોક.
કરે દડપાત વિશ્વ નો રડે, કહે શી આગ ફરી ચીભડે,
રાય પ્રધાનની જાણી રીશ, મુકો મુગટ ઉતાર્યું શીશ.
કવચ ઉતાર્યું મુકયા વસ્ત્ર, સ્નાન કર્યું તે મુક્યા શસ્ત્ર,
દેહ સાધન આપ્યાં બહુ દાન, આસન કરીને કીધુ ધ્યાન.
સુખ નિધાન સ્મર્યા શ્રીરંગ, સૂક્ષ્મ સ્થુલ જે હરીનાં અંગ;
વિરાટ વ્યાપક અગાર્ણાગર્ણ, ચૌદ લોક અગે આભર્ણ.
ચૈતન્યરૂપે શ્રીભગવાન, સ્થાવર જંગમ શોભામાન,
સર્વત્ર બ્રહ્મ હરીનો વિવેક, મને આવ્યો શ્લોક તે એક.

### श्लोक.

*पीठे यस्या धरित्रीजलधरकलशा लिंगमाकाशरूपं ।
नक्षत्रैः पुष्पमाला ग्रहगणकुसुमैश्चन्द्रसूर्यौ च नेत्रौ ॥
कुक्षावद्रिः समुद्रा भुजगिरिशिखरा. सप्तपातालपादा ।
वेदा वाणी यदीया दशदिशवदना पातु व कृष्णमूर्तिः ॥

---

મસ્તકે બ્રહ્માંડ કહે કવિ નેત્ર કુળા ચદ્રવન્હી રવી;
પદનખ નિરંજનીત જાન્હવી, તે પદને જાણે અનુભવી

---

* જેની પીઠ ઉપર પૃથ્વી રહેલી છે, સમુદ્રો જેના પાણીના કળશ
કારા જેનું સ્વરૂપ છે, જેના કંઠમા નક્ષત્રો, અને ગ્રહગણોરૂપી પુષ્પની મા[ળા]
સૂર્ય અને ચદ્ર જેના નેત્રો છે, જેના પેટમાં સાત સમુદ્રો છે, પર્વતોના [શિ]
ખરો જેની ભુજાઓ છે, સાત પાતાળ જેના ચરણ છે, ચાર વેદો જેની વા[ણી]
છે અને દશ દિશા જેના મુખ છે એવી શ્રીકૃષ્ણની મૂર્તિ તમારૂ રક્ષણ કરો!

એક નિમેષ કોટિ જુગ જાય,ઉત્તમ અધમ મધ્યમ મહીમાય,
અઢાર ભાર વનસ્પતિ તેહ, રોમાવળી શ્રી હરીની તેહ.
ગીરીવર ગગનો દરપદ ભોમ, ગ્રહ ઘટ વ્યાપક શોભા વ્યોમ,
નક્ષત્ર માળ મધ્યે ધ્રુવમણી, સુર મુનિ દશ દિગપતિ દર્શની

વલણ.

તવ સ્વરૂપને નવ લહું, મોટા છો શ્રી પરબ્રહ્મ,
સુધન્વા ધ્યાનજ ધરે, મનમા ધરી નિષ્કર્મ

કડવું ૪ થુ–રાગ વેરાડીની ચોપાઇ.

સાગ્રમુદ્ર મરિત અજવી, ચર્ણ કમલ નવ લહુ અટીઅવી,
પવન શ્વાસ મેઘ પ્રસ્વેદ, પ્રાણાપાનસુ વાણી વેદ
ભક્ત હેત સૂક્ષ્મ ભગવાન, મૂર્તિવંત તુ નાથ નિધાન,
રૂદે કમળ મધ્યે તુ સાર, ભ્રકુટી મધ્ય શોભે શ્રીધર
અખંડ જ્યોત તેજ નહીં પાર, એનો સાક્ષી વિશ્વાધાર,
મકરાકૃત મણી મુકટ વિશાળ, સૂર્ય કાંતિ કોટી શશિભાન
મૃગમદ ચંદન તિલક અમૂલ્ય, કમળ નેન નાસા તરૂ ફુલ,
વદનસુધા કંચન પરિધાન, કંઠે કૌસ્તુભ બાહુ અજાન.
ભ્રગુ લાંછન રૂદયા ઘનસ્યામ, પાયે પદ્મમા અભિરામ,
સારિંગ શંખ ચક્ર ને ગદા, સરજે પાળે સંહારે સદા.
વિશ્વ હેતુ લીધો અવતાર, દાનવ નિગ્રહ ભક્ત ઉપગાર,
ચોવિશ જે ધરીયા અવતાર, તુજ ભક્ત માટે ઉપકાર.
મચ્છરૂપે વાળ્યા વેદ ચાર, કચ્છરૂપે ચાદ રત્ન ઉધાર,
વારાહ દશનાગ્રે ભૂધરી, પ્રલ્હાદ માટે નૃસિંહ દેહ કરી
વામને બળી રાખ્યો પાતાળ, ફરશુરામ ક્ષત્રીનો કાળ,
રામચંદ્ર રાવણ નિરદળ્યો, લંકા રાજ્ય વિભિષણ મળ્યો.
કૃષ્ણાવતાર સ્વયં ભગવાન, બુદ્ધ કલકી કીપાનીધાન,
અંશકલા અવતાર ચોવિશ, દયાળ દીનતણો તુ ઇશ
ધ્રુવ અમ્રીષ રૂકમાંગદ રાય, પરિક્ષિત પ્રાણતણો તું સહાય,
ગજમોક્ષ સુદામા દાન, દ્રૌપદી પામી વસ્ત્ર વિધાન.
અજામિલ નીજ નામે થકી, વૈકુંઠપદ પામીઓ નકી,
પ્રીતે પાંડવના સારથી, હરી સમાન જેને બીજો નથી

એકવાર ગણો શ્રીનાથ, જ્યાં લગી જુધ દેખાડું હાથ;
એમ ધ્યાન ધર્યું રાજન, મનમાં પ્રસન્ન હવા ભગવાન.
હાકોરે રાયના અનુચર જેહ, હવે નાખો કડામાં એહ,
પણ સુધન્વાએ કર્યો મોટો જત્ન, આપે સાધન નરહરી મંત્ર.
ઉચલી કડામાં નાખ્યો જેહ, આની મદાય કરી કૃષ્ણદેવ,
શીતલ તેલ હવું સત્ય અંગ, જાણે હીમાચળ ગંગ તરંગ.
રમતો રામ જપે ગજેંદ્ર, અગ્નિ શિતલ થયા જેમ ચંદ્ર,
સૂર્ય કળા જેમ ગગન નરદ્ર, ભગ્ન કલા જેમ ગૃહસ્પતિ કેદ.
માનસરોવર મધ્ય મરાલ, આવ્યા પ્રોહિત, દીઠું બાલ;
શીતળ તેલ રહ્યું એ ઠાય, નથી બળતી એની કાય.
*હંસધ્વજ ત્યાં બોલ્યા રાય, નાખો શ્રીફળ જો ફાટી જાય,
નાખ્યું ફળ ફાટ્યું તતકાળ, શંખ લિખીતને વાગ્યું ભાલ.
એઉ બાંધવના ભેદ્યા શીશ, ગયું ગમ્યન ફળ પામ્યા ઈશ,
મનમાં જાણ્યું એ મહાપાપ, પછી ઝંપાવ્યું આપો આપ
જેમ દીપમાં પડે પતંગ, પડ્યા માંહે થયું મન ભંગ,
સંગાત સાધુથી ઉગર્યા, પાવન પદની પાર ઉતર્યા.
વિષ્ણુ ભક્તનો એ મહિમાય, દુષ્ટ જન મન પાવન થાય,
હરી ભક્તનો એહ વિવેક, આવ્યો શ્લોક અપૂરવ એક.

श्लोक.

*उपकारिषु य' साधु साधुत्वे तस्य को गुण ।
अपकारिषु य साधु स साधु सद्भिरुच्यते ॥ १ ॥

ચૌદ ભુવન જન જયજયકાર અમૃત વૃષ્ટિ કરી સુરનાર,
દશદિશા દુદુંભિ વાગ્યા દેવ, જુદ્ધને આવ્યા તતખેવ
ગજ રથ હયદળનો નહીં પાર, રચી વ્યુહ પંકજ આકાર,
સકલ જોધ વૈષ્ણવ ભુપાળ, અગ આભણુ તુનગી માળ
ખેડે પુન્ય નત એકાદશી, ચા ગો શર સુધન્વા ધસે
પાંડવપતિ સેન્યા અરજુન, સુવેગ અનુશાનવ પ્રદ્યુમ
નિનાંનજ વૃષકેતુ પ્રવીર, યાવનાશ્વ સાત્યકી રણધી.
બળ કેમ મહીએ ગણ્યા કરી, સાથે તો પોતે શ્રીહરી
પ્રથમે વૃક્ષકેતુ સંગ્રામ, પરસ્પરે પૂનજના નામ
ઇક્ષ્વાકુ કુળ કશ્યપ રવી, કર્ણ પુત્ર દીક્ષા પાડવી
વૃષકેતુ કહે સુવેગ સંભાળ, તારાવ । તણો હું બાળ
ત્રિશંકુ ગોત્ર હંસધ્વજરાય, વિષ્ણુ ભક્ત મોટો અધિરાય
મોટે બોલવે મોટા નહીં, ફા તો નમન્તે જાશે કહીં
સુધન્વાએ તન માર્યાં બાણ, કીધુ સેન્ય તણુ ભગાણ
વૃષકેતુ કીધી તવ રીશ, ભાગો રથ મૂકી શર વીશ
સુધન્વા કીધો બળહીન, પડ્યુ મેન જેમ જળ વીણ મીન
છેદ્યા વીશ સતોતી ધરા, પાડ્યા કોટ તણા કાંગરા,
પછી સુધન્વા કહે તું ચેત, અયુત બાણ ભાજ્યા વૃષકેત
ભેદ્યા હૃદે કર્ણ નિમણી, દેહ કીધી દીપોચ્છવ તણી,
કંતરમાં માર્યાં શર સાત, સત સુધન્વા કીધી ખ્યાત
ઉરાડ્યો રથ ચક્ર સમૂલ, જાણે આકતોણું હોય તૂન.

સૈન્યા કર્પેણ લીધું લણી,. હાંક્યો રથ કપીધ્વજ ભણી;
અર્જુન બોલ્યો વંકટ વાણ, ક્યાં આવે છે અંધ અજાણ.

વલણ.

અંધ અજાણ તું ક્યાં ધસે, એમ ભણે અરજુનરે;
અર્ક તૂલ હવડાં કરૂં, અભિમાન ધરીયું મનરે.

## કડવું ૬ ઠું-રાગ ગોડીની ચોપાઇ.

હું નર એક ચરાચર ગતી, જુધ્ધે સંતોષ્યા-ઉમયાપતી;
બળે પ્રજાળ્યુ ખાંડવ વન, ઇંદ્રે આપ્યું અર્ધ આસન.
અમે દુર્યોધન છત્યો ભૂધણી, બારથ અષ્ટાદશ ક્ષોહીણી;
ભગદત્ત ભૂરીશ્રવા ને ગાંગેવ, કર્ણ દ્રોણ પામ્યા ગતિ દેવ.
તવ કહે સુધન્વા મા કહીશ ઘણું, સાજું પાસું શ્રીહરીતણું;
તે વિષ્ણું તું શું કરે તે જાગ, પ્રભુના પ્રાક્રમનું સૌભાગ્ય.
કુરૂક્ષેત્ર મધે તે ગર્વ, વિકસીત વદને દેખાડ્યું સર્વ;
તે હરી મૂહુર્તે અહીં નહીં આવશે, તો અશ્વમેધ મારે કૃળ થશે
તું વેહેનટા મા કર અહંકાર, વિરાટનગ્ર રહ્યો થઈ નાર;
અર્જુન મનને પ્રગટી જ્વાળ, એ દુષ્ટને હણવો તતકાળ.
અર્જુને તવ મૂક્યાં બાણ, છેદે આદ્ય જેમ પુરૂષ પુરાણ;
સુધન્વા તે હવો સાવધાન, પ્રબળ ઉપમા શોભામાન.
પાવકાસ્ત્ર પ્રયોજ્યું અર્જુન, વરૂણાસ્ત્ર વૈષ્ણવ પવન;
પર્વતાસ્ત્ર નૃપ ચંપાવતી, પવનાસ્ત્ર સુભદ્રાપતી.
પારથ શીર ભારથનો ભાર, સુધન્વાએ કીધો નસ્તાર;
છેદ્યાં છત્ર ચમર તનત્રાણ, ભાજ્યાં આયુધ ગાંડીવ બાણ.

મૂક ટેક હરીને સભાર, નીરર નિશ્ચે ખૂટયો કાળ,
શ્રીપતી સ્મરીયા સાધન કર્યું, નહીં તો યમ દિશા પરનક
ભક્ત વશ વિશ્વભર નાથ, જાણે પખાને વશ વાય
કર્યું સ્મરણું આવ્યા ગોપાળ, અર્જુન રથ બેસ તતકાળ
શંખ ચક્ર તે શોભે પાણ, ગદા પદ્મ સારિંગ પ્રમાણ
મુક્તા મુગટ છે રત્નની જોત, કોટી સૂર્ય પ્રગટયા ઉદ્યોત
જોઇ સુધન્વાએ કર્યો પ્રણામ છુટે અવ હરી તારે નામ,
સેન્યા સર્વ આવી સ્તુતિ કરી, દુર્લભ દર્શન પામ્યા હરી
કરે સુધન્વા દંડ પ્રણામ, ભલે પધાર્યા શ્રી ભગવાન,
ભક્ત ભાર હરી પોતે વહે, નારાયણ રાખે તે રહે

વલણ.

શ્રી નારાયણની સહાય જ્યા, ત્યાં સદા છે કલ્યાણરે
ભક્ત હેત પ્રગટયા હરી, તુ સદા ભક્તિનો ભાણરે

કડવુ ૭ મુ રાગ મારૂ. (પૂર્વછાયા.)

ત્યાં બને વીર સન્મુખ હતા ને, ગડગડે નિશાન,
વિમાન બેસી દેવ જોતા શોભતા જેમ ભાણ
પરસ્પરે ત્યાં બાણ સાધે, મનના ઉપદેશ
રાશ ગ્રહી શ્રી વિશ્વને, છે ઉભય દામ નરેશ
ત્યાં પતિજ્ઞા પાર્થ કરી. સાનીધ તે શ્રીમાન

તે નતણી જયદ્રથની રીત, એ પાવન પાર્થેન્દ્ર ઉન
મન્ઠ ક્રૂમેં વગદ નરસિંહ, તે પણ ગાણુ ઉપર મૃત્યુ તરી
તે પ્રોન્ત્યુ અર્જુને માણુ, તે મૃત્યુ નર છેદ્યા નિર્વાણુ,
બીનુ માણુ પ્રણુ અર્જુન, જેમ માયર કર્ષણનું ધ્યન
વામન ફર્શુરામ શ્રી રામ, હળધર બુદ્ધ ક્લકી ધામ,
પુણ્ય અવતાર તણા ચોવીશ, અર્જુન હિત આપ્યુ જુગદીશ.
તે પણ છેદી ચૂરણ કર્યું, પુણ્ય સુધન્વાને અપગર્યું,
નિશોનન દેવ મનવે દીગપાળ, જય જય દાતા દીન દયાળ
કહે સુધન્વા નિશ્ચાધાર, હવે ગો અર્જુનને ઉપકાર,
અખિન પુન્યનો કર્યો વિવેક, હજી ત્યા બાણુ રહ્યુ છે એક.
ત્રીજે બાણુ અગ્રે જુગદીશ, મધ્યે બ્રહ્મા ને અતે ઈશ
ત્રણે ભુવન ચૌદે નાગયણુ ગય, રણનીધીનાન ચડી જેમ જાય
ભૂમિ ક્પતન ઉપર હવી, રાખ્યો રથ રણ તેના રવી,
સુધન્વાએ સ્મર્યા કાશીપતી, વિશ્વનાથ પુજ્યા આરતી
ઉઠેવે ભાગે પાતક જેહ, પ્રભુ અર્જુન અસ્ત્ર છેદ્યુ એહ,
અર્જુન કહે નહીં આણુ અત, તો હું ભક્ત નહીં ભગવત
એવે બાણુ છુટયુ મહા વગ, સુધન્વાએ જાણ્યુ નિજ મન
એમ બાણુ જેમ આવ્યુ ધ્યાન, આવતા છેદ્યુ તે તતકાલ
સફળ પ્રતિજ્ઞા કીધી હરી, બન્ને ભક્તને કરુણા કરી,
અગ્ર ભાગ તીર લાગ્યો ફરી, સુધન્વા પડયો સાનીધ હરી

**સોરઠો.**

અદ્યપિ જન્મ ત્યા મર્ણ, મર્ણ પુનરાનન આવતર્ણ
જે ઉર શર્ણાશર્ણ, તે વર્ણાવર્ણ ન જાનતી
જાણુ પુરષ પુરાણ અચ્યુત અવિગત રોપ શગાણ,
નેતી સમય નિર્વાણ, પ્રાણનાગ હરી તન માંયે

**વલણ.**

ભક્તરાજ રણમા પડયો, હરી હરી હરી મુખ વાણુ
તેજમા તેજ ભળી ગયુ, જેમ ગગનમા ભાણુ

**કડવુ ૮ મુ—રાગ આદેશ ગોડી. (ચોપાઈ)**

ધડલી ધામ પ્રગટયુ ત્યા જેટ, શ્રી હરીસુખ લય પામ્યુ તેહ,
શીશ અધાક્ષ જે પદ અભિરામ, ક્રોધ અતુ ય કર્યો સગ્રામ

લાં હરાગ્રે કમળ ગ્રહ્યું બેઉ હાથ, ઇદયાશું ચાંપ્યું નર નાથ
સાંધું સાંધુ હરી પોતે ભણે, જઇ પડયું ખોળે રાજા તણે
કંસધ્વજરાય કરે રૂદન, પુત્ર પુત્ર કેરી રક્તવદન
મુર્જ કુળ તીલક ગયું કહે રાયતવ સુરથ જઇ લાગ્યો પાય
ક્ષત્રી ધર્મ ધુરીંધર તાત, ભુધરમાં લય પામ્યો ભ્રાત
જ્યાં લગી રથ રહેજો, શ્રીકાંત, હરી સાનીધે હું પામું અંત
એમ કહી ચાલ્યો રણસંગ્રામ, શ્રી હરીને કીધાં દંડ પ્રમાણ
કલ્પ્યું સૈન્ય જેમ સંખ્યા પાર, જાણે રૂદ્રતણો સંહાર
અર્જુને મૂક્યું ગાંડીવપાણ, ઢેકુયોં જેમ ધન મેઘે બાણ
આવી મુર્છા મર્ણ સમાન, તવ હરી પામ્યા અંતર્ધ્યાન
જાગ્યું ચેતન પુરૂષ પુરાણ, ચાર પદાર્થની થઇ હાણ;
પુનરપિ જોતા પાછું હરી, તવ અર્જુને પ્રતિજ્ઞા કરી,
જે નવ મારૂં એકે બાણ, તો હું પ્રાણ તજું નિર્વાણ;
સુરથ કહે ભોમીગત કરૂં, નહીં તો યામ્ય દિશા પરવરૂં.
બેહુ ભક્તતણા ભગવત, સાક્ષીભુત છે કમલાકાંત;
સુરથ બાણે રથ અર્જુનતણો, છંડયો વેગ પવનથી ઘણો.
ભમિ ત્રિલોક ચરાચર ગતી, જાણે ચટણું સરસ્વતી;
પછી ભોમિ પાતાળ પ્રવેશ, શીથળ ગાત્ર કર્યાં દેવેશ.
તણે કાળ આવ્યો અવસાન, તવ હરીએ સ્મરીયા હનુમાન:
લાંગુલ બાંધ્યું વિવિધ પ્રકાર, મૂક્યો ચૌદ ભુવન હરી ભાર
તણું એક રહ્યો રથ તદા, અર્જુનને શીર મારી ગદા
લક્ષણ કોપ્યા ત્રિભુવન નાથ, તુર્ત છેદ્યા સુરથના હાથ
શીશ છેદતાં ધડ એમ ધસ્યું, જાણે શૃંગ મેરૂ તણું ખસ્યું
અનેક જોધ કર્યાં અચેત, વિધીપૂર્વક કીધું રણ ખેત.
તવ પારથે ભૂમિગત કર્યો, સફળ પ્રતિજ્ઞા જશ વિસ્તર્યો;
મેં ધામ પ્રગટ્યું તન થકી, લય પામ્યું સુખ સુત દેવકી.
અચ્યુત પદ પામ્યો જશ ગતી, કુસુમવૃષ્ટિ કીધી સુરપતી;
આગે જુધ દાનવ ને દેવ, અધૂના હોશે અહીં અવશ્યમેવ.

વિષ્ણુ ભક્ત મોટો, મહિમાય, જેણે ગંગા પાવન થાય,
ગરુડ લઇ આવ્યો આકાશ, જાણ્યું રૂદ્રે રહી કૈલાશ
વીરભદ્રને કહે દયાળ, લાવો શીશ રીપ કરે રૂંઢમાળ,
હરી ભક્ત શીતળ છે મદા, ભાગે વીપ તણી આપદા
સા મન વેગી વિહંગમ મળ્યો, પખ પ્રહારથી પાછો વળ્યો,
ચચ નખના વાગ્યા ઘાય, કાંપે દેહ ને થર થર થાય
હસ્યા દેવી દાક્ષાયણી, એ શું ગ્રુક્ત લહે જુદ્ધ તણી,
કાપ્યા શસ્ત્ર ચડાવ્યા ચક્ષ, તેડયો નદી થાપી પ્રપ્ર
પવન વેગ પોહોનો તતકાળ, દારૂણ જુધ ડગ્યા દીગપાળ,
લથબથ કરતા બેઉ અનસ્યમેવ, ગંગામાં મૂકયા તતખેવ
લેઈ નદીએ બાંધ્યા દ્દઢ ગઢ, રૂદ્રે માળ સોહાની કઢ,
સાંનિધ પદ પરમેશ્વર તણું, શું અધિક ફળ જીવે ઘણું
જોઇ હસંધ્વજ આવ્યા હરીને, દંડવત કરી કીધો વીને,
આલિંગન દીધું અવિનાશ, તારે કુળ માગે વિશ્રામ
સાધુ સાધુ પોતે કહે હરી, પુત્રે ગંગા પાવન કરી,
કીધો ચંપાવતીમાં પ્રવેશ, પટરાન રહ્યા દેવેશ
અર્જુન પ્રમુખ ને મેન્યાભૂપ, હસંધ્વજનું દીઠું રૂપ,
તેજ કાંતિ હરી સરખા તેહ, કુટુંબ સર્વે હરીમય જેહ
સત્યવતી ને પ્રભાવતી, કહે કુવલયા કાં કમલાપતી,
નહી દુ ખ સુરથ સુધન્વામર્ણ, દુર્લભનાથ તમારા ચર્ણ.
એમ વિનય કરીને લાગ્યો પાય, જન્મો જન્મ તમારી સહાય,
હરીએ મસ્તક મૂકયા હાથ, કૃષ્ણ આગળ સૌ આવ્યો સાથ
પ્રભુ પ્રશંસા પોતે કરી, હસ્તીનાપુર આવ્યા શ્રી હરી,
ગદગદ કંઠ થયા શ્રીકાંત, ધર્મ રાજાને કહ્યું વ્રતાંત.
જૈમુનિ કહે જનમેજયરાય, એ જશ ભક્ત તણો મહીમાય,
ગાતા રીઝે ગરૂડારૂઢ, જીવન મુક્ત કહે કવિ પોઠ.

### વલણ.

જીવન મુક્તની એ દશા, ચૈતન્ય માંયે નેહ,
સરિતા સાગરમાં મળે, આવી મળે જન તેહ
કવિ મોટા કૈથિયા પોઠો કવિજન દાસ,
હરિ કૃપા હવિ હીંવા, ગાયો ભક્તનો રાસ

# દ્વારકો ભક્ત.

## કૃષ્ણ કીર્તન.

### પદ ૧ લું.

વ્રજમાં થયો આનંદ, જ્યારે વાત સુણી,
આનંદ્યા લોક અપાર, ગોકુળના ગુણી
વ્રજમા પૂર્વના પુણ્ય, ગાતા દેવ મુનિ
ગ્રહ લગ્ન નક્ષત્ર શોધી, વાડવે કરી વેદધ્વનિ
સુણી ધાઇ સહુ વ્રજનાર, ગોપિતો શણગાર કર્યો,
તન પહેર્યાં નૌતમ ચીર, કાજળ આંખ સાર્યો.
કશી કંચુકી તિલક લલાટ, શોભિત હાર હૃદયે,
કર કંચન કેરા થાળ, જશોદા ભુવન જઇએ.
સહુ સાહેલી સરખા સરખી, નીકળી ભાતે ભલી,
ઝળકી વાદળ વીજ, એવી આવી મળી.
પ્રાત રવિ દેખીને જાણે, ફુલી હોય કમળમળી,
બહુ ગાયે મંગળ ગીત, મળી દશ પાંચ અલિ.
ઉડે ચંચળ સાળુ અપાર, શોભા સારી બની,
મુખ તાંબુળે અધર લાલ, શોભા ન જાય ભણી.
માથે ધાર્યા ગેપ ફુલ, કુસુમો મેર પડે,
એવી શોભા થઇ ભરપૂર, વિદ્યુત્ ઉતરે ચડે
પેલી પેહલી પોહચી જાણુ, અતિ આનંદ ભરી,
તેને ઘરમા તેડે દાસ, આદરમાન કરી
જોઇ નંદન સુખોભાળ, દે છે આશિષ ભલા,
ચિરંજીવ જશોદાનંદ, ગોકુળ વસિયે જ્યા
ધન્ય ધન્ય કેહતી નાર, માન પાને મન ભલી,
કેહતી જાયો જિણે આ પૂત, તેહ સારે ફળે ફળી

સ્થિર થયા બેશી બહુ વાર, ગુણ ગર્જના ગાયે,
અપાર લીલા જાણુ, રીઝે મન માંયે.
ગાયે ગોવાલણી ગીત, બાળક બોલંતાં;
ધાશી શુભ્ર મારા નાથ, અંગો અંગ ડોલતા.
ઝાંઝર ડફ ને મૃદંગ વાર્યં, નદ ઘેર મર્દ મળ્યા;
શિર દધિ માખણનાં માટ, ગાયે ગીત ભલાં.
નાચે કરે કોલાહલ ત્યાંય, છાટે દધિ કોઇ,
વરસે ભાદ્રપદ ભરપુર, ઘૃત દુગ્ધ સરીત જોઇ
જોતુ જહાં તહાં ચિત્ત જાય, અટકે મન તહીં,
રસ આનદ મગ્ન ગોપાળ, ગોક સા કોને નહિ.
કોઇ ધાઇ નદની પાસે, દર્શન કર્ઇ સુખિયા બને,
ગણે આનદનો તે દિન, અવિચળ કાણુ ગણે
કોઈ અબર ઉચાં કરી, મન નિઃશંક ફરે,
કોઈ દધિરોચન કે દુધ, અન્યોન્ય શિર ધરે.
કર્યું નદજીએ મગળ સ્નાન, કુશ હાથે ધર્યાં,
દધિ ચદન ચારૂ મગાવી, વિપ્રને તિલક કર્યાં.
નાદીમુખ પિતૃ પૂજાય, અતર શાંચ ઉરે,
ગુરૂજને આપ્યું વરદાન, તેમને પાય પડે.
રગ રમવા ગોપી જાય, વિચિત્ર તેહ બની,
જાય જમનાજીને ઘાટ, ઘણી બનીઠણી.
શણગારી છે ગાય, સોને, શીંગ મઢી,
મળી વાછરડી ધાવવા કાજ. વાગવા કો ન અડી

વળી અથ્થર બીજા લાવી છાટી સુગંધ ઘણી,
તે વધૂને આપ્યા ખોલાની, ગણતી નવ જાય ગણી
જોઈ મન પ્રસન્ન, દાન દીએ હસતા
અતિ આનદે ઉર માય, જઇ ગૃહે વસતા
ઘેર ઘેર ભેરી મૃદંગ; પટહ નિશાન વાજે,
ગાય બદીજન ગુણ, દ્વિજ વ્રજકેરા સાજ સાજે
તે દિવસથી વ્રજલોક, સુખ સપત્તિ સજતા,
સુરિનર મુનિવર આનંદ, દ્વારકો હરિ ભજતા

### પદ ૨ જુ.

જનમ સફળ માને જશોદા માય
નદરાય મન આનદ અતિ છે, લોક સમૂહ વીંટાય જનમ૦
ખોળે લઇ જુએ શિશુ મનોહર, તાતગા ભાખે શબ્દ
અતિ આનદ પ્રેમ પુલકિત, તે માહે મન લુબ્ધ જનમ૦
વિધુવદન નિરખી ફરી ફરી, ગોપજન વારી જાય
દાસ દ્વારકો પરમાનદ ક્ષણ ક્ષણ, વિપ્ર ગુરૂ પમાય જનમ૦

### પદ ૩ જુ.

એ સુખ દેખે જશોદા માઇ,
નરમગાદડી ગિરિધરલાલની, અતિ આનદે આઇ એ સુખ૦
આનદઘન વરસે ચોદિશે, છૈયો કનૈયા ભાઇ,
એવી વાત કરે વ્રજસુદરી, આપ આપણે મન ફૂલાઇ એ સુખ૦
હસી હસી લેતી કાનકુવરને, ખરી જણાવી સગાઇ,
તમારો પુત્ર જોઇ આનદ પામુ હસિ હસિ જાતા દુનાઇ એ સુખ૦
નદકુવરને જોઇ વ્રજમા, આનદ ચેન પથરાઇ
શ્રીગોવર્દ્ધનધર વ્રજચદા, દાસ દ્વારકો ગુણ ગાઇ એ સુખ૦

### પદ ૪ થુ.

શોભા જોને નદ ઘરે,
પ્રકટ્યો પુત્ર સકળ ગુણ દાતા, આનદ ઉત્સવ કરે શો૦
નવ સત સાજે વાજતે ગાજતે, આનદ ભરતી ધરે,
છાટે હળદર અને કુકુમ, આનદે સહુ વિસરે શો૦

ગોરમનો કીચડ આંગણમાં, ચાતુર નર ત્યાં મરે;
અક ધરે નંદલાલ સહુ, બાળ તરુણી કો ના ડરે. ગો૦
દાન આપ્યું ભિક્ષુકને અતિઘો, કષ્ટ તેવાં નર હરે;
દાસ દ્વારકો કેહ શું લખિયે, સુર પુષ્પની વૃષ્ટિ કરે. ગો૦

## પદ ૫ મું.

જશોદા માત આનંદ મન પામી,
મણિમય પેહરી હાર, એવી સુતના સામી. જશોદા૦
ગોપપુત્ર અનેક છે, પણ મમ પુત્ર છે જગસ્વામી;
માત તાતને સંતાપ મટયો એમ, કુંવરમાં કશી નહિ ખામી. જશોદા૦
ઘણા દિવસની આશા લાગી, માતા પ્રેમને પામી,
માગણ માગવા આવ્યા ત્યાંહી, મણિમયહાર આપિયો નામી. જશો૦
આપે તે તો બમણું થાયે, એહો ગરુડગામી;
દાસ દ્વારકો ગુણગણ ગાયે, વિપ્રગુરુને પામી. જશોદા૦

## પદ ૬ ઠું.

આજ નંદરાયને ઘેર વધાઈ,
પ્રાત સમે મોહન મુખ નિરખે, સૂર્ય જતો છપાઈ. આજ૦
વ્રજની નારી મંગળ ગાય છે, નંદભુવનમાં આવી,
આશીષ દેતી યશોમતિ બાળક, રાખો કોટિ વર્ષ દેવ નભાવી. આજ૦
નિત્ય આનંદ વધે છે વૃંદાવન, ઉપમા જાય ન કાવી;
દાસ દ્વારકો કેહ ધન્ય ધન્ય યશોદા, વિપ્રગુરુએ માન બતાવી. આજ૦

### પદ ૮ સું.

એમ આનંદમાં નંદરાયે, તેવાં આનંદવાળા છે, યશોમતિ માયે. એમ૦
ગોપ ગોપીને છે આનંદ તેવો, ત્યાં સહુકો મગળ ગાયે;
તાતા થેઈ નાન મચ્યો છે, નારીઓ આવે જાયે. એમ૦
ગામમાં તો સાકર વેહચાયે, ગોળ ધાણા સરવે ખાયે,
એ લીલા ગાતાં શેષજી હારે, ત્યાં દ્વારકો દાસ શુ ગાયે. એમ૦

### પદ ૯ સું.

નેન ભરી ભરી જુઓ નંદકુમાર,
જશોમતી કુખે ચંદ્રમા પ્રકટયો, વ્રજકરવા ઉદ્ધાર ટેક.
વનમા ન જાતું કોઇએ, ગોપી ગોપ કર્યો વિચાર.
રંગ બેરંગ કર્યા વાગા, ધર્યા વિવિધ શણુગાર. નેન૦
હળદર દૂર્વા અક્ષત કુંકુમ, દધિમંડિત કર્યું દ્વાર,
પૂર્યો ચોક વિવિધ મુક્તાફળ, કરે મંગળ ઉચ્ચાર. નેન૦
ચાર વેદ ધ્રુનિ કરે મહામુનિ, કરતા શુભ વિચાર;
થયો પુણ્યનો પુંજ શ્યામળો, સકળ સિદ્ધિ દાતાર નેન૦
ગોકુળવધૂ નિરખી આનંદિત, નંદકુમાર ઉર હાર,
દાસ દ્વારકો આશિષ દેતો, ચિરંજીવ પ્રાણાધાર નેન૦

### પદ ૧૦ સું.

ઊઠો ગોપાળલાલ, દુહો ધોળી ગાયો;
તાજુ તાજું દૂધ પીઓ, બીજલીકે ભાયો. ટેક
ભોર થયુ છે પખીડાં બાઇ બોલે,
ઘર ઘર ગોપ ગોપી બાર ખોલે. ઊઠો
જુઓ ગોપી મહામથનિયાં ધૂવે,
આપ આપાણું એ તો દહીં વલવે. ઊઠો
તારા સાથી જો બોલાવવા આવ્યા;
કૃષ્ણનામના મગળ સ્વર સુણાવ્યા. ઊઠો

### પદ ૯૬ મું.

જય જય શ્રીજસોદાના નંદ, કોટિકળા શ્રીવૃંદાવનચંદ,
નિગમ વિચારતા ન લહે પાર, તે શ્રીકૃષ્ણ નરગઇને દ્વાર
શેષ સહસ્ત્ર મુખ કરતા ઉચ્ચાર, તે નંજન જીવનપ્રાણાધાર,
લીનાએ ગિરિ ધર્યો હાથ, ક્ષિતિપતિ તમે ગોકુળનાથ
અપાર લીના કીધી શ્યામ, આપ્યા ભક્તને પૂરણધામ,
દુષ્ટ જનના ફેડ્યા તાપ, ભક્તજનના કાપ્યા સંતાપ
પાંડવને ઉગાર્યા નાથ, કૌરવકેરો ફેડ્યો સાથ,
જદુકુળનો હરિ કીધો ઘાત જેરાનરની કરી વાત
દાસ દ્વારકો માગે છે ભક્તિ, આપો હરિ તરવાની શક્તિ,
વિપ્રગુરૂ મેગવિયો જેમ, મુક્તિ પદારથ આપો તેમ

### પદ ૯૭ મું

જય જય શ્રીજદુવરનાથ, ચાર પદારથ તારે હાથ
રામનો ભાવ પ્રગટ કર્યો, નામ વિશ્વાસે જગત ઉદ્ધર્યો ટેક
સર્વ શાસ્ત્ર નિરૂપે વેદ, પ્રેમીભક્ત કો જાણે ભેદ,
કરૂણા કરી વિશાળ ભુજદંડ, તારા આગળ સર્વે નિર્દંડ જય૦
સુંદરશ્યામ કમળદળ લોચન, કૃપાકટાક્ષ ભક્તભયમોચન,
પરબ્રહ્મ પુરૂષ બ્રહ્મના અંશ, ભક્તજન મન કરે પ્રશંસ જય૦
તારા નામ ગુણ રૂપ અનંત નિર્મળ જશ ગાયે સહુ સંત,
કામના પૂરણ પૂરણકામ, નિશ દિન જપું છું હરિનું નામ જય૦
તારી બરાબરી નહિ કોય, દાસ દ્વારકો ભજે જોઇ જોઇ,
વિપ્ર ગુરૂ કેરે પરતાપ, છૂટ્યો જન્મ મરણ સંતાપ જય૦

# ભોજોભક્ત.

પદ ૧

ભાઇ તું દેહી રે ધરીને કાંક દેની;
કર તું પુણ્ય કરાવને પરને, તો રસનાએ લાભજ લેની. ભાઇ૦
કોટડિયે નાણાં કરી ભર બેસે, ધર્મ વિના ધન તો શોભે નહિ;
સોળે શણગાર સજે ભરની સુંદરી, પણ નાક વિના નારી શોભે નહિ. ભાઇ૦
રાજા દંડે કા ચોર લેઇ જાશે, વળતું બાળી દેશે વન્હિ,
કાંક ધર્યું ધરતીમા રહેશે, આતમા તારૂં કાઇ છેની. ભાઇ૦
ક્રતેબનના પૂરમા જાશ તાણ્યો, રાંક દાવે થઇ રહેની,
ભોજો, ભક્ત કેહ ગુરૂપ્રતાપે તો, કૃષ્ણ કૃષ્ણ મુખ કેહેની. ભાઇ૦

પદ ૨ જું.

આગ તો ભજન કરના મન ભાઇ,
કુટુમ્બ કબીલો તારે કામ નહિ આવે, એક સાચી રામ સગાઇ. આ૦
મૂર્ખ છઉને ધન ભેળુ કીધુ, દાસી ભરિયુ પર સાહી,
પા દમડી તારે સગ નહિ ચાલે, હાથ ઘસતો જાઇ. અ૦
કામ ક્રોધ મદ મોહમા મોહ્યો, ચઢી રે કર્મકેરી કાઇ,
મદે ઘણા તેરે આ જે મુલકમા, લુગી લેરો રે લુગાઇ. આ૦
આ તન તેરા કાલ ઉડી જાયગો, જેમે વંટોળિયો વાઇ,

નામના પ્રવીન જેને ઉર આવી, તેણે મુક્તિ ચારે નવ માગી,
ઉનમુન્ત થયા જન આપે, પ્રગટ પ્રેમ સુવાગી. ભાઈ૦
વિગુણી માયા જેણે ત્યાગી તેને, ભાનરથી ભે ભાગી,
ભોજો ભક્ત કહે ગુરુપ્રતાપે, તેણે ગોડી અવિચળ ધાગી. ભાઈ૦

પદ ૪ થું.

સંતો દિયા રે નગમપર ડેગ,
પિયા પિયાના જેણે પ્રેમરસકેરા, નાથકુ નિરખ્યા નેરા સંતો૦
પ્રાન લગી પરમેશ્વર સાથે, વરીને ચૂકવિયા વેરા,
નરતે ને સરગે નજરે આવ્યા, મટ્યા રે અમખ્ય અંધેરા સંતો૦
મેય ગનિમા ઝળાગે બતાવી, નાભિકમળકેરી કરિયા,
ધરકુ ત્યાગીને અધર પગ ધરિયા, મૂળ વિચારીને મળિયા સંતો૦
અનહદ રૂપ અખંડ અપારા, મન રે માન્યા તિહાં મેરા,
ભોજો ભગત કહે ગુરુપ્રતાપે, ફરી નહિ ફરીએ ફેગ સંતો૦

પદ ૫ મું.

સંતો પામી હું પ્રીતમ પ્યારા,
દિનમાં દરસ્યા દેવ નિરંજન, હતા જીવન જગમેં ન્યારા સંતો૦
એક સમય મુજ પાસે હરિ આવ્યા, અનહદ રૂપ અપારા,
પ્રીતિ હતી કાંઈ પૂર્વ જન્મની, નિરખ્યા નંદકુમારા સંતો૦
કોમળ કાયા ને વદન સુકોમળ, કયા રે કહું કરતારા,
મારી સેજે મેં સુખ લીધું, તો પામું નહિ કાંય પારા સંતો૦
ચવે ન ચૂકે મુજ આવે ન જાવે, નિર્ગુણ રૂપ નિરાકારા,
ભોજો ભગત કહે ગુરુપ્રતાપે, સમરું સરજનહારા. સંતો૦

ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, મર્ઈ રિઝે સંસારી,
જાગ્યા સો નર જગમે છુટ્યા, એક પ્રેમ પિયુ ગત પ્યારી. સંતો૦

પદ ૭ મું.

સંતો મૂળ રે ગ્રાહે તો ફળ પાયે;
તરણિ તત્વ પ્રેમ પ્રકાશ્યો, તો તેજમાં તેજ મીલી જાયે. સંતો૦
ઉંચાં ઉંચાં તરૂવર ગગનમે, ફળ હે પખિયાં વેગળુ રે;
કંઈ કંઈ પક્ષી વલુધી ગયાં, ફળ મીઠેરાં દૂરે. સંતો૦
મૂળ ગ્રહ્યું તવ ક્યા ભયા, ચંદનકી ગત નાહી;
પરખ્યા પણ સ્પરસ્યા નહીં, હોંસ રહી મન માંહી. સંતો૦
મૂળ ગ્રહ્યું મોટે મુનિવરે, જો સદ્‌ગુરૂ ચરણ ચિત્ત લાવે;
બીલંદી ભાવે આપેચાલી આવે, જો મોટમ માન ગમાવે. સંતો૦
ઇંદ્રકું ઇંદ્રાસન આપ્યો, બ્રહ્માએ બ્રહ્મ રચાયું;
મંત સમરથે સાગર પીધો, લઇ રે ન્યાયે વંસાયું. સંતો૦
અમર વરસે ને સરોવર છલિયાં, નરપત નીર ભરી નાયે;
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, અમર પટો લખાયે. સંતો૦

પદ ૮ મું.

સંતો મુનિવરે મન સમઝાયા;
સમજી ચાલ્યા શબ્દ સદ્‌ગુરૂકા તો, પરબ્રહ્મકું પાયા. સંતો૦
પાંચકું મારી પચીશકુ વારી, કામ ક્રોધ હઠાયા;
હદ બેહદ અનહદ ગતિ આવી, કર્મ વિનાની કાયા. સંતો૦
કર્મ ધર્મની ભ્રમણા ભાગી, એક લાલનમેં લેહે લાયા;
અવળા હુતા તે સવળા કીધા, લખિયા ફેર લખાયા. સંતો૦
સુરતા સાંધિને ચાલ્યા આકાશી, અનહદ નાદ બજાયા;
આપ હતા સો અંતે ઉઠી ધાયા, જઇ રૂપમા રૂપ સમાયા. સંતો૦
સૂક્ષ્મ વેદમા સુરતા પોહોતી, બાવન બાહેર બુઝાયા;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, જન્મ મરણમાં ના આયા. સંતો૦

પદ ૯ મું.

સંતો કોય બુઝે બાવન બાહરા,
જાકે હૃદે ગુરૂગમ પ્રગટે, સો જન ખેલે ચોધારા. સંતો૦
પાંચ પચીશ પરબ્રહ્મે ઉપજે, કોઇ શાણા સમજી જાને,
સોય દીસે સોય રમે એકીલા, આપે નાવ ચલાવે. સંતો૦

નયનકમળમેં નિરખ્યા નટવર, ખોલ્યા કર્મ કપાટા;
દશમાં દરસ્યા દેવ નિરંજન, નકરા હુવા નગટા. સતો૦
અકળ કળા કેના કળ્યામા નાવે, અનુભવી એને બુઝે,
ૐ સોહં શબ્દને ઓળખે, તો ચૌદે લોક તેને સૂઝે સતો૦
ઝળકત જ્યોત્ય ને નૂર અપાર, માન જઈ રે મિનાયા,
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, રૂપમેં રૂપ મિલાયા. સતો૦

## પદ ૧૦ મું.

સતો અનહદ જ્ઞાન અપારા,
સમજ્યા મત ચવણુ ન ચૂકે, પિંડ બ્રહ્માંડને પારા સ૦
રસાતળ તળાતળ મહાતળ મેહ'યા, સાત પાતાળ જોયા સાગી,
સતની સગતે પિયુજીને પામી, બહુનામી ચર્ણ બુદ્ધિ જાગી. સ૦
મૃત્યુલોકમા મનુષ્યાદેહ ધરીને, દશ દરવાજા જોયા રૂધી,
ખટ ચક્રમા સુરતી ચઢાની, ત્યા ઇશ્વર નિરખ્યા અક્રોધી. સ૦
ભુરલોક ભુવરલોક કયા કૈલાસા, ઇંદ્રના લોકની નહીં આશા,
તપસીના લોકમા તાપ ત્રિવિધિના, બ્રહ્માના લોકમા ભય ભારા. સ૦
કર્મ ધર્મ ને રેહણી ને કરણી પૂરી, પુનર વૈકુંઠના વાસી,
શબ્દાદીતમા જોઉ મભાળી, ત્યા અરધ લોક તે ઉદાસી. સ૦
શૂન્ય વળોટીને ત્રણ ચૈતન્ય ચા'લ્યુ, આદ્ય નારાયણને આરાધી,
તે પર શૂન્યું ચાર જોયુ સંભાળી, ત્યા માયા ચોવીસ ધામ સુધી. સ૦
તેજ પુંજરેન જ્યોતિ સ્વરૂપ જોયુ, કેવળીક બ્રહ્મ કીરતારી,—
શબલિક બ્રહ્મમા જોયુ સભાળી, ત્યા ચૈતન્ય ચા'લ્યુ ને હું હારી. સ૦
સાત પાતાળ એકવીશ બ્રહ્માંડથી, ગયા ગોલોકમા ગુરૂ ચરણે,
ત્યાં શુક સનકાદિક ને દાસ કબીરા, ક્ષર અક્ષર નીજ વાણી વરણે. સ૦
અઠ્ઠાવીશ ધામથી સાડાસાતસેં, નરભે જમનાનું નીર નાહ્યા,
તે ઉપર ચા'લ્યા સાડાચારસેં, ત્યા આગે અમર ધામ આયા. સ૦
ભોજો ભગત કહે ગુરૂ પ્રતાપે, નિગમ ને આગમ નિગમ ગોતી,
અમર અનિતા ને અકથ અજીતા, નિજસ્વરૂપની એ જ્યોતિ. સ૦

દુનિયા નિદાની જેણે લિયા સુખ માની, સમજ્યા નહિ શુદ્ધ વિચારારે
લાગી માયા તેને જન્મ ગુમાયા, ભેદ ન પાયા ને ભવ હાર્યારે
ચરણ ગ્રાહશે તે સુખ લહાશે, ટળી જાશે જમકર માનરે,
બોજો ભગત કહે ગુરૂપ્રતાપે, ભલા ઉનરનો બનપારારે

પદ ૧૭ મુ.

દુખ દરિયા પણ દુનિયા તો દેખે, ગા રે જાળ માયા મેગીરે,
છે રે પિયારીને લેખે પોતાની, આ તે છે એ તો ઉધારીરે
જોગી જતિ ને તપગી સંન્યાસી ચૌદે લોક દુનિયા સારીરે,
ભગત કરતા કોઈ સુખ નથી આ યુ ધણી જાણે એવી ધુતારીરે
ક્યા ભૂપ બન્યો તો લંકાનો તગાઈ સેજ સુંદરી સારીરે,
રામ દુવાઈ ફરનારે દેવાણી તેની બાંધી ન ગયો બારીરે
કાળજ કરતા ને ભેગા હરિ ફરતા એની હતી જોઈ યારીરે,
પાચે પાંડવ ને પ્રહલાદ હરિશ્ચંદ્ર એતી રે ગયા છત્રધારીરે
નથી રહાનુ સતો ધરણી આકાશ, કોણ ગજુ કાયા તેરીરે,
બોજો ભગત કહે જાગો જીવના ભજન કર્યા વિના ભવહારીરે

ભમણા ભાગી ને ભેદ જેને લાગી, કપે નહિ કેમરજીનારે,
દુ ખ પિયારકે જઈને દુવાણા, આતમ ને પરાતમ એમ ચિનારે.
મદાશો જેને માહિથી પ્રગ્ટી, તેણે શત્રુ ને મિત્ર એક કીનારે,
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, અવિચળ આમન જઈ લીનારે.

પદ ૯૫ મુ.

અંતરમાથી જેણે ઓળખ્યા અવિનાશી,જાણી ગ્યા છે અનિત્યુ જાત્યુરે,
સુખ રે સસારના સર્વે સમાણા, ભૂલી ગયા સર્વ ભાત્યુરે.
નામ હરિ લીધુ ને દાણુજ દીધુ, લાખ ચોગની ચુક્યુ ખાતુરે,
ધરી જન્મ જાગી જન જોયુ, મર્ણ તણીઉં મટી ગયુ ધાતુરે
ગુણ ને અવગુણ આને નહિ વાકુ, ઠીક સમજ્યા થઈ ગ્યુ સ્વાત્યુરે,
ઉત્તમ ને અધમમા સ્હેજે તુને ભાળ્યો, ભાગી ગયું મનતીઉં ભ્રાત્યુરે.
સેજે સમાણું મન, સુખ થયુ સજની, વિના વિચારે કગ્તુ વાતુરે,
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, બાધી બેમાર્યું જુગમા જાતુરે.

પદ ૯૬ મુ.

રામ દિવાન કયુ છપે છાના, જેને હુવા પાદશાઈ પરવાનારે;
રાજા રાજ કરે જુગ છતી, ન્યાયની પાતિગે નર નાનારે.
નર પડ્યુ ને નોહતી સામથી, જો મરે તો જાય સિદ્ધ બાનારે,
મારે ગદા તો ચૌદે ભુવન ભાગે, તો કૌરવ ગ્યુ કરે ગુમાનારે
સાગર ન ચળે ને વાસુકી ન હલે, જો રે હલે તો કરે ખેલખાનારે,
ભક્ત આપ્ય એમ માની રહ્યા મજની, આણે નહિ મન અભિમાનારે.
મર્મ મુક્તિનો સેહજે સમજ્યા, ભીતર નથી દિલ ભરમાનારે,
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, ઠીક દિન હેરાનારે.

પદ ૯૭ મુ.

મર્મ સમજતા મનવા મોલા, અમર અભેપદ દાન દીધારે,
વિશ્વાસિયાને ઘરે હુના વધામણા, મો સમસ્યામા મત મ્હી સાધારે
નવખડ નર તે ચડાવ્યા મરતે, સાત દ્વીપ લગી શૂરા નિ શકારે,
આસન કૂટ્યા ને છૂટારે સવેસા, દેવના લોક લગી ડકારે
પ્રગટ્યા પાણી લેહેર સમાણી, પ્રીત બધાણી જુગમાં જાણીરે,
શબ્દ લાગ્યા ને અતર જાગ્યા, આતમ જાગ્યા આનદ આણીરે.
તૃગી ત્રાગી ને ઉતર્યો ધાગી, માગીમા માગી ને વરતી વેળારે,
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, કાપ્યા કર્મ ને બ્રહ્મશુ ભેળ્યારે

### પદ ૧૮ મું.

આંટી ઘુંટી સર્વે છૂટી, કર્મ ધર્મકા નહિ કરતારે,
સ્વપ્નાના સુખથી આગે અળગા, ધ્યાન હરિ કેરૂ ધરતારે.
ચોઈ દિશેથી સુરતી ચલાવી, તરવેણીમાં જઈ તરતારે,
રોમે રોમે મેરા પિયુજીને સ્પર્શ્યા, પચ મરત્યેથી પરવારતારે
પ્રેમ પ્રીત ને નરહરિ નરખ્યા, તારવિયા તનકા તોતારે,
આણી અગર પર સુરતી ચઢાવી, જીવન જુગતાશું જોતારે
જેમ છે તેમ સમજી કરીને, જાય અચલસે ગુંતારે,
રસ્તામાં એક રાહ ચલાવ્યો, જઈ ખરા ખેલમેં ખુતારે.
તખ્ત ચઢીને દેખ્યા તમાશા, અમર હોઈ તો નહિ મરતારે,
અમૃતધાર સદા કને ઉલસે, ફૂલરૂપ થઇ ફરતારે.
ગંગા જમના ને સરસ્વતી નાહ્યા, સુખમ્ના વર જઈ સૂતારે;
ભોજલ ભ્રમ ભીતરયો ભાગ્યો, પ્રેમના પદને જઇ પૂરતારે.

હવે હસ્તામળ શ્યામ સુદામળ, નામ નિરંજન નિરખ્યા નેણરે;
પ્રેમસુધારસ પ્રેમશું પીધા, તુને ભાગ્ય - સોંપી તેણરે.
હેળખી માયા હેળખી કાયા, ગુણ વિચારી મન ગળિયારે;
આવે હતા ને અતે તે નિવારિયા, આપ ગયે જેમ લૂણ ગળિયારે.
બીજ રહ્યું ઝાડમાં, ઝાડ રહ્યો બીજમાં, જ્યારે સાંન જઈ લાગ્યારે,
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, અનહદ નાદ અંતર વાગ્યારે.

પદ ૨૨ મું.

પદ નિરવાણ ગયા જઈ ગગનમાં, સુરતી સ્વરૂપમાં જઈ લાગીરે,
નાગ નિગળી રોહ રહ્યા ગગનમાં, અગમ અગોચર સેહ લાગીરે.
સાન પિયાલા એક તીર ચડાવથી, પરા ને પાર એ તો જઈ પુગ્યારે,
નિત્ય પ્રતિ નૂર એને નયણે વરસે, અંતરમાં અનુભવ ઉગ્યારે.
આશ નિરાશ એક નહિ ઉગ્યા, હુંપદ રહ્યા એહજ હારીરે,
હદ બેહદ છોડી અનહદ જઈ વાગ્યા, દેખાવા માન દેહ ધારીરે.
ધામ ધણીને અમરપદ ઉગ્યા, અકળ અટકત મસ્તિ કાઢવેરે;
ચૈતન્ય અતિતીતથી ભાસ્યો, અક્ષરાતીત આનંદ આવેરે.
નરતે ન સરતે ખેલ - નિહાળો, અણુલિંગી લેખા કેમારે,
બ્રહ્મા મહેશ ને ઇંદ્રિ ન જાણે, અગમ તમાસા એમા દેખ્યારે.
અજબ ખેલ અદ્ભુત અનોપમ, વરણુન જ્યાં બહુ થાતું લાનેરે;
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, શુદ્ધ વિચારે અનુભવ આવેરે.

ીતે ને ભાને કહ્યું નહિ ભજે વાને, શુદ્ધ વિચારીને વહી જાતારે;
લ નહિ ડોલ્યું ને સળળગ્યું વાંત્યું, ભાગી ગયું ભ્રાંત્યું ને રંગ રાતારે.
ાલાંને વેરે કહ્યું નહિ હે મેરે, સમસ્યા ભેદ સમજી લીધુંરે;
ાપી ઉથાપી કંઇ કર્મને કાપી, અસ્થિર હતું મન સ્થિર કીધુંરે.
ુરનર સાચા કોય પાળીને વાચા, ઉતરશે અવસર આરેરે,
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, સમરી લિયો સરજનહારેરે.

પદ ૨૪ સું.

નક્તિ ભક્તિ સહુ કોઇ કહે છે, ભેદ ભક્તિનો જન કોક ભાળેરે;
શબ્દ વિચારી કોય સન્મુખ આસે, મહાવચન મનથી પાળેરે.
સ્વાતિનું બિંદુ જેમ શીપ ઝીલત હે, મહાજુક્તાઇનું મોતી કાવેરે;
સેવક શબ્દ પાળે સદ્‌ગુરૂના તો, અસંખ્ય જુગ અમર થાવેરે.
પતિવ્રતા જેમ પિછે પિયુને, અખંડવ્રત એમાં ભાળેરે;
એક મને ને એક વૃત્તિએ, એક દશામાં મન ગાળેરે.
દિયા દાન જેણે તુલસીપત્રસે, મન ન જાણે મેરી માયારે;
સોંપ્યાં હોય શીશ સદ્‌ગુરૂજીને શરણે, કયું સાચવશે ફૂડી કાયારે.
ભોજો ભગત કહે ગુરૂપ્રતાપે, હરિ ભજતાં કદી નહિ હારેરે;
તન ધન જોબન જાય સમળાં. તોય સેવક ધર્મને સંભાળેરે.

### પદ ૨૬ મું.

કરી કૃપા કૃપાળુ રે, મારૂં મન મગનતિ,
રહ્યા હૃદયે અમારે રે, કૃષ્ણ કમળાના પતિ. કરી૦
અનંત જન્મની આશ અમારે, માવજી કીધી મને મેહેર,
પરબ્રહ્મે પનોતી કીધી, હરી પધાર્યા અમ ઘેર,
પૂરણ પ્રીતે રે, હવે ટળી થયા જતિ. કરી૦
કરી કૃપા પરા ને પાર પરબ્રહ્મ છે, જેને નેતિ નેતિ વેદ ગાય,
તે પ્રગટિયા પ્રભુ અંગ અમારે, એ તો કૃપા ગુરૂની કહેવાય,
ભાગ્યો મુને ભારેરે, ગાઉં ગુણ ગોકુળપતિ. કરી૦
ગરૂડ છાડીને પ્રભુ પાળા પળિયા, ગોવિંદા ગજની વાહર,
નીમામાંથી નાથ ઉગાર્યા, તમે મિનાડી કેરા બાળ,
ભોજો ભક્ત બોલ્યા રે, પ્રીત પેલા ભવની હતી. કરી૦

### પદ ૨૭ મું.

હતી મારે હૈડે રે, હરજીની હામ ઘણી,
ભાગી હવે ભમણા રે, તૂણા તન તણી.
કામળ કાયા કમળદળ લોચન, અકળ અજીતરૂપ,
નેણે નિરખ્યા નાથને રે, ચિન્મય જેવું સ્વરૂપ,
પામી પરબ્રહ્મને રે, ધનધન ધામ ધણી. હતી૦
સતની સંગને પિયુજીને પામી, સમજી સદ્ગુરૂની સાન,
મનના મનોરથ માહારા પૂર્યા, વાહલે દીધું ભક્તિનું દાન,
અક્ષય ધન આપ્યું રે, મોહન મુક્તામણિ. હતી૦
લાજ મર્યાદમાં હું રે લેવાણી, તે મારી છોડાવી શર્મ,
ગુણ ને અવગુણ જગથી આળસાવ્યા, વાહલે મને સમજાવી મર્મ,
અર્પ્યું સદ્ગુરૂને રે, રહેશું હવે હું પદ હણી. હતી૦
ભમણા ભાગી વાહલે ભેદ બતાવ્યો, બીજી વાત નહિ રે લગાર,
પ્રેમ સુધારસ પ્રેમશું પીધો, વાહલે ઉતાર્યા ભવપાર,
સુખડાની નીધી કહું રે, સુખધામ વાત ભણી. હતી૦
પતિતપાવન કહું છું રે તમને, અધમતણા રે ઉદ્ધાર,
ભોજો ભક્ત કહે ગુરુપ્રતાપે, હવે વહેલી કરજો વાહાર,
રામચરણ રાખો રે, છું હું નિકમ દાસી તમતણી. હતી૦

# રૂપરામ.

## ગરબો.

પ્રથમ વરણું ગુરૂ ગોવિંદનેરે, શારદા લાગું પાયજી,
ગોવિંદના ગુણ ગાવા દ્યોજી, મારી આશ પુરજે માય વાસળી વાજે છે
વાગી વનમેં વેણુ વગાડી, વાહાલે સરદ સુધા રસ ભરીયાજી,
શબ્દ ઘોર ગગનમાં ચાલ્યો, ચૌદ ભોવન પરવરીયા વાસળી૦
ધ્યાન ધરતા મુનિજન મોહ્યા, સુર થઇ ગયા નગ્ન વેશજી,
નગ [illegible] ડોલવા લાગ્યા ધ્યાન ધરતા શેષ વાસળી૦
ગીરી તરૂવર પવન ને પાણી, જમુના થંભાવ્યું નીરજી,
હંસ મોર ચકોર કોકિલા, એની નવ રહી ધીર વાસળી૦
કમલ તજી ભમર ઉડાણા, કાને નાદ ધરતાજી,
વન માંહેથી મૃગ મોહ પામ્યા આવ્યા ફરતા ફરતા વાસળી૦
ધ્યાન મુકીને મુનીજન ઉઠ્યા, આવ્યા કૈલાસ ઢગ રાયજી,
ચતુરાનન ચમકી ચિત માંહે, તપ કરતા મુનીરાય વાસળી૦
ત્રણ ભુવનથી મોહ્યાં નાહનું, પયપાન કરતા વત્સજી,
સ્થાવર જંગમ સચરાચરમાં, એનું નવ રહ્યું મન વાસળી૦
કાને સુણીને વ્રીજની નારી, ઘેલી થયા બેનીજી,
ઘર મુકી વૃંદાવન ચાલી, અંતર વાધી પ્રીત. વાસળી૦
એક સખી મુકીને ચાલી, ઉઘાડા કેદારજી,
એક સખી ભોજનથી ઉઠી, નીર ના પીધું હાર વાસળી૦
એક સખીએ અવળા ચરણા, પેહેર્યાં છે તે અંગજી,
એક સખી સુતી થઇ ચાલી, ન કરે કોનો સંગ વાસળી૦
એક સખી ઘેરે ગૌ દોહોતી, ઊભી મુકી તતકાળજી,
એક સખી પયપાન કરાવતી રોતું મેલ્યું બાળ. વાસળી૦
એક સખી ઉતાવળ માંહે કાને નેપુર ધરીયાજી,
એક સખી અજાણપણામાં સેંથે કાજળ ભરીયા. વાસળી૦
એક સખી તો સુધ બુધ ભૂલી, પારે પોતાની જાનજી,
એક સખી ઉઘાડે ચાલી, ટમકુ પીધુ ગાન. વાસળી૦

એક સખી વિનયથી બોલી, બેસાડ્યા ગોઠગઠ,
એક સખી મુખડાને ચુબન, કરતી આપી ઉલટ આગ વાસળી૦
એક સખી હરિ મુખ નીરખે, એક સખી મુખ ગાતીક્ક,
એક સખી હરીસુ ભુજ બીડી, જોબનની મદમાતી વાસળી૦
ગોપી મડલ મધ્યે વિઠ્ઠલનર, નાચે નટવર નારઠ,
કરે કુદડી વાગે ઘુઘરી, થઇ રહ્યો થઇ થઇકાર વાસળી૦
વેણુ કાસા તેલ દદામી, વાગે તાન મૃ ગઠ
દેવદુભિ સુરીનર મુનીવર મોહે, નાચ્યો નવનો રગ વાસળી૦
એકસુ લાડે એકસુ ગાહને, એકસુ બીડે બાથઠ,
સહુનુ મન સરખુ મનાવે, સ્વામી વૈકુઠનાથ વાસળી૦
પ્રીત રીત બહુ આનદ વાધ્યો, વાહાલપણુ વેદેચાયઠ,
અરસપરસ પાએ સુધારસ, પીતા તૃપ્ત ન થાય વાસળી૦
સુખસાગરમાહે સહુ ઝીલતા, વીસર્યા ઘરબારઠ,
ચન્દ્રમા ચાલતા અટક્યા, રજની થઇ ખટમાસ વાસળી૦
નટવર નેહ ઉપજાવી નાખે, પ્રેમપાસનો દોરઠ,
સુરીનર મુનીવર જોવા આવ્યા, જે જે જુગતકીશોર વાસળી૦
મોર મુકુટ મકરાકૃતકુડલ, ઉર વૈજતી માલઠ,
નારદ ઉભા ગાન કરે છે, ધન્ય ધન્ય દીનદયાલ વાસળી૦
શિવ સનકાદિક મુનિ બ્રહ્માદિક, જોઇ જોઇ મનમેં રાચેઠ,
ભમને એવુ દર્શન દુર્લભ, ગોપી સગે પ્રેમે નાચે વાસળી૦

મોટે ઉજ્વળીના અતિ ઘણીરે, ભાણે અમલખ પીધુ
અધરઝિળ પરનાળડીરે, અમરત રસ ભરીયા
દંત તે શા દાડમ કળીરે, મુની મન હરીયા
ગ્રીવ તે મોગજ મરખીરે, તાહારે શ્રવણે ટોપી
કલા તે દ્વાદશ સૂરનીરે, તારે નાક છે મોતી
કામણગારી તારી આખડીરે, જેની ચચન ફરતી
તેમાં તે કીકી શોભતીરે, જાણે નાચ કરતી,
ઉપર ભમર જે શોભતીરે, હેતે અંજન કીધું.
પાપણને પલકારડેરે, માહર દીનકુ વિંધુ,
લલવટ આડ કેશરતણીરે, વચ્ચે રેખા રાતી
ઉપર જડીત ચાદલોરે, જાણે સુર પ્રભાતી,
સથેથીએ સિંદુર ભર્યુરે, અરૂણ ઉદે તો તાહા તે
મુક્તાની છે ઝૂમણીરે, તરમેથી દર્શાવે,
કેશલટ તારી કડી લગીરે, શે લટકી રહ્યા વાળ
પાછળ ફરતી ફુમતીરે, જાણે ઘુઘરમાળ,
છબી (?) તે આ રગનીરે, તુ કાહા થકી પામી
દેખી તેને થાય ગાધજોરે, નારી છક પામી,
મોર ભરત ચોદશભરીરે, તુ તો કાનની બરવાડી
એ કયાથી શિખી તું પ્યારી, બોલ બોલ ચદ્રાવળી,
મહી ટોળાશે મોહનજીરે, આવી છેડશે વનમાં.
જોરે કરી દેહે કામનીરે, આડા લઇ કીધા અળગા.
જેમ જેમ વચને વિઠ્ઠલોરે, કર જોર કરીને
તેમ તેમ નાને વેગળીરે, રૂદે રોષ ધરીને,
એમ કરતે પુર આવીયુંરે, અમઅમ રજની થાય
કાનજી આવે રોતડોરે, જ્યા જશોમતી માય,
આજ ઉદરમાં માવડીરે, કાઈ પ્રગટયુ દુખ,
ઓમડ કરે જો ચદ્રાવલીરે, તેથી પામુ સુખ,
દાસી મોકલી જગોમતીએ, ચદ્રાવળીને તેડે,
પણ ના આવે ચદ્રાવળીરે, રખે કાચો ચેડે,
એક પોહોર પુરે ઉદીયોરે, ત્યારે કાનુડો
૭૧ દર્શી અલ્ને હરપુરે, જેણે પ્રેમજ ત્રોડયો,
વેન વીતો ગતશીર, મોરલીધર વાહાનો

ઘર પુછે ચંદ્રાવલીરે, હલવે હલવે ચાલ્યો;
હીડી નખીને આવનારે, ચંદ્રાવલી હરખ્યાં.
વેશ મથળો રાઈ તણોરે, લાંછન નવ નરખ્યાં;
માંડ્યાં તે આસન બેસવારે, પ્રેમે ચંદ્રાવળી પુછે;
ઘણે દાહડે મળી આવીયાં, કહોને કારણ શું છે.
રાઇ કહે એકાદશીરે, દિન ઉત્તમ આજે;
મારે તે કરવું જાગરણરે, આવી તે કાજે.
એમ કરતાંરે દિન નિર્ગમોરે, સમ રજની થાય;
ગ્રહી દીવો ચંદ્રાવળીરે, સુખમોહોલમાં જાય
મેજ બીછાઈ સુંદરીરે, નારી મન ગમવા;
માંડયાં બાજઠ સોગટાંરે, પછે માંડ્યું રમવા.
પોહોર નીશા તંહી વહી ગઇરે, અતિ ખેલ ખેલંતાં;
ચાળા તે માંડ્યા ચચવેરે, મન મુખ હસંતાં.
રાઇનો વેશ ટલી ગયોરે, નટવરનો પેખે;
ચંદ્રાવલી લાગી ધ્રુજવારે, તાંહાં એ શુલ દેખે.
બેહુ કરે બેહુ કરચટીરે, એકે કાપડું કાઢ્યું;
જોરાવરી જોરો કાઢીરે, એકે ચીરજ કાઢ્યું.
મદન વશ થઈ કામનીરે, નયણે નીરજ છટ્યું;
ભુજ નાંખ્યો હૈયા બણીરે, મોતીસર તૃટ્યું.
પતિવ્રતા હું કામનીરે, મનથી નહીં ચુકું;
જારે કાના વેગળો, નહીં તો થાશે કંઈ હુંકું.
સનમુખ થઇ જ્યારે સુંદરીરે, શામા મદમાની;
રૂપ સુવે જોબન તણુંરે, ઉલ્હાસે રાની.
દીપમાલ ચોદશ રચીરે, સુખ મંડપ માંડે;
મોહણી નાંખી મોહને, પિપળપે ફંપાવે.
પુષ્પમાલ રચના ઘણીરે, ઘણી નાગરવેલ;
એલચી લવંગ મુખ ભર્યાંરે, કરે રંગની રેલ.
બેહેકે ચંદન બાવનારે, શીતલ વા વાય;
સોમ ગગન અટકી રહ્યોરે, ડગલું ન આઘો જાય.
ધન લીલા એ કૃષ્ણનીરે, ધન્ય એ વ્રજનારી;
ગાય દુરગાદાસ રમે ભર્યાંરે, ગોકુળ ગીરધારી.

# નાથસ્વામી.

આ ભક્ત સાધુ ઠાકોરનો રહીશ હતો. એના છુટક પદો ઘણા છે.

## પ્રેમ આતુરી.

રાગ ગરબાનો.

કાહના આવો તો શીખવુ ચાતુરીરે, નથી જાણતો તુ પ્રીતતણી વાતડીરે,
પ્રીત કરતા ઉતાવળા થઇએ નહીંરે, ધીરજ રાખીએ તો કામ થાયે મટીરે
ફીકી આખનીમા પ્રેમદાને પરખીયેરે, અચન થઇને તે પથમા નીરખીયેરે,
પ્રણીપત કરી મન લીજે હાથમારે, ન જણાવીએ તે હેત સખા સાથમારે
નારીરૂપી આ દુ ખ ઘણુ દોહલુરે, દુજર પ્રેમનો જાણો તો લેવો મોહલુરે,
પ્રીત અધુરીએ આકરૂ નવ ગોતીએરે, ફલ પાકના વિના કાચુ નવ તોડીએરે
જીમ મરખુ વશીકરણ એ- નહીંરે, કામણુ મનના તે જીભ મીઠીમા સહીરે,
ભુરકી નાખની તુ શિખ આરભમારે, મેદ ઉ-ાનો તે પક્ષીની પખમારે
ચિત્ત જડીએ જેવુ ઊખડે નહીંરે, ઝાઝુ રેણુ જે હોય પ્રેમનુ તાહા સહીરે,
કરપલ્લવિમા વાયદા કીજીએરે, આખ મચમારામા વાત કરી લીજીએરે
હમતુ કરીએ નહી દુરીજન દેખતારે, પાનના આપીએ વોહાના વેરી પેખતારે,
નરમ બોલીયે તો નારી રીઝે મનમારે, છેડો ઝાલીએ નહી તે વગી વનમારે
પ્રીત અપુરીએ હઠ નવ કીજીએરે, હાથ વિસ્તાર્યા વિના તાળી નવ દીજીએરે,
એમ પરખીએ તે પ્રટ તીખ ભાવનેરે, તરત રાખીએ ન નારીના બનાવનેરે
વચમા તીજુ કોઇએ જે જાણે નહીંરે, જનમ સુધી તે પ્રીત ચાલે સહીરે,
તુચ્છારો કરે તો હસી ટાળીએરે, નચ્ચા બોલીએ ને સરલ પ્રતિપાળીએરે
પ્રીત વેહલી ન જામે નીરે સીંચીયેરે કોશ મિત્રનો તે કુપ કરી સીંચીયેરે,
કટ રાખીએ તે લોક જોતા લાજનીરે, કરુ કેટલીએ, વાત કામકાજનીરે
વિધા ચૌદમા તો એ લખી નથીરે, જોબન સરવ શિખે આપ્યા આ આગનીરે,
કહી ચાતુરી કાહના મૌના મનના ભાગનીરે, રીત આવી ચાલવા માન વાઝનીરે,

તુંને જમાડ તો સ્વાદ આવે અનમારે, શીતળ થાય તુ હીડે આપણા તનમારે,
તુ તો પ્રાણપ્રીય મારો ને મારો ઉજાગરે, મારો સુરજ તુ ચન્દ્ર મારો દીનકારે.
પ્રેમ ચાખ્યો જે આપ્યા મદીરા માહરેરે, ગળી મુકુ હુ પીયાલુ માટે તાહરેરે,
સેજ સમારીને વાટ જોઉં ખરીરે, જોત જાગી થાય જ્યા સુધી દીવા તણીરે.
વાણી રાધાની સાભળી કૃષ્ણજી હસ્યારે, ગુણ સારા આમા તે કામે વસ્યારે,
આવો રાસ રમાડી તમને રીઝવુરે, હેત ઘણુ ધરીને નેહડાને ખીજવુરે
સખી સાથ ને રાધા રાસમા રમેરે, એની શોભાને જોવા દેવતા ભમેરે,
વૃષ્ટી પુષ્પની કરે તે સહુ દેવતારે, ગગન જોવા આવ્યા તે મળી મતારે
રાત શરદની ને રાસની શોભા ઘણીરે, વાગે વાંસળી તે વચ્ચે વિશ્વનો ધણીરે,
સખી મધરાતીમા રાધાને રમાડીયારે, ઘણુ થાકી છે કરીને ખોળે બેસાડીયારે
મુખ રાધાજીનુ લોહ્યુ રૂમાલે કરીરે, રાધા આગળ કરજોડી ઉભા હરીરે,
પ્રેમ બંધાણો તુ સાથે કાચે તાતણેરે, જેમ જોગીનો થયો મળીને બારણેરે
શીતળ કીધા રાધા સખી સાથશુરે, પાન ચવરાવ્યા રાધાને હરી હાથશુરે,
રાસ લીલા દીઠી તે મુક્તિ પામીયારે, જન્મ મર્ણતણા ભય તે સર્વ વામીયારે.
સ્નેહ વગણ્યો તે પ્રેમ લીલા શામનોરે, જે જન ન ભણે તે પુરૂષ બે ગામનોરે
રાધા ઈષ્ટ દેવતા તે કવિ નાથનેરે, જન્મ જન્મની તુ આપ્ય મારી સાથનેરે
નાથ કરજોડીને કહે છે રાધા રામનેરે, હુ તો વળગીને રહ્યો છુ તારા નામનેરે,
મહા રોગ રોમ બહુ વ્યાપી રહ્યોરે ગાયન વેદમાને પુરાણે રહ્યોરે.
એ ગરબો જેઈ ભાવે ભણશે ભણેરે, તેને ફરી જનુની ના જણેરે,
રાધાકૃષ્ણ પામીયે શુ પ્રસાદ થકીરે, કાઢી નાખીયે જો કામ ક્રોધ કપટથીરે
ધ્યાન રાખીને નાથ વાણી વદેરે, વસી રહ્યા રાધા કૃષ્ણ મારા ઉરેરે.

વાહાલા આપણાનું આછાંગ બોલવું, નંદકુંવર છો નાનાછ;
ચતુર થઇ દહાડે શું કાંઇ, ગાજો છો હજથી કાનાછ. વાહા૦
વાલા વરજાગી મેં જોઇ નારી, આવા તમારા ઢંગછ;
માન વિના જે માનુસ કહીએ, તેને અડકીએ ન અંગછ. વાહા૦
વાહાલા તમારા બોલ્યાની ઉપર, તનતનના ધા વાગેછ;
નાથના નાયક હરીને નરખો, પ્રભુને પાવશે લાગેછ. વાહા૦

---

# દાણ વિજય.

## આહાર નાતરાં.

### ઢાળ પેહેલી.

બાહાયો તમે જો જોરે સંસાર નાતરાંરે, એક બાવે હુવાંરે આહાર;
એવું જાણીને દૂર નિવારજોરે, જેમાં પામો સુખ અપાર. બાહા૦
નગર એક મોટુંરે, મથુરાં જાણીએરે, ત્યાં વસે ને સુખીકા એક;
કુબેરસેનારે નામ છે તેહનુંરે, ને ભોગવે સુખ અનેક. બાહા૦
એક દિન રમતાં રે પરસ્પર પ્રેમમાં રે, ઉદરે રહ્યું ઓધાન;
પૂરણ માસે પ્રસવ્યું જોડલું રે, એક બેટો બેટી રૂપ નિધાન. બાહા૦
વેશ્યા વિમાસે આપણને ઘરે રે, કોણ જાળવશે એ બાળ;
હાણ હાણ જોવું મોતું ને ધવરાવવુંરે, કોણ કરશે સાર સંભાળ. બાહા૦
એ વિચારીને રે, પેટી એક લઇ રે, ઘાલ્યાં તે બાળક દોય;
મૂંદી તે મેહેલી રે નામની મુદ્રીકા રે, નદીમાં ચલાવી સોય. બાહા૦
જમુનામાં વેહેતીરે, આવી સોરીપુરરેરે, વાહાણું વાયું તે વાર;
તેણે ત્યાં આવ્યારે, દોય વેહેવારીઆરે, નદી કાંઠે હરખ અપાર. બાહા૦
દૂર થકી દીઠીરે, પેટીને આવતીરે, હૈડામાં વિમાસેરે દોય;
એમાં જે હશેરે, તેહ આપણ બેઉનુંરે, વેહેંચી લઇશું સોય. બાહા૦

ઢોલ બંધ કર્યોરે, બેઉ વેહેવારીએરે, કાઢી પેટી ને પછી બહાર;
પેટી-ઊપાડીરે, છાની મોકરારે, લઇ આવ્યા તે નગર મોઝાર. ભાઇ૦
પેટી ઊઘાડીરે, નજર નીહાળતાંરે, દીઠાં બાળક તેમાં દોય;
મનમાં વિચારેરે, બેઉ વેહેવારીયારે, શું જાણે તે લોકો કોય.-ભાઇ૦
જેને સુત નહોતોરે, તેણે તો બેટો લીધોરે, બીજે બેટી તો લીધ;
મુદ્રિકા મેલે રે, કુબેરદત્ત દીધો રે, કુબેરદત્તા વળી દીધ. ભાઇ૦
અનુક્રમે વાધ્યાં રે, દોય ભણ્યાં ગણ્યાં રે, પામ્યાં જોબન સાર;
માત તાતે જોઇને રે, એને પરણાવીયાંરે, ભોગવે સુખ અપાર. ભાઇ૦

## ઢાલ બીજી.

એક દીન બેઠાં માળીયેરે લાલ, નરનારી રમે રંગરે. રંગીલા કંથ આવોને૦
પિઉજી આપણ ખેલીયે હો લાલ, કરૂં છું ઘણી મનુહારરે, રંગીલા૦
હાસ્ય વિનોદ કરે ઘણા રે લાલ, માને નીજ ધન અવદાન્તરે. રંગીલા૦
સારે પાશે રમે મોગરાં રે લાલ, આણી મનમાં ઊમંગરે. રંગીલા૦
રમત રમતાં ખુશી ઘણારે લાલ; દાવ નાંખે ભરથારરે. રંગીલા૦
દીઠી ત્યાં નામની મુદ્રિકારે લાલ, દેઉ વિમાસે નારરે. રંગીલા૦
બેઉ રૂપે છે સરીખારે લાલ; સરખાં વીંટીમાં નામરે. રંગીલા૦
નારી વિચારે ચિત્તમારે લાલ, મે કીધું તે આ શું કામરે. રંગીલા૦
રમત મેલી પિયરીએ ગઇરે લાલ, પૂછે માતાને વાતરે. રંગીલા૦
માતા કહે હું જાણું નહીં રે લાલ, જાણે છે તારો તાતરે. રંગીલા૦
તાત કહે સુણજો સુતારે લાલ, સંક્ષેપે સઘળી વાતરે. રંગીલા૦
પેટીમાંથી લેહેચીયાંરે લાલ, બાળક બેઉ વિખ્યાતરે. રંગીલા૦
કુબેરદત્તારે મન ચિંતવેરે લાલ, મે કીધો અપરાધરે. રંગીલા૦
ભાઇ વર્યો ને ભાઇ ભોગવ્યોરે લાલ, એ સર્વે કર્મની વાતરે. રંગીલા૦
એમ ચિંતવીને સંયમ લીધો રે લાલ, પાળે પયા સારરે. રંગીલા૦
કુબેરદત્ત મન ચિંતવેરે લાલ, એ નગરમા નવ રહેવાયરે. રંગીલા૦
બેહેન વરીને બેહેન ભોગવીરે લાલ, ઘેર ઘેર એ કહેવાયરે. રંગીલા૦
કુબેરદત્ત ત્યાંથી ચાલીયોરે લાલ, આવ્યો મથુરાં માંયરે. રંગીલા૦
વેશ્યા મંદિર આવીઓરે લાલ. કરે વેશ્યાસુ અન્યાયરે. રંગીલા૦
કુબેરદત્ત નીજ માતસુંરે લાલ, સુખ ભોગવે દિન રાતરે. રંગીલા૦
એમ કરતાં સુત જન્મીયોરે લાલ, એ સર્વ કર્મની વાતરે. રંગીલા૦

જપ તપ સંયમ સાધની સાધનારે લાલ, પાળતી ક્રિયા આચારરે. રંગીલા૦
અવધી જ્ઞાનમાં નીહાળીયુરે લાલ, દીઠા નાથ મથુરા માંયરે. રંગીલા૦
નિજ જનનીથી સુખ ભોગવેરે લાલ, ધિક ધિક તુજ અવતારરે. રંગીલા૦
ઘરણીને ઝુઠી કરી પરવરીરે લાલ, આવી મેથુરાં ગામરે. રંગીલા૦
વેશ્યા મંદિર જઇ ઉતર્યારે લાલ, કરવા ધર્મનું કામરે રંગીલા૦

## ઢાળ ત્રીજી.

એણે અવસર નાનો બાળુડોરે, કાંઈ પારણે પોઢયો જેહરે. ગાઉં હાલરડું૦
હાલ્યો હાલ્યો કહી હુલરાવતીરે, કાંઇ સાધવી ચતુર સુજાનરે ગાઉં હા૦
સગપણ છે તાહરે માહરેરે, કાંઇ સાભળ સાની વાતરે. સુણ બાલકડાં૦
તાત પિતા ને માતાનીરે, સુણ વિતક કડી ખાતરે. સુણ બા૦
આ જગમાં જનમીનેરે, તે ઘડયો અવલો ઘાટરે. સુણ બા૦
તું કાકો ભત્રીજો ને પૌતરોરે, કાંઇ દીકરો દેવર વીરરે. સુણ બા૦
સગપણ છે તાહરે માહરેરે, કાંઇ ષટ બીજા કહું તેહરે. સુણ નાનકડાં૦
બંધવ પીતા વડવો કહુરે, કાંઇ સસરો સુત ભરથારરે. સુણ ના૦
સગપણ છે તાહરે માહરેરે, કાંઇ ષટ ત્રીજાં કહું તેહરે. સુણ માડીજાયા૦
માતા વડીયાઇ સાસુ કહુંરે, કાંઇ વહુ ભોજાઈ ને શોકરે. સુણ મા૦
વળી સગપણ બીજા બહુરે, કાંઈ તુજ મુજ સગપણ એહરે. સુણ મા૦
એહ સંબંધ સરવે સાંભળીરે, કાંઇ ઘરમાંથી આવ્યાં બેઉરે. સુણ સાંપુડી૦
આવતાં આગ ન દીઠીએરે, કાંઈ તુજ મારગ નહીં એહરે. સુણ સા૦
સરવણી કહેરે તમે સાંભળોરે, કાંઇ બોટો નહીં લગારરે સુણ માવડી૦
પેટીમાંહે ઘાલીને અમનેરે, કાંઇ જમુનામાં વેહેતી મેલીરે સુણ મા૦
એહ સંબધ સર્વે સાંભળીરે, કાંઇ હૈડે વિમાસે બેઉરે. સુણ માયુડી૦
સયમ લઈ તપસ્યા કરીરે, કાંઇ દેવલોક પોહોત્યાં બેઉરે સુણો પ્રાણીયા૦
સંઘ્રિત દાણવિજયતણાંરે, કાંઇ હેતવિજય ગુણ ગાવરે. સુણો પ્રા૦

# રવિદાસ.

## કૃષ્ણ પ્રેમનાં પદ.

### ગરબી ૧ લી.

મને મળિયા છે મોરારીરે, પનઘટ જાતા,
મારી આંખલડી તો ઠરીરે, પનઘટ જાતા.
વાલાજી મારા, ઓચીંતાનીરે આવી ગોરી,
જમુનાને તીરે હોડીરે, પનઘટ જાતા.
વાલાજી મારા, આવી ઉભા છે મારી જોડે,
બેહેડલીયું મારૂં ફોડેરે, પનઘટ જાતા.
વાલાજી મારા, હાર હજારીનો તોડયો,
મારો પહોંચો સાહીને મોડયોરે, પનઘટ જાતાં
વાલાજી મારી, સાસુડી ઘરે સતાપે,
મારી નણદી બહુ રજાડેરે, પનઘટ જાતાં
વાલાજી મારા, સ્વામી રવિદાસના છો રંગી,
મારા જનમો જનમના સંગીરે, પનઘટ જાતા.

વાલાજી મારા, આંખ દીસે છે કામણગારી;
તેને મોહી છે વ્રજની નારીરે, છેલછબીલા.
વાલાજી મારા, સ્વામી રવિદાસના સોહાગી;
મને પ્રીત તમારી લાગીરે, છેલ છબીલા.

ગરબી ૩ જી.

પાતળીઆ પાલવ મેલોરે, પાએ પડું છું;
તમારી પ્રીતડી જોઈનેરે, અહીં અડું છું.
વાલાજી મારા, વૃંદાવન વાટે જતાં;
ગોદ મને હેરોછોરે, પાએ પડું છું.
વાલાજી મારા, મહી છલકાશે મારૂં;
નહિ નાંખે નગ્ને સારૂંરે, પાએ પડું છું.
વાલાજી મારા, કગનું રાજ છે કુડું;
કોઇ જાઇને કહેશે ભૂંડુરે, પાય પડું છું.
વાલાજી મારા, કામ ઘણું છે ઘેર મારે;
શું રોકો જમુના આરેરે, પાએ પડું છું.
વાલાજી મારા, લોક જાણે એવું લહાઇ;
અમે સાસુની વહુઆરૂરે, પાએ પડું છું.
વાલાજી મારા, કંથને કપરો જાણો;
કાંઇ સમ્ત દે પરમાણોરે, પાએ પડું છું.
વાલાજી મારા, સ્વામી રવિદાસના સોહાગી;
મને માયા તારી લાગી રે, પાએ પડું છું.

પદ–રાગ સામેરી.

સતગુરૂ બોલ્યારે મસ્તક કર ધરીરે, સેવક સાચો તમારોરે શ
પ્રગટ રહુંછુંરે તાહારારે ચોકમાંરે, દીલડાંની દુગ્ધારે કહાડી ન
આનંદ આણીરે અનુભવી આચરોરે, પ્રેમીજનની સાથે પાળી પ
જ્ઞાન ને વૈરાગેરે, ભક્તિ રસ ભાખીએરે, અંતર નિર્મળ રાખોને એ રીત. સત૦
શીળ ને સંતોષરે ક્ષમા બહુ રાખીએરે, સાચ દયા દીનતા ને બહુ હેત;
બાળકને સ્વભાવેરે રેહેવું રૈહેણીએરે, વશ રાખો જીવ્હા ઇંદ્રિસમેત. સત૦
ગલીતપણુંરે ગંભીરાઇએ ઘણીરે, જેવા કાંઇ ગંભીર છે દરિયાવ;
લેહેરને ઉંડેરે માંહે સમાવીએરે, મન ગાળી ટાળીએ દેહના સ્વભાવ. સત૦

કઠાર કંગાળપણુંરે હદ-હરકત ઘણીરે, સુખનારે મીઠારે ચિત કલ્પંત;
હરિજન હશેરે તેનાથી ન્યારા રહેરે, અંતર અવગુણ ન ધરે સંત. સત૦
તત્વદર્શીરે આગે બહુ થયારે, તેણે કાંઇ નવ ધર્યો કોઇનો દ્વેષ;
મન કર્મ વચનેરે કેને નવ દુભવેરે, તે નર જીવન પામ્યા મોક્ષ. સત૦
ગોદો ને અણુદીઠારે, કરે કોઇ અનુભવીરે, સાંભળીને સમાવ કરે કોઇ સાધ;
ત્રખત ત્રિવેણીરે જઇ આસન કરેરે, અનહદ સાંભળે અખંડિત નાદ. સત૦
હંસરૂપે થયારે હંસને નિહાળતાંરે, પુરણ થયો ભક્તિનો પ્રકાશ;
સંશય સરવે ભાગ્યોરે, સાધુની સંગતેરે, બાણુ ચરણે કહે છે રવિદાસ. સત૦

---

# માધવદાસ.

---

## શ્રી કૃષ્ણ સ્વરૂપ.

રાગ દેશી.

શ્રી નંદ ગ્વાલકુલ ઘેર પ્રગટીયા, શ્રી ગોકુલનારે નાથ;
એવા પ્રભુને ન ઓળખ્યા, વળતા ઘસયા બે હાથ.
પ્રાણી તે પ્રાક્રમ શું કરે, પામ્યો ઉત્તમ દેહ
જુગમાં જીવણ શ્રીનાથજી, નયણે નરખ્યા તેહ.
પ્રાતઃકાલે ન ઉઠીયો, ન ગાયા ગુણ ગોવિંદ;
મંગલ આરતી ઉતારતાં, ન જોયો શ્રી મુખચંદ.
શ્રી મુખ શોભા શી કહું, મારે મુખ રસના છે એક;
દેખી મનમથ લાજ્યો, પાતાલે પેઠો છે શેષ.
કાને કુંડળ શોભતાં, શીર પટકુળની પાઘ;
તાપર ચંદ્રિકા મોરની, વેણી વાસુકી નાગ.
તાકે શોહીએ નક વેસરી, લીલવટ તિલક વિશાળ;
તાપર શોહીએ અલકાવલી, લટકણ લટકે છે લાલ.
અધરની ઉપમા હું શી કહું, ચાણુક ઝલકે બે કાન;

બાંયે બાજુબંધ બેરખા, ઝુમતાં લટકે છે ચાર;
હરીના કરમાં હેમનાં કંકણ, પોહોંચી જડાવ સાર.
કોમલ કર પડી જાગશે, તાપર જડીતના ચોક;
તાપર અનોપમ મુદ્રિકા, વિમોહા ત્રૈલોક.
શ્રીમુખ શોભા હું શું કહું, હરી નખ હીરાની હાર;
રવિ શશિ કોટીક વારણે, છબિપર જાઉં બલિહાર.
વામ ભુજા શું રે વીહસો, લટકે ધરીયો ગીરીરાજ;
ઈંદ્રતણાં માણુજ ચોદીયાં, સરીયાં ગોરીનાં કાજ.
કેડે સોહીએ કંદોરડો, ઉપર ઘુઘરી પ્રકાશ;
કંચન વેણીએ રત્ન છે, ઈંદુ પ્રકટયો આકાશ.
જુગલ ચરણ વર જે હરીના, મોજડીયે મોતીની હાર;
રમઝમ વાગે ઘુઘરી, અણુવટ વીંછુવા સાર.
એવા પ્રભુને ન ઓળખ્યા, ન કર્યું હરીસું હેત;
ભૂંડા શું સમજીનેરે અવતર્યાં, કરાવ્યો માતાને ખેદ.
વ્રજની રજમાં લોટયા નહીં, ન કર્યાં જમુનાં જલપાન;
મોહન વગાડેરે મોરલી, સનમુખ ધરીયા નહી કાન.
કાલંદીને કાંઠડેરે, સુંદર યમુનાનું તીર;
ગિરધર ગૌવા ચરાવતાં, સાથે જોયા હળધર વીર.
સંકેત વનની શોભા શી કહું, તહાં પ્રભુ ખેલે રાસ;
એ સુખ આપો અલબેલડા, બલીજાઉં માધવદાસ.

---

# પુરૂષોત્તમ.

## જ્ઞાનનાં પદો.

પદ ૧ લુ-રાગ કાફી.

વેદપુરાણ પુકારેરે; હરિ નિજ નામનું માહાતમ,
બ્રહ્મભાવ સનકાદિક નારદ, ધ્યાન ધરે ને વિચારેરે. હરિનિજ૦
શેષ શુકજી વ્યાસ અમરીક,ઋષી અઠયાસી ઉચ્ચારેરે;
દેવ દાનવ નાગ માનવી, શ્વાસ ઉશ્વાસ સંભારેરે. હરિનિજ૦

અજામિલ તો મહા અપરાધી ન રહ્યા ધર્મ વેહેવારેરે,
ગનકાગમની સુરાપાની, એવા અધમ ઉદ્ધારેરે હરિનિજ૦
માનવો બીન માનકી ગનીમ, ગ્રહ્યો ગજ ઉગારેરે,
પુરૂષોતમ પ્રભુ નામ ભજનકર, નિશ્ચે નર્ક નિવારેરે હરિનિજ૦

## પદ ૨ જુ–ગરબી.

સુરતી જઇને ચડિ આકાશ કે, હેઠી હવે નહીં ભમેરે લોલ,
રમના બ્રહ્મ મડલમા રામ કે, બીજુ કંઇ નહીં ગમેરે લોલ
ત્રિગુણ આદિ લઈ સર્વ દેવ કે, સુખડા કોણુ ગણેરે લોલ
ધન્ય ધન્ય પુરૂષોતમનુ ધામ કે, વર્ણવ નવ બનેરે લોલ
જો એને ચટલ અખડ ધુનિકાર કે, વાજા વાગે ઘણારે લોલ,
ગાતા ત્યા વેપારસના ગે ગીત કે, સૌ તેર તેવડારે લોલ
આમા ત્યા સોળ પ્રકારના જુથ કે, દીસે એક એકમારે લોલ,
પુરૂષોત્તમ પૂરણુ ભક્તિ પ્રતાપ કે, જાન તે વિવેકમારે લોલ

## પદ ૩ જુ–રાગ ધીરાનાં પદનો.

એટલા માટે મેંરે લોક ઉપવાદ સહી,
અમતુલ્ય હરી જાણેરે, બીજું સુને ગોસ્યુ નહીં ટેક
સસાર ચનણુ મારી આખેથી ઉજ્યો, તે હેરીને ફુ પાછો હઠયો,
ઠેર ઠેર વેણુ જત્ર વાજે, ચ્યાર દિવસનો લગે ઝરો
વૃથાનું વલોણુરે, તેમા નહીં માખણુ મહી એ૦
એટલે માણુસ દીઠે અગળાતા, ખાનપાન અવસર ખોઇ,
સોના રૂપા સાથે રઠ છે ઝાઝી પેખી લીને ચીતડુ પરોઇ,
પણુ નવ જાણેરે, માથે ફરે મરણુ સહી એ૦
હરી તમો મારે હઇડે વસી કરો, ન્યાય અન્યાયનો તપાસ,
મોહ મદ છદિ પ્રપચમા પડીને, નાશ થઇને નિરાશ,
જાહાને શુ જાચોરે, જનમની સુધી ગઇ એ૦
હરિ મારો આદિ અનાદિનો પૂછ, હરી મારો પ્રાણુ આધાર,
હરીગુણુ ગાન અતરથી આવે, અમૃતના ઓડકાર,
પુરૂષોત્તમ ભક્ત હરી અર્પેરે, જ્યારે રહ્યા ગ્રહી એ૦

## પદ ૪ થું-આરતી.

આત્મારામની આરતી, કરૂ જ્ઞાનનો દીપરે;
પ્રકાશ થયોરે ત્રણ લોકમાં, નવખંડ સપ્ત દીપરે. આત્મા૦
નાભીકમળનું કોડીઉંરે, પુર્યું પ્રેમનું ધૃતરે;
પંચપ્રાણની બત્તી કરૂં, કપુર કલ્પના સમસ્તરે. આત્મા૦
ઝળહળ જ્યોત જગી રહી, ગયું અજ્ઞાન અંધારરે,
સ્થુળ સુક્ષ્મ કારણ સમાઇ ગયા, મહાકારણ કિરતારરે. આત્મા૦
આરતિ કરીને લઉં ઓવારણાં, નિરખુ નયનમાં નયનરે;
સચરાચર દ્રષ્ટે પડ્યો, નહીં બોલવાને વેણરે. આત્મા૦
નીરંતર અંતર નહીં, નીરંતર નિરાકારરે;
પુરૂષોત્તમ પુરી રહ્યા, આત્મારામ આધારરે. આત્મા૦



# રઘુરામ.

## નરસીં મેતાની હુંડી

— ૦ —

### પદ ૧ લુ—રાગ લાવણી.

નરસીં મેહેતો ભક્ત બ્રાહ્મણ, જુનાગઢના રહેવાસી,
હુંડી કરાવવા આવ્યા ગામમા, ચાર જણા તિરથવાસી ટેક.
આવી ગામમા પુછવા લાગા, મોટા મોટા શેઠ સાહુકારી,
સાતસો એક રૂપિયાની હુંડી, દ્વારકાની મુને આલો કરી
સર્વે લોક મળી મનસુબો કરીને, ગોકલ્યા મહેતા નરસૈ કને,
જાઓ તમારી હુંડી શીકારશે લાગ્યા મશકરી કરવાને નરસીં૦
મેહેતાને ઘેર આવ્યા ચારી, બેસાડયા એને આસન આલી,
મેહેતાજી વાત પુછે છે પેલી, ક્યાથી આવ્યા ક્યા જાશો વળી
અમે તે નિસર્યા તિરથ કરવા, દ્વારકા જાવુ કાશી,
આહી હુંડી કરાવવા આવ્યા ગામમા, ચાર જણા તિરથવાસી નરસીં૦
પેના પરદેશી પુછવા લાગા મેહેતાજી મારી સાભળો,
અમે તમારે ઘેર રૂપિયા ભરીએ, તેની હુંડી અમને કરી આલો
સાતસો એક સુરતિ શિક્કાના લઇ થેલી લઇ ઘરમા મેલો,
કાગળનો કટકો દઉંછુ તેમા, હુંડી મુને લખી આપો નરસીં૦
મેહેતાજી તો પત્ર લખે છે, શામળશાનું મનું ભરે છે,
ચન્દ્ર સુરજની સાખ ભરે છે, આપશો તો મારી લજ્જ રહે છે
હાથ જોડીને અરજ કરૂ છુ, હુંડી શિકારજો અવિનાશી,
હુંડી કરાવવાને આવ્યા ગામમા, ચાર જણા તિરથવાસી નરસીં૦
પેના પરદેશીને પથ વેરાવ્યા મેહેતાજી સૌને પુછે,
આ ધન આપણે શુ કરવુ છે, ખવરાવો સાધુ સતને
ઘી ગોળ જ્યારે લોટ મગાવ્યા, લાગ્યા રસોયું કરવાને,
બાવનગણા એણે ભોજન કીધા, થાળ ધરાવ્યા ઠાકરને નરસીં

સર્વે સંત મળી બેઠા એકઠા, સૌનાં દીધાં પિરમી એઠાં;
નાહી ધોઇ મંદિરમાં બેઠા, મેહેતા હતા તે વાંસે બેઠા.
હાથ જોડીને અરજ કરે આમ, હુંડી શિકારજો અવિનાશી;
હુંડી કરાવવા આવ્યા ગામમાં, ચાર જણા તિરથવાસી. નરસીં૦
પેલા પરદેશી પંથે ચાલ્યા, આવી ઉતર્યા દ્વારકાં;
આવી ગામમાં પુછવા લાગ્યા, શામલશાની દુકાન ક્યાં.
આરે ગામમાં નથી શામલશા, ઘેલા થયા કે અક્કલ ગઇ;
તેમ તેમ ફાળ પડે પેટમાંહી કે, રૂપિઆ મલશે કેમ કરી. નરસીં૦
આરે નગરમા ખોળખોળા, શામલશા તો નથી નગરમાં;
ઠગ મળ્યા આપણને જુનાગઢમા, જુઠી ચીઠી લખીઆલી હાથમાં.
કર્મે કપાળે હાથ ધરીને, ઉદાસી થયા પેલા પરદેશી;
હુંડી કરાવવા આવ્યા ગામમાં, ચાર જણા તિરથવાસી. નરસીં૦
નરસીં મેહેતાનુ વચન રાખવા, શામળશા રૂપિઆ લાવ્યા,
સામા સામા બેહુ થયા એકઠા, કહો પરદેશી ક્યાંથી આવ્યા.
અમે તે નિસર્યા તિરથ કરવા, જુનાગઢ રૂપિઆ ભરી આવ્યા;
જુઠી ચીઠી લખી આલી હાથમાં, તે શામલશાને બતલાવ્યા. નરસીં૦
અમે મેતા નરસીંગે મેહેનાના, તમારા રૂપિઆ ખરી મેહેનતના;
રાખી મેલ્યા કોરા ખડખડતા, તમે સૌ રખે અકળાતા.
સાતસો એક રૂપિઆ ગણી આલ્યા, ખુશી થયા પેલા પરદેશી;
હુંડી કરાવવા આવ્યા ગામમાં, ચાર જણા તિરથવાસી. નરસીં૦
શામલશા જેગોપાલ ભણે છે, તમારા રૂપિઆ સાચવજો;
લખી પડી પુરા કરી આલ્યા, જઇ મેહેતા નરસીને કેજો.
રખે પેટમા અકળાતા કાંઇ, કામકાજ હોયે તે કહેવરાવજો;
સતગુરૂ મારા એમ કરી બોલ્યા, સાચા ધણીનો તમે સંગ કરજો. નરસીં૦
ભક્ત આધિન છે ભગવાન, જેવા મળ્યા નરસીં મહેતા;
એ ભક્તિને સાચી કરી, નરસીંએ સમર્યા સત્ય હરી.
રઘુરામચે એમ કરી બોલ્યા, જે નર રહેશે કાયા કશી;
હુંડી કરાવવા આવ્યા ગામમાં, ચાર જણા તિરથવાસી. નરસીં૦

# કૃષ્ણ લીલા.

## પદ ૨ જું.

મોરે ઘેર આવોની લાલ વરણાગીયારે,
હરી અમને તે વાહાલા લાગીયા  મારે૦
વાહાલો મારો, માખણીયાનો ચોર છેરે,
મારા કાળજાની કોર છે.  મારે૦
ઘરેઘેર હારે હુ તો વાટડી જોઇનેરે,
તારા મુખડા ઉપર મોહીનેરે  મારે૦
હરી તારા મીઠા તે મીઠા વેણુ છેરે,
હારે તાહારી આખનડીમા પ્રેમ છેરે  મારે૦
રઘુરામ તે બોલ્યા રગમારે,
હરે અમો છીયે સાધુના સગમારે  મારે૦

## પદ ૩ જુ

મારગ મૂકને મીઠડા માહાનછરે,
અમો કોહોના આગળ મ્હીએ રાનનીરે
દાણી થઇને તે મારગમા રહ્યાછો,
એના થકી ધુતારા કેમ થયાછો
હુ શુ જાણુ ગોવાળીયા કોણ છોરે,
મારે મન તે આટામા લુણ છો રે.
તારુણી તુ બડબડ ના બોલ બરીરે,
ઘરી ઘુઘટડો તારો બોલ જરીરે
હેના મહીની મટુકી મારી ફુટશેરે,
આપણી નવી પ્રીત તે ટૂટશેરે
તારે કહેવુ હોય તે કેહેનીરે,
તારા નદ બાગી બીહીની નથીરે
રાગા રગમા ને રગમા રીમાનીયારે,
રઘુરામ સાધને દીન બાવીયારે

—

# ભોવન ભક્ત.

## કૃષ્ણલીલા.

### પદ ૧ લું-રાગ વસંત ધુમાર.

કેમ ભરીએરે કેમ ભરીએ, જળ જુમનાકો નીર;
નંદકુંવર કેડે પડયો, કેમ ભરીએ. ટેક૦
વહાલો તાકી મારે પીચકારીઓ, આવી વાગે;
આવી વાગેરે આવી વાગે, તનડામાં તીર. નંદકુંવર
વહાલે અબીલ ગુલાલે ઘેલાં કર્યાં, વણુસાડયાં;
વણુસાડયાંરે, વણુસાડયાં, ચોળી ને ચીર. નંદકુંવર
વહાલા હળવા દીવસ હોળી તણા, હળવા એ;
હળવા એરે, હળવા એ, હળધરજીકો વીર. નંદકુંવર
વહાલો જંત્ર વગાડે એના મંત્રમાં, કોઇ ન જાણે;
કોઇ ન જાણેરે, કોઇ ન જાણે, એના ગુણ ગંભીર. નંદકુંવર
વહાલા ભક્ત ભોવન પ્રભુ તમ વીના, કોને ભાવે;
કોને ભાવેરે, કોને ભાવે, જુમનાજીકો નીર. નંદકુંવર

નખરૂં બીજી કોઇ નહીં ખમ, અધિકાર;
અધિકારરે, અધિકાર, અધિકારે ઉમ. અતિ ઘણું
ને હોળી રમવાની હુંશ છે, વેગળા રહે;
વેગળા રહેરે, વેગળારહે, ન આવીશ મારી પાસ. અતિ ઘણું
નાખી મૂક્યો તો ક્યાં થકી, મારા કરમે;
મારા કર્મેરે, મારા કર્મે, આવા વ્રજમાં વાસ. અતિ ઘણું
આવી વાજણુ ના થઇએ વીઠલા, કહ્યું માનો;
કહ્યું માનોરે, કહ્યું માનો, અબળાની વાત. અતિ ઘણું
ભક્ત ભોવન પ્રભુ શામળા, વાત વદે;
વાત વદેરે, વાત વદે, વદે વિક્ષાત. અતિ ઘણું

પદ ૩ જું.

વેગળા રહેને વીઠલ વારૂ. અંગે તો વલુનારૂરે. ટેક.
ચીર પલાળ્યાં ને ચોળી તણાશે, મહિડું ઢોળાશે મારૂંરે;
પાસે આવી પીચકારી મારે છે, અલ્યા તોલ ઘરે છે તારૂંરે. વેગળે
અબીલ ગુલાલ મારી આંખમાં નાંખે, મારે લોકડીઆંનું લાઙૂંરે;
ભક્ત ભોવન પ્રભુ હોળી રમે છે, એમાં કોણ જીત્યું ને કોણ હાર્યું. વેગળે

# લક્ષ્મીદાસ.

—— ૦. ——

## ઉપદેશ.

### રાગ પ્રભાત.

પ્રાણી રામ ભણ રામ ભણ રામભણરે, રામ ભણ શ્રી મોરારી,
જેમ જળ બુંદ છે, તેમ તન તાહરૂં, જન્મ ફોકટ જાહશ હારી રામ૦
પ્રાણી કુડ કપટ કરે, ઉદરભર એમ ભરે, પારકા ધન હરે, નહીં વિચારી,
પરનાર પેખશે, આનંદ પામશે, તે પ્રાણી, તાહરે કષ્ટ ભારી રામ૦
પ્રાણી ફુલીગો ધન ગૃહ, સુત દેખી બાંધવ, હરખીયો વદન નીહાળી,
વિવિધ પેર પડગો, અંધ થઇ ભોગને, અંતે દેહ પણ, નહીં હોય તારી રામ૦
કાળના કિંકર જમ, ડંડ શીર વાગશે, જાણુરો કર્મ કીધા અપારી,
પેર પેર પ્રભવતા, દીણા જ્યા યથો, ગણી નહીં શકે, કોઈ પૂન હારી રામ૦
કૃષ્ણ કૃપાળ, દયાળ ગુણસાગર, તારણ સ્વામી વિશ્વ કેરો,
દાસ લક્ષ્મીદાસ, કરજોડી કહે, તાહારા દાસનો સંસાર ટાળ ફેરો રામ૦

---

# મીરાંબાઈ.

## પ્રકીર્ણ પદો.

—— ૦ ——

### પદ ૧ લું–રાગ રામકલી.

એ વિનતી ચીત્ત ધરીયે શ્રી જમુનાજી, એ વિનતી ચીત્ત ધરીએ,
ગીરધરલાલ મુખારબિંદ રતી, જન્મ જન્મ મોહે કરીએ. શ્રી૦
એ અપાર વિષમ સાગર અતી, જન બિમૂખતે સંગ ટરીએ,
કામ ક્રોધ અજ્ઞાન ને તિમીર, ઉર અંતર તે હરીએ શ્રી૦
તીહારે નિકટ બસે નીજ જન, ગણનકો કીપા કરીએ,
મીરા કેહ પ્રભુ એ બર માગત, તીહારો ચરણ અનુસરીએ. શ્રી૦

## પદ ૨ જુ–રાગ ભૈરવ.

છાનો માનો આવે મ્હાલ, પાછલીજ રાતેરે,
વેણુ માંહે ભૈરવ ગાયો, આવીને પ્રભાતેરે
સમ ખાઇને સૂતી હતી, નહીં બોલું હરી સાથેરે,
દ્વાર ઉઘાડી પાવે લાગુ, મોરલી કેરા નાદેરે
એવું સુખ મેં કદી નવ દીઠું નંદજીને રાજેરે
દાસ મીરાંનોસ્વામી મળીઓ, આહીરડાની જાતેરે

## પદ ૩ જુ.

હારે મેરી સલામ કહીએ બીંદ્રાવન, ઠેલઠમીના ઠાકોરકુ,
સબ ગોકુલમેં ગોવાનન મકા, ગધા મીશરી સાકેરકુ હા૦
જીવતે રહીઓ ને ચોખાં કરીઓ, નીભાર કરીયો આખરકુ,
તુમપ્યારેકી મોહોબત સુનકર, ઇશક લગો મેરે ચાકરકુ હા૦
ખુબ બનાયારે મ ખુબ બનેહે, કયા કરૂં ગુણ સાગરકુ,
મીરા કહે પ્રભુ ગીરધરનાગર, નીહાળ લીગો મુજ નાગરકુ. હા૦

## પદ ૪ થુ.

કરના ફકીરી, ક્યા દીલગીરી, સદા મગનમે રહેનારે,
કોઇ દીન વાડી ને કોઇ દીન બગના, કોઇ દીન જગન રેહેનારે કર
કોઇ દીન હાથી કોઇ દીન ઘોડા, કોઇ દીન પાઉમ ચનનારે,
કોઇ દીન ગાદી કોઇ દીન તકીયા, કોઇ દીન ભોંયરા પડનારે. કર૦
કોઇ દીન ખાના ને કોઇ દીન પીના, કોઇ દીન ભૂખે સોનારે,
કોઇ દીન પેહેરના કોઇદીન ઓઢના, કોઇ દીન ચીથરાન ઓઢનારે. કર૦
કોઇ દીન મોજા ને કોઇ દીન જોડા, કોઇ દીન ફરમ ફરનારે,
મીરા કહે પ્રભુ ગીરધર નાગર, એમાં કુમત કરણારે. કર૦

## પદ ૫ મુ–રાગ પ્રભાત.

આજ મારા નેણા તૃપ્ત થયા જોયા નાથને નીરખી,
સુંદર બદન નીહાળીને, મારા હૈડામાં હરખી આજ મારા૦
જેવુ મારે મન હતું, તેહેવું નાથજી કીધુ,
તે પ્રભુ પ્રેમે પધારીયા આલીંગન દીધુ આજ મારા૦

મારો વાહાલોજી વીહરીયા, નવાને કેમ દીજે;
હરીને આળગા નવ મેલીએ, અંતરગત લીજે. આજ મારા૦
શિવરે વીરચી મહામુની, તેને ધ્યાને ન આવે;
પરમ ભાગ્ય વીજ નારનું, વાહાલો લાડ લડાવે. આજ મારા૦
ધન્યધન્યરે જમુના તટે, ધન્ય વીજનો રેહેવાશ;
ધન્ય ધન્યરે આ ભૂમીને, વાહાલો રમીયા રાસ. આજ મારા૦
અમર લોક અમીહાથી, જોવાનેરે આવે;
પુષ્પ વૃષ્ટિ ત્યાં થતી, મીરાં પ્રેમે વધાવે. આજ મારા૦

---

# રામકૃષ્ણ.

—:૦:—

## કૃષ્ણલીલાનાં પદો.

### પદ ૧ લું-રાગ રામગ્રી.

જોગનીયાને જોરેરે, કાંહાંન જોતો નથીરે, હીંડે હડમેલીના કાહાન;
નાર ત્યાં સહુરે, અમે ટોળે મળીરે, તારૂં ઉતારશું અભીમાન, જોગ૦
ગોરા ગોરા ગાલરે, અની ગવોળા થયારે; ગાહારૂ માખણુ લાગ્યું અંગ;
ગીરીધર તોલોરે, ટચેની આંગળીરે; તેમાં તારૂં બળ દેખાય અત્યંત. જોગ૦
નારને પીઆરીરે, નથી સોધી પડીરે, માંહ્યડું દેવા સાધુરે થાય;
રામ કૃષ્ણ પ્રભુરે, રસરૂપી સુંદરે, વાલાનો મારે સ્નેહ વીના ન રહેવાય. જોગ૦

### પદ ૨ જું-રાગ રામગ્રી.

ત્રટ જમુનાનુંરે, અતિ રળીઆમણુંરે; જેને ત્રટે બેઠે ગોપી ને ગોવાળ;
છવણુ અમારોરે, વચ્ચમાં વિઠ્ઠલોરે; વાહાલે મોરે વગાડી વેણુ રસાલ. ત્ર૦
વાહાલા તમે તરૂવરરે, અમો દ્રુમની લતારે; હરી મારા હૈડા કેરો હાર;
લેહેરી તો રગ ખેલેરે, ચાલે ચાલ મલકડીરે; ઉપર ભમર કરે ગુંજાર. ત્ર૦
વળી મશમશતારે, મોહન મોગરોરે; અમો મેહણીઆની વેલ;
ગુણવંત માથેરે, માહારે ગોહડીરે, હરી રહીઆળા ને રગની રેલ. ત્ર૦

ગોદશે ચમકેરે, વનિતા વીજળીરે, વળી મેઘ ગાજે છે ઘન ઘોર;
મહા દળ છાયુંરે, કોઇને કાંન નવ ગણેરે, સુણ સખી એમાં શામળીઆનો શોર. ત્ર૦
મુખડું જોઇ જોઇરે, બીજાંજન માહાલતાંરે, હરખે હીંડતાં મોહોડા મોડ;
રામકૃષ્ણનેરે, પ્રભુને સેવતારે, પંથી હરીએ પુર્યા અમારા કોડ.

## પદ ૩ જું-રાગ રામગ્રી.

કેમ ફેરી ન્તઉરે, મહીડું વેચવારે, વાહાલો મારો માગે મહીનું દાણ;
મુકોને મોહનજીરે, મારી બાંહડીરે, તમને છે કંસ રાજાની આણ.
અમો તો આહીરડાંરે, છૈએ લજ્યાળવાંરે, બોલ નવ સાંખું એક લગાર;
ચાલો જઇ કહીએરે, માત જશોદાજીનેરે, જુવો જુવો હરીએ તોડયો આ હાર.
રોકીને રહ્યો છે રે, વાટ ઘણા ઘાટનીરે, મોહનજી આપીને માગું છું માન;
રામકૃષ્ણ પ્રભુરે, જાવા નહીં કેમ ઘોરે, ભકતવત્સળ શ્રી ભગવાન.

## પદ ૪ થું-રાગ રામગ્રી.

આંખલડીનો ચાળોરે, ચત્રુભૂજ લેઇ ગયોરે, હવે કેમ છુટુંરે મોરી માય;
મસ્તક સોહેરે, મુગટ મોર પીંછનોરે, કુંડળ પેહેર્યાં મીનાકાર. અ
બા જોની ઉભીરે, મંદીર આપણેરે, આણી આણી વાટે જાતા હતા કાંહાંન;
નેણનો મેળાવોરે, અમને સાં થનોરે, વાહાલે મુને કીધી નેણે નીશાન. અ
વેણુરે વગાડીરે, વનમાં તેડીયાંરે, હાંરે અમે મેલ્યાં ઘરનાં કાંમ;
વૉલાજીને માટેરે, આંખ વીચામણીરે, હાંરે હરી થયા સાં અંતર્ધાન. અ
હું ને સાહેલી એ જોવા નીસરીરે, જોયા જોયાં વૃંદાવન મોઝાર;
રામકૃષ્ણનો સ્વામીરે, અમને તીહાં મળ્યોરે, ધન્ય ધન્ય આહીરનો અવતાર. અ

તુને દરીએ વાહાલો એમ, વજ્ર ને વાગોરે,
આ લાખ ટકાના દિન, લેખે નહિ લાગ્યોરે.
એમ વહી આવ્યો સંસાર, ચાવીશની જડ લાગીરે,
તોય સાધન કરવા ગૃહ, મની નહીં જાગીરે.
પચ્ચાસે પળીયુ તન, સાઠે બુદ્ધી નાઠીરે;
સીત્તેરે સુણે નહી કાન, કર ગ્રહી લાઠીરે.
પછી ગળે નેણુને નાશીકા, દેહ બહુ ધ્રુજેરે,
પ્રાણી રાત દીવસ તનેનીંદા, હરીકથાથી સુજેરે.
તારા પ્રાક્રમ મોટા કામ, આપ વખાણેરે,
ગળી ગયું બહુ તારૂં તન, તોય તૃષ્ણા આણેરે.
હવે હાથ ધર્મ શુ થાય, અવસર ચુકયોરે,
તેં શાને ન બાંધી પાળ, આશા મુકોરે.
આશા કુટુંબ પરિવાર, નહીં કોઇ તારૂંરે;
કોઇ આજ ને કોઇ કાલ, વહી જશે સારૂંરે.
પ્રાણી જ્યાંજ્યાં કરશો પ્રીત, સદા સરા બળતુરે,
નદી નાવ તણો સંજોગ, કદી નાવી મળતુરે,
એ દળ વાદળ એમ, જેમ ચુવે હાથીરે,
જ્યારે જમી ગયો એક દમ, ત્યારે કોણ સાથીરે
તમે પરનારી પરધન, થકી ઓસરજોરે;
પેટવરા મહા પુન્ય, કાંઇક કરજોરે.
પરજનને દેતા દુખ, હમેશાં બીહીજોરે,
જુઠા શબ્દ ન બોલશો એક, સત્ય બહુ કોરજોરે.
આ ચિત્ર વિચિત્ર સંસાર, સારો લાગેરે,
પણ ઝાંઝવા કેરૂં નીર, તૃષા નવ ભાગેરે.
પ્રાણી બોલો જય જય રામ, જપો જપ માળીરે,
છુટતા ઝાવનો બાહ્ય, શ્રી વનમાળીરે.
પ્રાણી પાડે બુમ અનેક, બંધન કાપોરે,
શ્રી રામકૃષ્ણ સ્વરૂપ, મુકતી આપોરે

# મુકુંદ.

## રાધાવિનોદ.

### ગરબો.

સખિ મધુ પુર ગઇ તી આજરે, મોહન મળીયારે,
મારા સીધ્યા તે સઘળા કાજરે, હો શ્યામળીયારે

વાહાલો ઉભા તે યમુનાને તીરરે, મો૦, સંગે ગોઝે છે હળધર વીરરે, હો૦.
મારે માથે તે મહીનો માટરે, મો૦ દાણ માગે છે દાણવ ઘાટરે, હો૦
અમે હતી સાહેલી સાથરે, મો૦, અન્યો અન્ય કહે શ્રી નાથરે, હો૦.
ગોપી છોડોને મહિના દાણરે, મો૦, તમે દીસો છો સબળ સજાણરે, હો૦.
દાણ નહીં આપુ દીનાનાથરે, મો૦, મારો જાય છે સહિયરનો સાથરે, હો૦.
ત્યારે હસી બોલ્યા મહારાજરે, મો૦, સખિ વણસે તમારા કાજરે, હો૦.
મહી મટુકી ફોડીશ આજરે, મો૦, ત્યારે જાશે તમારી લાજરે, હો૦.
એવું સુણી બોલી વ્રજ નારરે, મો૦, તમે નાના હતા નંદ કુમારરે, હો૦.
પેહેલી પેહેરતા ધાબળી ધુશરે, મો૦, નોતી મોઢે તમારે મૂછરે, હો૦.
હવે બોલતા શીખ્યા બળદેવરે, મો૦, મુકો વાટ રોક્યાની ટેવરે, હો૦.
કહે કૃષ્ણજી ફોડીશ હેલરે, મો૦, ત્યારે થાશે તે રંગની રેલરે, હો૦.
આજ આવી છો વ્રજ કેરી નારરે, મો૦, તું તો નાશી જાતી ઘણીવારરે, હો૦.
કર જોડીને કહે વ્રજ નારરે મો૦, ધન્ય ધન્ય હે જગત ઉદ્ધારરે, હો૦.
તમે ગાયો તણા ગોવાળરે, મો૦, દૈત્ય દાનવ કંસ કેરા કાળરે, હો૦.
અમે સુંદર નગરની નારરે, મો૦, તમે પીતાંબર પેહેરનારરે, હો૦.
દાણ લીધોને દીનાનાથરે, મો૦, આજ ઉર વસો અવિનાશરે, હો૦.
પ્રભુ વનમાં તે ખેલો સાથરે, મો૦, હસી તાળી લીધે નગનાથરે, હો૦.
વ્રજનારીની પૂર્ણ આશરે, મો૦, કહે મુકુંદ તમારો દાસરે, હો૦.

# નરભેરામ.

## ઓડાણાની મૂછનાં પદ.

—:o:—

### પદ ૧ લું–રાગ કાફી.

જીવિત ધન્ય તમારૂંરે, ઓડાણા કાંઇ બાકી નથી;
કર્યું તમે અજવાળુ રે, વાળ્યા ઘેર લક્ષ્મીપતિ. ટેક.
મહાપ્રયત્ન જ્યારે મનુષ્ય કરે ત્યારે, તારે પોતાની જાત,
ધન્ય જીવિત ધન્ય જનની તારી, તારી સકળ ગુજરાત;
મુજ ઉચ્છાહે રે, કરાયાં કમે એક રતિ. જીવિત૦
તીરથ અડસટ ચરણુ છે, અને નેત્રથી શ્રેષ્ઠ આમી,
તે આગી જુઓ જન ઉચ્છાહે, હવે પછી રહી શાની કમી;
જે જીવ જાણે રે, તેને છે એને નાગે ગતિ. જીવિત૦
ઇકોતેર કોટિ કુળ તમારાં. તાર્યાં પવિત્ર કર્યો સર્વે દેશ,
મૂછ ઉગી તે એક ઓડાણા તુજને, બાકી સર્વને કાળા કેશ;
વખાણી શકુ નહિ રે, કોણુ ગજું અલ્પમતિ. જીવિત૦
કહે નરભો છોટાલાલ પ્રતાપે, ખાધી શું ક્ષુતળ તુજ માત,
મર્દ ઓડાણા એક તુંજ છે; લાગ્યો ચૌદ લોકનો નાથ;,
વેગળે જવાત નહિ રે, મુજ અપરાધીવતી. જીવિત૦

### પદ ૨ જું.

મેં તો બાળી વિશ્વમાંરે, ઓડાણા મૂછ તારે મુખે;
બાકી વિશ્વ સર્વ નીચુ રે, વધારે વાળ વેચું મુખે. ટેક.
મૂછ વધારે છે મુખની ઉપર, નહિ સ્મરણુ નહિ ધ્યાન,
વીશ ને બાર તે વિષયમાં કાઢે, પણુ લેશ ધરે નહિ ધ્યાન;
તેનું જીવિત તો રે, જાણુજો ઉચ્ચે દુઃખે. મેં તો૦
ધન્ય ધન્ય ઓડાણા એક તુજને, જે વશ કર્યા જદુરાઇ,
સ્વર્ગ મૃત્યુ પાતાળ ત્રિલોકે, તેં જીતની. જોડી બનાઇ;
શિવ શેષ સરખારે, જેનું તો નવ ધ્યાન ચૂકે. મેં તો૦

કેહ નરભો છોટાલાલ પ્રતાપે, રટ કૃષ્ણ તેને તો મૂછ,
નહિ સ્મરણ તીર્થ નહિ કીધુ, તેને શ્વાન પશુના પુચ્છ,
ઉગે છે એનારે, પાષાણ પડયો જનની કૂખે મેં તો૦

પદ ૩ જુ.

કેશવ મને કોહને રે, પૂછવાને મન મારૂ,
શા સુકૃતથી રે, નીરખે મુખ તમારૂં. ટેક.
અજ ઇશ ને સુરપતિ સરખા, સ્વપ્ને સ્પર્શ ન થાય,
તે મુખ નીરખે પશુ પખી ને પ્રાણી, વત્સ કરે વળી ગાય,
ધન્ય ધન્ય સહુનેરે, ભાગ્ય ઓડાણા બહુ સારૂ કેશવ૦
ચરણામૃત પ્રસાદીને માટે, બ્રહ્મા મીન થયાતા જોય,
એવુ અમૂલ્ય દુર્લભ દેવતાને, જે સેહજે નિરખે સર્વ કોય,
માટે મનુષ્ય દેહરે, ફરી ફરી વિચારૂ કેશવ૦
એહ સુખ આપ્યુ છે ઓડાણે, સર્વ માટે વાવી સુખવેલ,
કેહ નરભો ગુરૂચરણ પ્રતાપે, નીરખી રગની રેલ,
છબીલા તારે છોગે રે, તન મન ધન વારૂ કેશવ૦

પદ ૪ થુ.

ઓડાણા મુખ તારે રે, ઉગી મૂછ મેં ભાળી,
ગુજરાત સર્વને રે, કરાવી કોટિ દીવાળી ટેક
મચ્છ કચ્છ વરાહ રૂપ ધર્યું તું, તે છે એ જદુવીર,
વિશ્વંભર મથ્યો સાગર કથ્યો, થાપી ધરા કરીને સ્થિર,
છે બ્રહ્માદિકના રે, લાવ્યા વેદ વાળી ઓડાણા૦
નૃસિંહ વામન પરશુરામજી, જેણે કર ફરશી ગ્રહી,
તે જ્યોત ડાકોર મદિરે દીઠી, કયમ કરીને શકું કહી,
શુ ગાઉં એમ જીભે રે, રહુ રૂપને ન્યાળી ઓડાણા૦
દશરથનદન તન વસુદેવના, જનકસુતાના પતિ,
વૃષભાનકુમારી વિહારી, વખાણુ શી મારી મતિ,
પુત્ર કૌશલ્યાના રે, યશોદાના વનમાળી ઓડાણા૦
બુધ કલ્કિ દશ ચૌદની આકૃે, તેના મર્મ ન જાણે કોય,
રણછોડજીના ભૂષણ અધિદૈવત, ભૂતળે ઉતારે સોય,
છોટાલાલ પ્રતાપે રે, નરભે પ્રીતે ચરણ ઝાલી. ઓડાણા૦

### પદ ૫ મું.

ધન્ય ધન્ય ગોડાણા રે, ઉગી સુખ મૂર તને,
દેવ બ્રહ્માની આદ્યે રે, સમર્થ શેથી ભાખ્યો મને. ટેક
ભૂતળમા જ્યારે ભાર થયો હતો, મળ દાનવની વાત,
ગાયને રૂપે ધરણી ધાઇને આગે, જઇ હરીને કરી ફરિયાદ,
દૈત્ય દુખ દેછે રે, ઘણું ઘણું રજની દિને. ધન્ય૦
શંકર વિરંચિન દેવ તેત્રિશક્રોડ તે, સર્વે કો ભેળા થયા,
ગાય રૂપે ધરા આગળ કરીને, ક્ષીરસાગરમા ગયા,
ત્યા તો કરી પછી સ્તુતિ રે, સર્વે જોડી ભુજને ધન્ય૦
ઘણા દિન સ્તુતિ કરી જ્યારે, ત્યારે હરિ બોલ્યા એકવાર,
યમુનાતટ દેવકી ઘર આવું, હરવા ભૂતળનો ભાર,
એટલી તો વાણી રે, કહીતી મધુસૂદને ધન્ય૦
તેડવા ગયાતા દેવો સર્વે, તેત્રીસ ક્રોડ વિધિ ૩૬ ચારણ,
એન્વો ઓડાણો હરિને લાગ્યો, માટે વખાણી મચ્છ અઢારે વરણ,
રટ નરભો ગુરુ સ્થિર રે, પછે બનનારી બને ધન્ય૦

### પદ ૬ ઠું.

પોઢ્યાતા ક્ષીરસાગરે રે, વળી પ્રભુ પ્રાગવડે,
ને દીસ ડાગરમા રે, હવે શીદ હું દેહ અડે ટેક.
એણી રીતે હરી સુખમા સૂતા, ને વિશ્વમા વધિયો ભાર,
ધર્મ કર્મ દૈત્યે ઉચ્છેદ કીધા, દેવો ગયા કરતા પોકાર,
ધરા ગૌ રૂપે રે પ્રભુને ચરણે પડે પો૦
તેત્રીસ ક્રોડ દેવો સ્તુતિ કરે છે, ફરી ફરી વારવાર.

હરિ અંધારામાંહી વિશ્વ ભૂડયું છે, જે હરિ હોય કે નહોય
ગુરૂચરણ પ્રતાપથી નરભો કહે જે, હોય હોય ને હોય
જેણે નવ જાણ્યા રે, તેહના ભવ ભેર ભડે.

પદ ૯ મું.

રાજા બલિ ને હરિશ્ચંદ્ર રે, પરાક્રમ [illegible]
માટે મુછનો કણીકો રે, તારે તો મારે હદયે ધરૂં.
બ્રહ્મા સુરજ વળી ઇંદ્ર ત્રીજા, બલિ હરિશ્ચંદ્ર પાંચમા સાર,
તે સર્વેથી સવાયો બોડાણો, આસણીના અધિક નિરધાર;
અરથ જડે જેને રે, આપે હરી જેને હઈ.
એણી વાતે આડું પાંચમાં પડિયું, અરથ જડે નીકસે,
ડાહ્યા વિચક્ષણ વિચારી જોજો, વધપટનો નીવેડો થશે;
મૂરખને તો શું છે રે, વિચક્ષણને વળગ્યું વેર:
રંગ ચતુર નર તે તો ભોળા, વિચારો ગલી કૂંચી સમેત,
જ્ઞાનની દ્રષ્ટિએ જોશો તો જડશે, જે પર હરિનું હેત;
અરથ જડે તેને રે. મૂરખ બોલે અરપર.
મુછ બોડાણાનીનો એક કણીકો, તે રાખું હદયા સાથ,
ધન્ય જીવિત ને ધન્ય તારી જનની, ધન્ય ધન્ય હરી ઝાલ્યા હાથ;
છોટાલાલ પ્રતાપે રે, નરભો હરિ સાગો સરૂં.

ત્રણ ડગલાં દેરી આંટીમાં આવ્યા, પૂરૂં ન થાય હદે ધરો,
આંટી વિના બોડાણાજીએ, દેહ આપે કુરબાન કર્યો;
તે માટે એ સવાયો રે, જુઓ તોલ વજન કરી. બલિ૦
ખરી વાતે કાંઇ ખાર ન કરવો, વેદ વદે અહી નેક,
જન નરભો ગુરૂચરણપ્રતાપે, કરે પુત્ર પિતાનો ન્યાય એક;
એણી રીતે ચાલ્યું રે, સુખે ભવ જાઉં તરી. બલિ૦

## પદ ૯ મું.

રાજા હરિશ્ચન્દ્ર કરતાં રે, બોડાણો કયમ મોટો કર્યો;
કોઇ કેહશો એમ મુખથી રે, નાનો મોટો શાને કર્યો?
હરિશ્ચન્દ્ર કરતાં બોડાણા સવાયા, ચાસણીવા અધિક વિશેષ,
ચાસણી અધિક ને ઓછો જો ભાખું, તો લાજે ગુરૂનો ટેક;
માટે તોલ વજને રે, નિવેડો કાઢી કરવો ખરો. રાજા૦
હરિશ્ચન્દ્ર રાજાએ પુરી એક પોતાની, તારી કીટ પતંગ નિર્ધાર,
બોડાણો ગુજરાત તારવા બેઠો, ગામ ગણતાં નાવે પાર;
માટે એ સવાયો રે, મુક્તિભંડાર ભર્યો. રાજા૦
હરિશ્ચન્દ્ર રાજાએ ના નવ ભાખી, જો કર્યાં કોટિ ઉપાય,
સવાભારનું દાન તો આપ્યું, બોડાણાને પ્રગટ શ્રીરણછોડરાય;
જેને ચાય ઝાંખી રે, તેને તો નવ મૂકે પરો. રાજા૦
દ્રવ્યના દાતાર ઘણા ભૂતળમાં, કેહતાં પાર ન પામું અનેક,
કૃષ્ણ પદ રજકેરો જે દાતા, તે એવો દેખાડો કોઇ એક;
તેને મરદ ભાખું રે, મારા મુખમાંથી ખરો. રાજા૦
બોડાણે જીવ અનેક તાર્યા, શું વર્ણવું નથી નેક,
જય રણછોડ જય રણછોડ કહી, ઝખી ઉઠે છે અનેક;
ગુરૂને પ્રતાપે રે, નરભાનું દુઃખ નાથ હરો. રાજા૦

## પદ ૧૦ મું.

મૂછ બોડાણાના સરખી રે, ભૂતળમાં બીજાને નથી;
બીજા બોડાણાના સરખા રે, જાણું રંનાદે પતિ. ટેક.
રંનાદેના સ્વામી સૂરજ જાણો, જેને નમે સર્વ લોક,
તેની બરાબર બોડાણો કહો છો, જેને જાણે વિરલા કોક;
કયમ કરી કહો છો રે, જેમા ફેર એવો અતિ. મૂછ૦

સૂરજવડે ભૂતળ અજવાળુ, નિશ્ચય રેણી જૂદી ગણાય,
ધ્યાન સ્મરણુ સૂરજને પ્રતાપે, સંધ્યા તર્પણ નિત્ય થાય,
પ્રતાપ જેનો એવો રે, સરખા કયમ કહો છો કથી મૂછ૦
સૂરજ દેવનું પરાક્રમ કેવુ, અજવાળુ કરે છે બધે,
રણછોડજીનો દાસ ઓડાણો કહિયે, ચાસણીવા તો અધિક વધે,
નિશ્ચય કરી જાણુશે રે, જૂઠુ તો કયાય ભાખ્યું નથી મૂછ૦
સાતમા પદમા તો સદેહ છે એનો, શોધજો કરી વિવેક,
કહે નરસો ગુરૂચરણુ પ્રતાપે, મારે ઓડાણાનો ટેક,
નમુ એક એને રે, મારી તો છે એવી રતિ મૂછ૦

## પદ ૧૧ મું.

મૂછ ઉગી ઓડાણા રે, ભૂતળમા તુજને ભાળુ,
એક તારી મમોવડ રે, સૂરજને ન્યાળુ ટેક.
કશ્યપ ઋષિના પુત્ર સૂરજે રે, દિવસે અજવાળુ કર્યું,
ધન્ય ઓડાણા દિવસ ને રેણી, અજ્ઞાન તિમિરને હર્યું,
તે કરતા રહ્યુ જેને રે, તે જેને હદે તાણુ મૂછ૦
વસત ઋતુજ્યારે ખીલી રહે રે, વૃક્ષ સર્વ પ્રકટાશે આપ,
કેરડા એકને પત્ર ન આવે, ત્યારે તે વૃક્ષના પૂરણુ પાપ,
વાક નહિ વસતનો રે, એનુ કરમ કાણુ મૂછ૦
શૂન્ય છીપ તે ઉપર ન આવે, તે માટે વઝા ગણાય,
ચાતો ડાકોર ચાતો ડાકોર કહી, ભક્ત પુકારી ગાય,
તોય જે કો નાવે રે, તેને સાનું અજવાળુ. મૂછ૦
સૂરજ ભૂતળ કરે અજવાળુ, અધ ઘૂવડનું તિમિર ન જાય,
એમ ઓડાણે તો કર્યું અજવાળુ, પણ શઠને અવગુણ થાય,
કહે છે નરસો રે, પ્રીતે હરિચરણ ઝાંલુ મૂછ૦

## પદ ૧૨ મુ.

ડાહાપણુ વિધિવાનુ રે, ભાત ભાત ઘાટ ઘડે,
મૂછ ઓડાણાજી કેરી રે, બ્રહ્માને પાર ન જડે ટેક
કયહા વિધિને કયહા ઓડાણો, કહો શો ફેર છે અપરપાર,
વિધિ કરતા ઓડાણાજી છે ડાહ્યા, તે શુ કહુ વારવાર,
વિધિથી ડાહ્યા તો રે, એ વાતનો નવ સદેહ અડે ડાહા૦

ચાર મુખે વિધિ વેદ રટે છે, તે કરતા અહરનિશ ગાન,
તેત્રીશ કોડ દેવ ૩૩ની આદે, તે સર્વતણુ છે માન;
દેવ સરિખા રે, બ્રહ્માજીને પાયે પડે. ડાહ્યા૦
પદ ચૌદે મેં સદેહ ગાયો, ડાહ્યા વિચક્ષણ કરે જો વિચાર,
શોધીને જો જો હું તો શાણાને મહું છુ, ત્યાં થકી જડને સાર;
અવિદ્યાના જીવનરે, તે નર તો નિશ્ચય નડે ડાહ્યા૦
મનુષ્યાદેહ પામી હરિજશ નવ ગાયા, નહિ કીર્તન નહિ ધ્યાન,
કહે નરભો છોટાલાલ પ્રતાપે, હરિ કથા સુણી નહિ કાન;
તેવી મનુષ્યાદેહ રે, જાણજો એળી જડે. ડાહ્યા૦

## પદ ૧૩ મું.

વિધિથી ડાહ્યા રે, ભોડાણુ બહુ ભારી,
મુ ૭ વખાણવા સમરથ રે, નથી કાંઈ મતિ મારી ટેક૦
વિધિમા વિધિપણુ જો હોય જરી, એ વત્સગોપ હરે કુણુરાજ,
એક હરિના બહુધા રૂપ બનિયાં, તે પોતે શ્રીવ્રજરાજ;
વત્સગોપ સર્વે રે, થયા પોતે ગિરિધારી. વિધિ૦
દશ દિવસ સુધી એમ ચલાવ્યુ, પ્રીતે પ્રેમને રહ્યો જડી,
માતા બાળક વત્સ કોઈ ન જાણે, એની કળ કોને નવ પડી,
પછી આવ્યા વિધિ રે, સોપ્યા સર્વ હારિ. વિધિ૦
ગુનેગાર થયા વિષ્ણુ કેરા, ઓશિયાળા માનભગ,
મુક્તના મણિ બ્રહ્માજી ખડિયા, આવી શિવ સમારે અગ,
એવુ થાય શાને રે, તે જો જાણે મુરારિ. વિધિ૦
ચરણામૃત પ્રસાદીને માટે, બ્રહ્મા મીન થયા દીન રક,
નાણ્યુ ચરણામૃત નાવી પ્રસાદી, હરિ હૃદયે દાઝયાનો ડખ;
પછે કહે બ્રહ્મા રે, હવે મેં જપ મારી. વિધિ૦
જે ચરણામૃત જે પ્રસાદી, નાવી બ્રહ્માને ખેરૂ,
તે ચરણામૃત તે પ્રસાદી, ગુજરાતને સેહલ કરૂ;
પછે હાથ નાખુ રે, મૂછપર ખુમારી. વિધિ૦
વિધિએ જાણ્યુ કા મુને વે શાપે ઓશિયાળા અતિશે થયા,
કહે નરભો ગુરૂચરણ પ્રતાપે, કાચે તાતણે બાધ્યા ગયા,
તે માટે ભોડાણો રે, બે બે હાથે બલિહારી. વિધિ૦

## પદ ૧૪ મું.

મૂછ ઓડાણા કેરી રે, કોય ન શકે કળી;
વર્ણન નવ થાય રે, એવી તો વાંકડી વળી. ટેક.
ઉપે મસ્તક જ્હેરાગ્નિમાં, પ્રાણી સર્વેને સંકટ થાય,
ઘણીક સ્તુતિ તો કરે શ્રીકૃષ્ણજીની, છોડો છોડો જદુરાય;
તે પળ ક્ષણનો રે, ઉક્તા ખરી તારી પળી મૂછ૦
ઓડાણો ડાળો ઘણા ઈંદ્ર કરતાં, હનુમાન સરખો એ ભાગે,
માખણ થકી ઓડાણજી સુંવાળા, એવો અર્થ નિવેડો કરો;
ઓડાણાજીની ઉપર રે, મન મુજ રહ્યું છે હળી. મૂછ૦
એ ત્રણ પદ જ્યારે પૂરાં થશે, ત્યારે અર્થ સંભવશે વાત,
ગુરૂચરણ પ્રતાપે કરીને, નમે નરભો જોડી જોડી હાથ;
મનુષ્યા દેહ ઓડાણાની રે, ભલી ભલી મરૂળ ફળી. મૂછ૦

## પદ ૧૫ મું.

ઓડાણો ડાહ્યો ડાહ્યો રે, ઇંદ્રરાય કરતા ડાહ્યો;
તેને માટે મૂછમાંથી રે, કણીકાનો જશ ગાયો. ટેક.
પ્રથમ વિષ્ણુએ સાગર મથિયો, કાઢ્યાં રત્ન બે અને બાર,
જેને ઘટે તેને, તેવાંજ આપ્યાં, ઇંદ્રને આપ્યાં ચાર;
સમર્થ એવા રે, જે નિરંજન રાયો. ઓડાણા૦
નરકાસુરે ઇંદ્રરાજાનું લીધું, છત્ર ચમર કુંડળ સાથ,
ત્યારે ઇંદ્રે ત્રાહ ત્રાહ કરતાં, હરિને કરી ફરિયાદ;
પૂછે હરિ મારો રે, જે ભૂમિ તણો જાયો ઓડાણા૦
સત્યભામા પટરાણી રિસાવ્યાં, લાવો પારિજાતક મુજ ધામ,
ગરૂડ પાસે વૃક્ષ ઉપડાવ્યો, ત્યારે શાને કર્યો સંગ્રામ;
નાખ્યું શત્રુ થઇને રે, પાછળથી બો પસ્તાયો, ઓડાણ
ઓડાણાને વિષ્ણુએ એમ ભાખ્યુ જે, વહેલ મારે કાજે લાવ,
રથ ગાડા ને હાથી ઘોડા છે, ત્યારે તેમાં બેસી મુજ ઘર આવ;
નવ કર્યુ એવુ રે, તે સર્વથી સવાયો ઓડાણ
ઓડાણો રીઝાવ્યા તેમ રીઝયા, વરત્યું હરિનુ મન,
કહે નરભો ગુરૂચરણ પ્રતાપે, રાખ્યા રાખ્યા હરિ ભુવન;
જીવ ગુજરાતનો રે, અભય પદવી પાયો. ઓડાણ

### પદ ૧૬ સું.

પૂરી મૂછ ઓડાણા રે, નથી રહી લેશ મણા,
નમ્રતા ગેમગતા રે, માખણુથી સુવાળા ઘણા ટેક
માખણુથકી જ્યારે સુંવાળા ઝાઝા, એની વાતનો સદેહ ખરો,
એણી વાતે ગાડુ ધાયમા પડિયુ, પદ છઠ્ઠું સમાસ કરો,
પછી માર્ઈ મ્હન્ને રે, વિચાર કરી તેહ તણા પૂરી૦
મૂરખ નરને માઠું લાગશે, નહિ કરે પ્રમાણુ,
આપઆપતીઈર્ષ્યાએ જે બળશે, ઓલવે તેને બીજો કોણુ ?
અર્થ જડે તેને રે જે હોય શાણા ઘણા પૂરી૦
રખે જાણો જે ઓડાણો મનુષ્ય છે, શુ કહું વારવાર,
બ્રહ્મા સરિખા વળી ઇંદ્રની આદે, સર્વતણો સરદાર,
વશ કર્યા વાદલો રે જેને નમે રાય રાણા પૂરી૦
જન નરભેરામ ગાય છે પ્રીતે, જોડીને પરછડ,
મનુષ્ય ઓડાણાને જીહ્વાએ બોલે, તો ક્ષણમા કઈ શતખડ,
રાખ્યો રાખ્યો ભુવન રે, જેને રટે સહસ્રફણા. પૂરી૦

### પદ ૧૭ મુ.

માખણુથી સુવાળા રે, તે ઓડાણા મેં ભાળ્યા,
માટે મૂછને વખાણીરે, સદેહ સર્વે ટાળ્યા. ટેક
માખણ સરખા ઓડાણા કહું તો, ક્યમ કહેવાયે જરી,
માખણ સમોવડ મુખેથી કેહતા, જીહ્વા ખચાયે ખરી,
ગુર્જરજીવ સહુને રે, નરક જતા ખાળ્યા માખણ૦
ક્યહા કઠિનતા માખણ કેરી, ક્યા ઓડાણાની નરમાશ,
માખણ ઓડાણા વચ્ચે ફેર કહે તો, તે ક્યા જમીન ક્યા આકાશ,
શત્રુ મિત્ર સહુને રે, પ્રીત કરી પાળ્યા માખણ૦
પારસમણિગુણ ઓડાણા કેરો, જ્યમ ધાતુ સર્વે હેમ થાય,
ચાર વર્ણ ઉંચ નીચ સહુને, તે ભેટે જદુરાય,
અવગુણ એના રે, તે નજરે નવ ન્યાળ્યા માખણ૦
માખણ હોય તો ઓગળે જ્યારે, અડકે આપ ને તાપ,
પારકે તાપે ઓડાણાજી ઓગળિયા, તે જપ્યા અહરનિશ જાપ,
પ્રાણી સવને રે, સુખ વાટે સહુ વાળ્યા માખણ૦

પારકુ સંકટ હરવાને માટે, કરી મહેનત દિન ને રાત,
કહે નરભો ગુરૂચરણ પ્રતાપે, બાંધી પ્રીત પ્રભુની સાથ
પરમારથ માટે રે, તમે સર્વે મેં ગાયા   ગાપણુ૦

## પદ ૧૮ મુ.

ધન્ય ધન્ય ખોડાણા રે, અંજનીતન સરખા તમો,
વર્ણન શું કરતા રે પાર તો ન પામુ અમો   ટેક
કુંજરતનયાતણુ દૃષ્ય જેવુ એવુ તારી માનુ દૃષ્ય,
શત જોજન તે તો સાગર તરીયા, લાવ્યા સીતાની શુધ,
તમો લાવ્યા નેરજ રે, જે નર ન કાને નમ્યો   ધન્ય૦
અંજની પુત્રે તો ગળ્યા સુરજને, તે દેવ નમ્યા સર્વે પાય,
અવગુણ ગુર્જરના ખોડાણે ગળીયો, તે માટે જન લખાય
ગુણગત સારૂ રે, હું શબ્દ સહ ખમ્યો   ધન્ય૦
અંજની પુત્રે તો લંક પ્રજાળી, ઘર ઘર અગ્નિપ્રવેશ,
પાપ ગુર્જરના ખોડાણે પ્રજાળ્યા, તે શોધી શોધીને એક લેશ
પાપ સર્વેને રે, તું દમી દમી દમ્યો   ધન્ય૦
હનુમાનજીએ તો રાવણ રોળ્યો, રીસ ધરીને વિશેષ,
ખોડાણાઇએ તો કમ પછાડ્યો શ્રી ભુજમાં જશ
ગુરૂના પ્રતાપે રે, નરભો હરિચરણ નમ્યો   ધન્ય૦

પારખુ હોયતે તો નાણાને પરખે, જ્ઞાની પરખે પરદેશ,
જ્ઞાનની દૃષ્ટિવાળો ગાંય ખેલે, બાહર નેત્રવાળો દેખે દેશ;
ગુરૂથી જન નરભો રે, બોડાણાને માટે લહ્યો. બ્રહ્મા૦

### પદ ૨૭ મું.

મુછ બોડાણાકેરી રે, રીઝું પાછો વખાણીને;
ઉત્તર મને આપો રે, હરિ હેત આણીને. ટેક.
અંતઃકરણમાથી આવે ઉભળકો, પૂછવાને હરછ વાત,
તમારી કળા બીજો ન જાણે, તેને માટે પૂછું છુ નાથ;
માનીતો તો કરવારે, તમો કોય મોહ રાણીને. મુછ૦
રાય રણછોડ નથી કેહતા કોઇને, જે આવો ને જાઓ શેશ,
મામે મામે માણકહારી કાધી, કયમ કરો છો મર્દ વેશ;
તે તો કહો મુજનેરે, શુ કરશો દેશ તાણીને. મુછ૦
કોઇ પ્રદક્ષિણા માંહલી કરતા, કો બહાર ફરે છે આણી હેત,
કોઇ ગોટીભરે કોઇ દડવતે, તે મર્વ કહો સકેત;
મુજને તો ભાસ્યું રે, ધન્ય એ કમાણીને. મુછ૦
પદ પાંચમામા સદેહ છે એનો, તે સુણતાં પ્રગટે પ્રેમ,
કહે નરભો ગુરૂચરણ પ્રતાપે, બોધ્યો ધ્યાન સ્મરણ ને નેમ;
હદે રૂપ રાખો રે, હરિ યાદ જાણીને. મુછ૦

### પદ ૨૮ મું.

રાય રણછોડ કહે છે રે, પરણ પ્રેમ કરી,
ભુજા તો બેઉ જોડી રે, સુણો દામ ચિત્ત ધરી. ટેક•
દાસ બોડાણાને વશ થયો છુ, હું તે જાણજો સના કાળ,
મુછ બોડાણાના મુખપર ઉગી, બીજાને ઉગ્યા કાલા વાળ;
વાચા બોડાણાની રે, હું તો નવ લોપું જરી. રાય૦
અમે તો કોને વશ થાઉં નહિ ક્યારે, રિદ્ધિ સિદ્ધિનો પડદો રહ્યો,
તુલસીનોઆધીન તુલસી વશ, એને તે માટે હું વશ થયો;
બોડાણા કહે તે કરવું રે, બીજી વાત મૂકી પરી. રાય૦
બોડાણો ગુજરાત તારવા બેઠો, તે દેશ ભેગો કરે,
બોડાણો કરે વાત તે મારે કરવી, તે તો બ્રહ્માથી ફરી ન ફરે,
બોડાણાનો જે વેરી રે, તે તો મારો પેહલો અરિ. રાય•

સાલોક્ય સાંન્નિધ્ય સાકારસરખા, માયુજય કૌસ્તુભમા વાસ,
ચાર પદારથ સો તું ઓડાણો, પૂરે છે સર્વની આશ,
કૌસ્તુભમા વાસે રે, તે મેં ના ન થાય જરી. રાય૦
ધ્વજ ધર્મની બાંધી ઓડાણે, ચોપાઇ તે ફરકાય,
કહે નરભો છોટાલાલ પ્રતાપે, તેણે દેશ આવે ને જાય,
તેડે છે ધ્વજા સહુને રે, ચોપાઇ આવો આવો કરી. રાય૦

## પદ ૨૨ મું.

ભૂતળ નવખંડ રે, જો કાગળ કરીને લખે,
કરણીકો એક મૂછનો રે, તે વરણી ન એ શકે
સાત આકાશ ને સાતે પાતાળો, તે ચૌદનું એક ગણાય,
જમણા પાસાની અડધી મુછમા, એવા કોટિ વહી જાય,
એવી મૂછ તારીરે, કયમ કહું એક મુખે ભૂતળ૦
ઓડાણે જાણ્યુ મુજ પ્રજા આળસુ તે, કયમ જવાશે જરી,
મુક્તિસદાવ્રત આગળે મુક, તો મૂછ મારી ખરી,
તે એનું જાણીને રે, તુલસીને કરમા ગ્રખે ભૂતળ૦
મહેનત કરી છે ઓડાણાજીએ કેવી, પૈમાનું તોલું દળ્યુ,
એણી રીતે દ્રવ્ય કોટિ તે, ગુજરાતને મફત મળ્યુ,
વાવરે પુન થઇને રે, જ્યારે તાત રળિયા દુખે ભૂતળ૦
ધન્ય ઓડાણા ધન્યબુદ્ધિ તમારી, જમે ચોપાઇ ભૂમિ ભરી,
લાકડ પાનડને પાણી જ્યાં ગોયુ, સા પધરાવિયા હરિ,
તે ધ્વજા ધર્મની રે, ફરકે છે ગગન પરે. ભૂતળ૦
મુખારવિંદ જોવા આવે પૂનમિયા, મુક્તિ થાય થાય ને થાય,
ડગલે ડગલે અશ્વમેધ છે, તે મેં વરણ્યો કેમ જાય,
ગુરૂથી કહે છે રે, નરભો પોતાને મુખે ભૂતળ૦

## પદ ૨૩ મું.*

મૂછ ઓડાણા રે, મુખ તારે ખરી,
ગુજરાત તારવા રે, તુલસી તેં કરમા ધરી ટેક

* પ્રાચીન કાવ્યમાળામાં જણાવ્યુ છે કે અત્રથી ના પદ ઓછા છે, પણ જે પ્રત અમોને ડાકોરમાથી મળી છે તેમા પણ આજ પ્રમાણે ૩૪ પદ છે

મૂછ ઉગી તે તારી પ્રમાણુ થઇ છે, જેણે ભરી કૃષ્ણશું કાળ,
બાકી સર્વ જીવ વિશ્વ સર્વના, તે વૃથા વધારે વાળ;
એમ મહે છે આગમે રે, જે ગયો અવસર હારી. પ્રમાણુ૦
અખંડ ભભૂતને અંગ લગાવે, સેવે ધૂણી પાણી વન,
ધ્યાન સ્મરણ ને સાધન કરતાં, પણ નાવે તેને સ્વપન;
તે તારે મંદિરીએ રે, રહ્યા હરિ હિતકારી. પ્રમાણુ૦
શુકવ્યાસજી લાવ્યા પુરાણ આધારે, જેમાં અમૃત બહુ પેર,
એમ બોડાણો એક મરદ થયો તે, ગૌલોક વસાવ્યું ઘેર;
મુખ નિરખતા રે, તરે ભવ સંસારી. પ્રમાણુ૦
જ્યમ ભગીરથ સ્વર્ગ ભુવનથી, લાવ્યો ગંગા પહોચાડી હામ.
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, લાવ્યા બોડાણા ગુજરાતે રામ;
એ સર્વે સરખા રે, વિષ્ણુના ઉપકારી. પ્રમાણુ૦

## પદ ૨૬ મું.

ઉગ્યા સૂરજ સુવર્ણનારે, બોડાણા પ્રતાપ તારો;
મારે મુજને વખાણી રે, જો આવ્યો છે આરો. ટેક.
તમો હરિજન હરિ સરિખા, તમો દાતારના દાતાર,
તમો જોગી ને તમો મુનિ મેં જાણ્યા, હરિરસના પાનાર,
ગુજરાત સહુને રે, પાઇ અમૃતની ધારો. ઉગ્યા૦
એ રસ રહે જો મારા હૃદયમાં, હરેથી જાસુ વારવાર,
મળે વૈભવ સુખ ઇંદ્ર સરિખુ, એ રસ નિશ્ચય સાર,
જુગ જાય કોટિ રે, જો અપરપારો. ઉગ્યા૦
મસ્તક મુકુટ ને કુંડળ કાને, વળી મુક્તાફળ ઉર હાર,
પીતાંબર પટકા ને જામા, તે રહેજો હૃદે સદાકાળ,
વાસ કરો વહાલા રે, હૃદયમાં મામ મારો. ઉગ્યા૦
ધન્ય બોડાણા ધન્ય મૂછ તારી, ને ધન્ય ઉચિત ધન્ય અંગ,
દેવને દુર્લભ તે સુજને કયાથી, આળસુને ઘેર ગંગ;
ગુરૂને પ્રતાપે રે, નરભા તુંહિ તુંહિ ઉચ્ચારો. ઉગ્યા૦

## પદ ૨૭ મું.

બોડાણા મછ તારી રે, દ્વાપર યુગમાં થઈ,
પ્રકાશ રવિ ચંદ્રનો રે, જ્યાં લગી જ્યોત ગઈ. ટેક૦

ત્યાં લગી જશ તારો વ્યાપ્યો, વિશ્વ જાણે છે સહુ,
જડ ચૈતન્ય મહિત નથી અજાણ્યું, કયમ કરી હું ભે કહું;
મતિ છે મુજ થોડી રે, તે કયમ કરી શકુ કરી. ઓડાણા૦
સ્થાવર જંગમ જીવ ભૂતળના, મુક્તિ મુક્તિ કેહતા મરે,
ધર્મ લાભ કામ મુક્તિ આદે, કેશવ તુજ ચરણ ધરે;
ન્યૂન કશી તારે રે, અષ્ટમા સિદ્ધ આપે રટી. ઓડાણા૦
એ છે હરિ ને એ છે શકર ભોળો, એ છે દશરથસુત કીરતાર,
ઘનશ્યામ થઈ વૃષ્ટિ કરે છે, એણે દેહ ધરી દશ વાર;
હરિજન સારૂ રે, કામ સુધાર્યાં જઈ. ઓડાણા૦
તે હરિને મેં તો નયણે નીરખ્યા, મેહલો ઓડાણા જોગ,
કહે નરભેરામ ગુરૂપ્રતાપે, ઉદયા આનદ કેરા ઓધ,
હૃદય ફુલ્યુ પ્રફુલ્લ રે, દીવાળી તો લાખો વટી ઓડાણા૦

પદ ૨૮ મું.

તપ તીરથ વ્રત સર્વે રે, ઓડાણા કાંઇ બાકી નથી,
માટે મહા તારી રે, વખાણુ શુ મારી મતિ. ટેક.
તમે તમારો રોર પ્રમાણુ પમાડો, માટે કહુ તમને ધન્ય,
બાકી મૂરખ નર વિશ્વ અર્વના, મિથ્યા વણુસાડે છે અંત;
જન્મ્યા છે શાના રે, જપ્યા નહિ જે સીતાપતિ. તપ૦
જે મુખથી રામકૃષ્ણ કહે નહિ, તે મુખપર પડો ધૂળ,
નામ ન દીજે પરઠાપો ન લીજે, રહી નિગ્તર ધૂળની ધૂળ;
સંગ કર્યાથી રે, વણુસી જાય જ્ઞાનગતિ. તપ૦
દુર્જન શીદ દેહ ધરે છે, કરવા ભૂતળને ભાર,
અન્ન જમે ને ઉંઘે હાશ કરીને, તે નરને મારો પૈજાર;
લેશે લેખું કેશવ રે, ભરિને એક રતિ રતિ. તપ૦
એવા નરને માથે ગાળ છે મારે, ઓડાણા રતિરમ આપ,
મુખથી કહે નરસો ઝાઝું શુ કહુ, ભવ ભવનાં બધન કાપ;
જશ કહે નરભો રે, ગુરૂના પ્રતાપવતી. તપ૦

પદ ૨૯ મું.

ભર્યા સાગરમાંથી રે, પખી ચાંચ ભરી જશે,
એમ તમને નહિ અડકે રે, મુજ રકનું કામ થશે. ટેક૦

શા શા વખાણુ કરૂં તારી મછના, મુજ મુખ રસના એક,
રટે છે બ્રહ્મિ રૂદ્ર શારદા જેને, રટે છે વળી શેષ,
તેને શરમ્યો સુનતે રે, મન ગારૂ મળવા ધસે ભર્યા૦
એક દીવે દીવા લાખો કરે, પણ તેજ તલખટુ ન થાય,
મંદિર મંદિર પહોચે અજવાળુ, ઇમ તમારૂ તેજ ન જાય,
કર્ત્તા સર્વેના રે, તે રહે છે તારે વિષે. ભર્યા૦
એક રવિ પ્રગટે છે ગગનમા, પ્રતિબિંબ જળગહળ હોય,
તેને તેજે રવિ ઝાખો પડે નહિ, એમ હાણુ તમારી નહિ હોય,
થોડે ઘણુ માનો રે, શુ થાયે ઝાઝુ ભસે ભર્યા૦
એ રસ ટાળી વસ્તુ બીજી જો માગુ તો, ફટ કહી દેજો ગાળ,
શુ કરૂ વૈભવ સર્વે છે જૂઠો, એણે વેપારે ભરવી છે ફાળ,
તમો ગુરૂ એકજ રે, જાણો છો જુગ દશે દિશે ભર્યા૦
વર્ણન મુખથી કરી શકુ નહિ, ગુરૂ ગોવિંદ છો એક,
આક વાળી ગઈ વિધાતા એવો, લખ્યો લલાટે ભુંડો લેખ,
ગુરૂચરણથી રે, નરભો નવ રીઝે કરી ? ભર્યા૦

## પદ ૩૦ મુ.

મૂ૦ ઉગી ઓડાણા રે, મુખ તમારે સહી,
વર્ણન મૂછના કરતા રે, પાર શેષ પામે નહિ. ટેક.
શેષ સરિખાએ વર્ણન ન થાયે, એ વાત સાભળતા હાસ,
એણી વાતનો સદેહ ભાગશે, જ્યારે પદ આઠમુ કરસો સમાસ,
વિચારીને જો જો રે, નહિ તો એમા જાશો વહી મૂછ૦
હૃદયમા તો વાસ કરીને, જો વસે રણછોડરાય,
બ્રહ્મતનયા જીહ્વાએથી ન ખસે, તે જશ અહનિશ ગાય,
સારે કણીકો રે, ખાઇ દિને પૂરો થઇ મૂછ૦
બ્રહ્મા કમળતાગ જોવા ગયા હતા, સો જુગ વીસા એકવીશ હજાર,
વિધિ વિચારીને પાછા વળ્યા તો, ન લાગ્યો કમળનો પાર,
સોમો ભાગ એવો રે, જગખ્યાત કહતી રહી મૂછ૦
એણી રીતે વિધિ પાછા વળ્યા હતા, થાક્યા થાક્યા અતિશે છેક,
સો ભાગમાથી પાછો વળ્યો છુ થાકી થાકીને મૂકેો ટેક,
એવી મૂછ તારી રે, ક્યમ કરી શકુ કહી મૂછ૦

મારાં તો હથિયાર મુજને વાગે, એ મારું રણછોડ,
પૂરા કબીકાનાં વર્ણન કરતાં, જન નરભાના પરે કોડ;
માખણ તો કાઢ્યુ રે, મંથન કરીને મની. મ૦

પદ ૩૧ મું.

વખાણવાને લાયક રે, મૂછ તો પાંચ ખરી,
બીજી મૂછ હળવી છે, કોઈ ધણી કો જરી. ટેક૦
મેહેતો બોડાણો ને પુંડરિક ત્રીજો, ચોથો શુક જતી,
પાંચમી મૂછ તો કેની વખાણું, લાવ્યો ગંગા ભાગીરથી!
વિશ્વ સર્વને રે, મૂક્યો ઉપકાર કરી. વખાણ૦
સુણમે તેને તો મહેર આવશે, જે બીજી મૂછ એ તુલ્ય,
કોઇ હીરો પચીસ પચાશે, સહસ્રમાં હીરો કોઇ અમૂલ્ય;
ફેર એટલો રે, જો જો હૃદેમા ધરી. વખાણ૦
મેહેતેજીએ કણી કરીને રાખ્યો, જે લક્ષ્મીનો નાથ,
બોડાણો પ્રત્યક્ષ પ્રભુ ઘેર લાવ્યો, તેણે તારી સકળ ગુજરાત;
પ્રત્યક્ષ પ્રભુને રે, નીરખે સહુ નયણાં ભરી. વખાણ૦
શ્રીમદ્ભાગવત શુકજીએ મથ્યું, કેવળ અમૃત પાન,
પુંડરિક લક્ષ્મીવર ઘેર રાખ્યા, ને ધરે દક્ષિણ સહુ ધ્યાન;
ધન્ય મૂછ તેની રે, જેણે ભૂવને રાખ્યા હરિ. વખાણ૦
સ્વર્ગભુવન થકી ગંગાને લાવ્યા, ભૂતળે ભાગીરથી,
એ પાંચ મૂછનાં વખાણ કરવા, પોહોચે નહિ માગી મતિ;
સ્પર્શેને ગંગા રે, તે ભવ જળે તરી વખાણ
વિશ્વ સર્વમાં પ્રાણી સર્વ કો, જેને હરિ મળવાના કોડ,
નિશ્ચય કરી તમે સહુ કોઇ નીરખો, તે ડાકોરમાં રણછોડ;
ગુરુચરણથી રે, નરભો રહ્યો નિશ્ચય કરી. વખાણ

પદ ૩૨ મું.

ઉગી મૂછ બોડાણા રે, ભૂતળ એક તું છે ખરો,
બીજા તો મૂછ ઉપર રે, નાખે બુચ જૂઠો હર્યો. ટેક૦
પંચાશ ક્રોડની માંહે છે ડાકોર. હરિ મંદિર છે જ્યાંય,
ન માને તો ચોવાઇ ભરી, આવો હરિ મંદિર છે ત્યાંય;
જે તેને ગયો ચરણે રે, તે તો નર જઇને ભજ્યો. ઉગી૦

કૃષ્ણજ આગે રવિવારને દિવસ, મધ્યાન્હ પહેલી ઘડીચાર,
માતને પિતા બ્રહ્મચર્યજ છે જેનાં, તેને હરિ કરે છે ઉરમાળ;
આભાસ તો થાશે રે, નહિ તો પૂછી નિશ્ચય કરો. ઉગી૦
સાધુ પુરૂષને તો સત્ય એ ભાસ્યું, દુર્જનને નહિ ભાવ,
કહે નરભેરામ ગુરુ ચરણ પ્રતાપે, નાઠો દેહમાંથી તાવ;
સાકર કહે કડવી રે, જેની દેહમાં તાવ ભર્યો. ઉગી૦

## પદ ૩૩ મું.

સાયર ક્યમ લાવે રે, વહે તે ચકલી ચાંચવતી;
મૂછ વખાણવા સમરથ રે, નથી કાંઇ મારી મતિ. ટેક.
મો વરસ સુધી ચકલી ચાંચો તે, ભરે સાયરની માંય,
રાત દિવસ એક લેશ ન જંપે, પણ કાનો ન મૂકે ક્યાંય;
એવી મૂછ તારી રે, તે વર્ણવી એક રતિ. સાયર૦
મેઘનાં બિંદુ કંઇ માપ્યામાં નાવે, એવી મૂછની ખ્યાત,
પંખી ઉડે તો આકાશ થકી હારે, પછે વિરામ પામ્યાની વાત;
ઉડે એક એક રે, જેની હોય જેવી ગતિ. સાયર૦
સાઠય સાઠય છપ્પા ને દોહરા, એ રીતે જશ લખ્યો,
એક કણીકાના ગોમા ભાગનાં, વખાણ હું તો કરી ન શકયો;
પાર ક્યમ પામુ રે, જેને વશ લક્ષ્મીપતિ. સાયર૦
મંજલ કરનાર આખર હારે, નાવે ભૂમિનો પાર,
મૂછઓડાણાનીનાં વખાણ કરતાં, હાર્યો હાર્યો નરભો વાર હજાર;
ગુરૂને પ્રતાપે રે, જેવી મારી બુદ્ધિ હતી. સાયર૦

## પદ ૩૪ મું.

મૂછ ઓડાણાકેરી રે, વિશ્વ બાધું બાળો;
રખે જાણો કહ્યુ નરભે રે, બોલ્યો છે એ છોગાળો. ટેક.
અંજનીપુત્ર સરિખો ઓડાણો, સંશય ધરો નહિ કાંય,
નવ ને તેર પદ સાગ કરીને, ત્રેવીશમા પદ માંય;
ચતુર તે બોલ્યો રે, સન્દેહ તો નથી ટાળ્યો. મૂછ૦
પાંગળો ને પર્વત ઓળગે, જેને પ્રસન્ન જદુરાય,
તરણાનો મેરૂ મેરૂનું તરણ, બિંદુમા સિંધુ સમાય;
સમરથ એવો રે, એક કોરે ડાકોરવાળો. મૂછ૦

ઝેર ધૂનથી પૂતના તરી, હતી અક્ષય પાપી,
અજામિલને ઉદ્ધારીયા, કર્મ નાખ્યા કાપી " સુણોરે૦
અનેક પતીત પાવન કર્યા, કેઈ પેરે વખાણું
અલ્પ બુદ્ધ હું કેમ કહી, હરી ગુણ કેમ જાણું સુણોરે૦
વેર ભાવે જેઓ વર્યા, ગનણુ ઝુભાર
હીરણ્યકશિપુ હીરણ્યાક્ષને, પ્રભુ રાખ્યા શર્ણે સુણોરે૦
દંતવક્ર શીશુપાળનો, કીધો વધ હાથે,
સુરનર મુનીવર દેખતા કીધો ઉદ્ધાર નાથે સુણોરે૦
માણસની ગણના કશી, જે પશુને તારે,
ગજને ગ્રાહથી મુકાવવા, ધાયા તે હરી વહારે સુણોરે૦
મહા બડભાગી પ્રભુ, દીનબંધુ કહીએ,
શર્ણાગત પોતે હરી, ભક્તવત્સલ વદીએ સુણોરે૦
ધ્રુવને અવિચળપદ આપતા ક્ષણવાર ન લાગી,
બળીબંધન દ્વારે રહ્યા, એવા નામ સોભાગી સુણોરે૦
ચંદ્રહાસને ઉગારવા, વીખ વીખીયા કીધી
ભક્ત વિભીષણ ચીત્ત ધરી, લંકા નગરી દીધી સુણોરે૦
સુધન્વાને ઉગારીયો પ્રગટ્યા પ્રભુ આપે,
તેલ કઢાને શીતળ કરી, એવા નામ પ્રતાપે સુણોરે૦
દાસપણું પોતે કર્યું, ત્રીલોચનને દ્વારે,
અર્જુનનો રથ ખેડીયો, એ જુગદાધારે સુણોરે૦
ભક્તરાજ અમરીખને, રાખ્યા જુગદીશ,
દુર્વાસાના શ્રાપને હરી ધરીયા શીશ સુણોરે૦
દ્રુપદીને ચીર પુરીયા, પાંડવ પ્રતિપાળ,
કુબજા પ્રેમે કર ગ્રહી, એવા દીનદયાળ સુણોરે૦
સુદામો દુર્બલ ઘણો રહ્યું દારિદ્ર વ્યાપી,
ભાગ તણા કણ કર ગ્રહી, પછી નવનિધ આપી સુણોરે૦
નરસિંહ મેહેતાની કૃપા કરી હુંડી પુરી મોંમાગુ
વિષ મીરાનું અમૃત કર્યું, ભક્તનું લાડ પાળ્યું સુણોરે૦
ભાજીનું ભોજન વિદુરનું પંચામૃત જાણી,
ઘર છાયું નામદેવનું એવા સારંગપાણી સુણોરે૦

ગીરી ગોવરધન કર ધર્યો, વ્રીજપુરને કાજે;
ઉચ્છિષ્ટ બોર શબરી તણાં, ખાધાં પ્રેમથી મહારાજે. સુણોરે૦
સ્થંભ માંહે હરી પ્રગટીયા, પ્રહલાદને કાજે;
લક્ષે લક્ષ્મીવર સેવો મન, સમરથ માહારાજે. સુણોરે૦
રૂક્માંગદ હરીચંદ ને, વળી કરણ વખાણું;
અનેક ભક્ત માહાગાજના, કેહેતાં પાર ન જાણું. સુણોરે૦
શુક સનકાદિક મહાજતી, નારદાદિક જેહ;
અનેક ભક્ત ઉદ્ધારીયા, જેને હરીથી સ્નેહ. સુણોરે૦
સદગુર સંગ સમાગમે, હરીને હૃદયામાં રાખો;

સખી કેમ કરી રાખું ધીર, નીરદ નેધાણીરે,
સખી જોને બળભદ્ર વીર, પીર ન જાણીરે
સખી નીર ભરાય છે નેણુ, નણુ હું વારૂરે,
સખી બ્રહ્માનંદનો સેણુ, મને નો ઘણું સારૂરે

સખી શ્રાવણ માસે માસ, ગયા મુને મેલીરે
સખી જોને વૃક્ષે જામ નીરખી વેલીરે
સખી પ્રીતમ મળવા કાજ, કે નદીયા ચાલીરે,
જોને આન્રતમા નગરાજ, ન આવ્યા આનીરે
સખી મધુરો વરસે મેહ તે દાદુર બોલેરે,
સખી તેમ તેમ ગાજે મેહ, કે અતર ડોલેરે
સખી [illegible] નહિ રેંડ હાથ [illegible] ની સેગ થાનેરે
સખી બ્રહ્માનંદના નાથ મળ્યા [illegible]

સખી ભાદરવ [illegible] વગ [illegible]
સખી નીત્ય દીસ [illegible] નુ [illegible] નવા લેખુણીરે
સખી [illegible] વિવિધ [illegible] મેં [illegible] ગગનેરે
સખી નાચ્યા નટવર નાથ, વિરહ દુણુ વરજેરે,
સખી પામે ધેડ પ્રસન્ન થયા મન હાળીરે
સખી તાપે દાઝે તન નાવ્યા વનમાળીરે
સખી અતીશે પીડે મામ, કે દીન મતાનીરે
પાવલા બ્રહ્માનંદના સામ, મળોને આવીરે

સખી આવ્યો આસો માસ, મોહની ફુલીરે
સખી નવપલ્લવ વૃક્ષ પાસ, લતા રહી ઝુલીરે
સખી પથી ચાલ્યા પથ, પૃથ્વી સુકાણીરે
સખી હજી ન આવ્યા કથ, રહ્યા શુ જાણીરે
સખી આવી [illegible] ઉમગ, ગયા રિતુ વીતિરે,
સખી નાવલીયો નવરંગ ખબર નવ લીધીરે
સખી મેવ ગયા નીજ ધામ વીતશે ના વાચારે,
સખી બ્રહ્માન નો શામ તેો કેમ ના તારે

સખી કાતક મહિને ચાલ હજી મળવાનીરે,
સખી જ્યા કુબ્જાના પાસ સુધ ન રહવાનીરે

સખી કરવા પીયા સંગ ભોગ, ઘણું હું ધાપીરે,
સખી બેશી અગારી ગોખ, જોઉં મેં આંખીરે.
સખી લેના પાછો માલ, ફરે વેપારીરે,
સખી મુને તો નંદલાલ, મેલી વીસારીરે
સખી ઘરઘર આનંદ બેગ, આવી દીવાળીરે,
સખી કહે બ્રહ્માનંદ, નાવ્યા વનમાળીરે

સખી માગશર આવ્યો માલ, રહ્યા કેમ બેસીરે,
સખી આ રતે નારી નાર, નાહે જળ પેસીરે
સખી ચમકી જોને ટાઢ, ઉત્તર વા વાયારે,
સખી સુંદર પર રાખી દાઝ, કેણે વિલમાયારે.
સખી જેમ જેમ વાજે શીત, કે તેમ તેમ દાઝુરે,
સખી પીયા વીના આતુર, કહું શું ઝાઝુરે
સખી મારી ગયા ભ્રેહ બાણુ, તેણે તન ટળગેરે,
સખી બ્રહ્માનંદનો પ્રાણ, જીવન કે દી મળગેરે

સખી પોષ મહિને પીયુ, ન આવ્યા એનીરે,
સખી જપ ન થાય આ જીવ, કે રજના એનીરે
સખી વીતી રિતું હેમંત, શીશીર ચડી આવીરે,
સખી મનમણુગારે કંથ, મુને વીસારીરે
સખી આ રત ભાણા માય, મન જાય મેલીરે,
સખી તે રત્યે છાડી સંગ, ગયા માહેલીરે
સખી જેમ જેમ વાજે શીત, વીરહ તેમ તાણેરે,
સખી બ્રહ્માનંદનો મીત, ન આવ્યા એ ટાણેરે

સખી માહા મહિને મનમાય, કે ધખના લાગીરે,
સખી નાવ્યા જાદવરાય, કે મેન્જ સોહાગીરે
સખી ચડી ચડી મેડી માળ, કે બેસુ બારીરે,
સખી પથ નીહાળ નીહાળ, કે હું તો હારીરે
સખી પાંચમે વાવી પ્રીત, રહ્યો રંગ છાઇરે
સખી ઘરઘર મંગળ ગીત વસંત વધાઇરે,
સખી કરી મરી કલપાંત, કે મુકી કાયારે,
સખી બ્રહ્માનંદકે મ્રથ ન તારી માયારે,

સખી બેઠી મારગ જોઇ, વીરહ તન છાયોરે.
સખી બ્રહ્માનંદ કહે કાઇ, સંદેશો નાવ્યોરે.

સખી અધીક મટિને આશ, કે પુરી વાયેરે.
સખી તનની મરવે ત્રાસ, ગળી નદવાલેરે.
સખી આવ્યો અતી આનંદ, કે વાત વધાસ્યોરે,
સખી ગુણવંતે ગોવિંદ, કે જન્મ સુધાસ્યોરે.
સખી પુરી સરવે હામ, કે ભુજ બળ ભીડીરે;
સખી કીધી પુરણ કામ, ક દીધી બીડીરે.
સખી છેલ છબીલા સાથ, ક ખાતેયે ખેલુરે;
હવે બ્રહ્માનંદનો નાથ, પલક નહી મેલુરે.

—— o ——

## કૃષ્ણ કીર્તન.

### પદ ૧ લું-ગરબી.

તારા મુખડાની બોરાર, માયા લાગીરે,
મેં તો લોકડીયાની લાજ, સરવે ત્યાગીરે.
હવે છેડો નાખ્યો શીશ, થઇ દીવાનીરે,
તારી છબી અલૌકીક છેલ, મનડે માનીરે.
મેં તો તમથી બાંધી પ્રીત્ય, બીજેથી તોડીરે,
હવે સામળીઆ તમ સાથ, બની છે જોડીરે.
વાલા ગાવો છો સુંદર ગીત, અલૌકીક લટકેરે,
તારા છોગલીયામે છેલ, મારૂં મન અટકેરે.
છબી જોઇને સુંદરશામ, ઠરે છે નેણારે,
રૂડા લાગે છે રંગરેલ, વાલા તારાં વેણારે.
અલબેલા પ્રાણ આધાર, પધારોને પ્રીતેરે,
વાલા બ્રહ્માનંદના નાથ, રમો રંગ રીતેરે.

### પદ ૨ જુ.

મારૂં મનડું પમાડયુ મોહ, વગીને તાનેરે
મુને ગરક કરી ગુલતાન, કાઢીયે કાનેરે

સુને સરને સૈયરગે સામ, સુહાગણ કીધીરે,
વાને હસી દેખાડી હેત, બાહી ગ્રહી લીધીરે
મરને પુરી પ્રાણ આધાર, જીની હામરે,
આજ મેહેર કરી માહારાજ, જોયુ મુજ સામુરે
વાને હેતે ઝા લો હાથ, લીધી હરીને તાળીરે,
મારે જગપતી સાથે જોડ, બણી રૂપાળીરે
અતી હરખ ભર્યો ન સમાય, આનંદ અગેરે,
મારે રમતા જામ્યો રગ, સામળીયા સગેરે
હુ તો મગન થઇ મસ્તાન, ખાતે ખેલુરે,
બાંધ્યુ બ્રહ્માનંદના નાથ, સગાથે ખેલુરે

પદ ૩ જુ.

વાના તમારી જોઇને રહી છુ વાટરે, હો સામળીયા
મદીરીને મારે ના થા શા માટ, પ્રીતમ પાતળીયા
સજી રહી સણગાર તમારે કાજરે, હો સા૦
લોકતણી મે મેલી સરવે લાજ, પ્રીતમ૦
લાજ તજી હુ ચરણ તમારે લાગીરે, હો મા૦
ભાની મારા મનની મરને ભાગી, પ્રીતમ૦
મળવા કાજે આતુર થયુ છે મનરે હો મા૦
તમ વિના તે દાઝે મારૂ તન, પ્રીતમ૦
અતરમા મોટી તમારી આશરે હો મા૦

તમ વીના તે મંદીર ખાવા ધાયરે; હો મન૦
રજનીમે એકલડા કેમ રેવાય. રસીયા૦
આલીંગન લીધા વીના દાઝે અંગરે; હો મન૦
રસીયાજી આવો તો વાધે રંગ. રસીયા૦
આવો તો આલીંગન આપડ લીજેરે; હો મન૦
કાન કુંવર મારા મનનું ગમતું કીજે. રસીયા૦
એકાંતે દલડાની વાતુ કૈયેરે; હો મન૦
રસ ભમ થઇને ભેળાં આપડ રૈયે. રસીયા૦
ભેળા રહ્યા વિના ભુખડલી નવ ભાગેરે; હો મન૦
તમ વિના તે ગોકુળ સુનુ લાગે. રસીયા૦
ગોકુળીયાની નાર તણા આધારરે; હો મન૦
વાલમજી આવોને આણી વાર. રસીયા૦
કરુણા સિંધુ કરો કીપા હવે કહાનરે; હો મન૦
બ્રહ્માનંદને દીજે દરશન દાન. રસીયા૦

## પદ ૫ મું.

વાલો વજાડે વન રણીયાળી વેણુરે હો, સાહેલી
તેને મારૂ મન થયું છે મેણ, સાંભળવા સાહેલી
મેણ થયુ મન મારૂ મોહન મળતારે; હો સાહેલી૦
ભવની વ્યાધી ભાગી તનકુ ભળતા. સાંભળવા૦
લટકાળાના નેણામે લોભાણીરે; હો સાહેલી૦
જગજીવન પોતાની મુજને જાણી. સાંભળવા૦
નટવરજીની આંખ્ય અનોપમ નીરખીરે; હો સાહેલી૦
સુધ બુધ ભુલી થૈ હું ઘેલી સરખી. સાંભળવા૦
મેં ગરઝદા લોક તણી ગરવે મેલીરે, હો સાહેલી૦
અલબેલાને સંગ થઇ અલબેલીરે સાંભળવા૦
અલબેલાજી મારે મંદીર આવેરે. હો સાહેલી૦
વાલપ દૈને મુને નીલ બોલાવે. સાંભળવા૦
બાલપણાની શી કહું તુજને વાતરે; હો સાહેલી૦
રસીયોજી મારે મંદીર રહે દિન રાત. સાંભળવા૦
મુખડુ જાણે સરદ પુનમનો ચંદરે, હો સાહેલી૦
તે મુખ ઉપર વારી બ્રહ્માનંદ સાંભળવા૦

## પદ ૬ ઠું.

અક્ષણેપોજી મારે મંદીર આવ્યારે, હો સુણ આલી.
પાતળીયોજી પ્રેમે સું પધાર્યા, મોહન વનમાળી.
લાજ તજી આલીંગન મેં તો લીધુરે, હો સુણ૦
કરી કૃપા મારા મનનું ગમતું કીધું, મોહન૦
ન્યાલ થઇ છોગાળાને હું નીરખીરે, હો સુણ૦
છેલ છબીલે કીધી પોતા સરખી, મોહન૦
મન ગમતું કીધું મરજાદા મેલીરે, હો સુણ૦
ભાવ કરી ભુધરસું હું તો ભેટી, મોહન૦
નીશંક થઇ હું ગળે બાહડલી નાખીરે, હો સુણ૦
અલબેલાને જોઇ ઠરી મારી. આંખી, મોહન૦
આજ સખી મુને રંગીલે માહ સુખ આપ્યું, હો સુણ૦
અંતરીત દુખ મારા મનનું સર્વે કાપ્યું, મોહન૦
વેંધાણી હું વાલાજીને વેણેરે, હો સુણ૦
નેહ લગાડયો મુજને કોમળ નેણે. મોહન૦
પાતળીયાની ચાલ અનોપમ ન્યારીરે, હો સુણ૦
હરખ સહીત જાય બ્રહ્માનંદ બલહારી મોહન૦

## પદ ૭ મું.

ઓરા આવો નટવર નાનડીયા, તમે મારા જીવન સાથે જડીયા. ટેક૦
શોભો છો સોનેરી પટકે, છબી રંગ ચોળ તણે ચટકે,
લીધું મન હાથ તણે લટકે, ઓરા૦
કરી મેં તમ અરથે માયા, લાગી છે મુખડાની માયા,
જીવો ઘણું જસોદાના જાયા, ઓરા૦
સુંદર વર લાગો છો સારા, ન મેલું એક ઘડી ન્યારા,
છોજી મારા પ્રાણ થકી પ્યારા, ઓરા૦
વાલું થકી હું ખડા વીસરીયે, જોઇ જોઇ અંતરમાં ઠરીયે,
કાહના આવો ગોઠલડી કરીયે. ઓરા૦
કટી પર પીતાંબર કસીયા, હેતે નીત બોલો છો હસીયા,
બ્રહ્માનંદના વાલા રમીયા, ઓરા૦

### પદ ૮ મું.

વાજ્યો હરી વાંસલડી વાળા, લાડીલા નંદતણા લાલા. ટેક૦
મોહ્યુ મન બંસીના સ્વરમે, ભરી છુ આનંદના ભરમે,
નથી હવે રેવાતું ઘરમે, વાજ્યો૦
બુંસ્રી મરસ અતરની વળગુ, વગીમે ચિત્ત મારૂ વળગુ,
અધક્ષણ ન થાયે અળગુ, વાજ્યો૦
વેધાણી વરીને નાદે, સુણજુ સુંદર સવાદે;
ગાવો હરી ઉંચેરે સાદે, વાજ્યો૦
આવીછુ સાંભળવા ઓજે, વગી અતી મરમાળી ઓવે,
શુ દીધ વમીપર જાુ ડોવે, વાજ્યો૦
વસી મુને લાગે છે પ્યારી, જેરી જેરી વાજ્યો ગીરધારી,
બ્રહ્માનંદ જાયે બલહારી. વાજ્યો૦

### પદ ૯ મુ.

આવો આવો સુંદર વર ઓરા, જોઉં માથે ફુલડાના તોરા. ટેક૦
મારે સરવે આવ્યુ છે મજરે, દેખો છો અમતની નજરે,
ગોર્યુ મન ફુલાને ગજરે, આવો૦
ગોળે મુખ ઉપર તીન તાજુ, કપોળે ટીબકડી કાજુ,
બહુ રૂડા લાગે છે બાજુ, આવો૦
મનોહર મુરતી મનમાની, છુપાડી કેમ કરી રે છાની;
દેખી હુ થઇ છુ દીવાની, આવો૦
કેમરની આળ કરી બાવે, વળી વળો બોલો છો વાહવે,
ચાલો છો હસ તણી ચાવે, આવો૦
સુરગી સુથણની અગી, અનોપમ પેરી છે બગી,
બ્રહ્માનંદના વાહલા રંગી, આવો૦

### પદ ૧૦ મું.

છોગ તમે નંદતણા નંદ, ચતુરસર ગોકુળના ચંદ. ટેક૦
કોડીના કુવર કાનુડા, નટવર સુંદર નાનુડા,
રાજેસર દીસો છો રૂડા, છોગ૦
આપ્યુ તમારી અતીને આણીયાણી, મનોહર સુંદર મરમાળી,
રંગીણી મુર્તિ રૂપાળી છોગ૦

આનો ઘરે આવા ને આવા, ખાને મઢી માખણીયુ ખાવા,
ગીતુ ગીતુ ભેર્યો ને ગાવા, છો૦
પેર્ગો તન જરકશીયા જમા, ચાલી આવો વાલમજી સામા,
વાઓ રૂડી વગી વિસામા, છો૦
કોઇવિધી જશો નહિ કળીયા, હેતે તમે કુણ તણે ટળીયા;
વારી બ્રહ્માનંદના વાલા છળીયા, છો૦

## પદ ૧૨ મું.

વાલા તમ ઉપર જાઉં વારી, લાગી મુને લાલચડી તારી. ટેક૦
છબીલા સુંદર છોગાળા, મનોહર દીસો ગરમાળા;
ચોરે ચીત નેણતણા ચાળા, વાલા૦
જોઇ જોઇ તૃપ્ત નથી પામી, રટુ છુ ગુણ નીસદિન ગાતી,
મળે તો ખુગ ઠરે છાતી, વાલા૦
કેવાતી વાત નથી કોઇને, રહી છુ ચીત તનમાં પ્રોઇને,
ઘરના સરવે રાએ ડોઇને, વાલા૦
લોભાણી છુ પાર તણે છેડે, તાકુ છુ મળવા વણ તેડે,
દીવાની થઇ ડોલુ કેડે વાલા૦
પેહરો કરી પા ગ નવ વળીયે, મુજપર અઠળક ઢળીયે;
વાહલા બ્રહ્માનંદના આરો મળીયે વાલા૦

## પદ ૧૨ મું.

પધારોને સેજલડી પ્યારા, મનોહર જીવન છો મારા ટેક૦
જારે તમે જાઓ છો વનમે, તારે અતી તાપ થાય તનમે;
મળ્યાની ઉમગ ઘણી મનમ, પધા૦
પ્રવારી છુ ગાવડલી દોઇને, નેણામે કાજળીયું રોઇને,
ઊભી છુ વાટલડી જોઇને, પધા૦
સજી છે સેજલડી મારી, સુગધી ફુલે સમારી,
આવીને ઊભી છુ બારી, પધા૦
શોભીતા સણગાર સજિયા, તમે મારા અતરમે રજિયા,
કાના આના મેનોને કજીયા; પધા૦
વાનાળી દુ ખડુ વીસમીયે, જમાડુ ભાવ કરી જમીયે,
બ્રહ્માનંદ કેદ આપણ રમીયે. પધા૦

## પદ ૧૩ મું.

વાહલા આવો પુછું વાતલડી, રેહને ગાંધી રંગભર રાતલડી.
કસુંબી ફેંટા કેસરીયા, તોરા શીર ફુલ તણા ધરીયા;
કેનાં આજ કારજ કરીયાં, વાહ
જામા પેહરી સુંદર ઝળહળતા, રેહ છો ઓલી સહીયરમે ભળતા;
અમથી કેમ ચાલો છો ટળતા, વાહ
અમ સાથે રાખો છો છેટા, રૂપાળો પેહરીને રેંટા;
ભાવે કરી બીજીને ભેટા, વાહ
બીજે ઘરે બારણીયા બાંધો, જોરે કરો પ્રીત તણો સાંધો;
વારી જાઉં અમથી શો વાંધો, વાહ
ઓલી તો પુરણ વર પામી, ખરૂં કોને અમમે શી ખામી;
બોલો બ્રહ્માનંદ તણા સ્વામી, વાહ

## પદ ૧૪ મું.

ચારી આવો ગાવડલી મારી, ટકો દઉં રીત તણો સારી. રે
મલાજો રાખુંછું કેહતી, અમારે હાથ નથી રેહતી;
તમ વિના દોહવા નથી દેતી, ચારી
સાચું ખોટું બાઇને સમને, આવે છે મારવા અમને;
ટાઢી થાય દેખીને તમને, ચારી
હેતે તમે પેલી હેળાવી, છાની નથી વાત કહું છું ચાવી;
હવે નહિ પુરે બરકાવી, ચારી
જો અતીજી વાહલા ચારો, બારે જાઇ દોઇ કોઇને પાશો;
તો ગીરધરજી ગાણુ ગાશો, ચારી
ઝાઝું ખડ નીરૂ ત્યાં જઇને, ચારી લાવો પાણીડું પઇને;
વાહલા બ્રહ્માનંદના શીધા થઇને, ચારી

કે મોડુ વેહેલુ સૌ જાવાનુ, કે તે દેખીને શુ થાવાનુ,
કે મેણુ મારે અવિચળ માનાનુ, રે લા૦
કે કોઇ કઇ સુજને શુ કરશે, કે ગજ ચડી શકા કુણ ધરશે,
કે શ્વાન ભમી ભમીને મરશે, રે લા૦
કે સુમજીને મેં તો પગ ભરીયા, કે મરવે વિષય રસ વિસરીયા,
કે બ્રહ્માનંદને વાને વરીયા, રે લા૦

પદ ૧૬ મું.

લાગી મારે નટવરથી લગની, કે ગરબદા મેલી જગની, રે લાગી૦
કે એક ટેક અતર ધારી, કે સગા કુટુંબ સઉ વિસારી,
કે મન ક્રમ વરીયા મોરારી, રે લાગી૦
કે કસુંબ તો તન મન કુરબાણી, કે હરી વિના ન વદુ અન્ય વાણી,
કે કાન કુવરથી અટકાણી, રે લાગી૦
કે સુખ મેં તો મસારી છોડયુ, કે સઉ સાથે સગપણ તોડયુ,
કે જગના જીવન સાથે જોડયુ, રે લાગી૦
કે મેણા જગ કેરા સહીને, કે ધીર મન મતવાલી થઇને,
કે ચાલી હુતો વીર કરમે લઇને, રે લાગી૦
કે બેઠી છું તો લાજ જગની ખોઇને, કે મન નીસદિન રહ્યુ છે મોઇને,
કે બ્રહ્માનંદના વાલાને જોઇને, રે લાગી૦

### પદ ૯૮ મું.

કે વર્યા મેં તો રંગભર વાલાને, કે વરનાગી નંદલાલાને રે. વર્યા૦
કે કીધુ મેં તો નીશ્ચે વિચારી, કે દુરીજન થાવ્યા સુને વારી,
કે ધાર્યા એક વર ગીરધારી, રે વર્યા
કે જે મરણ સુરાની લગની, કે ઉઠે જેમ ભાથુ બાણ અગની,
કે પેતી ન ધરે પાછી પગની, રે વર્યા૦
કે સતી જેમ પાછી નવ ભાલે, કે તન કેરા સુખને ગાળે,
કે અગનીમેં અંગ પરજાળે, રે વર્યા૦
કે સુરો કાયર થાય ડરી, કે સતી ઘર આવે પાછી ફરી,
કે માત પીતાને તેને ખોટ ખરી, રે વર્યા૦
કે બ્રહ્માનંદ એમ જોયુ પેલુ, કે દેખીને નવ થાવુ ઘેલુ,
કે કામ કઠણ છે નથી સેલુ રે વર્યા૦

---

# ગિરધર.

---

## રાધિકા વિરહના દ્વાદશ માસ.

---

### ગરબો-રાગ ઓધવજીના સંદેશાનો.

ઉદ્ધવજી અલબેલો ક્યારે આવશે, રોજ મગી પુછે છે નરનારજો,
શા માટે મોહનજી મથુરા રહ્યા, થયા નમેગ જીવન પ્રાણાધારજો ઉદ્ધ૦
કાર્તિક માસે અક્રૂર રથ લેઇ આવિયા, રામ કૃષ્ણને બેસાડયા રથ માંહજો,
કપટ કરીને કામણગારે છેતર્યાં, તે દિવસથી ફરી ન આવ્યા આંહજો ઉદ્ધ૦
શુ જાણુ જે જીવન જૂઠુ બોલશે, વિશ્વાસીને વાલ્યા વિઠ્ઠલ વીર જો,
દગો કરીને દામોદરે દુખિયા કર્યાં, કહો હવે કયમ કરી રાખુ ધીરજો ઉદ્ધ૦
માર્ગશીર મહિને મોહન મન સાંભરે, નિશદિન ઝુરૂ મંદિરિયા મોઝારજો,
ઘરો ધાગી ઘરનો કાઇ સુઝે નહિ, ઘેદવી ટીંકુ ઘેર ઘેર થઇ રોઝારજો ઉદ્ધ૦
લાજ તજીને લોકડિયાને પૂછીએ, મથુરામાથી આવે જે કાઇ જનજો,
કેહો બાઇ મારો પ્રાણજીવન સારૂ કરે, આયુ કહોને સુખીઆ જગજીવનજો ઉદ્ધ૦

ભાદરવો આવ્યોને તાપ ઉપજે ઘણો, મેઘ ઘટામાં વિજળીનો ચમકાર જો;
તેથી વેળાએ સ્વામિનું સુખ સાંભરે, દેહ વિષે મારે પ્રકટ્યો અંગાર જો. ઉ
બહુ રસનો ભોગીરે મધુકર જાણીએ, નિત્ય સેવે નવલાં પુષ્પ સુગંધ જો;
આપણ અબળાને બળ બહુ નાથને; દેહ રહ્યો છે પ્રીતલડીને બંધ જો. ઉ
આસો મહિનો આનંદકારી આવિયો, ઉદ્ધવજી શું કહીએ વારંવાર જો;
દયા તેવું કહેજો બહુને નાથને, પ્રાણ રહ્યો છે નામ તણે આધાર જો. ઉ
અવગુણની આંટી તે ઉર નવ રાખશો, સન્મુખ થાજો કૃપા કરી મહારાજ જો;
ઉદ્ધવજી એવું સુણતાં અચરજ પામિયા, કષ્ટ કરે છે કેશવ દર્શન કાજ જો. ઉ
ભક્તિ તો સાંખીરે વ્રજની
ગિ

**માલિની વૃત્ત.**–પ્રકટી મદન વ્યાધિ, મેં'હસ્યો બાણ સાધી,
હરિ હરિ કહે રાધા, પ્રેમને પાશ બાંધી,
વિરહ વિમળ રોતી, ચીરશુ નીર લ્હો'તી,
અરૂણ નયન દીસે, આશ જોતા અરીસે
પૌર ફિરે કહે પ્રેમદા, પતિશુ શો રેષ,
મલિનપણુ મુખ આપણુ, દર્પણનો શો દોષ
ઉત્તર દિશ આવ્યો રવિ, નર નારી વિશ્રામ,
વાસ પૂર્યો મથુરા વિષે, ન આવ્યા અવિનાશ.
દિવસ થયો અતિ દુમણો, માહરૂ દુખ દેખી,
રોષ્ય સમાણી જામીની, થઇ ત્રેહી ચેખી
અરણ્ય થઇ મારી ઓરડી, દોરડી થઇ દેહ,
તે મરમ જાણે ગોરડી, પતિ આપે છેહ પીડ૦
**માલિની વૃત્ત.**–પરહરિજ પટોળી, પામરી પાન ચોળી,
વિરહ અગન વ્યાપી, પીડતો કામ પાપી,
નખિત નેહની ચીરી, નીમરે લા તવાની,
થઇ ગઇ નિશ જોગી, પ્રાણ જાણે અગીદી
માર વિષે મહારે મુખે, દુખે પડિયા દાન,
રગ અધરનો આવતાં પ્રકટીઓ રે વ્યાધ.
પાન નરમ પનગમા, સભોગનો સાજ,
આજ મારે તા ભામતું, ન આવ્યા નજ રાજ
ચીરન કુજર સજ થઇ, ભુજ ભુજ આરોગ,
માધવ વિના કોણ માગશે, મન્મથની ફોજ
હમ કપોળે ખેલીરે', નહિ પોષણહાર,
નાશ થશે બન્ને તણો, છવારો આવાર પીડ૦
**માલિની વૃત્ત.**–સુરત સુખ વિશાળા, માનજો ચીન બાળા,
સુકૃતિ કુસુમ માળા- શોક નિશ્વાસ જ્વાળા,
નિરખી નયન મીચે, આસુએ અગ સીંચે,
દુખ લખી મણી આવે, બાય માડી બોલાવે.
ફાગણે ફૂલી એનવી, લચી લૂમે દ્રાક્ષ
પાખડિયે પડી રગે, ન ગમે હરિ પાખ.
કેશુ કુસુમની પાખડી, તે તો વાકડી પેર,
જાણે મન્મથ બાકડી વિરહી શું વેર

ભાદરવો આવ્યોને જાય ઉપજે ઘણો, મેઘ ઘટામાં વિજળીનો ચમકાર જો; ''
તેણી વેળાએ સ્વામિનું સુખ સાંભરે, દેહ વિષે મહે પ્રકટ્યો અંગાર જો. ઉદ્ધ૦
બહુ રસનો ભોગીરે મધુકર જાણીએ, નિસ લેનો નવલાં પુષ્પ સુગંધ જો;
આપણ અબળાને બળ બહુ નાથને, દેહ ગ્યો છે પ્રીતલડીને બંધ જો. ઉદ્ધ૦
આસો મહિનો આનંદકારી આવિયો, ઉદ્ધવજી શું કહીએ વારંવાર જો;
દેખો તેવું કહેજો જદુને નાથને, પ્રાણ રહ્યો છે નામ તણે આધાર જો. ઉદ્ધ૦
અવગુણની આંટી તે ઉર નવ રાખજો, સન્મુખ થાજો કૃપા કરી મારાજ જો;
ઉદ્ધવજી એવું સુણતાં અચરજ પામિયા, કષ્ટ કરે છે કેશવ દર્શન કાજ જો ઉદ્ધ૦
ભક્તિ તો સાચીરે વ્રજની નારની, મિથ્યા સરવે જોગી કેરા જોગ જો;
ગિરિધારી ગુણ પ્રેમી જન જાણે નહિ, જ્યાં સુધી મન કામ વિષયના ભોગ જો. ઉદ્ધ૦

---

# રત્નેશ્વરકૃત.

---

## રાધા વિરહના મહિના.

---

### ગરબો-રાગ રત્નાના મહિનાનો.

શંકર નન્દનને નમુ, શુદ્ધ બુદ્ધનો નિવાસ,
કૃષ્ણકૃપાએ વર્ણવું, રચું દ્વાદશ માસ.
પીડા લાગી રાધા શિરે, અગે અંગ અકળાય;
સ્નેહ પીડાથી દુખણી, દુઃખ નહિ કહેવાય—
શુણ સખી સ્નેહ

માગશરે મથુરાં ભણી, ગયા ગોકુળનાથ;
સાથપણી મૂકયા અમો, ગમ્યો યાદવ સાથ.
નાનાં મોટાં નીસરે, નરે કોટાનકોટ;
જોડ વિખડી માહરી, દેઉ દૈવને ખોટ.
સુણ ચંદ્રભાગા ચંદ્રાવળી, ગળી કરો વિચાર;
ચાર પ્રહર રજની તણા, કેમ પાગીએ પાર.
ચોપટ ખેલ ગમે નહિ, ન ગમે સાન ગોઠ;
પૂર ન મૂકે પારસિ, મારે ભારે શીર ચોટ.

**માલિની વૃત્ત.**–પ્રકટી મદન વ્યાધિ, મો'હસ્ત્રો બાણુ સાધી,
હરિ હરિ કહે રાધા, પ્રેમને પાશ બાંધી,
વિરહ વિકળ રોતી, ચીરશુ નીર લ્હો'તી,
અરૂણુ નયન દીસે, આશ જોતા અરીસે.
પોષ વિષે કહે પ્રેમદા, પતિશુ શો રોષ,
મલિનપણુ મુખ આપણુ, દર્પણનો શો દોષ
ઉત્તર દિશ આવ્યો રવિ, નર નારી વિલાસ,
વાસ પૂર્યો મથુરા વિષે, ન આવ્યા અવિનાશ.
દિવસ થયો અતિ દુબળો, માહરૂ દુ ખ દેખી,
શોકય સમાણી જામીની, થઇ પ્રૌઢી પેખી.
અરણ્ય થઇ મારી ઓરડી, હોરડી થઇ દેહ,
તે અમ જીવે ગોરડી, પતિ આપે છેહ પી૦

**માલિની વૃત્ત.**–પરહરિ પગેળી, પામરી પાન ચોળી,
વિરહ અગન વ્યાપી, પીડતો કામ પાપી,
લખિત નેહની ચીરી, નીસરે સા તવારી,
, થઇ ગઇ નિશ મોરી, પ્રાણુ જાણે અગીરી.
માઘ વિષે મહારે મુખે, દુખે પડિયા દાન,
રગ અધરનો આવર્યો, પ્રકટીઓ રે વ્યાધ.
પાન ચવગ પનગમા, સભોગનો સાજ,
આજ મારે શા કામનુ, ન આવ્યા વ્રજ રાજ.
યૌવન કુજર મજ થઇ, શુભ કુભ આરોગ,
માધવ વિના કોણુ મારશે, મન્મથની ફોજ.
હસ કપોળે બેસીરે', નહિ પોષણહાર,
નાશ થશે બન્ને તણો, ઉગાડો આવાર પી૦

**માલિની વૃત્ત.**–સુરત સુખ વિશાળા, માળગો શીજ બાળા,
સુકતિ કુસુમ માળા, શીઘ્ર નિશ્વાસ જ્વાળા,
નિરખી નયન મીચે, આસુએ અગ સીંચે,
દુઃખ લખી મખી આવે, બાથ સાહી ઓવાવે.
ફાગણે ફૂલી એનરી, લચી લૂમે દ્રાક્ષ,
પાખડિયે પક્ષી રમે, ન ગમે હરિ પાખ
કેશુ કુસુમની પાખડી, તે તો વાંકડી પેચ,
જાણે મન્મથ આંકડી, વિરહી શુ કેર

મધુકર ગુંજે કોકિલા, ભર્યો આંબ અંકાર;
સોહર કરે શુક સારિકા, નહિ નંદકિશોર.
અબીલ ગુલાલ ઉડે ઘણું, વાજે ચંગ મૃદંગ;
વિફલ પાખે વસંત તો, દાઝે કોમળું અંગ.

**માલિની વૃત્ત.**–કૃશ તનુ મન ભાગે, હારનો ભાર લાગે;
વિરહ વિકળ વીથી, જો હરિપાશ થીલી;
નિપટ મન ન હીસે, આંસુડે અંગ સીંચે,
શશિથકી છણી આહે, નેટ આરસી માંહે.

ચૈત્ર વિષે ચંદ્રમા તણું, ઘણું ટાઢાકુ તેજ,
ઉગી અગાશી ફુલડે, વાસી મારી સેજ.
યૌવન ફુલવાડી ફુલી, લચી લેહેરે જાય;
ભેટ કરૂ ભગવાનને, થાય કૃપની છાંય,
અંગ અનંગ વશી રહ્યો, ઋતુનો દિન આજ,
અંબર ચૂગો સેવ્યો, વરવાનું શુ કાજ.
આંબે વળગી મખિચેવડી, સાહેલડી જોય,
એલડીએ નહિ નાથજી, દુ:ખ સાલે સોય.

**માલિની વૃત્ત**–કઠિન દિન ન ખૂટે, સ્વેદના બિંદુ છૂટે;
પવન વ્યજન વીંજે, નેનથી તર્ત ભીંજે;
સખી જન સુહાવે, ગોપિતા જાય આવે;
કમળકુસુમ લાવે, રાધિકાને ન ભાવે.

વૈશાખે વનિતા કહે, આવ્યો ગ્રીષમ કાળ;
અગ્નિ તણા ભડકા બળે, તડકાનીરે ઝાળ.
મારે આંગણે નિર્ખી લો, અલિ કારજ ક્રોડ;
અંતર અગ્નિ શમે નહિ, વિના શ્રી રણછોડ.
આઠાં અંબર ઓઢણે, મુખવાસ કપૂર,
કેશર-ભીણી કંચુકી, પુરૂષોત્તમ પડયા દૂર.
પાણી તજિયા પગથિયાં, હિમે છેરે ચાર;
મારા તનનુ મારી પામણી, વાસળીધર પાખ.

**વૃત્ત**–કનક મુકુટ માથે, મોરનુ પિચ્છ સાથે,
ગુંજી મુરલી વાળો, આવતો રંગ રાતો,
નિપટ વિગળ વાગો, ભ્યોભિજે અંગ લાગ્યો;
પરિ કર નખિ વેરવી; તું મને મ્હક દેવી

જેઠ માસે કહે જોષિડાં, સકયાં નહીં ન ...
દિન કઠિન કડવા દોહલા, કયમ રાખુંરે પ્રાણ.
શીદ ધસે મલિયાગરૂ, મરૂ માધવ પાખ;
ચંદન ઘોળ્યું ગુલાબશું, સહુ ઢોળી નાંખ.
ચોબારાં મારે માળિયાં, આવે શીતળ વાય;
વાળાતણા વિંજણા ઘણા, તોય તાપ ન જાય.
અંબર વાદળ ઉલટયાં, પ્રકટયો ઘનઘોર;
રોહેણમાં ગાજે હ્યું; મારો નાથ કઠોર.
**માલિની વૃત્ત**—અહરનિશ અંદેશો, શે ન કા'વે સંદેશો;
નીરખી નગર નારી, તે સુખે હું વિસારી;
કવણું વ્રત કરીજે, દૈવને દોષ દીજે;
વણજ કરી ન ફાવી, મૂળગી ખોટ આવી.
આષાઢે ઘન ઉલટયો, ગયો ગ્રીષમ કાળ;
આમ્ર રાયણ ઓગળે; ફૂલી જાંબુની ડાળ.
ઘોર ઘટા ઘન ગાજતો, મધુરે સ્વર મોર;
દાદુર બોલે કોકિલા, લાગે કર્ણ કઠોર.
માંડી વરસે મેવલો, નાવલો પરદેશ;
વેશ વગોવ્યો વિઠ્ઠલે; લટ લાંબા કેશ.
પીતાંબર પગ પાવડી, ગાવડિયો રે સાથ;
આ દહાડે હરિ આવના, લકુટી લઇ હાથ.
**માલિની વૃત્ત**—મદન-શર મરોડી, રાધિકા થાય ચોડી;
સકળ જુગત જોડી, વિનવે વસ્ત્ર ઓઢી;
સખી વચન સુહાવે, કૃષ્ણને કોણ લાવે;
મુજ મન સુખ થાવા, નાથજીને મનાવા.
પુરૂષોત્તમ દિન પુણ્યનો, ન મળ્યા અવિનાશ;
આજ બન્યું ગોવિંદને, જેને વલ્લભદાસ;
લાડ કર્યાં નરહરિ કને, વૃંદાવન વિલાસ;
મેઘની પેરે મુકુંદજી, મુને અંબરે આશ.
મોટમ આવી રે આવડી, નાના તો નંદલાલ;
ગોવર્દ્ધન લક્ષ્મીવરે, કર તોળ્યો કાલ.
સાંભળ સખિ આવ્યું હતું, મારે કર રતન;
એકવાર પેહરી આવી ચડે, કરી રાખું જતન.

# પ્રેમાનંદ સ્વામી.

## કૃષ્ણ પ્રેમનાં પદો.

—:૦:—

### પદ ૧ લું—રાગ–ઓધવજીના સંદેશાનો.

અલબેલાજી આવો આજ મારે આંગણે, પુરો મારા હૈડા કેરી હામજો;
હળવાંને ભરજોરે પગલાં હેતમાં, આવો મારા વાલા પુરણ-કામજો. ૧
શેરીને વળાવી મેં તો સજ્જ કરી, ફુલડાં તે વેર્યાં છે ઉભી વાટજો;
કેસર ને કુંમકુંમનાં છાંટ્યા છાંટણાં, મારો વાલાજી પધાર્યા તે માટજો. ૨
અગર ને ચંદનથી લીંપ્યા ઓરડા, મોતીડાના પુરાવ્યા કાંઇ ચોકજો;
મોઘાને મળીઆગરલીપ્યા લાડમાં, મારા વાલાજીને પધરાવ્યા તે ગોખજો. ૩
ફુલડેને સમારીરે વાલાજીની સેજડી, મેવા ને મીઠાઇનો નહી પારજો;
પ્રેમાનંદના સ્વામીની જોઉં વાટડી, આવો મારા હૈડા કેરા હારજો. ૪

### પદ ૨ જું.

લટકાળાજી આવો મારે ઘેર લટકતાં, લટકામાં લોભાણું મારૂં મનજો;
ઘરમાંને ફાલીરે ફુલી હું ફરૂં, ધન્ય ધન્ય મારે આજુનો તે દનજો.
વાહતાંને આવોરે મીઠી વાંસળી, ગાતાંને કંઈ આવો સુંદર તાનજો;
પાડોસણ જોવાને ઉભી બારીએ, કરતા આવો નેણાં કેરી સાનજો.
મારગડામાં મોહન મળવા કારણે, આવીને ઉભી છે વ્રજની નારજો;
મુખડું જોઇને જાગે વાલમ વારણે, વાલા તમને પેરાવ્યાં છે હારજો.
કલ્પના વેળાએ હરી ઘેર આવજો, આવીને કોઈ ઉભા રેજો બારજો;
પ્રેમાનંદના સ્વામી સુંદર શામને; મોતીડે વધાવું વારંવારજો.

પદ ૪ થુ.

ગેરડીએ આવ્યોરે સુદર શામળો, જોતા આવે નગરની બજારજો;
ઉંચી ને અટારી આવી આગળે, જોવે વહાલો તેને વારવારજો ગેર૦
નાગરીયુ આવીને ઉભી ગોખમા, જોઇને મોટી છે શોભા ધામજો,
સાન કરી સમજાવે સુંદર શામને, મળવાને વાધ્યો છે અતિ કામજો. ગેર૦
કામકળામા સુદરવર પ્રવીણ છે, વહાલોજી છે અતિ ગુણવાનજો,
ફુલ દડો ઉછાળીને આકાશમા, સમઝાવી છે નેણા કેરી સાનજો. ગેર૦
કોઇને હા કહી કોઇને ના કહે હેતમા, હસતા હસતા આવ્યા મારે ઘેરજો,
પ્રેમાનદનાસ્વામી આજ અઢળક ઢળ્યા, કીધી કીધી મુજ ઉપર ઘણી મહેરજો, ગેર૦

પદ ૫ મુ.

હું તો વારીરે ગીરધરલાલ, મોળીડે તારેરે,
આવી અટકયા છો અલબેલ, ચીતડે મારેરે.
તમે રાજી થઇ માહારાજ, મારે ઘેર આવોરે,
હું તો તલખુ તમારે કાજ, હસીને બોલાવોરે.
મારૂં મદીરીયુ મહારાજ, પાવનુ કરવારે,
આવો અલબેલા આધાર, ચીત મારૂં હરવારે.
તમે આવતા અલબેલ, બ્હીક મ આણોરે,
મારે મદીરીયે માહારાજ, ગમતુ માણોરે.
તારૂં મુખડું જોવા નાથ, થઇ હું તો ઘેલીરે,
આવો પ્રેમાનદના પ્રાણ, છોગલા છેલીરે.

પદ ૬ ઠું

આવો રમીયા રાજીવ નેણ, નદના લાલારે,
મારા પ્રાણતણા આધાર, મુજને વહાલારે.
મારે સુખસપત સુખ ધામ, નામ તમારૂંરે,
તારા નામ ઉપરથી વ્રજરાજ, સરવસ વારૂંરે
મારે જોગ સમાધી ધ્યાન, દરશન તારૂંરે,
તારા મુખપર સામ શરીર, તનમન વારૂંરે.
તારા લટકા ઉપરથી લાલ, જાઉં હુ તો ઘેલીરે,
મુને લટકા જોના માવ, લીધી ખોળીરે
વહાલા આવા ને આવા સ્યામ, રેહ દ્રગ આગેરે,
નીજ સેવક પ્રેમાનદ, એ વર માગેરે.

### પદ ૭ મું.

મારી પ્રીતી પ્રાણ આધાર, તમ સગ લાગીરે,
ન તો ચસાત જગતની નાથ, આશા ત્યાગીરે.
એક તમે તમારા જન, તે મુને પ્યારારે,
મારા જીવડાથી નાથ, ન રહો ન્યારારે.
વહાલા તમથી વિમુખ નરનાર, પશુવત દીસેરે,
તમ વિના બીજે તો ક્યાઇ, મન નવ હીસેરે.
વહાલા કલ્પતરૂ તમે શ્યામ, સુન્દર છેલારે,
ચિંતામણી ચતુર સુજાણ, છો અલબેલારે.
બીજુ સર્વે તમ વિના શ્યામ, મીઠું ખારોરે,
મારે પ્રેમાનંદના નાથ, ભરોસો તારોરે.

### પદ ૮ મું.

નહિ મેલુરે સુંદરશામ, કુંજવિહારીરે,
હું તો દામ વિનાની નાથ, દાસી તમારીરે
તમે ગુણવંત સુખના ધામ, મારગ પાણીરે,
હું તો હાથ તમારે નાથ, જી વેચાણીરે.
જેમ રાખો તેમ રહું નાથ, એક પગે ઉભીરે,
નહી વરતુ કોઇ દિન નાથ, તમને દુભીરે.
તારા ચરણતણી રજ શ્યામ, થઇ તે ચાહુરે,
કો નત રાખુ વ્રજરાજ, તમને જે વહાલુરે.
જે કેંનુ ઘટે તે કહાન, મુજને કેહેજોરે,
વહાલા પ્રેમાનંદપર નાથ, રાજી રેહજોરે.

### પદ ૯ મું.

આવોને અલબેલારે, અલબેલા, મંદિરીયે મારે છેલારે આવો૦
શેરડીયું સુંદર વાળુ, ઓશરીયે ઢોળીયો ઢાળુરે. આવો૦
કેસર ચંદન રસ રીતે, ચતુરવર ચરચું પ્રીતેરે. આવો૦
ફુલની રચી હાર પેરાવુ, કહો તો વાલમ આગે ગાવુરે. આવો૦
વહાલા પ્રેમાનંદ એ માગે, રેહજો આંખને આગેરે આવો૦

### પદ ૧૦ મું.

છેલ વર છોગાળારે, છોગાળા, મરમાળા નેણાના ચાળારે. છેલ૦
આંખડલી કામણગારી, જાઉં મોહન મુખપર વારીરે. છેલ૦

મુખડાની મીઠી વાણી, હું તો લાવણ્યમાં લોભાણીરે. છેલ૦
મેં તો રૂપ તમારૂ જોયુ, જોઇને મન મારૂં મોહ્યુરે. છેલ૦
પ્રેમાનંદ કહે તન મન વારૂં, જીવનજી ઉરમાં ધારૂંરે. છેલ૦

### પદ ૧૧ મું.

મોહી છુ મરકલડેરે, મરકલડે, ગીરધરજી ગમીયા દલડેરે. મોહી છુ૦
મુખનો મરકલડો મીઠો, તેતો જાણે જેણે દીઠોરે. મો૦
મોહનજી મોહની છાની, ઘણે ઘાલ્યુ છેલ ગુમાનીરે. મો૦
નટવરજી નેડો લાગ્યો, સસારનો તોડયો ધાગોરે. મો૦
પ્રેમાનદ કહે પ્રીતમ પ્યારા, છો આખલડીના તારારે. મો૦

### પદ ૧૨ મું.

માડી મને જોવા દેરે, જોના દે, મોહનમા મનડુ પ્રોવા દે. માડી૦
સુદરવર શોભે કેવા, મારા મનમા રાખ્યા જેવારે. માડી૦
આ જોને સામો આવે, મને હેત કરી બોલાવેરે. માડી૦
મારા આગણીયામા ઉભો, કરે મળવાનો મનસુબોરે. માડી૦
જોઇમોહી છે વ્રજની નારી, જાય પ્રેમાનદ બલિહારીરે. માડી૦

### પદ ૧૩ મું.

સખી આજ મોહન દીઠારે, શેરીયે આવતારે,
મોરલીમા ગીત મધુરારે, ચાલ્યા આવે ગાવતારે.
આવે વહાલો હસતા ને રમતારે, ગોવાળાના સાથમારે;
ઉછળતા આવે મોહનરે, ફુલ દડો હાથમારે.
રગડાનો રાતો ને માતોરે, ચાલ્યો આવે શેરીમારે,
રસીયો જોવાને કાજેરે, ઉભી છુ ગોખમારે.
મોહનજીનુ મુખડુ જોયુરે, ઘુઘટની ઓટમારે,
જોઇને ઘાયલ થૈછુ રે, નેણા કેરી ચોટમારે.
હૈયાપર હારજ લેહકેરે, રહ્યું મન મોહીનેરે.
એહની પ્રેમ સખીના નાથનેરે, રહી છુ જોઇનેરે.

### પદ ૧૪ મું.

સખી આજ સાંજને ટાણેરે, આવે વાલો ઝુલતારે.
સખાને ગળે બાંહડલીરે, નાખી આવે ડોલ.
સખી અલબેલો આવીરે, ઉભા મ ્કહાને.
વાનાને વધાવા મોતીડેરે રૂ ક નરીને તાને

ગલીની ભીડ ઘણેરીરે, શેરી અતી સાંકડીરે;
મેં તો માહી મરમ લહીનેરે, નાંખી ફુલ પાંખડીરે.
ચતુરાઇ અદ્ભુત દીઠીરે, સુંદરવર કહાનમાંરે;
ફુલ દડો ઉચો ઉછાળીરે, સમજાવી સાનમાંરે.
નેણુંમાં નેહ ઘણેરોરે, મધુરી હાસ કરીનેરે;
ચાલ્યા પ્રેમ સખીનો વહાલોરે, મન ચીત પ્રાણ હરીનેરે.

પદ [illegible]૫ મું.

સખી અલબેલે વહાલેરે, કામણ મને કીધલાંરે;
મોરલીમાં મંત્ર ભણીનેરે, મન મારાં લીધલાંરે.
મોહનજીએ મોહની નાખીરે, મીઠાં ગીત વેણુનીરે;
કાળજડું કોરીને પેઠીરે, ચપળતાં નેણુનીરે.
સખી જલ ભરવા ગઇતીરે, જમુનાના ઘાટમાંરે;
અચાનક આવીને મળીયારે, ભુજ ભરી વાટમાંરે.
ને દહાડાથી ઘેલડી કીધીરે, નંદને ગોવાળીયેરે;
એહની મુને વશ કરી લીધીરે, મોહન વનમાળીયેરે.
મન મારૂં ઝંખીને રહ્યુંરે, ક્યારે દેખું નંદનો લાલોરે;
હવે એહની પ્રેમ સખીનેરે, ક્યારે બોલાવશે વહાલોરે.

# મુક્તાનંદ.

—— ૦. ——

## પ્રેમલીલા.

### પદ ૧ લું-રાગ ધોળ.

મારે પ્રીત બધાણીરે, કે શામળીયા સંગે,
મારૂ મન રંગાણુરે, કે રમીયાને રંગે
જેનું રૂપ જોઇનેરે, કે મન મારૂ મોહી રહ્યુ,
મારે હરીવીન બીજુરે, કે સુખ વીખતુલ થયુ
મીઠી મુખડાની વાણીરે, કે સુણી હું તો લોભાણી,
તજ્યુ હરી વીના બીજુરે, કે દુખદાયક જાણી.
નથી લોક લજ્યાનેરે, કે હરી વરને ગમતા,
મારે હોમ ઘણી છેરે, કે રસીયા સંગ રમવા
હવે નીમખ ન મેલુરે, કે નટવરને ન્યારા,
વહાલો મુક્તાનંદનોરે, કે પ્રભુ મુને અતી વાલા.

### પદ ૨ જું.

મેં તો સગપણ કીધુરે, કે સુંદરવર સાથે,
મરણા કરી પુરણુંરે, કે હરીવર ગ્રહી હાથે
મેં તો જપ તપ તીરથકે, કે સાધન નવ્ય કીધુ,
મારૂ મન મોહનથકિરે, કે સર્વ કારજ સીધ્યું
જેનું ધ્યાન ધરેછેરે, કે અજ શંકર જેવા,
તેના ચરણ કમળનીરે કે મલી મુજને સેવા
મુને કીધી પોતાનીરે, કે હરી અંતરજામી,
થયા રમીયોજી રાજીરે, કે બળવંત બહુ નામી
મારે સામ સુંદરશુંરે, કે દૃઢ લગની લાગી,
વહાલે મુક્તાનંદનેરે, કે કીધી મુને બડભાગી

મારો જીવ જડાણોરે, કે સામળીયા સંગે;
હું તો રસીક પ્રીતમનેરે, કે આતી રાચી રંગે.
મેં તો વાત વીસારીરે, કે જુઠા જગ કેરી;
મારે મન વરીયા છેરે, કે લટકાળો લેરી.
હું તો થઇ બડભાગીરે, કે હરી સંગ હેત કરી;
વહાલો મુક્તાનંદનોરે, કે વરી મજરાજ હરી.

પદ ૪ થું.

નયણું નીસાનેરે, કે મન મારૂં લીધું હરી;
શામળીયાને સંગેરે, કે હવે હું તો એઠી ઠરી.
મોહનવરવોણુંરે, કે પલ નવ જાય રહ્યું;
એનું સુખડું અલૌકીકરે, કે મુખ્ય નવ જાય કહ્યું.
મેં તો હરીવર સંગેરે, કે જાણી રસ રીતલડી;
ટલી પીડ બ્રહ્માંડથીરે, કે હવે મારે પ્રીતલડી.
મારૂં મન હરીવોણુંરે, કે આળગું નવ ડોલે;
ગુંજારતન ગણું નહીંરે, કે હવે હું તો અંક તોલે;
થઇ વીમળ વીવેકીરે, કે હરીવરને પામી;
વહાલે મુક્તાનંદરે, કે ઝાંયો કર બહુ નામી.

તમ કારણ મેં તો શામળારે, સર્વે તજ્યો સંસાર,
તમસંગ બાંધી પ્રીતડી, મારી અલબેલા એક તાર  છો૦
મંદીર મારે આવજીરે, રહો રસીયા સુખ દેણ,
મનડું મારૂં જોઇને, મારા તૃપત ન થાયે નેણ.  છો૦
આશ ઘણી છે અંતરેરે, શું કહી દાખું સુજાણ,
તમસંગ રમવા કારણે, મેં તો કીધું તન કુરબાન.  છો૦
અણદીઠે અલબેલડારે, પલક કલ્પ સમ થાય,
મુક્તાનંદના નાથજી, હવે તમ વીના કેમ રે'વાય  છો૦

પદ ૭ મું.

મે તો તમ સંગ જોડી પ્રીત, શામ સુહાગીરે,
તારૂં રૂપ જોઇ નટરાજ, લગની લાગીરે.  ટેક૦
સુંદર નેણ સોહામણારે, કુંડળ ઝળકે કાન,
હસતું વદન વિલોકતાં, હું તો મગન થઇ મસ્તાન  સામ૦
ભાલ વિશાળ વિરાજતુંરે, શીશ સુરંગી પાઘ,
ફુલડાના તોરા જોઇને, મારે અધિક વધ્યો અનુરાગ  સામ૦
હીડળતા હુંજ હારમારે, ભમર કરે ગુણગાન,
છબી ખુંતી અંતરેરે, મન માન્યું છે ભીનેવાન  સામ૦
નેણાની સાને નાથજીરે, શામ કરી ચકચૂર,
મુક્તાનંદના નાથજી, હવે નીમેખ ન મેલું દૂર.  સામ૦

પદ ૮ મું.

શાને નાવો મંદીર મારે શામ, કારણ કોનેરે,
તમે મેલી મનની તાણ્ય, રસબસ રોનેરે.  ટેક૦
એક તમારો આશરોરે, એક તમારી આશ;
અવગુણ ઉરથી વિચારજો,અમને જાણી પોતાના દાસ  કારણ૦
લોકલજ્જા દીધું આપિયુંરે, શું અમે બોલું શામ,
અમ સંગ અંતર શું કરો,તમને અરપ્યાછે તન ધન ધામ  કારણ૦
કપટ ન રાખું કાનજીરે, તમ સંગ એક લગાર,
જીવન દેરી છો જાદવા, મારા પ્રાણ તણા આધાર.  કારણ૦
મારેતોમોહન એક છોરે, અમ જેવા તમનેઅનેક,
મુક્તાનંદના નાથજી, તમથી કેમ કરી રાખું ટેક.  કારણ૦

—— o ——

### પદ ૧૫ મું.

અનુભવીને અંતરે, રહે રાગ વાગેરે,
તે બોલે તે સાંભળે, દ્રષ્ટિ પ્રકાગેરે. અનુ૦
જ્યાં જુવે ત્યાં શામજી, બીજુ ન ભાગેરે;
બાલ દેખી ભુલે નહી, અનુભવ ઉન્મગેરે. અનુ૦
કેશરી કેશ ગધથી, કરી કોટ ત્રાગેરે;
આતમાના ઉદ્યોતથી, અજ્ઞાન નાસેરે. અનુ૦
હું ટલ્યે હરી ઢુકડા, તેટલાય દાગેરે,
મુક્તાનંદ મહા સંતને, પ્રભુ પ્રગટ પાગેરે. અનુ૦

### પદ ૧૬ મું.

અનુભવી આનંદમા, ગોવિંદ ગાયેરે,
પ્રીત કરી પરિબ્રહ્મસુ ભવમા ન આવેરે. અનુ૦
મરજીવાને મારગે, જન કોઇક જાયેરે;
પેહલું પરકે મોત તે, મુક્તાફળ લાહેરે. અનુ૦
વેગે વહેતા વારીમા, પ્રતીબીંબ ન ભાસેરે,
તેમ ડગમગે દીલ જ્યા લગી, નવ્ય બ્રહ્મ પ્રકાગેરે. અનુ૦
બ્રહ્મરૂપ થઈ બ્રહ્મને, જોવે તે જાણેરે,
એવા જીવન મુક્ત જનના, ગુણ દેવ વખાણેરે. અનુ૦
કાયા માયા કુડ છે, જેમ વ્યોમ છાયારે;
મુક્તાનંદ ગુરૂ મુખીમા, પદ સમાયારે. અનુ૦

---

# નિષ્કુળાનંદ.

## હરિ ભજવા વિષે.

### પદ ૧ લું.

માનો મળી છે મોટા વાત, હાથ આવા તે ન હારજોરે;
કરી જતન દીવસ રાત, સુતા બેગ જગાડજોરે.
સાચો મલ્યો છે સતસંગ, અંગે અચળ કરી રાખજોરે,
રખે ચડે બીજાનો રંગ, એવું કહાપણ દુર નાખજોરે.

લઇ બેઠા છો મોટો લાભ, બેઠીયું રણ બ્રહ્મનેરે;
નહિ તો દુખનો ઉગત ડાભ, માની લેજો એ મર્મનેરે.
આજ પામ્યા છો આનંદ, વામ્યા દારુણ દુખનેરે;
એમ કહી નિષ્કુળાનંદ, રખે મુકતા એવા સુખનેરે.

## પદ ૨ જું.

ઘણું મોંઘા જે ઘનશામ, નાવે નજરે તમને કોઇનેરે;
અક્ષરવાસી આદુ જાગ, જેને રહ્યા છે અખંડ જોઇનેરે.
અતિથૈને દીન આધીન, નિત્ય નમાવે શીશનેરે,
લગની લગાડી લેહલીન, જોઈ રહ્યા છે જગદીશને
એવા મુક્તને મળવા કાજ, મોટા ઇછેછે મનમાંરે
શિવ બ્રહ્મા ને સુરરાજ, તે તો તલખે છે તનમાંરે
એવા દેવતાનાં દરસન, થાતાં નથી થોડી વાતમાંરે
નિષ્કુળાનંદ વિચારો મન, આવોરે હરી બેમીએ એકાંતમાં

## પદ ૩ જુ.

ક્યાં જીવ ક્યા જગદીશ, જાણો જુજની એ જાત છેરે
મર આપીગે સોમો શિશ, તોય વણુ મલ્યાની વાત છેરે
ક્યાં કીડી કરી ગેળાપ, ભેળો થાવા ભારે ભેદ છેરે
ક્યાં પુરણ પુરષોત્તમ આપ, ક્યા જીવ જેને બહુ કેદ છેરે
અતી અણુ, મળ્યાનું એહ, મળવું માયીક અમાયીકનેરે
તે તો દયા કરી ધરી દેહ, આવે ઓધારવા અનેકનેરે.
ત્યા થાય એનો મેળાપ, જારે નરતન ધરે નાથજીરે;
કહે નિષ્કુળાનંદ આપ, તારે મળાય એને સાથજીરે.

## પદ ૪ થુ.

એવા મળ્યા છે મહારાજ, જે કોયે મર્વના શામછેરે;
વળી રાજ એ અધીરાજ, એને આધારે સૌ ધામછેરે.
ધામ ધામના જે રેહનાર, હાજર રેહછે જોડી હાથનેરે;
કરી આરત્યે શુ ઉચાર, શિશ નમાવેછે નાથનેરે.
શિવ બ્રહ્મા ને સુરેશ, દેવ અદેવ રેહ છે ડરતારે;
જેની આજ્ઞામા દેવેશ, ગથી સુરજ રેહ છે ફરતારે.
જેપે કાળ માયા મનમાય, અતીઘણું અતરમારે;
કેહે નિષ્કુળાનંદ કાય. શુ પપુ ડરને તેના ડરમાંરે.

પદ ૫ મું.

એની આગન્યા જો, આપણ કોણ ગણતીમાં આવીયેરે;
શીદ રોળીને ડાહાપણ, મમત્ત્વ થયાણા દસાવીએરે.
જેણે રચ્યું આ જગત, જોને જુગતી જાસનુંરે;
જોતાં મુંઝાઈ જાય મત્ય, એવું કર્યું ભાસ ભાસનુંરે.
એણે કર્યું એવું એક, થાય નહીં જરર જાણીયેરે;
પણ કરશે એ વીવેક, શીદ અભિમાન આણીયેરે.
મેલી ડાહાપણ ભોળાપણ, રહીયે દાસના દાસ થઇનેરે;
કહે નિષ્કુળાનંદ આપણ, તો વસીયે લાભ લઇનેરે.

પદ ૬ ઠું.

જે જે હરીયે કરીયુ હેત, એવું કરે કોણ આપણેરે;
માત તાત સગાં સમેત, માન્યા સનેહી ભોળાપણેરે.
જોને ગર્ભવાસની ત્રાસ, ટળે કેમ ટાળી કોયનીરે;
તે પણ ટાળીને અવિનાશ, રાખે ખબર અન્ન પયનીરે.
વળી સમે સમે સંભાળ, જાણે કરે હરીજનનેરે;
બીજું એવું કોણ દયાળ, ક્યારે ગનાય નહીં મનનેરે.
એમ સમજ્યા વીના જન, આવે કુમતાઇ અંગમાંરે;
કહે નિષ્કુળાનંદ વચન, પછે મન માને કુસંગમાંરે.

પદ ૭ મું.

જ્યારે ગણ્યો પોતામાં ગુણ, જાણ્યું હું પણ છોં કોય કામનોરે;
તારે કોને વાધ્યો ફુણ, લેતા આશરો સુંદર શામનોરે.
જ્યારે કરી દીનતા ત્યાગ, અંગે લીધો અહંકારનેરે,
તારે ગમ્યાં માયાને લાગ, ખરો કરવા ખુવારનેરે.
પછે પ્રભુ પામવા કાજ, જેજે કર્યું તું આ જગમાંરે;
તે તો સર્વે ખોયો આજ, પડયો હાઉકો જગ ફંદમાંરે.
એવા મુરખ નીમી રાત, એને અર્થે નથી આવતીરે;
કહે નિષ્કુળાનંદ વાત, હરિભક્તને મન ભાવતીરે.

પદ ૮ મું.

આવી અરથની જે વાત, કોયે ન રહે તારે અગમાંરે;
તારે સુખી થાશે સાક્ષાત, પછે સમજી સતસગમાંરે.
થઇ ગરીબ ને ગ્રન્જવાન, શિષ્ય થઇ રહે સર્વનોરે;
મેલી મમતા ને માન, ત્યાગ કરે તન ગર્વનોરે.

ઓછી ખોટય ન રાખે કોઈ, ભલી ભક્તિ ભજાવવારે;
એક રહે અંતર માંહી, તાન પ્રભુને રીઝાવવારે.
એવા ઉપર તે શ્રી ઘનશામ, સદા સર્વદા રાજી રેયછેરે
મારે નિષ્કળાનંદનં માનં એમ સરવ સંત કેયછેરે

રતીરૂપ તણો ગર્વ મુકીને ખસી જે;
રસીકરાયની રૂદે સદા તું વસી જે. રાધે૦
મદનમોહનનું મન હર્યું મદનમોહની જે;
નથી રંગી તુંહી રંગી છબી સ્નેહની જે. રાધે૦
સકળ ભુપમાં તું જોનાં લાં'યો શ્રીહરી જે;
ઉમા રમા ને સાવીત્રી રાચી પુરી જે. રાધે૦
તહારી ઉપમા સરીખુ બીજું કો નથી જે;
થયા ઉત્તમ કવિ વેદ સ્મૃતિ નેમથી જે. રાધે૦
રસીક રૂપ જુગલ વસો રૂદેમા હરી જે;
સેવક દાસ દયાને સુખ દાતા તુંહી જે. રાધે૦

પદ ૩ જું.

મારગડે આવોરે અલબેલારે મારે આંગણે;
નવ દીઠે મુને થાય ઘણો સતાપજો.
મોહનજી મેહેલાં નીચે આવજો;
હૈડા મધ્યે જુવો વિચારી આપજો. મારગ૦
રામ રમતાં બોલ્યા તે તો પાળીએ;
સીદ જોઠું આલ્યુ મુજને વચનજો.
વચન વદેલુ વેંચી આવા કપમ થયા;
પ્રથમજાણુતતો સોપત નહિ તનમનધનજો. મારગ૦
પ્રીતલડી કીધી તો હાવે પાળીએ;
વચન બોલ્યા તે મિથ્યા કાંઈ નવ થાયજો.
અમજની શિખામણ દઊં શામળા,
વાયદા દેઇને રીઝ અમને તું વાયજો. મારગ૦
કામણગારા કહ્યાં અમારાં માનીયે,
કહ્યા વિના તો અમથી નવ રહેવાયજો.
મનમાં અકળાવું પણ જાતે છુ માનુની,
શ્રીવીઠલ વર કરજો મારી માહાજો. મારગ૦
એકાંતે આપણ મળીએ એક સ્થળે;
રસ્તે દુર્જન દેખી કરશે વાતજો.
દયા પ્રીતમના સ્વામી શરણે રાખજો,
તરછોડીને શીદને જાઓ ધાટજો. મારગ૦

### પદ ૪ થું.

તેં તો કાંઇ કીધુંરે કહાનુડા, ચિત્ત ચોરી લીધુંરે છેલડા;
કાલજ મારૂં વીંધ્યુંરે અલબેલડા. તે તો કાંઇ૦
વ્રજ લાડીલો વહાલો બહુ લાગે, મુખડું જોતાંમાં મનોજ મુને જાગે,
વાહાલા હું તો ઠગાઇ મંદ હસણીને દાગે, મારી લુંટી લીધી લાજ;
રાજ કાંઇ કીધુંરે, મહારા રાજ. તેં તો કાંઇ૦
માંને નવ મનડું મહીયરીઆમાં, સાસરડે ન સોહાય,
જ્યાં જાઉં ત્યાં જંપ વળે નહિ, તાલાવેલી તનમાં થાય;
હું ફટકારી ફરૂંરે, મહારા રાજ. તેં તો કાંઇ૦
બાલપણેથી મુને એ લખ લાગી, કેમ જાશે જનમારો,
પરાધીન હું અબલારે, ક્યમ નીભાવ હાવાં મારો;
સુઝે નહી હવે ક્યમ કરૂંરે, મહારા રાજ. તેં તો કાંઇ૦
ભોજન ન ભાવે મને નીંદ્રા ન આવે, આઠ પહોર ઉદાસી,
ભીમે ભીસેરે મુને સગાં સંતાપે, લોક કરે છે મારી હાંગી;
દરદમાં ડુબી ગઇરે, મહારા રાજ. તે તો કાંઇ૦
ઘટમાં વસો એમ ઘરમાં વસો કે, ઘેલી કહોની મુજને,
તારા કરમાં સરવસ સોંપ્યું, પાગ પડું છું હું જો તુજને;
દયાના પ્રભુ દીન થઇરે, મહારા રાજ. તે તો કાંઇ૦

### પદ ૫ મું.

ઉભા રહોની અલબેલા મહારા વહાલા, એમ છેક છક્યા શું દીડતાજી;
મનમાં મહેર ધરોની મહારા વહાલા, અમ આતુર જાણી શું પીડતાજી.
પીડા તુંને શી દીધી અમો અબલા, એમ શું અલબેલો બોલેજી;
તહારા ડહાપણમાં ખાપણ લાગે છે, તું તો ધ્રડ થઇ શું ડોલેજી.
દાવ તમારો આવ્યો છે દામોદર, જે કહેશો તે સાચુંજી;
આગળ પહેલાં જે મેં તમને નચાવ્યા, તે તો હું તમ આગળ નાચુંજી.
હેતું બોલવું નવ ઘટે હો નારી, નાચ્યાનું ન લેશો નામજી;
નિર્લજ થઇને નાકજ ઘસવાં, વહાલી અમ સરખાનું કામજી.
વિરહ વેદના વેઠે તે જાણે વહાલા, પ્રીત પીડયા નથી સહેલીજી;
સામાને શીખામણ દેતી, તે આજ થઇ છું ઘેલીજી.
ઘેલી તુંને કોણ કહે છે, તારા ડાહાપણનો નહિ પારજી;
તે દહાડો ક્યમ વિસારી હો વામા, ઘેલો કહેતી નંદકુમારજી.

કહ્યું કહ્યું તે માન્યું નહિ કાંઇ, મોહજી પામ્યું છે મારૂં મનજી;
અબળા કશો અપરાધ અમારો, મેં તો આપ્યું છે તન મન ધનજી.
મહયાને કોણ મારે હો માનુની, તું મનમાં કરને વિચારજી;
દયાનો પ્રીતમ આલીંગન દેવા હવે, તું મહારા હૈડાનો હારજી.

પદ ૬ ઠું.

આ જોની આવળેયો, મુજને આળ કરે આચારે બેની;
જોયા એના ઢગ, કહું આ કયમ ઢાંકુ હાવારે બેની.
એને તો એ ટેવ પડી, હરીજન કાગ માનેરે બેની,
સઉ સામરીયાને સોપે છે, વાઉ તે કહાની બેની.
મુજને બોલાવવા મારે, એ જાય નખરૂં કરતોરે બેની;
કુડુ કડવું વેણુ કહું, તે મનમાં નથી ધરતોરે બેની.
એક અવસ્તા, રૂપે, સરખાં, હું ને હરી બંનેરે બેની,
વાંક નથી લોકડીઆંનો, સઉને આવે સંદેહ બેની.
જ્યાં જતી દેખે મુજને, ત્યાં એ પુંઠે આવેરે બેની;
હું તો નીચું જોઇ ચાલુ, એ વારેવારે બોલાવેરે બેની.
વાંકી દ્રષ્ટે મુજ મુખ સામુ, નીત્ય રહે છે નીરખીરે બેની;
એ તો વાર્યું નહિ માને, મેં આંખડલી પરખીરે બેની.
ના બોલું તો સમ દે આવરા, પાલવડો ઝાલેરે બેની;
ત્યારે અણગમતું, બોલ્યાવણ કયમ ચાલેરે બેની.
કાંઇ કાંઇ વાત અટક્યાવી, છાની મુજને કહેછેરે બેની,
પ્રીતમ દયાનો મુજપર, નેણ નચાવી હસી દે છેરે બેની.

પદ ૭ મું.

એપર કેહ હું સહુ સમજું, શીદ બીક ધરી બોલેરે હેલી;
એ નટવરને નીરખી, કહે કહોનુ મન ના ડોલેરે હેલી.
નેણ બાણ એ નન્દકુંવરનાં, કહોને ન વાગેરે હેલી,
રસીગો રૂપ તણું તે હેરૂં, ગમને વહાલો લાગેરે હેલી
પાગે લાગીને પણ એથુ, પ્રીત કરી જોઇએરે હેલી;
તે સામા શામલીઓ ઇચ્છે, કામ મનમાં મોહીએરે હેલી.
મદ હશીને મધુર બોલે, લાવણ્યને લટકેરે હેલી;
તે સુખ માટે બહુ દુઃખ સહીએ, તે પણ નવ ખટકેરે હેલી.

એક દીવસ વાંકી દ્રષ્ટે, મુજને ન્યાલી વહાલેરે હેલી,
તે કટાક્ષ મુને નથી વીસરતુ, કાલજડામાં સાલેરે હેલી.
ગોકુલની ગોરી સૌ એને, ઇચ્છે એ હું જાણુંરે હેલી;
ગુમાન એ આગલ નથી નભતું, સૌનુ મન લોભાણુંરે હેલી
તે કોઇ સામુએ નથી જોતો, અથડાયે હાલીરે હેલી;
હું તારૂં તો ભાગ્ય વખાણું, એને તું છે વહાલીરે હેલી.
એવા વચન સખીના સુણતાં, સૈયર મુખ મલક્યુંરે હેલી;
દયા પ્રીતમસુ હેત હૈયાનુ, લોચનમાં ઝલક્યુંરે હેલી

પદ ૮ મું.

તે ચિતડું મહારૂં ચોર્યુંરે, છેલ છબીલા,
કાલજડું મહારૂં કોર્યુંરે, રાજ રંગીલા.
રીતે તો સ્ત્રીનો મોહ, પુરૂષ સહુને તે પીડે,
છલતો હીંડેરે, છેલ છબીલા. તેં ચિ૦
વહાલાજી નજરની મોહની ન્યારી, તે વાત સાચી;
તુજ આગલ વિદ્યા કાચીરે, છેલ છબીલા. તેં ચિ૦
વહાલા હોય અબલા આતુર, તો પણ આતુરતા નવ દાખે,
તું ઘેલી કરી નાખેરે, છેલ છબીલા. તેં ચિ૦
દયાના પ્રીતમ મુજ મંદીર આવો, તો ભાગ્ય મોટું,
સેજલડીએ પાય પખોટુંરે, છેલ છબીલા. તેં ચિ૦

---

## કૃષ્ણ સ્તુતિ.

# દેવાનંદ.

—:o:—

## કૃષ્ણ ભજન.

### પદ ૧ લુ–રાગ પરભાતી.

જાગોને મારાજગના જીવન પ્રાણ,વાલમ વહેલા જાગોને. ટેક
માત જશોદા કહાન જગાડે, ભાવે કરી ભગવાન,
ઉઠોને અલબેલા કુવર, સુંદર શ્રીનિવાસ. વાલમ૦
વ્રજનારી તજી દોણુ વલોણુ, ઇચ્છે દરશન દાન,
શંકર ડમરૂ ડાક વજાડે, ઘેરે સ્વરે કરી ગાન. વાલમ૦
જુવે તમારૂ મુખ મનોહર, કામણગારૂ કાન,
દેવાનંદના નાથ અલોકીક, ડોલરીયા દીલ દાન વાલમ૦

### પદ ૨ જુ.

ઉઠોને મારાઆતમનાઆધાર, કોમળ દાતણ કીજીયે. ટેક.
જમુનાનું જલ ઝારી ભરીને, સુંદર શામ ધરેલ,
કંચનકેરૂ પાલું લાવી, રસીયાજી રંગરેલ. કોમળ૦
આવીને મારે આંગણે બેસો, અલબેલા અલબેલ;
દાડમ કલીયું દાંત સુધારો, સુંદર રંગ ભરેલ. કોમળ૦
મુખ મજન કરો મનમોહન, શામળીયા સુખ દેણ,
દેવાનંદ કેદ માવા પધારો, રસીયા રાજીવનેણ. કોમળ૦



# કઠણ શબ્દનો કોશ.

અંગહાર—અંગવિક્ષેપનો હાર અભિ
નયવાળુ નૃત્ય
અંતરંગ—મનની અંદર કરવાના ચાર
સાધન શ્રવણ, મનન, નિદિ
ધ્યાસન અને તત્પદ તથા ત્વં
પદનુ શોધન
અકૂપાર—સમુદ્ર
અક્ષર—અવિનાશી, કૂટસ્થ, મહાત્મા
અક્ષરાતીત—પરબ્રહ્મ
અખિલ—આખુ પૂર્ણ
અગાધ—અપાર
અઘો—પીડા, ગીરદી, ખીચડો
અજાતઅરિ } યુધિષ્ઠિર
અજાતશત્રુ }
અંજન—લાખા
અજિત—ન જિતાય એવુ [શાખા
અજ્જુકા—નાટકમા નાચનારી, નાટક
અજ્ઞાનાવૃત્ત—અજ્ઞાનથી વીંટાયલુ
અટક—શરત, પ્રતિજ્ઞા
અણરણુ—વગર પગ
અતનુ—કામ
અતાપ—બળતરા, બળાપો [વિપ્ર
અધ્વર (અધ્વર્યુ)—યજ્ઞમા વરેલો મુખ્ય
અદ્વૈત પદાર્થ—એક બ્રહ્મરૂપ પદાર્થ
અધક્ષણુ—અધોક્ષજ (મોક્ષ આપનાર)
અધોક્ષ—અન્દર
અધ્યાત્મ—આત્માની જ્ઞાન શક્તિ વ
ધવા તેનુ સાધન, બ્રહ્મજ્ઞાન
અનભે—ભય રહિત

અનાદિ સિદ્ધ—કોઇ કાળે ઉત્પન્ન થ
યેલો ન હોઇને સદા સદ્રૂપ
અનામીક—કૈટ [સનાતન
અનાહત—આ બાર પાખડીનુ ચક્ર હૃ
દયમા છે, તેમા તેજોમય
અગુષ્ઠ પ્રમાણ એક મૂર્તિ છે,
તેનુ ધ્યાન કરવાથી ઇચ્છિત
ફળ મળે છે
અનિર્વચનીય—જેને સત્ અસત્—ખરી
કે ખોટી—નિત્ય કે અનિત્ય
ન કહેવાય એવી
અનુગામી—પાછળ જનાર.
અનુબંધ ચતુષ્ટય—અનુબંધરૂપી બાણ
અધિકારી, વિષય, સંબંધ અને
પ્રયોજન, એ ચાર અનુબંધ
ચતુષ્ટય
અનુસ્યૂત—પરોવાયલો
અનોપ—ઉપમા અપાય નહિ એવો
ઘણો સખત
અન્નપ્રાશન—અન્ન ખવડાવવાનો સંસ્કાર
અન્યત—બીજુ (બધુ)
અપનર્યું—આડે આવ્યુ, ફરયુ
અપર્મિત (અપરિમિત)—વિશાળ માપ
નહિ તેવુ, જેની બરાબરી
કરી શકે નહિ તે
અપવર્ગ—મોક્ષ, સ્વર્ગ લોક
અબધિ (અબ્ધિ)—સમુદ્ર
અબલખ—એક જાતના ઘોડા
અબાધ્ય—વશમા રહે નહિ એવી

અબુદ્ધ-જેને બોધ થયેલ નથી એવુ,
જ્ઞાન રહિત
અબૂઝ-મૂર્ખ, અજ્ઞાન
અબ્ધિજા (અબ્ધિજા)-લક્ષ્મી
અભગ-આખુ
અભિરામ-સારૂં, સુન્દર
અભિવ્યક્તિ-પ્રકટપણુ
અભેદતા ઐક્ય, જુદા નહિ હોવાપણુ
અયમાત્મા બ્રહ્મ-આ આત્મા બ્રહ્મ છે
અયુત-દશ હજાર
અયોની-સ્વય જન્મેલ
અરિષ્યા-ઇર્ષ્યા
અર્ઘપાદ-હાથમા અર્ઘ આપી પગને ધો
ઇ ચદન સહિત પૂજા કરવી તે
અર્ઘ્ય-જળાદિકથી ભરેલુ પાત્ર
અલાપ-ગાતી વખતે તાન લેવુ તે
અલ્પધી-થોડી બુદ્ધિવાળો મૂર્ખો
અળવ-અટકચાળુ
અવગત-જાણેલુ
અવયવ-સમુદાય
અવાતર-ગૌણ
અવિચાર-ધ્યાનમા લેવુ
અવિધાર-નિશ્ચય
અસગ-સગ રહિત
અસન-(તીર વગેરે કોઇ પણ જાતનુ
હથિયાર) ફેંકવુ
અસુ-પ્રાણ
અસૂયા-પરાયા ગુણોને વિષે દોષ
દેખાડી આપવારૂપ દુર્ગુણ
અહંબ્રહ્માસ્મિ-હુ બ્રહ્મ છુ
અહમેવ-અભિમાન, ગર્વ

આંચ-ઉપાધિ
આઇ-મા

આકરણાતક-કાન સુધી
આકર્ષ્યો (આકર્ષ્યો)-ખેંચાયો
આખેટ-શિકાર
આગમ-શાસ્ત્ર
આગળી-ઉપરાત
આચારી-રાજાનો પુરોહિત
આજ્ઞા ચક્ર-આ બે પાખડીનુ ચક્ર છે
એને અગ્નિ ચક્ર પણ કહે છે
એ ચક્ર બે ભ્રમર વચ્ચે છે,
તેને વિષે અગ્નિની જ્વાળા
સરખા તેજવાળી કોઇ અ
લૌકિક મૂર્તિ છે તેનુ ધ્યાન
કરવાથી પુરુષ અજરામર
થાય છે
આજ્યેઅણાર-ઠગનો
આઠેવાગે-જ્યા ત્યા
આતા-હવે
આત્માનંદ-હર્ષ શોક રહિત અવસ્થામા
કલ્પના રહિત મનને જ્ઞાન
માત્રથી જે આનદનો અનુભવ
થાય છે તે
આદ-આદાપ
આદ્યશક્તિ-દેવી, અબા વગેરે
આપ-શરીર
આપસ્તબ-એ નામના ઋષિએ કરેલા
આપોઆપુ-પોતાની મેળે [ ગ્રંથો
આપોષણ-જમતા પહેલા દેવોને બલિ
આપવાની વિધિ
આફણીએ-યે-પોતાની મેળે, સહજ
આભો-ચકિત, ચિત્ત ભ્રમ
આમટા-પોતાનુ કાર્ય ન થવાથી ખિન્ન
આયાસે-વગર શ્રમે [ ગીર થવુ.
આયાસ-મહેનત
આરત-ગરજ. (આર્ત) પીડિત

આર્તનાદ-કલ્પાતનો અવાજ
આરૂઢ-ઍઠેલો
ગાલપપાવ-ભોળા માણસને ખોટું ખોટું સમજાવવું તે, ભૂત ભ્રમ, મિથ્યા ભાસ
આવર્ણ (આવરણ)-અજ્ઞાનરૂપી પડદો
આશાગત-આશાવાળો [પાત્ર
આસકી-પ્રીતિ, આસકી આપવાનું

ઇન્દિરા-લક્ષ્મી
ઈન્દ્રપવિ-ઇન્દ્રનું વજ્ર
ઈમકારી-ઉશ્કેરી

ઉચ્છિષ્ટ-છાંડેલું જુઠ્ઠું ખાધા પછી
ઉજાડ-નુકસાન [વધેલું
ઉજેહ-ઉંચું
ઉત્તગ-ઉત્તમ
ઉધરી-ઉદ્ધરવું, મુક્તિ થવી
ઉમશી-શ્વાસનું ભરાઇ આવવું
ઉપકઠ-કીનારો
ઉપદેશા-ઉપદેશ કરનાર
ઉપપાદન-સાબીત
ઉપરામ-વિરતિ વિષયમાંથી વિરામ પામીને સકળ સાધન તજવા તે
ઉપસ્કર-સાધન, સરસામાન
ઉપોષણ-અપવાસ
ઉફરાટો-દુશ્મન
ઉલુખલ-ખાડણીયું
ઉવેખે-નિંદા કરે ઉખેડે લજે
ઉષ્ટ્ર-ઉંટ

ઊર્ધ્વ-ઉંચું

એકના એકપણું

ઓંકાર-પ્રણવ અ (પાલન કરનારી શક્તિ) ઉ (સંહાર કરનારી), મ (ઉત્પન્ન કરનારી) મળી થયેલો વેદનો જ્ઞાનદર્શક શબ્દ
ઓ સ્વસ્તિ-કલ્યાણ થાઓ
ઓધે જરી-વશ પરંપરાને અનુસરશે
ઓડી-હાથ ધરી
ઓદન-ભાત
ઓબળો-આમળો
ઓસરૂ-ઓસરવું, પાછું હઠવું ડરવું

કંદરા-ગુફા
કિંચિત્-જરા, હલકો, વિસાત વગરનો
કુંજર-હાથી
કુંઠિત-બુઠ્ઠો, રોકેલો
કેંદ્રસ્થાન-જન્મ કુંડળીની વચલી ચો કડી-ચાર ખાના
કતનકપણું-નિંદા કરવા યોગ્ય
કનિષ્ઠ અધિકારી-આત્મા ચૈતન્યને વિષે જેને કાયરૂપ કર્મનો અધ્યાસ [હોય તે
કપોલ-ગાલ
કમાયા અવિદ્યા, દુષ્ટ માયા
કરાળી-વિકરાળ
કર્દમ-કાદવ
કર્દમમાસ-માસનો કાદવ
કર્દમિલા-સમગા નદીનું બીજું નામ (કાદવવાળી)
કર્મકાંડી-યજ્ઞાદિક કર્મ કાંડને આચરનાર
કર્મણા-કામ, ક્રિયા
કર્માધર્મી-પૂર્વ કૃત કર્મ પ્રમાણે અને પૂર્વ કૃત ધર્મ (પુણ્ય) પ્રમાણે
કલિમલ-કલિયુગમાં થયેલો પાપરૂપી મેલ [જેવી ચેષ્ઠા
કલિવત્ ચેષ્ઠા-ક્લેશ ઉત્પન્ન કરનારાના

